વર્ષ દસમું
માસ પહેલો
અંક ૧૦૯ મો

# કુમાર

જાન્યુઆરી ૧૯૪૦

—: લવાજમ :—
હિન્દ રૂપિયા ત્રણ
બર્મા રૂપિયા સાડા ત્રણ
વિદેશ શિલિંગ ૭

ચિત્રો



તંત્રીસ્થાનેથી



ખેતી, હુનર અને ઉદ્યોગ



વેપારી કળા



પરચૂરણ

# પ્ર સં ગ ર ં ગ

## દશમી મન્ઝિલ

**ઋ**ણુગણ્યા આભાર તે મહાન માલિકના કે આજે **કુમાર** પોતાની જિન્દગીના દશમા વર્ષમાં કદમ મૂકે છે એણે નવ વર્ષની ટુંક છતા ઉપયોગી કાર્કિર્દિમાં પ્રજાની પોતાથી બની સકતી જે ખિદમત કરી છે, તે હરકોઇ જાણે છે

મ્હારી અભિલાષાને થોભ નથી આશા રાખવા દો ત્યારે કે, એનું આવતું વર્ષ, એના દરેક ગયા વર્ષ કરતાં વધુ કામ્યાબ બને

આમીન.

■

## નફાવંત ઉદ્યોગો

**મ**હાન અને ભયંકર લડાઇ શરૂ થયાને ચાર માસ વીતી ગયા છે, પોલેન્ડ અને ફિનલેન્ડ સિવા–જર્મનીના દર્યાઇ આક્રમણોને આપ ૧૯૨૧ ગ૨, એ ત–હજી ને લડાઇ, લડાઇ ન૧ જના ભણુક રા લડ ૮ શરૂ થઇ ત્યારથીજ નહિં, તેના કેટલાય માસ અગાઉથી વાગી રહયા હતા

ખુનખાર લડાઈ! તેને કોણ ન ધિક્કારે? છતા, જ્યારે તે આવીજ પડી છે, ત્યારે આપણી ફર્ઝ થઇ પડે છે કે એક તરફ તો એ લડાઇક કસોટીથી સંગોપાગ પાર ઉતરવાના પ્રયાસ કરાય અને બીજી તરફ લડાઇએ આપેના તકોનો લાભ લેવાય.

પહેલી વાતને કોરે મુકીને બીજીનો વિચાર કરીએ તો જણાય છે કે લડાઇએ હિન્દનેય કેટલીક અગત્યની ઔદ્યોગિક તકો આપી છે, જે આપણે એ તકો ઝડપવા પુરતા જાગૃત બનીશું તો. રસાયણોનો ઉદ્યોગ, એક એવોજ ઉદ્યોગ છે વર્ષોથી આપણે પરદેશી રસાયણોના મુહતાજ રહેતા આવ્યા છીએ. આજે તે વિના એ પણા કેટલાય કારખાનાને તાળાં લગાડી દેવા ની ફર્ઝ પણ પડી ચુકી છે શા, માટે નહિં ત્યારે, આપણે ઉદ્યોગનું એ ક્ષેત્ર અહિં ન ખેડીએ?

કાચા માલની અહિં ખોટ નથી, કામ કરનારાઓને પુંજીની મદદ પણ મળી સકે છે, નિષ્ણાતો પણ છે–નહિં હોય તો, પરદેશથી મળી સકે છે–તો પછી, હવે ઢીલ શાને? ખરૂં છે કે, આજની ડામાડોલ સ્થિતિમાં થોડીક તકલીફો પણ નડશેજ પણ આજે પરદેશી હરિફાઇનો અભાવ છે, એ લાભ સૌ કરતા ઉત્તમ છે, એ કોણ નથી જાણતું?

■

## રંગનો ઉદ્યોગ

**એ**વોજ એક બીજો અગત્યનો ઉદ્યોગ એનીલાઇન રંગોનો છે. આજ લગી આપણને રંગની આપણી ખપત માટે જર્મની અને બીજા પરદેશો પરજ આધાર રાખવાની ફર્ઝ પડી છે. એટલુંજ નહિં પરંતુ જ્યારે આજે પરદેશથી રંગ આવવામાં રૂકાવટ ઉભી થઇ છે ત્યારે, રંગ વિની આપણા કેટલાય કારખાના અટકી પડયા છે.

રંગનો ઉદ્યોગ સામાન્ય ઉદ્યોગ નથી. તે જેમ નફાવંત છે. તેમ મ્હોટી પુંજી અને વિશાળ યોજના ઉપરાંત ખાસ નિષ્ણાત–મદદ માગી લે છે. છતા એ બધાની ગોઠવણ, હિન્દીઓ કરવા ધારે તો, કરી સકે એમ છે. દેશના જાણીતા ઉદ્યોગપતિઓ ધારે તો જોત જોતામાં એ બધું તેઓ કરી, દેશને રંગ જેવો અગત્યનો પદાર્થ પુરો પાડવા ઉપરાંત પોતા માટે સારો નફો મેળવી સકે છે. સવાલ ફરી ફરી એ છે, કે તેઓ શા માટે ખામોશ છે?

કાશ, પ્રાંતિક અને મધ્યસ્થ સરકાર પણ એ વિષયમા કંઇક રસ લે.

## ૨

ઘીનો ઉદ્યોગ હિન્દનો મ્હોટો આગ્ય ઉદ્યોગ લેખાય છે. ૩૫ કરોડની હિન્દી જનતાના નિત્ય જીવનના ઉપયોગનો એ પદાર્થ છે.

હિન્દમાં દર વર્ષે ૭૭,૬૦,૦૦,૦૦૦ મણ દૂધ પેદા થાય છે, જેમાંથી ૨૫,૦૦,૦૦,૦૦૦ મણ દૂધનો ઉપયોગ ઘી બનાવવામાં થવાની ગણત્રી છે.

હિન્દમાં દર વર્ષે કુલ ૨,૩૦,૦૦,૦૦૦ મણ ઘી બને છે, જેની કીમત ન્યૂનમાં ૧૦,૦૦,૦૦,૦૦,૦૦૦ રૂપિયા અંકાય છે.

પ્રચલિત પદ્ધતિએ ઘી બનાવતાં દર વર્ષે ૩૨,૫૦,૦૦,૦૦૦ મણ છાશ નીકળે છે. જેની ઉપજ ખરેખર નજીવીજ હોય છે.

તેથી, જો આ નવી પદ્ધતિથી ઘી બનાવવામાં આવે તો ઉપજ પણ વધે અને સુગમતા પણ પડશે.

---

હિન્દમાં ઘીનો ઉદ્યોગ જેટલા વિસ્તૃત સ્વરૂપમાં પ્રચલિત છે, તેવો ઉદ્યોગ અનાજ, શાકભાજી કે દૂધ પછી બીજો કોઈ ભાગ્યેજ હશે. ખરી રીતે જોતાં હિન્દનાં સાત લાખ ગામડાંમાંથી ભાગ્યેજ એક યા બે ટકા જેટલાં ગામડાં એવાં હશે, જ્યાં ઘીનો ઉદ્યોગ થતો ન હોય. બાકી અવિચ્છિન્ન ઘીનો ઉદ્યોગ પ્રચલિત જ છે. ક્યાંક પોતાના કુટુંબી ઉપયોગ માટે ઘી બનાવાય છે, તો ક્યાંક ગામડાંની ખપતને પૂરી પાડવા, ક્યાંક આસપાસના શહેરો માટે મોકલવા માટે ઘીનો ઉદ્યોગ થાય છે, તો ક્યાંક બર્મા-આફ્રીકા જેવા ગુજરાતીઓથી ઓતપ્રોત પરદેશો માટે ઘીની નિકાસ કરવા. હકીકતમાં હિન્દનાં ગામડાંઓમાંનો એક મ્હોટો ભાગ એવો છે, જ્યાં ખેતી પછી કોઈ બીજો ધંધો હોય તો તે દૂધ અને ઘીનોજ છે એમ છતાં, દૂધનો ધંધો પોતાના નૈસર્ગિક રૂપમાં વિકસાવી શકાતો નથી, કારણ કે દૂધ એવો પદાર્થ છે, જે દોહ્યા પછી ૧૨ થી ૧૮ યા વધારેમાં વધારે ૨૪ થી ૩૦ કલાક લગીજ તાજું અને વાપરવા લાયક સ્થિતિમાં રહી શકે છે તેથી સ્થાનિક ખપતને પૂરી પાડવા પછી જે દૂધ વધી પડે છે તેનો એક માત્ર નિકાલ તેનું ઘી બનાવવાનો છે, કેમકે દહીં છાશની ન એટલી ખપત છે ન એટલી ઉપજ. વળી માખણનો ઉપયોગ આપણે ત્યાં બીજા દેશો કરતાં ઘણો ઓછો થાય છે, એટલે નકામા જતા દૂધને લાભકારક રૂપ આપવા તથા તે દ્વારા પૈસા મેળવી, પોતાનું પેટ ભરવા લાખો-બલ્કે કરોડો ગામડાંવાળાઓ ઘી બનાવવાનો ઉદ્યોગ કરે છે. અલબત્ત, લાખો યા કરોડોમાંનો દરેકે દરેક એકના ઘી બનાવવાના ઉદ્યોગમાંજ પ્રવૃત્ત નથી, એમાંનો એક મ્હોટો ભાગ તો ખેતીવાડીના કામમાં લાગેલો છે, છતાં તેમની પાસે બે ચાર ગાયો અને પાંચ છ ભેંસો અવશ્ય હોય છે, જે દ્વારા તેમને ખેતીના કામકાજમાં સહાય પણ મળે છે અને તેમનાં દૂધ દ્વારા ઘી પણ. એ ઘી બનાવવાનું કામ તેઓ યા પોતાની ફુરસદ વેળા કરે છે, યા તેમની સ્ત્રીઓ એ કામ સંભાળી લે છે.

હિન્દીઓનો મ્હોટો ભાગ કેવળ ગરીબ અને કંગાલ છે, એ ખરું છે છતાં ૩૫ કરોડની ગંજાવર વસતીમાંથી ઘીનો છાંટો પણ નહિં પામનાર સાવ કંગાલ વર્ગને બાકાત રાખતાં, એક મ્હોટો વર્ગ-અને યાદ રહે કે, એ તે વર્ગ કે, જેની સંખ્યા પણ કરોડોની છે એવો છે જેના ઘરમાં રોજ ઓછા વત્તા પ્રમાણમાં ઘી વપરાય છેજ તેથી ઘીનો ઉપયોગ કેટલો ગંજાવર હશે અને તે દ્વારા દર વર્ષે કેટલા કરોડ-ખરી રીતે કહું તો, અબજો-રૂપિયાની હેરફેર થતી હશે, તે કોઈ પણ શખ્સ સારી રીતે સમજી શકે

છે હકીકતમાં. આ ઉદ્યોગ એક એવો નફાકારક ઉદ્યોગ છે, જે પોતાના માલની ચાલુ ખપત અને સરળતાથી થતા વેચાણને અંગે પોતાની પ્રકારના બીજા ઉદ્યોગોથી ખુબ આગળ વધી ગયો છે.

## ૨

એમ તો ચાલુ દેશી પદ્ધતિથી બનાવતાંય આવો સુંદર ઉદ્યોગ ચલાવી સકાય છે અને આવો નફાકારક ધંધો ઉભો કરી સકાય છે, છતા પ્રચલિત પદ્ધતિમાં ઘણા સુધારા વધારાને અવકાશ છે, એ સ્પષ્ટ છે. કારણ કે પ્રચલિત રીતે ઘી બનાવતાં—

૧. સમય વધુ જાય છે.
૨. મિહનત વધુ પડે છે.
૩. છાશ ઘણી નીકળે છે, જેની ઉપજ યા તો થતીજ નથી, યા જો થાય છે, તો સાવ નજીવી.

એ ત્રણ દેખીતા ગંજાવર વાંધાઓને કોઈક પ્રકારનું લાભદાયી રૂપ આપવાની જરુરત દીસા પેડે ત્વરત છે. એ માટે વર્ષો થયા અણથક પ્રયોગો અને અનેક અખ્તરાઓ કર્યા પછી હમણાંજ એગ્રેકના ઇમ્પીરિયલ ડેરી ઇન્સ્ટિટ્યુટને તે શાનદાર કામયાબી મળી છે. જે દ્વારા ઘીના ઉદ્યોગમાં ઇન્કિલાબી ફેરફાર થવો શરૂ થઇ ગયો છે અને વર્ષ બે વર્ષમાં તેના ઘણા મ્હોટા ભાગનું કલેવરજ બદલાઇ જશે, એવી આશા રાખી સકાય છે.

અને એ નવી પધ્ધતિ કંઇ ઘણી ખર્ચાળ પણ નથી. તેની એક માત્ર જરુરત દૂધ જુદું કરનાર યંત્ર (જુઓ મુખપૃષ્ઠનું ચિત્ર)ની છે, જે ન્હાની રકમમાં વસાવી સકાય છે એ એક યંત્ર સિવાય આ પદ્ધતિમાં બીજા કોઈ યંત્ર કે ખાસ સાધનની ન જરુરત છે, ન વળી ખાસ શિક્ષણ યા અનુભવની. આમ છતા, એ પદ્ધતિ દ્વારા ઘી બનાવતા—

૧. સમયનો પુષ્કળ બચાવ થાય છે.
૨. મિહનત ઘણી ઓછી થાય છે.
૩. ઘી વધારે સારી કોટિનું બને છે.
૪. ઘી વધારે વખત લગી સારું રહી સકે છે
૫. આ પદ્ધતિ દ્વારા ઘી બનાવતાં, તે ચાલુ પદ્ધતિ કરતા સેંકડે ૧૮ ટકા વધુ પ્રમાણમાં બને છે.
૬. બચત રહેતું સેપરેટ દૂધ, દૂધ તરીકેય વેચી સકાય છે અથવા
૭. 'સેપરેટ' દૂધની જુદી જુદી બનાવટો તૈયાર કરી, તે દ્વારા તેના પૈસા ઉપજાવી સકાય છે–

એ, સાત મુખ્ય અને મ્હોટા ફાયદા છે

હવે કોણ એવો હશે જે, એવી નફાકારક પદ્ધતિને છોડી, જુની પધ્ધતિને વળગી રહેવામાં શ્રેય માને ?

## ૩

આ નવિન પદ્ધતિથી ઘી બનાવવા માટે, આગળ કહ્યુ તેમ, એક માત્ર યંત્ર–દૂધ જુદું કરનાર યંત્ર–વસાવવુ પડે છે. એ યંત્ર રૂ. ૧૦૦થી ૦૦ લગીની કીમતે મળે છે અને તેની બનાવટ એટલી સરળ છે કે કોઇ ન્હાનું બાળક પણ તેને વિના સંકોચે અને સુગમતાપૂર્વક વાપરી સકે છે. એ એક યંત્ર સિવાય બીજાં ખાસ સાધનો કોઇ નથી. અલબત, દૂધ ભરવા માટે મોટા વાસણો અને ઘી તાવવા માટે કડાઇઓ કિંવા તાવડાઓ અને તેને હલાવવા માટે ચમચા વગેરેની જરુર પડે છે, પણ એ સાધનો સામાન્ય હોઇ, દરેક ઘરમાં હોય છે. જો કદાચ કોઇને ત્યાં ન હોય તો વસાવી લેવા જોઇએ

ઘી બનાવવા માટે બીજી ખાસ ચીજ કાચો માલ કિંવા દૂધ છે. દૂધ ઘરની ગાય ભેંસોનું હોય તો એથી ઉત્તમ પણ જેમને ત્યાં પોતાના ઢોર ન હોય અને તેથી જેમને

પારકાઓ પાસેથી દૂધ ખરીદવું પડતું હોય, તેમણે દૂધની ખરીદીમાં ખાસ કાળજી રાખવી જોઈએ. તેઓ જે દૂધ ખરીદે તે—

૧. તદ્દન ચોખ્ખું હોય
૨. ભેગ વિનાનું હોય અને
૩. તનદુરસ્ત જાનવરનું હોય

—એ જરૂરી છે. વળી બનતા લગી અમુકજ પાંચ પંદર કે ઓછાવત્તા જાનવરોનું દૂધ હમેશાં ખરીદવાનો નિયમ રખાય તો સારું. કારણ એથી દૂધ એક સરખી પ્રકૃતિનું મળી સકશે અને તેથી ઘી બનાવવામાં સરળતા પણ થશે અને ઘી ઉમદા પણ બનશે[1]. અલબત્ત, એનો અર્થ એ નથી કે દૂધ ગમે તેવું ખરાબ આવે તોય અમુકજ ઢોરનું ખરીદતા રહેવું; બલકે એનો અર્થ એ છે કે સારી જાતના જાનવરોનું દૂધ પસંદ કરી, પછી તે જાનવરોનું દૂધ ખરીદતા રહેવું જોઈએ, છતાં જો અમુક સમય લગી એ દૂધ ખરીદતાં—અને તે સારૂં હોવાની ખાત્રી થતાં—પછીથી જ્યારે તમને દૂધ ખરાબ આવતું જણાય કે તેમને છોડી, બીજા નવાઓનું દૂધ લેવું જોઈએ. કારણ કે દૂધ જેટલું વધારે સારૂં હશે તેટલું ઘી જલદી અને વધારે પ્રમાણમાં બનશે અને તેથી અતે ફાયદો જ થશે.

## ઘી બનાવવાની નવી રીત

ઘી બનાવવાની નવી પદ્ધતિ એ છે કે જોઈતા પ્રમાણમાં દૂધ લઈ, ૧૫૦° એફ લગી ગરમ કરી લો. દૂધ ગરમ થતું હોય એ દરમિયાન દૂધ જુદા પાડવાના યંત્ર કમ્પારને સાફ કરી, ધોઈ[2], ઉપયોગ માટે તૈયાર કરો. અને દૂધ ગરમ થઈ જતાં, યંત્રમાં ભરી, યંત્રનો ચક્કર ફેરવવો શરૂ કરો. યાદ રહે કે શરૂઆતમાં દૂધની નળી બંધ રાખવામાં આવે છે. અને જ્યારે ૫૫-૬૦ ચક્કર ફરવા લાગી જાય ત્યારે નળી ખોલી, દર મિનિટે ૫૫-૬૦ કે કદી ઝડપે ચક્કર ફેરવતા રહો. યંત્રની બનાવટ એવી છે કે દૂધની નળી ખોલ્યા પછી લગભગ તરતજ દૂધમાંથી મલાઈ-તત્વ (ક્રીમ) જુદું પડવા માંડશે અને થોડી વારમાં બધા દૂધમાંથી મલાઈ-તત્વ અને બચત દૂધ-સેપરેટ દૂધ-પણ જુદું પડી જશે. આ રીતે પૃથક્કરણ કરતાં જણાશે કે જુદા પડેલા મલાઈ-તત્વમાં સેંકડે ૫૦ થી ૬૦ ટકા માખણ-ચરબી હશે. ઘી બનાવવા માટે એ સેંકડો જેમ વધારે હોય તેમ ઘી વધારે બનતું હોઈ, એ જુદા પડેલા મલાઈ-તત્વ અને સેપરેટ દૂધને ફરી વાર—અને તરતજ, હજી ગરમ હોય ત્યારે—એટલે, ફરી યંત્રમાં ભરી, આગળ પેઠે મલાઈ-તત્વ અને સેપરેટ દૂધ જુદાં પાડી નાખો. આ બીજી વારની ક્રિયાથી મલાઈ-તત્વમાંના માખણ-ચરબી સરેરાશ ૧૦ થી ૧૫ યા ૧૭ ટકા જેટલી વધી જશે—એટલે કે એની સરેરાશ ૮૦-૭૫ યા ૭૭ ટકાની આવશે. બસ, હવે એ મલાઈ તત્વને એક વાસણમાં ભરી ઠરવા દઈ જ્યારે પુરેપુરું જામી જાય ત્યારે એ કઢાઈમાં ભરી ધીમી આંચે ગુન ચડાવી, તાવી નાં

(૧) એનું કારણ એ છે કે ઢોર ઢોરના દૂધમાં પાણી ચરબી વ જુદાં જુદાં પ્રમાણસર હોય છે તથી જો અમુકજ ઢોરનું દૂધ લેવાય તો સરખા પ્રમાણનું પાણી ચરબીવાળું દૂધ મળે અને તેથી તેમાંથી ધારેલા પ્રમાણનું ઘી પણ બને અને સરખા પ્રમાણને કારણે બનાવટની ક્રિયાઓ પણ એકધારે નિયમ મુજબ કરી સકાતાં, ખૂબ સરળતા પડે.

(૨) દૂધમાં સહજે કચરો યા બીજો મેલ પડતાં દૂધ અસ્વચ્છ અને ખરાબ થતાં ઉપરાંત ફાટી જતું હોઇ, દૂધ માટેનાં બધાં વાસણો અને યંત્ર વ દરરોજ સાફ રાખવાં જોઈએ. યંત્રને વાપર્યા પહેલાં તેમજ વાપર્યા પછી દરેક વેળા સોડાના પાણીથી ધોઈ, પછી સાદા ગરમ પાણીથી ધોઈને સુકવવું જોઈએ.

મલાઇ-તત્વમાંનું પાણી બળી જતાં, સ્વચ્છ ઘી તૈયાર થઇ જશે

આ રીતે આગળ કહ્યું તેમ, જુની રીત કરતાં ૧૮% વધુ ઘી બને છે, એટલુંજ નહિં પણ બચત રહેલા સેપરેટ દુધને યા તો જેમનું તેમ વેચી સકાય છે,[૩] યા તેમાંથી 'ધમ્સી' કે ખીર યા, ઇચ્છા હોય તો, કેસીન પણ બનાવી સકાય છે અને એમ કરી એ બચત દુધનાય પૈસા મેળવી શકાય છે.

૪

ઘીના ઉદ્યોગ માટે પુંજી કેટલી જોઇએ, ખર્ચ કેટલો અને આવક કેટલી થાય છે અને નફો કેટલો મળે છે, એના અડસટા અહિં આપવા મુનાસિબ લાગે છે, જો કે એ કહેવાની જરૂરત નથી કે ઘીનો ઉદ્યોગ સ્થાનિક હોઇ, જુદી જુદી જગ્યાએ ભાવતાલમાં મ્હોટા મ્હોટા ફેરફાર જોવાના હોઇ, આ અંદાજામાં જુદા જુદા સંજોગોને બંધબેસ્તા ફેરફાર કરવા જોઇએ અહિં એ અંદાજા આપવાની મકસદ ધંધાની આર્થિક બાજુની સહજ ઝાંખી કરાવવાની છે, જેથી વાચકોને આ ધંધાના નફાવંતપણાની ખામી થઇ જાય.

પુંજી

| | રૂપિયા |
|---|---|
| દુધ જુદું કાઢનાર યંત્ર | ૧૫૦ |
| દુધ ભરવાના વાસણ, તાવડા ચમચ ઘી ભરવાની બરણી વ. | ૫૦ |
| | રૂપિયા ૨૦૦ |

આમ રૂ. ૨૦૦ રોકાણના થયા. દુધની ખરીદી માટે બીજી એક રકમ રોકડ પુંજી તરીકે હાથમાં રાખવી જોઇએ

ખર્ચ

| | રૂપિયા |
|---|---|
| દુધ મણ ૨૦ (દર ૮૦ રતલના મણના રૂ ૪ લેખે) | ૮૦ |
| બે નવકરોનો પગાર | ૧ |
| મકાન ભાડું | ૦॥= |
| યંત્રના ઘસારાના | ૦॥= |
| બળતણ ખર્ચ | ૦॥ |
| | રૂ ૮૨॥ |

આમ રોજ ૨૦ મણ દુધનો ઉપયોગ કરતા રૂ ૮૨॥ ખર્ચ થશે દુધ ઓછું હોય તો ખર્ચ પ્રમાણમાં ઓછું થશે. કારણ દુધની કીમત ઉપરાંત બીજો ખર્ચ નહિં જેવોજ છે

આવક

સામાન્યતઃ મણ દુધમાંથી ૧૨ રતલ મલાઇ-તત્વ નીકળે છે તો ૨૦ મણ દુધનું ૨૪૦ રતલ મલાઇ-તત્વ થશે, જેમાંથી ૭૦ થી ૭૫ ટકા ઘી બને છે, છતા સાવચેતી ખાતર ફક્ત ૬૫ ટકાજ ઘી બને એમ ગણીએ તો કુલ

રૂપિયા

(૩) સેપરેટ દુધ વિષે ઘણે ઠેકાણે એવી માન્યતા જોવામાં આવે છે કે, એ દુધ નુકસાન કર્તા હોઇ, વાપરવુ ન જોઈએ હકીકતમાં, એ માન્યતા ખોટા વહેમ પર રચાઇ છે સેપરેટ દુધ એટલે મલાઈ કાઢી લીધેલું દુધ તેમાં મલાઇ તત્વ ન હોવાને લીધે તે ઉતરતી પ્રકૃતિનું છે એ વાત ખરી, પરંતુ તેમાં કોઈ એવી ચીજ નથી કે જેથી તેને હાનીકર્તા કહી સકાય।

ખોરાક તરીકે જ્યાં દુધનો ઉપયોગ કરવો હોય ત્યાં સેપરેટ દુધ ન વપરાય એ વાજબી છે, પણ એ સિવાના બીજા ઉપયોગો માટે સેપરેટ દુધ ખુશીથી વાપરી સકાય છે અને તેમાં કશું નુકસાન થવાનો સંભવ નથી. સેપરેટ દુધનું દહી બને છે, તે દહીની છાશ બને છે, પનીર બને છે, કેસીન બને છે અને એ સઘળું એવુ ઉમદા બને છે કે સામાન્ય જનતા કયા દુધમાંથી એ બન્યુ છે તે પારખી સકતી નથી.

કેરેટના સોનાની પ્રમાણ-ગણત્રી એમ તો સાવ સરળ છે, છતાં બીજી ધાતુઓની મેળવણીને અંગે તે સહજ અસ્પષ્ટ જરૂર લાગે છે. એનું કારણ એટલું જ છે કે સોનામાં અમુક મુકર્રર કરેલા નિયમના હિસાબે એકલું તાંબુ યા ચાંદી મેળવતાં, તૈયાર થતા કેરેટના સોનાના દેખાવ વ. મા નોંધવાપાત્ર ફર્ક આવી જાય છે, તેથી તે માટે નિષ્ણાતોએ અખતરાઓ કરી, જુદા જુદા પ્રમાણો મુકર્રર કર્યા છે, કે જેથી જોઇએ તેટલા કેરેટનું સોનું સહેલાઇથી અને દેખાવ વ. ને કાયમ રાખી બનાવી સકાય

કેરેટની ગણત્રી આ પ્રમાણે છે -

ચોખ્ખું સોનું એટલે ૨૪ કેરેટનું સોનું. તેથી, કેરેટનું સોનું ૨૩ કેરેટ સુધી હોઇ સકે છે. કારણ કે ૨૪ કેરેટનું સોનું તો ખરૂંજ સોનું છે એટલે તેને કેરેટનું સોનું કહેતા નથી. પણ ૨૪થી ઓછા કેરેટનું સોનું કેરેટનું કહેવાય છે અને તે મૂળ ૨૪ કેરેટમાં કેટલા કેરેટ સોનું છે, તે દેખાડે છે. દાખલા રૂપે, ૨૦ કેરેટનું સોનું એટલે ૨૦ ભાગ સોનું અને ૪ ભાગ બીજી ધાતુઓ મેળવીને બનાવેલું સોનું, ૧૮ કેરેટનું સોનું એટલે ૧૮ ભાગ સોનું અને ૬ ભાગ બીજી ધાતુઓ મેળવીને બનાવેલું સોનું.

આગળ કહ્યું તેમ, એની આ સાદી ગણત્રી છતાં બીજી ધાતુઓની મેળવણીના પ્રમાણ જુદા જુદા છે. તેનો પુરો કોઠો આ રહ્યો—

૭ કેરેટ—સોનું ૭ ભાગ, ચાંદી ૮ ભાગ, તાંબું ૯ ભાગ.

૮ કેરેટ-સોનું ૮ ભાગ, ચાંદી ૫$\frac{3}{4}$ ભાગ, તાંબું ૧૦$\frac{1}{4}$ ભાગ

૯ કેરેટ-સોનું ૯ ભાગ, ચાંદી ૪$\frac{1}{2}$ ભાગ, તાંબું ૧૦$\frac{1}{2}$ ભાગ.

૧૦ કેરેટ-સોનું ૧૦ ભાગ, ચાંદી ૪ ભાગ, તાંબું ૧૦ ભાગ.

૧૧ કેરેટ-સોનું ૧૧ ભાગ, ચાંદી ૩$\frac{1}{2}$ ભાગ, તાંબું ૯$\frac{1}{2}$ ભાગ.

૧૨ કેરેટ-સોનું ૧૨ ભાગ, ચાંદી ૩$\frac{1}{4}$ ભાગ, તાંબું ૮$\frac{3}{4}$ ભાગ.

૧૩ કેરેટ-સોનું ૧૩ ભાગ, ચાંદી ૩ ભાગ, તાંબું ૮ ભાગ.

૧૪ કેરેટ-સોનું ૧૪ ભાગ, ચાંદી ૩ ભાગ, તાંબું ૭ ભાગ.

૧૫ કેરેટ-સોનું ૧૫ ભાગ, ચાંદી ૩ ભાગ, તાંબું ૬ ભાગ.

૧૬ કેરેટ-સોનું ૧૬ ભાગ, ચાંદી ૩ ભાગ, તાંબું ૫ ભાગ.

૧૭ કેરેટ-સોનું ૧૭ ભાગ, ચાંદી ૩ ભાગ, તાંબું ૪ ભાગ.

૧૮ કેરેટ-સોનું ૧૮ ભાગ, ચાંદી ૩ ભાગ, તાંબું ૩ ભાગ.

૧૯ કેરેટ-સોનું ૧૯ ભાગ, ચાંદી ૨$\frac{1}{2}$ ભાગ, તાંબું ૨$\frac{1}{2}$ ભાગ.

૨૦ કેરેટ-સોનું ૨૦ ભાગ, ચાંદી ૨ ભાગ, તાંબું ૨ ભાગ.

૨૧ કેરેટ-સોનું ૨૧ ભાગ, ચાંદી ૧$\frac{1}{2}$ ભાગ, તાંબું ૧$\frac{1}{2}$ ભાગ.

૨૨ કેરેટ-સોનું ૨૨ ભાગ, ચાંદી ૧ તાંબું ૧ ભાગ.

૨૩ કેરેટ-સોનું ૨૩ ભાગ, ચાંદી $\frac{1}{2}$ ભાગ, તાંબું $\frac{1}{2}$ ભાગ

કહેવાની જરૂરત નથી કે કેરેટનું સોનું બનાવવાની રીત એટલીજ છે કે ત્રણે ધાતુઓને કાળજીપૂર્વક પીગળાવી એકત્ર કરી લો.

છાપકામના વિષયમાં લિથો-પથ્થર યા લિથો પ્લેઇટ અનિવાર્ય મુખ્ય સાધન હોઇ, ત્યાં બીજા કોઇ સાધનને સ્થાન નથી. જે ન માત્ર લખવું હોય યા જે ચિત્ર કે આકૃતિ દોરવી હોય તે, સાદા કાગળ યા પુંઠા પર લખતા હોય તેમ, લિથો પથ્થર પર લખી લેવી જોઇએ. અલબત્ત, એને માટે સાદી કલમ અને શાહી વાપરવાની નથી, બલકે લિથો-કલમ સાથે લિથો-શાહી યા લિથો-ચૉકજ વાપરવાના છે, કારણ કે લખાણ લખ્યા કે ચિત્ર દોર્યા પછી લિથો-પથ્થર યા લિથો-પ્લેઇટ (જે હોય તે) પર જે 'ફિકસીંગ'ની ક્રિયા કરવી પડે છે તે વેળા સાદી શાહી ટકી સકતી નથી, એટલુ જ નહિ બલકે પાછળથી છાપકામ વેળાએ સાદી શાહી વડે લખેલ લખાણ યા ચિત્ર બરાબર છાપી સકાતું નથી, માટે લખાણ લખવું હોય યા ચિત્ર કે આકૃતિ દોરવી હોય, એઉ માટે લિથો-શાહિ યા લિથો-ચૉકનોજ ઉપયોગ કરવો જોઇએ.

લખાણ લખ્યા કે ચિત્ર દોર્યા પછી તેને થોડી વાર લગી સુકાવા દઇ, પછી ૬૦ ભાગ સુરાખારના તેજાબ અને ૪૦ ભાગ સુંદર-મિશ્રણની સંયુક્ત મેળવણી તૈયાર કરી, તેને પથ્થર યા પ્લેઇટ પર એવી રીતે રેડવી જોઇએ કે તે પથ્થર યા પ્લેઇટની પુરેપુરી સપાટી પર બરાબર પથરાઇ જાય. પછી એને થોડી વાર લગી એમજ રહેવા દઇ, સાદા પાણી વડે ધોઇ નાખો. તેજાબના મિશ્રણની અસરથી લખેલ લખાણ યા ચિત્ર પાકું બની ગયું હશે, એટલુંજ નહિ બલકે પથ્થર યા પ્લેઇટનો થોડોક ભાગ સહજ કોતરાઇ પણ ગયો હશે. હવે એ પથ્થર યા પ્લેઇટ લિથો-યંત્રમાં મુકવા માટે તૈયાર છે.[૧]

## લિથો-કાગળની પદ્ધતિ

લિથો-કાગળની પધ્ધતિમાંય લખાણ લખવા યા ચિત્ર કે આકૃતિ દોરવાની કોઇ ખાસ જુદી રીત નથી. સાદા કાગળ કે પુંઠા પર લખતા યા દોરતા હોય તેમ જે તે લખાણ યા ચિત્ર યા આકૃતિ લિથો-કાગળના રંગીન ભાગ પર લિથો-કલમ વડે લિથો-શાહી યા લિથો ચૉકથી લખી કે દોરી લેવી. એ લખાણ વ સુકાઇ જાય ત્યારે લિથો-કાગળને થોડાક સાદા ભીના કાગળોની થપ્પી વચ્ચે મુકી, સહજ દબાણ આપો. એથી પેલા ભીના કાગળોની અસરથી આ લિથો-કાગળ પણ સહજ ભીનો થઇ જશે.

હવે જે લિથો-પથ્થર યા લિથો-પ્લેઇટ દ્વારા છાપકામ કરવાનુ હોય તે પથ્થર યા પ્લેઇટને સહજ ગરમ કરી, લિથો-યંત્રમાં ગોઠવી દો. પછી ઉપલો ભીનો લિથો-કાગળ -લખાણવાળી બાજુ પથ્થર કે પ્લેઇટની સપાટી તરફ રહે તેમ-ઉંધો એ પથ્થર કે પ્લેઇટ પર મુકી, ઉપરથી ચાર પાંચ બીજા સાદા કાગળ મુકી, તેની ઉપર 'ટાઇમ્પન' કાગળ મુકી, ટાઇમ્પનને નીચે ઉતારો અને પછી લિથો-યંત્ર ચાલુ કરી, પાંચ સાત વાર સહજ દબાણ આપો. એથી પેલો ભીનો લિથો-કાગળ નીચેના લિથો-પથ્થર કે લિથો-પ્લેઇટને ચોંટી જશે. હવે એ કાગળ પર મુકેલા સાદા કાગળો કાઢી લઇ, લિથો-કાગળ પર પાણી ભરેલી વાદળી ફેરવી, તેને ભીંજવો. એટલું કર્યા પછી, ફરી વાર-પણ આ વેળા સહજ વધુ દબાણ સહિત-લિથો-યંત્ર ચાલુ કરો. એથી પાણીની અસર લિથો-કાગળ પર બરાબર થશે અને તે પુરેપુરો ભીંજાઇ જઇ, તેની ઉપરની

(૧) આ સમયે લિથો-પથ્થર યા લિથો-પ્લેઇટ પર મુળ લખાણ યા ચિત્ર સિવા બીજા શાહી યા ચૉકના ડાઘ કે લીટીઓ બાકી રહેવી ન જોઇએ કારણ, જો તે બાકી રહી ગઈ હશે તો છાપકામ થતા, છપાતી નકલો પણ તેવીજ ડાઘવાળી છપાશે એથી જો આ સમયે પથ્થર કે પ્લેઇટ પર કોઇ એવા ડાઘ ન હોય તો, સ્પિરિટ ઑફ ટર્પેન્ટાઇનમાં બોળી ભીંજવી, તે વડે એ ડાઘ વ દૂર કરી લેવા જોઇએ

દવાની મેળવણી અને લખાણ છુટું પડી નીચેના લિથો-પત્થર કે લિથો-પ્લેઇટ પર ઉતરી જશે એમ થયું છે કે નહિં તેની ખાત્રી માટે લિથો-પત્રકોની લિથો-કાગળનો એક છેડો કાળજીપૂર્વક સહજ ઉપાડી જુઓ જો ક્રિયા બરાબર થઈ હશે તો નીચેના લિથો-પત્થર કે પ્લેઇટ પર પીળા રંગની પોપડી સાથે જે તે લખાણ યા ચિત્ર યા આકૃતિ ઉતરી ગઇ હશે અને મુળ લિથો-કાગળ તદ્દન સાદા કાગળ પેઠે કોઇ પણ જાતના લખાણ વગરનું કોરૂં રહેલું દેખાશે એમ થયું હોય તો ક્રિયા પુરી ખતમ થયેલી જાણી ઘણીજ કાળજીપૂર્વક ધીમે ધીમે એ કાગળને લિથો-પત્થર યા લિથો-પ્લેઇટ (જે હોય તે) પરથી ઉપાડી લો આ વેળા ખાસ સાવચેતી એ વાતની રાખવી જોઈએ કે લિથો-કાગળ ઉપાડવાથી નીચેના લિથો-પથ્થર યા લિથો-પ્લેઇટ પર ઉતરેલી રંગની પોપડી તેમજ લખાણ યા ચિત્ર કે આકૃતિ સહજ પણ ખરાબ કે વાંકી ચુકી ન થાય જો તેમ થવાનો ભય દેખાય તો લિથો-કાગળ ઉપાડવાનો બંધ જેમ ને તેમ રહેવા દઇ ફરીવાર તેને પાણી વડે ભીંજવી લિથો-યંત્ર ચલાવી સહજ વધુ દબાણ આપો એથી અવશ્ય મુળ લખાણ કે ચિત્ર કે આકૃતિ નીચેના લિથો પથ્થર યા લિથો-પ્લેઇટ પર ઉતરી જશે અને ઉપરનો લિથો-કાગળ કોરો થઇ જશે હવે તેને આગળ કહ્યું તેમ કાળજીપૂર્વક ઉપાડી લઈ, ફેંકી દો અને લિથો-પથ્થર યા લિથો-પ્લેઇટ પર રહેલી રંગીન પોપડી તેમજ લખાણ યા ચિત્ર યા આકૃતિને સહજ વાર એમજ રહેવા દો પછી વાદળીને પાણીમાં ભીંજવી એ લિથો-પથ્થર કે લિથો-પ્લેઇટ પર ફેરવો જેથી એ પત્થર કે પ્લેઇટ પર લખાણ સાથે બાકી રહેલી રંગીન પોપડી પણ ધીમે ધીમે નીકળી જશે-ફકત મુળ લખાણ યા ચિત્ર યા આકૃતિજ બાકી રહેશે એમ થાય કે ક્રિયાનો એક ભાગ સમાપ્ત થયો લેખાશે

હવે જે કામ કરવાનું બાકી છે તે તેજાબ અને ગુંદર-મિશ્રણની મેળવણી વડે લખાણને 'પાકું' કરવા અને પથ્થર કે પ્લેઇટને કોતરવાનું છે એની રીત લિથો-પથ્થરની આગલી પદ્ધતિમાં દર્શાવી છે તેમજ હેઠ તેજ પ્રમાણે કરી લેવું

## લિથો-ટ્રાન્સફરની પદ્ધતિ

લિથો-ટ્રાન્સફરની પદ્ધતિ એટલે જિલેટીનના પાતળા કાગળ જેવા પડનો ઉપયોગની પદ્ધતિ એ પધ્ધતિ દ્વારા એમ તો લખાણ પણ લખી સકાય છે છતાં ખરી રીતે એનો ઉપયોગ ફક્ત ચિત્રો અને આકૃતિઓ દોરવા માટેજ થાય છે કારણ કે આ ટ્રાન્સફર કેવળ પારદર્શક હોઇ કોઇ પણ મુળ ચિત્ર યા આકૃતિ પર મુકીને તેની નકલ સહેલાઇથી દોરી કે ચિત્રી સકાય છે જે સરળતા લિથો-કાગળના ઉપયોગથી મળતી નથી

લિથો-ટ્રાન્સફરના ઉપયોગની રીત એ છે કે જે ચિત્ર યા આકૃતિની નકલ ઉતારવી હોય તેની ઉપર આ ટ્રાન્સફર મુકી ટ્રાન્સફર ખસી ન જાય તે માટે બેઉ કાગળોને ક્લિપમાં જકડી અને માટેની ખાસ તિક્ષ્ણ અણીદાર કલમ વડે જે તે ચિત્ર યા આકૃતિ દોરી લો કિંવા મુળ ચિત્ર યા આકૃતિની હુબહુ નકલ ઉતારી-ખરી રીતે કહેતાં કોતરી-લો કારણ કે આ કલમ સાથે કોઇ પણ પ્રકારની શાહી વપરાતી નથી, જેથી ટ્રાન્સફર પર ચિત્ર યા આકૃતિની નકલ શાહીથી નથી થતી બલકે તિક્ષ્ણ અણીદાર કલમે ટ્રાન્સફરમાં કોતરેલી ઝીણી અને બારીક લીટીઓ દ્વારા થાય છે આ કોતરકામ એમ તો સાવ સામાન્ય છે પણ તેમાંય સહજ હથોટી અને રાહકના છેજ કારણ કે કલમ ...

એકસરખું દબાણ હોય તોજ કોતરકામ પણ એકસરખા ઊંડાઇવાળું અને સ્પષ્ટ થાય છે. જો એમ નહિં હોય–એટલે કે ક્યારેક કલમ પર વધુ પડતું દબાણ હોય અને ક્યારેક દબાણ ખૂબજ ઓછું હોય–તો કોતરકામ ઊંડું છીછરું થઇ જશે અને તેથી પાછળથી તેમા શાહી ભરતી વેળા તકલીફ પડશે.

લિથો–ટ્રાન્સફર પર કોતરકામ કર્યા પછી કોતરકામની ઊંડાણમાં શાહી ભરવાની રહે છે એ કામ માટે શાહી–રોલર યા બ્રશ યા બીજા યોગ્ય સાધનનો ઉપયોગ કરી સકાય છે. શાહી, બેશક, ટ્રાન્સફર માટેની ખાસ નોખી આવે છે તેજ વાપરવી જોઇએ. બીજી શાહી એમા વાપરી સકાતી નથી–વાપરવામા આવે તો માત્ર શાહીજ બગડતી નથી, બલ્કે મુળ ટ્રાન્સફર પણ ખરાબ થઇ, નકામું થવાનો ભય રહે છે. કારણ કે ટ્રાન્સફર જિલેટીનના બનેલા હોય, પાણી–મિશ્રિત શાહીથી તેની ઉપર ખરાબ અસર થાય છે. ટુંકમા, પહેલાં તો ટ્રાન્સફર–શાહી આખા ટ્રાન્સફર પર એવી રીતે લગાડવામા આવે છે કે તે કોતરકામમાય ઉતરી જાય પછી કપડાના કટકા વડે કાગળ પરની વધારાની–કોતરકામ સિવાની–શાહી લુંછી લેવાય છે, અને ત્યાર પછી એ ટ્રાન્સફરને ભીના કાગળની થપ્પીમાં મુકી, સહજ દબાવી લે છે, જેથી ટ્રાન્સફર પણ સહજ ભીનો થઇ જાય છે

આટલું થયા પછી એ ટ્રાન્સફર પરના ચિત્ર કે આકૃતિની નકલ લિથો–પત્થર યા લિથો–પ્લેઇટ પર ઉતારી લેવાની છે. એ માટે, આગળ લખ્યા પ્રમાણે, જે લિથો–પત્થર યા લિથો–પ્લેઇટ દ્વારા છાપકામ કરવાનું હોય તે પત્થર યા પ્લેઇટને સહજ ગરમ કરી, લિથો યંત્રમાં જોડી દો. પછી ઉપરો ભીનો લિથો ટ્રાન્સફર–કોતરકામવાળી બાજુ પત્થર કે પ્લેઇટની સપાટી તરફ રહે તેમ–ઉંધો એ પત્થર યા પ્લેઇટ પર મુકી, ઉપરથી ચાર પાંચ બીજા સાદા કાગળ મુકી, તેની ઉપર ટાઇમ્પનનો કાગળ મુકી, ટાઇમ્પન નીચે ઉતારી લિથો–યંત્ર ચલુ કરો, અને શરૂઆતમાં પાચ સાત વાર સહજ દબાણ આપો. એથી જે જે ચિત્ર યા આકૃતિની નકલ નીચેના લિથો–પત્થર કે લિથો–પ્લેઇટ પર ઉતરી આવશે. એમ થયું છે કે નહિં, તેની ખાત્રી માટે લિથો–યંત્ર ખોલી, લિથો–ટ્રાન્સફરનો એક છેડો કાળજીપુર્વક સહજ ઉપાડી જુઓ. જો ક્રિયા બરાબર થઇ ગઇ હોય તો ટ્રાન્સફરને કાળજીપુર્વક ઉપાડી લો, પણ એ વેળા એટલી કાળજી અવશ્ય રાખો કે ટ્રાન્સફર લિથો–પત્થર યા પ્લેઇટ પર ઘસડાય નહિં, કારણ કે તેથી ચિત્ર યા આકૃતિ વાંકાચુંકી થઇ જશે એમ થતા, તે છાપવાપાત્ર નહિં રહે એ દેખીતું હોઇ, એ વિષયમાં પુરતી કાળજી લેવી જરૂરી છે. વળી જો લિથો ટ્રાન્સફર ઉપાડી જોતા, પત્થર યા પ્લેઇટ પર ચિત્ર કે આકૃતિ બરાબર સ્પષ્ટ ઉતરેલી ન જણાય તો એક તરફ તો તેને ઉપાડી લઇ, ફરી વાર ભીના કાગળની થપ્પીમા મુકી આગળ કરતાં સહજ વધુ દબાણ આપી, કાઢી લો અને બીજી તરફ લિથો–પત્થર યા પ્લેઇટને સાફ કરી, ફરી વાર તેની ઉપર આ ભીનો ટ્રાન્સફર મુકી, આગળ પેઠે દબાણ વ. આપી ચિત્ર યા આકૃતિની નકલ પત્થર યા પ્લેઇટ પર ઉતારી લો.

આટલું થઇ જતાં, હવે પેલી તેજાબ અને ગુંદરના મિશ્રણવાળી ક્રિયા બાકી રહેશે. એ માટે આગળ લખ્યા પ્રમાણે ૬૦ ભાગ સુરાખારના તેજાબ અને ૪૦ ભાગ ગુંદર–મિશ્રણની સંયુક્ત મેળવણી લઇને, પત્થર યા પ્લેઇટ પર એવી રીતે રેડો કે તે પત્થર યા પ્લેઇટની પુરી સપાટી પર ખુણે ખુણા લગી બરોબર પથરાઇ જાય. પછી એને થોડી વાર લગી રહેવા દઇ, સાદા પાણી વડે ધોઇ નાખો. એમ થતા ચિત્ર યા આકૃતિ પાકી

# હીઆ

હીઆના છોડ ચીન અને આસામમાં કુદરતી રીતે ઉગે છે આપણી તરફ ગરમી વધારે હોવાથી અહિં એ છોડ સારા થતા નથી. એ છોડના પુ કેશર અને સ્ત્રીકેશર જુદાં જુદા છોડ ઉપર થતા હોવાથી એને બી થતાં નથી, તેટલા માટે કાતણુ રોપી એની ખેતી કરવામાં આવે છે. ગરમ પ્રદેશમાં એની-વાવણી કરવી હોય તો સુર્યનો તાપ ન લાગે એવી સાવચેતી રાખવી પડે છે ચાર પાચ વરસના જુના છોડ થાય, ત્યારેજ તેના કાતણુ કરી વાવવાના કામમા લે છે. આ કરતા નાની ઉમ્મરના છોડના કાતણુ બી તરીકે ઉપયોગમા લેવામાં આવે, તો તેને ડાળ પાંખડા સારા થાય છે, પણ રેષા સારા નીકળતા નથી હોઢ હોઢ ફીટને છેટે એના કાતણુ વાવીને તરતજ પાણી છીપવુ પડે છે એના છોડ એક ફુટ જેટલા ઉચા થાય, એટલે તેને એકઠા કરીને તેમાંથી રેષા કાઢવામા આવે છે. દશમે મહિને છોડની આસપાસ મરોડી વાળી, ઢગલી કરવામા આવે છે. ચીનમા એના રેષા કાઢતી વખતે તેને છરી વતી ચીરી નાખે છે અને અંદરની ધોળી છાલ તથા ઉપરની છાલને જુદી કરી નાખે છે ત્યાર પછી તેને ગરમ પાણીમાં ઉકાળી, નરમ કરી, તેમાના રેષા કાઢી લેવામાં આવે છે. છાલનો બહારનો ભાગ ખરબચડો અને કડબુ હોય છે, અને અંદરનો ભાગ વધારે બારીક રેષાવાળો હોય છે, અને છેક તળેનો ભાગ સૌથી ઉત્તમ હોય છે. ડુગઆંથી છ ઇંચ ઉંચાઇ સુધીનુ થડ ભુરા રંગનુ થાય, ત્યારે તે પાકુ થઇ કાપવા જેવું થયું, એમ કહેવાય છે એના પાદડા હાથ વડે સેરી નાખવાથી પડી જાય છે અને તે પછી છરીથી રેષા કાઢી લેવામાં આવે છે. કેટલીક વખત છાલને હાથ વતી પણ ભેગી

## જાણો છો?—

## આ હુનરો?

આજેજ આમાંનો કોઇ નવો ધંધો શરૂ કરી યા ચાલુ ધંધાને વિકસાવી, આવક વધારો

**વપરાએલી ટીકીટો**–વપરાયલી રદ્દી ટિકિટોના લાખો રૂપિયા કેમ મળે છે, સંગ્રહ કેમ કરાય છે, વેપાર શી રીતે થાય છે, સાધનો શા શા જોઇએ છે વ. ૬ ની સંપુર્ણ માહિતી. અંક ૬૬, ૯૭, ૯૮ અને ૯૯મો. કી. રૂપિયો એક

**વારનિશ**–૩૫ પ્રકારના વારનિશના નુસ્ખાઓ. અંક ૪૦, ૪૨, ૪૩, ૪૫, ૪૬ અને ૫૦મો. કી. ૧-૨-૦

**વાળ કાઢનાર દવાઓ**–ભુકી, પ્રવાહી, ક્રીમ, પોમેડ, સાબુ, સોગઠી અને મીણના સ્વરૂપની વાળ કાઢનાર દવાઓના ૪૪ પ્રમાણભુત પ્રયોગો. અંક ૧૦૫મો. કી. ૪ આના

**વિજળીક પટીઓ**–સંધીવા વ. દર્દો માટે તથા બચ્ચાઓને દાત આવે ત્યારે પહેરાવાતી વિજળીક–પટીઓ બનાવવાની ખાસ માહિતી અંક ૫૦ અને ૯૪મો. કી. ૭ આના

**વિજળીક બલ્બ**–*Electric Bul*ની બનાવટ વિષે. અંક ૮૫મો કી. ૪ આના

**વિજળીક બેટરીઓ**–સ્વચાલી, ઘંટડી, ટેલિફોન, ઢોળ ચઢાવવા વ. માટે વપરાતી સુકી તથા ભીની બેટરીઓ બનાવવી (ખાસ પેટન્ટ અપ્રાપ્ય પ્રયોગો સહિત) અંક ૬, ૩૬, ૪૪, ૫૦, ૫૨, ૫૭, ૭૪ અને ૮૬મો. કી. ૩ ૧-૧૦-૦

**વૉટર પેઇન્ટિસ**–બનાવવા વિષે. અંક ૩૮મો. કી. ૩ આના

**શણુ-વાવેતર અને ઉદ્યોગ વિષે**. અંક ૯૨મો. કી. ૪ આના

**શરબતોનું**–જ્ઞાન જાતની ખરી અને બનાવટી ખુશ્બોના શરબતો વિષે. અંક ૪૪, ૫૩ અને ૧૦૧મો. કી. ૧૦ આના

[જુઓ પાનું ૧૬]

લેવામા આવે છે અને પછી તેની ઝુડી બાધી થોડા વખત સુધી સ્વચ્છ પાણીમા મુકવામા આવે છે રેષાને સાફ કરતી વખતે એવુ કરે છે કે એક લાકડી ઉપર પેલી ઝુડી બાધે છે. અને કામ કરનારાઓ દરેક થડ હાથમા ધરી ઉપરથી હેઠે સુધી અંગુઠા વડે અથવા ચાકુથી મારે છે, અને તે પછી તેને સુકવે છે તથા ઝાકળ ખવરાવે છે, એટલે તેનો રંગ બદલાય છે બીજા તમામ પ્રકારના રેષાઓની સાથે સરખામણી કરતા મઝબુતાઇમા ફીઆના રેષા ઘણા સરસ માલમ પડયા છે હવામા એ રેષા ખુલ્લા રહેવાથી એની મઝબુતાઇમા કાઇ ફેર આવતો નથી. અળશીના રેષાઓ કરતા પણ ફીઆના રેષા ઘણાજ બારીક અને સુવાળા છે વળી એ રેષાનો ઝળકાટ પણ બહુ સારો છે આથી ચીનમા અને રેશમ સાથે ભેળવવામા આવે છે ફકત ફીઆના રેષા સહજ જોરથી તુટી જાય, એવા હોય છે, તેથી તેને કાતવામા ઘણી મુશ્કેલી પડે છે આ રેષાનો રેશમની સાથે ભેળ કરવામા આવે છે. એટલુજ નહી પણ બધા તંતુઓ, એટલે કપાસ, અગવા, શણ, વગેરેની સાથે પણ ભેળવવામા આવે છે ફીઆમાથી રેશમનો ભાગ સેકડે ચારથી છ ટકા સુધી નીકળે છે, અને શણમાથી સેકડે થોડાજ ટકા રેશમનો ભાગ નીકળે છે પણ ફીઆના રેષા સાફ કરવામા મુખ્ય ભાંજગડ એ નડે છે કે તેમા ગુંદરનો ભાગ છે અને ગુંદરની ખાસીયત એવી છે કે પ્રથમ તે ફુલી જાય છે, અને પછી તે પાણીમા ઓગળે છે તેથી જો એ ગુંદર કાઢવ તે અને રેસાને પાણીમા બોળી રાખીએ, તો એ રેષા બગડી જાય છે એ એક નડતર છે, જેનો યોગ્ય ઉકેલ શોધવો જોઇએ ઉત્પન્ન થવામા, એક એકરે પાચથી છ હંડ્રવેટ રેષા નીકળે છે, જો કે કેટલી વખત ફીઆની ત્રણ વખત કાપણી કરવામા છે

—કીસાનમાથી

[ પાના ૧૫થી આગળ ]



[હજી જુઓ પાના ૧૮ પર]

# કચરા પુંજાનું ખાતર.

ઝમીનમા એન્દ્રિય પદાર્થ ઘણીજ મહત્વની ચીજ છે, એ દરેક જણ સારી પેઠે જાણે છે મોટે ભાગે ગરમ પ્રદેશની ઝમીનમા આ તત્વની ખોટ વધારે હોય છે છાણીયુ ખાતર આ તત્વની ઝરૂરીઆત સારી રીતે પુરી પાડે છે, પણ બધી ખેડાણ ઝમીનને પુરૂ પડી સકે એટલા પ્રમાણમા એ ખાતર મળી સકતુ નથી આ કારણથી જે જે વસ્તુમાથી આ તત્વ મળી સકે તેનો ઉપયોગ કરવો જોઇએ જો ખેતરનો તમામ નિરૂપયોગી કચરો એકઠો કરી બરાબર રીતે કોહવડાવવામા આવે તો ખેડુતની આ તત્વની ઝુરૂરત ઘણે અંશે સહેલાઇથી પુરી પડી સકે

**જોઇતી વસ્તુઓનો સંગ્રહ–**ખેતરનો તમામ નકામો કચરો જેવો કે ઘાસ નિંદામણ વગેરે જુદો જુદો એકઠો કરી દરેકના ૬થી ૮ ઇંચના જાડા કુતી થર કરી, ૮થી ૧૦ ફુટ ઉંચાઇના ઢગલો કરવો નિંદામણ પાલડા, પાતળી સાંઠી, પોહેલુ પરાળ, શેરડીની રાળ, શેરડીના કુચા ને નરમ અથવા સાધારણ નરમ વસ્તુઓનો એમને એમ સહેલાઇથી ઢગલો કરી સકાય છે પરંતુ કપાસની કરાંઠી જુવારના જાડા રાડા, શેરડીના ઠુંઠા વગેરે સખ્ત વસ્તુઓને બળદ વા ગાડાના રસ્તામા પાથરી ઉભા ચીરી પોચાની કરવાની ઝરૂર છે, નહિ તો તે બરાબર કહોવાશે નહિ તેમજ દુગના દેશા જેવા સુવાળી સપાટીવાળા નરમ પણ જાડા થડીઆને પણ ઉભા ચીરવાની ઝરૂર છે (આના મોટુ સખ્તુ પ્રમાણ આખા ઢગલામા ૧૦ ટકાથી વધારે હોવુ જોઇએ નહિ જો કે કપાસની કરાંઠી એક ચામાસુ જુની થવાની કહોવાણને સહેલાઇથી બાળી નાખ છે તો તે બીજી વસ્તુમે ઢગલામા નાખી સકાય છે)

**કચરાની પથારી કરવી–**ઉપર પ્રમાણે બનાવેલા કચરાના ઢગલામાથી એક બાજુએથી ઉપરથી નીચે સુધી કાપીને જોઇતા પ્રમાણમા કચરો મઢી, ઢોરના કોઢારામા પાથરી ૨૪ કલાક સુધી પથારી રહેવા દેવી જાનવરની એક જોડ દીઠ પથારી માટે ૫૦ રતલ કચરો પાથરવો જ્યારે ઢોર કોઢારામા બધાશે ત્યારે તેમના પગ તળે કચરો છુંદાશે તેમજ ઢોર તે ઉપર છાણમુતર કરશે બીજે દિવસે સવારે છાણમુતરથી રગદોળાયેલી કચરાની પથારી ઉપાડી લેવી અને સાથે સાથે મુતરથી ભીની થયેલી જગાની માટી પણ (પાતળા થરથી) ઉખરડી પથારી સાથે ભેગી કરી એમ કરતા કોઢમા જે ખાડા પડે તે ખેતરમાની માટીથી બરાબર પુરી લીપી દેવા પછી આ પ્રમાણે ઉપાડેલી પથારી નીચે જણાવેલી બે રીતથી ખાતર કરવુ હોય તે મુજબ કાં તો એક ખાડામા નાખવી અગર તો તેનો જુદો ઝમીન પર ઢગલો કરવો.

જે જગાએ ખાડામા નાખવા માટે પુષ્કળ પાણી મળી સકતુ હોય તો તેવી જગામા ઉપર જણાવ્યા મુજબ છાણ-મુત વાળો કચરો સુકા મવસમમા (શીયાળા-ઉનાળામા) ખાડો કરી તેમા નાખવાની ભલામણ છે પણ જ્યા પુરતા જથ્થામા પાણી ન મળી સકતુ હોય અને ચોમાસામા સારો વરસાદ થતો હોય ત્યા ચોમાસામા ઝમીન ઉપર ઢગલો કરવાની રીત અનુકુળ થઇ પડશે

**ખાડો બનાવવાની રીત –**ખાડો ઉપરથી આશરે ૧૨ ફુટ પહોળો, તળીએથી આશરે ૧૦ ફુટ પહોળો અને ઉંડાઇમા આશરે ૨ થી ૨૩ ફુટ પહોળો હોવો જોઇએ અને તેની લંબાઇ અનુકુળતા પ્રમાણે ગમે તેટલી રાખવી સાધારણ રીતે ૨૦ ગાડી જાનવર માટે ૩૦ ફુટ લાંબો ખાડો સગવડતાભર્યો થઇ પડશે આ ખાડો ૭ દિવસમા ભરાઇ જશે દરેક ખાડામા ૭ દિવસ કચરો (છાણ મુતરવાળો) નાખવો અને જો કચરો ૭ દિવસ

કરતા વધારે વખત એમાં નાખવામાં આવે તો તેમાં નાખેલા ઉપરના અને નીચેના ભાગના કચરાના કહોવાણનું એક સરખું પ્રમાણ જળવાશે નહિ અને પરિણામે એક સરખું ખાતર તૈયાર થશે નહિ. ખાડામાં કચરાના નવ નવ ઈંચના સરખા થર પાથરવા જોઈએ અને દરેક થર ઉપર થોડી માટી, મુતરવાળી માટી અને આશરે વીશેક દિવસનું છાણીયું ખાતર (એટલે જે છાણને ઉકરડામાં નાખ્યા પછી ૨૦ દિવસ થયા હોય એવું) પાથરવું અને પછી ઉપર નીચેનો ભાગ બરાબર પલળી જાય એટલું પાણી છાંટવું. ખાડામાનો કચરો પોચો રહેવો જોઈએ માટે તને પગથી દબાવવો નહિ. ખાડામાનો કચરો મહિનામાં એક વખત તળે ઉપર કરવો અને જરૂર જણાય તો ફેરવ્યા પછી તેને ભીનો રાખવા માટે થોડું પાણી છાંટવું. આથી ભેજ તથા હવા રગવામાં પૂરતી મદદ આ પ્રમાણે કચરો પુંજાનું ખાતર (કોમ્પોસ્ટ) આશરે ૧૦૦ દિવસમાં તૈયાર થશે.

ઢગલો બનાવવાની રીત—આ રીત પણ ઉપર જણાવેલી રીતને મળતીજ છે ફેર એટલોજ કે કે ઢારામાથી છ જુમુતરનો કચરો ખાડામાં ન નાખતા તેનો જમીન ઉપર ઢગલો કરવો. ઢગલાની સાધારણ ઉંચાઈ ૨ફુટ, તળીઆની પહોળાઈ ૧૨ ફુટ અને ઉપરની પહોળાઈ ૧૦ ફુટ હોવી જોઈએ. લંબાઈ ઢોરની સંખ્યાના પ્રમાણમાં રાખવી પણ સાધારણ રીતે ૨૦ જોડી ઢોરવર માટે ૩૦ ફુટની રાખવી. ચોમાસા દરમ્યાન એ ઢગલાને સારી રીતે એ વખત ઉપર તળે કરવો. એક આખા ચોમાસાનું પાણી એ ઢગ ઉપર પડે તો આશરે ૧૦ મહિનામાં બધો કચરો ખાતર રૂપે તૈયાર થઈ જશે. જે ભાગમાં વરસાદની તાણ હોય તેમજ સુકા મોસમમાં પાણીની તંગી હોય તો એના કરતા આખું વર્ષ આ રીત—એટલે જમીન પર ઢગલો કરવાની રીતથી—ખાતર બનાવવાની ભલામણ કરવામાં આવે છે

**ખેતીવાડી ખાતાની પત્રિકા**

[ પાના ૧૬ થી આગળ ].

**સહકારી સંસ્થાન**—ભણેલા ગણેલાના માટે આદર્શરૂપ બને એવા સહકારી સંસ્થાનની યોજના. અંક ૧૦૪મો ફી ૪ આના

**સાઇલેજ** લીલા ઘાસની ગુણ બનાવવી. અંક ૯૨મો. ફી ૪ આના

**સાપ**—ઝેર ઉતારવા વિષે અંક ૬૮ મો ફી ૪ આના

**સિગારેટ**—બનાવવાની પુરી માહિતી—ગુપ્ત વિગતો સહિત અંક ૯૨મો ફી ૮ આના

**સિનેમા સ્લાઇડ**—બનાવવાની પુરી માહિતી અંક ૭૬મો ફી ૪ આના

**સિમિન્ટ**—પોર્ટલેન્ડ સિમિન્ટની બનાવટ અને તેના ઉદ્યોગ વિષે અંક ૯૧મો ફી ૪ આના

**સિમિન્ટના ટાઇલ્સ, નળીઆ અને ઈંટો**—નફાકારક ધુન્ધાનો ખાસ સચિત્ર લેખ અંક ૬૧મો ફી ૮ આના

**સિસલ**—*Sisal* છોડનું વાવેતર તથા રેસાના ઉદ્યોગની સંપૂર્ણ હકીકતો અંક ૧૦૧મો ફી ૪ આના

**સીલ કરવાની લાખ**—કાગળો મુદ્દા, તથા પારસલ અને શીશીઓ પર લગાડવાની કાળી, ચોકલેટ પીળી, બ્રાઉન, બ્લ્યુ, લાલ, લીલી, સફેદ અને સુન્દરી રૂપેરી લાખના ૬૩ પ્રયોગો અંક ૬૭મો ફી ૪ આના

**સીવવાની મીણ**—બનાવટ વિષે અંક ૯૫મો ફી ૪ આના

**મુખડ વાપતર અને ધંધા સંબંધી** (સુખડના તેલની બનાવટો વિગત સહિત) અંક ૪૮મો ફી ૩ આના

અને, બસ્યરી નહિ—આ તો ફક્ત એક નહાની સરખી યાદીજ છે. આવા ૩૦૦ ઉપરાંત ધુન્ધાની માહિતી કુમારના પાછલા અંકોમાંથી મળી શકે છે. ૨૮ પાનાની પુરી લિસ્ટ મુફત મંગાવો

અંકોના ઓર્ડર સાથે પૈસા મોકલો

લખો—કુમાર ઓફિસ, સોદાગરવાડ, સુરત.

# પૉલિશ કરનાર રૂમાલ

નાંબા પિત્તળના ચીઝોને ચાંદીનું પૉલિશ કરવા માટે સામાન્યત. અવાડી મિશ્રણો યા ભુકાઓ વપરાય છે, તેમાં આ રૂમાલ એક નવી ભાત પાડે છે કારણ કે, એના ઉપયોગથી કામ સહેલું અને જલદી થવા ઉપરાંત ઉમ્દા પણ થાય છે.

પૉલિશ કરનાર રૂમાલ બનાવવા માટે સૌથી પહેલાં સફેદ રંગની ફ્લૅનલ લાવી, તેના એકેક યા અર્ધા અર્ધા વારના કટકા કરી લો. એટલું કર્યા પછી, હવે મિશ્રણ તૈયાર કરવાનું કામ બાકી રહેશે જે એક ખાસ મહત્વનું કામ છે

## પૉલિશ-મિશ્રણ

પૉલિશ-મિશ્રણ બનાવવા માટે નીચલા પદાર્થોની જરૂરત પડે છે—

ચોખ્ખી ચાંદી ½ એવોર્ડુપોઇઝ ઔંસ, સુરાખારનો તેઝાબ ૧ ઔંસ, પારો ૧ ઔંસ, અર્ક-પાણી (ડિસ્ટીલ્ડ વૉટર) ૧ ક્વાર્ટ

સૌથી પહેલાં એક કાચનું વાસણ લઇ—આ મિશ્રણની બનાવટ માટે બધા વાસણો અને બીજાં સાધનો કાચનાજ લેવા જોઇએ, ધાતુના વાસણો વાપરવા નહિ—સાફ કરી લો. પછી ચાંદીની ઝીણી છીલણ ઉતારી, કાચના વાસણમાં નાખી, તેમાં સુરાખારનો તેઝાબ ઉમેરો, એ ચાંદીને ઓગળાવી લો. ચાંદી ઓગળી જાય ત્યારે તેમાં પારો મેળવી, તેને એકઠેર કરી લો

હવે એક બીજા મ્હોટા કાચના વાસણ યા બરણીમાં ૧ ક્વાર્ટ ઠંડું અર્ક-પાણી ભરી લઇ, જ્યારે ઉપનું મિશ્રણ એકઠવ થઇ ચુકે ત્યારે તે પણ તેમાં ઉમેરી દઇ, કાચના સળિયા વડે મિશ્ર કરી લો. (મિશ્રણ ઝેરી છે)

## રૂમાલની બનાવટ

મિશ્રણ તૈયાર થયા પછી રૂમાલ બનાવવાના બાકી રહે છે એ માટે એક મ્હોટી કાચ યા ચીનીની રકાબીમાં થોડું મિશ્રણ કાઢી, તેમાં આગળથી તૈયાર રાખેલી ફ્લૅનલને સારી પેઠે ભીંજવી લો (યાદ રહે કે, બનતા લગી મિશ્રણને હાથ-સ્પર્શથી બચાવવું જરૂરી છે તેથી કાચના સળિયા વડેજ કપડાંને ફેરવવું કાઢવું-મુકવું વ) ફ્લૅનલ બરાબર ભીંજાઇ ચુકે ત્યારે બહાર કાઢી હાથ વડે (હાથ પર રબરના મોજા પહેરી લેવા જોઇએ)



કપડાં નીચોવનાર યંત્ર

યા આ યંત્ર વડે ફ્લૅનલને નીચોવી લેવી. પછી તેને સુકવી લઇ, ૩ ઇંચ પહોળા અને ૬ ઇંચ લાંબા યા ૬ ઇંચ પહોળા અને ૯ ઇંચ લાંબા રૂમાલના કટકા કાપી લઇ, પરબીડામાં મુકી, વેચવા માટે તૈયાર કરવા

## પૉલિશ કરવાની રીત

આ રૂમાલ વડે પૉલિશ કરવાની રીત તદ્દન સાદી છે સૌથી પહેલા તાંબા, પિત્તળ, બ્રોન્ઝ યા જર્મન સિલ્વરની જે ચીઝ પર પૉલિશ કરવું હેય તેને ખુબ સારી રીતે સાફ કરી લેવી કારણ કે, જો તે ચીઝ બરાબર સાફ થઇ નહિં હોય

તડકામાં પાક કાપતાં, સુવાદાણા ખરી પડતા હોઈ. કાપવાનું કામ મોડી રાતે અને વહેલી સવારે કરવામાં આવે છે.

એ કામ પત્યા પછી, સુવાદાણા છુટા પાડવાનું કામ કરવનું રહે છે. અલબત્ત એ કામ પણ ઠંડા પહોરેજ કરાય છે તે થઇ જતાં, સુવાદાણાને સાફ કરી, બજારમાં વેચવા માટે મોકલી દવાય છ.

અલબત્ત, જો સુવાની ભાજી વેચવી હોય તો તેની કાપણી આ પહેલા યોગ્ય સમયે કરી સકાય છે.

## સુવાનો અર્ક

સુવાદાણા એમ ૫ણ ઔષધિમાં વપરાય છે અને એનો અર્ક તથા તેલ પણ દવાના ઉપયોગે પડે છે એમાય, એના અર્કની ખપત ખુબ બહોળી છે. પહેલા તો પરદેશથી તૈયાર થઇ આવતો હતો પણ હવે તો હિન્દમાંય ઠેર ઠેર તે બનાવવામાં આવે છે

સુવાના અર્ક ( *Dill Water* ) ની બનાવવાની રીત આ છે.—

ખાંખરા કરેલા સુવાદાણા ૧ રતલ, પાણી ૨ ગેલન.

પહેલાં ઉમદા જાતના સુવાદાણા, ઝટ, ઝડપથી વીણી કાઢો. પછી એ સાફ કરેલા સુવાદાણાને સહજ ખાંખરા કરી, એક રતલ જુદા કાઢી લો. પછી એ સુવાદાણાને બે ગેલન સ્વચ્છ પાણી સાથે અર્ક–યંત્રમાં ભરી, ઢાંકણું ખુબ મજબુતીપૂર્વક બંધ કરી દો કે જેથી તેમાથી સહજે વરાળ હવામા બહાર નીકળી ન સકે. એ કામ ખાસ અગત્યનું છે કારણ કે જો સહજ પણ વરાળ બહાર નીકળી જશે તો તેટલા પ્રમાણમા અર્ક ઓછો નીકળશે એમજ રીતે યંત્રમાની વરાળ–નળીઓને પણ મજબુત રેણ કરેલું હતું જોઇએ, જેથી તેમાંથીય વરાળ બહાર નીકળી ન સકે.

યંત્રમાં સુવાદાણા અને પાણી ભર્યાં અને ઢાંકણું વ. બંધ કર્યા પછી યંત્રની નીચેની



અર્ક–યંત્ર

સગડીમાં આગ સળગાવી દેવામાં આવે છે, જમણી તરફથી નીકળતી વરાળ–નળી પાસે અર્ક એકઠું કરવાનું વાસણ મુકી દે છે અને સાથેજ યંત્રની જમણી તરફના ખૂલા વાસણમાં સાફ ઠંડુ પાણી ભરી દે છે કે જેથી વરાળ–નળીમાંથી પસાર થતી વરાળ બહારની એ ઠંડકને સબબે પ્રવાહી બની જાય. અર્ક કાઢવાની ક્રિયાનો એ પણ એક અગત્યનો મુદ્દો હોય, વરાળની ગરમીથી જ્યારે જ્યારે એ બહારના વાસણમાંનું પાણી ગરમ થાય કે તેને તરતજ બદલી નાખવું જરૂરી છે. કારણ કે જો બહારના વાસણમાંનું પાણી ઠંડુ ન હોતાં ગરમ હોય તો વરાળ પ્રવાહી રૂપ પકડવાને બદલે વરાળ રૂપેજ બહાર નીકળી જશે અને અર્ક બનશે નહિં. તેથી એ મુદ્દા પર પણ ખાસ લક્ષ આપવું જોઇએ.

ટુંકમા, યંત્રની નીચેની અગ્નિ દ્વારા તેમાનુ પાણી સુવા દાણા સાથે ઉકળી ઉકળી, વરાળનું રૂપ લઇ, પાસેના ઠંડા પાણીવાળા વાસણમાંથી પસાર થઇ, અર્ક રૂપે બહાર નીકળે છે. જ્યારે ૧ ગેલન જેટલો અર્ક નીકળી ચુકે કે ક્રિયા ખતમ થઇ લેખી, આગ બુઝાવી દેવી જોઇએ.

સુવાના આ અર્કને બરાબર સાચવી રાખવાથી લાંબા કાળ લગી સારી સ્થિતિમાં રહેશે.

[નોંધ - લાંબા સમય સુધી એને સાચવવાનો વિચાર હોય તો થોડાક ટીપાં કાર્બોલિક ઍસિડ ઉમેરી દેવાથી, તે બગડ્યા વિના રહી શકશે]

## ફિનાઇલની ગોટીઓ

ચરબી ૮ રતલ, રાળની ૮ રતલ, ક્રિયોઝોટ ઑઇલ ૫ રતલ, કૉસ્ટીક સોડાનો દ્રવ (૧૬° Tw નો) ૯ રતલ

પહેલાં ચરબી અને રાળને ચુલે ચઢાવી, ઓગળાવો પછી તેમાં કૉસ્ટીક સોડાનો દ્રવ



સાબુની ફ્રેમ

ધીમે ધીમે મેળવી, એક જેવું મિશ્રણ થાય ત્યાં સુધી પકવતા રહો. પછી ચુલા



ગોટીઓ બનાવનાર યંત્ર

પરથી ઉતારી ક્રિયોઝોટ ઑઇલ મેળવી, સાબુની ફ્રેમ જેવી ફ્રેમમાં ભરી, કઠણ થવા દો. કઠણ થયા પછી, તેની ન્હાની ન્હાની ગોટીઓ તાર વડે કાપી લો. યા સાબુની ગોટીઓ બનાવનાર યંત્ર વડે બનાવી લો.

આ ફિનાઇલની ગોટીઓને હજી વધુ જલદ બનાવવી હોય તો ક્રિયોઝોટ ઑઇલનું પ્રમાણ વધારી શકાય છે.

## બ્લુ બ્લેક શાહીની ટીકડીઓ

૧—બ્લુ રંગ ૧ ઔંસ, હીરાકશી ૨ ઔંસ, બાવળનો ગુંદર ૧½ ઔંસ



ટિકડી યંત્ર

બધાને વાટી, ટિકડી-યંત્ર વડે ૭-૭ ગ્રેનના વજનની ટિકડીઓ બનાવી લો

૨—લોગવુડ એક્સ્ટ્રૅક્ટ ૨½ ઔંસ, બ્લુ રંગ ૧/૨ ઔંસ, લાલ રંગ ૧/૨ ઔંસ, બાવળનો ગુંદર ૪ ઔંસ

બનાવવાની રીત ઉપર મુજબ

## મસાની ગોળીઓ

રસોત, નરસાદર, ફટકડી અને સુપારીના બીજ સમપ્રમાણમાં લઈ, બારીક વાટી ખપ પુરતો મૂળાનો રસ મેળવી, ૪ ગ્રેનની વજનની ગોળીઓ બનાવી લો.

સવાર સાંજ બબ્બે ગોળીઓ સકરકંદના રસ અથવા તાજા પાણી સાથે લેવી

## લાલ શાહીની ટિકડીઓ

એઓસિન ૪ તોલા, ડેક્ષ્ટ્રીન ૨ તોલા, ખાંડ ૪ તોલા

બધાને વાટી, મિશ્ર કરી, ટિકડી-યંત્ર વડે ટિકડીઓ બનાવી લો

# ગ્રાહકોનો આભાર માનો

વિનય અને વિવેકનું સમાજ વ્યવહારમા જે સ્થાન છે, તેથી વધુ મહત્વભર્યુ સ્થાન તેનું વેપાર વ્યવહારમા છે. સામાન્ય વિનય અને સાધારણ વિવેક દ્વારા વેપારી દુન્યામા એવી એવી ઉથલ પાથલો થઇ છે—અને થઇ રહી છે—કે જેઓ એ અગત્યના મુદ્દાને અવગણે છે, તેમને 'માટે કયુ વિશેષણ બંધબેસતું છે, ને કલ્પવુંયે મુશ્કેલ લાગે છે.

## હિકી ભાઇઓનો દાખલો

હિકી ભાઇઓની વિનય-પધ્ધતિયે વેપારી દુન્યામાં નવોજ રેકર્ડ સ્થાપ્યો છે

આજથી ૪૭ વર્ષ પહેલા હિકી ભાઇઓએ ડેવનપોર્ટ (આયોવા—અમેરિકા)મા એક ન્હાની અમથી દુકાન ઉઘાડી હતી તેમણે જાહેરાત માટે કહો યા વિવેક ખાતિર કહો, પોતાની દુકાનમા મ્હોખરે અહીં નીચની મતલબનુ પાટિયું ટગાડી દીધુ હતુ

જો અમે તમારો આભાર
માનવા ચુકીએ તો તમારી
ખરીદી તમને મુફત પડશે.

એ આભાર-પધ્ધતિનુ પરિણામ? એજ કે, આજે હિકી ભાઇઓની કુલ ૪૭ દુકાનો થઇ ગઇ છે અને બેશક, તે દરેકમા ઉપરનુ પાટિયું ટંગાયી દેવાયું છે

આ નિવેદન-પદ્ધતિ કંઇ તદ્દન મુફત નથી વર્ષાની જ્યારેય કોઇ નાકર ગ્રાહકનો આભાર માનવાનું ચૂકે છે ત્યારે, જાહેરાત પ્રમાણે ગ્રાહકની ખરીદીના પૈસા તેને પાછા આપવામા આવે છે—તેને મુફત માલ મળે છે એમ. ક્યારેક નુકસાન—યા કહો કે, અવિવેકીપણાનો દંડ—અવશ્ય વેઠવો પડે છે, પણ તેથી જે જાહેરાત થાય છે ને નેકનામી મળે છે તેની રકમ ખર્ચીને મેળવી શકાતી નથી.

હિકી ભાઇઓ પોતાની એ પદ્ધતિથી ખુશ ખુશ છે, કારણ કે જ્યારે તેમનું અઠ વાડિક વેચાણ ૮૦૦૦ પૌંડ જેટલું છે, ત્યારે ભાગ્યેજ અઢી પૌંડ દર અઠવાડિયે ગ્રાહકોને પાછા આપવા પડે છે

## મૌખિક આભાર

હિકી ભાઇઓનો દાખલો બેશક મૌખિક આભારનો છે એવો આભાર, જેને માટે એક પાઇનો ખર્ચ નથી થતો—અલબત, હિકી ભાઇઓ પેઠે, શર્ત ન રખાય તો શર્ત રખાય તો, બેશક, થોડોક ખર્ચ થાય ખરો શા માટે ત્યારે, આપ પણ પોતાના ગ્રાહકોનો આભાર માનવાનો નિયમ બનાવી ન લો?

એ આભારના લાભ ઘણા છે ગ્રાહક ખુશ થાય છે, કશી ગયર સમજ ઉત્પન્ન થતા, તેનો નિકાલ સહેલાઇથી આવી શકે છે, ગ્રાહકો બીજાઓને સિફારિશ કરે છે અને સૌથી છેવટે વેચાણ વધે છે

## છાપેલા આભાર-બોલ

મૌખિક આભાર પેઠેજ છાપેલા આભાર—બોલ પણ પોતાની નોખી ખુસુસીય્યત ધરાવે છે, કારણ કે જ્યારે મૌખિક આભાર પળ માત્રમા વિસરાઇ જવાનો સભ્ભવ રહે છે ત્યારે છાપેલ આભાર—બોલો લાબા કાળ લગી તાજા રહે છે

છાપેલા આભાર-પ્રદર્શનની ઘણી પધ્ધતિઓ છે, જેમાની એકાદ બે તો આપણે ત્યા કયારનીય પ્રચલિત પણ છે[1] પરંતુ ઇગ્લાંડ વધુ અસરકારક અને યુરપ અમેરિકામા પ્રચલિત આભાર-કાપલીની પધ્ધતિ હજી સુધી આપણે ત્યા કયાય નજરે થઇ જોવામા આવી નથી તે જારી કરવાની જરૂરત છે

## આભાર-કાપલી

કેવી હોય છે, એ આભાર-કાપલી? આ રહ્યો, તેનો એક નમૂનો

(૧) પૈસાની પહોંચમા એ પધ્ધતિ વધુ પ્રચલિત હોઇ, પહોંચના છાપામા "Received with thanks from" શબ્દ મેઘ હોય છે

# યુરપિયનોની વેપારી કુનેહ

યુરોપિયનોની વેપારી કુનેહની આ એક તદ્દન ખરી વાર્તા છે.

એક શહેરના અમુક વેપારીનો વેપાર ખૂબ મ્હોટા પાયા પર ચાલતો હતો, કે એકાએક નહિં જણાવવા કારણેસર ગ્રાહકો તુટવા અને મંદી આવવા લાગી. વેપારીએ પહેલાં તો માલના ભાવ તાલ વ.ના બાગમાં ઓછું વત્તુ કરીને ગ્રાહકોને આકર્ષવાના પ્રયાસ કર્યા, પણ કામ્યાબી ન મળી. છેવટે તેણે પોતાના જવાન પુત્રની સલાહથી નીચલી મતલબના હસ્તપત્રો છપાવી, શહેરના બધા બજારોમા છૂટથી વહેંચાવ્યાઃ

## આપ ચિંતાતુર શાને છો?

બજારમાં ખરીદી કરતા સમે અમારા ગ્રાહકો તથા બીજાઓને જે તકલીફ વેઠવી પડે છે, તેનો ઇલાજ કરવાનું અમે હવે નક્કી કરી લીધું છે અને તેથી જો આપ–

૧ બજારમા ફરતા ફરતા થાકી ગયા હો તો અમારા મિહમાન–ઘરમા આવી આરામ લો.

૨ તડકા અને પગાનાથી રેબઝેબ થઇ ગયા હો તો મિહમાન–ઘરના પંખાની ઠંડી હવા હાજિર છે.

૩ તરસથી બેચયન હો તો આવો, ઠંડું તાજું, સ્વચ્છ અને મીઠું પાણી મવજુદ છે.

૪ સરદી સતાવતી હોય તો તમને ગરમી આપવા અમારી અંગીઠીઓ તૈયાર જ છે.

૫ વર્ષાદથી ભીંજાઇ ગયા હો તોય ચિંતા કરવાની જુરૂરત નથી. અમારા મિહમાન ઘરમાં નમે પનાહ લઇ, કપડા સુકાવી સકશો.

૬ આપની ખરીદીના ન્હાના ન્હાનાં બંડલો ભેગાવી એક મ્હોટું બંડલ બંધાવવું હોય તો તે પણ અમારે ત્યાં થઇ સકે છે.

૭ પૈસાનું પરચુરણ જોઇતું હોય તો તેય મળી સકે છે

૮ તાર, ટપાલ, રેલ્વેના આવવા જવાના વખત, બેન્ક વ. વ. સંબંધી બધી વાતોનો પુરતો ખુલાસો આપને અમારા 'પુછપરછ વિભાગ'માંથી તરતજ મળી જશે.

**અને બેશક એ બધું તદ્દન મુફત અને આપની ઉપર કોઇપણ પ્રકારના આભાર યા બદલા વિના મળે છે.**

તો પછી—

આપ ચિંતાતુર શાને છો?, એક વાર અમારે ત્યા આવી, આરામ તો મેળવો.

—*—

હસ્તપત્રો શું વહેંચાયા, દરેકની જીભે આ મુફત સગવડો કંઠસ્ત થઇ ગઇ. બીજેજ દિને વેપારીનું 'મિહમાન–ઘર' (જે બેસક, એક ન્હાનો સુંદર રીતે શણગારેલો ઓરડો હતો) ચીકાર થઇ ગયું. બે ત્રણ નવકરો તેમની ખિદમત માટે મુકર્રર કરી દેવાયા. લોકો આવતા, આરામ મેળવતા અને 'મિહમાન–ઘર'માં રાખેલા માલના નમુના, કેટલૉગ વ. જોઇ, કંઇક પસંદ આવતાં ખરીદી પણ કરતા. 'ઉપકાર કરનારનો આભાર માનો' એ દ્રષ્ટિએ પણ લોકો વેપારીને ત્યાથી ન્હાની મ્હોટી ચીજ જુરૂર ખરીદતા જતા એટલુંજ નહિં બલકે તેમનો મ્હોટો ભાગ–જે બીજા વેપારીઓનો ગ્રાહક હતો—હવે આ વેપારીના ગ્રાહક થઇ ગયા.

એ ખરૂં છે કે, ઉપલી સગવડો આપવા પાછળ વેપારીને થોડોક ખર્ચ થયો, પરંતુ એ ખર્ચ દ્વારા તેણે પોતાની જે સફળ જાહેરાત કરી, તેવી સફળ જાહેરાત એટલાજ ખર્ચમાં બીજી કોઇ રીતે થઇ સકતી નહતી.

# એજન્સીનું કરારનામું

વેપાર વ્યવહારમાં એજન્સી પદ્ધતિનું જે સ્થાન છે તેથી હરકોઇ વેપારી સારી રીતે જાણકાર છે પોતાના વેપારને સ્થાનિક વર્તુળથી–અને કેટલાક સંજોગોમાં તો ખુદ સ્થાનિક વર્તુળમાંથ–આગળ વધારવા અને વિકાસ માટે એજન્સી પદ્ધતિએ જે કર્યું છે, તેનો ખરો અંદાજો કાઢવો મુશ્કેલ નથી, બલ્કે હકીકત એ છે કે જો થોડાક સમય માટે એજન્સી પદ્ધતિ બંધ કરી દેવાય તો વેપાર વ્યવહારનો મ્હોટો ભાગ જોતજોતામાં થંભી જાય અને વેપારી બજારો ઠંડા પડી જાય

એજન્સી પદ્ધતિના લાભાલાભ અને તેના નિયમો તથા કરારો વિષે કુમનના ૮૨મા અંકમાં એક લેખ છપાઇ ચૂકયો છે આજે તેમાં ફકત એક કરારનો ઉમેરો કરવો છે એ કરાર દેશ પરદેશના વેપાર માટે તૈયાર કરાવતા હોઇ, પરદેશો સાથે વેપારી સંબંધ રાખવા ચાહતા વેપારી–એજન્ટો માટે છે

Whereas an agreement has been made this day between of... , (hereinafter called 'the firm) on one part and of (hereinafter called Sole Agent') on the other part ... is hereby appointed to act as Sole Agent for India Burma & Ceylon for the above named firm for a period of three years from this day on the terms and conditions appended below —

(1) The Sole Agent's salary will be £25/= (Twenty Five pounds) monthly payable at the end of each month

(2) The Sole Agent is obliged to send the firm only two orders of Twenty Five apparatuses each, every month If the total sales do not reach this figure the salary will be reckoned, in proportion to the sales effected

(3) For apparatuses sold in excess of stipulated Fifty, the commission will be calculated on the wholesale price list and allowed

(4). If not salary basis the Sole Agent will receive 30% (Thirty per cent) discount on small orders direct or indirect, For quantities of 25, 50 and 100 apparatuses, he will receive, in addition to this commission, the special discount fixed in the letter of nomination

(5) Salary and or commission on direct or indirect orders will be paid on 30th of each month

(6) The firm will not supply goods direct to customers in the districts mentioned above but the orders and enquiry letters etc. that come direct to the firm from these districts will be referred and sent to the Sole Agent, who will then duly attend to them

(7) All sorts of advertising expenses will be fully borne by the firm

(8) The letter of nomination, literature wholesale price list and all other necessary materials, shall be sent by the firm, at their own expense with the first apparatus ordered herewith

(9) The duration of Sole Agency is three years, with option of renewal

(10) The terms of payments are cash with order or draft of 30 60, or 90 days, with option to alter these terms later on, when required

(11) The firm shall have to consider the proposal of depot, office etc later on if required and proposed by the Sole Agent

## નિષ્ફળતાના મુખ્ય સબબો

કેટલાક વેપારીઓ જ્યારેય નિષ્ફળ નીવડે છે ત્યારે તેના ખરા સબબો જાણવા અને તેનો ઇલાજ કરવાને બદલે પોતાના નસીબનો વાંક કાઢવાને બિહતર માને છે એમ કરવાનો કારણ એ હોય છેઃ એક તો, અજ્ઞાનતા અને બીજું, ખરી હકીકત સામે કસોટીમાં ઉભા રહેવાની નિષ્ફળતા. કારણ કે, પોતાની નબળાઇથી તે પોતે ખૂબ જાણકાર હોય છે અને બહારથી તે છુપાવવાનો ડોળ ભલે ભજવે, દિલની ઊંડાણમાં તેમને પોતા ઉપર વિશ્વાસ હોતોજ નથી

પરંતુ-જો તેઓ ખરી હકીકત જાણવા પ્રયત્ન કરે તો તેમને જણાઇ જશે કે તેમની નિષ્ફળતા માટે તેમનું ફુટેલું નસિબજ યા તુટેલ નસીબ જવાબદાર નથી, બલકે નીચેના એક યા વધુ સબબોજ કારણભુત છેઃ—

૧ પુંજીની ઓછપ
૨ પોતાના બેદરકારી
૩ દુકાનની જગાની અયોગ્યતા
૪ દુકાનમાં માલની ઓછપ
૫ પોતાની બિન-આવડત
૬ પોતાના અવ્યવસ્થિત રંગઢંગ અને અયોગ્ય કિંવા વધુ પડતો ફેશનેબલ યા વધુ પડતો ચિંઠોળાલ પોશાક
૭ દુકાનદારની તફટ જીભ યા કઠોર વાણી
૮ માલની કીમતમાં વારંવારનો બિન વાજબી અને અકારણ ફેરફાર
૯ ઘરાક આગળ બીજા વેપારીઓની નિંદા
૧૦ પોતાના માલના ગુણદોષોથી અજાનતા
૧૧ વાચાળપણું
૧૨ વધુ પડતી આપવડાઇ
૧૩ ગ્રાહકની સગવડતા યાં તકલીફોથી બેદરકાર રહેવું
૧૪ વધુ પડતો ગર્વ યા ગુસ્સો
૧૫ વાયદા કરી, તેમને પૂરા ન કરવા
૧૬ રહમસ ચિડરો
૧૭ અપ્રમાણિકપણું
૧૮ જુઠું બોલવું
૧૯ ખોટી દાનત
૨૦ લેણદેણમાં બેદરકારી

તમારા વેપારની નિષ્ફળતાનો સબબ શોધો અને તેનો ઇલાજ કરો

---

**નોક ઝોંક** [ હિન્દી માસિક ]

તંત્રીઓ જનાબ કેદારનાથ ભટ્ટ અને ઓમપ્રકાશ શર્મા, આગ્રા

આ હિન્દી માસિક રમુજી સાહિત્ય પીરસે છે વાર્ષિક એક રૂપિયાના લવાજમમાં મસ્તુજ ગણાય.

**ઇકબાલ** [ ઇદ અંક ]

તંત્રી જનાબ યઅકૂબ મુહમ્મદ સાદિક 'મરહુમ', રંગુન.

બર્માંમા વસતા મુસ્લિમ ગુજરાતી બિરાદરીના આ એક માત્ર મુખપત્રે, ઇદ પ્રસંગે ૬૦ પાનાનો દળદાર ખાસ અંક પ્રગટ કર્યો છે, જેમા ઉમદા નઝમો ઉપરાંત દિલચસ્પ મઝમુનો અને લગભગ બે ડઝન જેટલા ફોટા પણ આપવામાં આવ્યા છે કાગળ-શાહી-બ્લોકની આજની મોંઘવારીના સમયમા આવો સાહસ સાચેજ, પ્રશંસાપાત્ર છે બર્માંમા વસતા મુસ્લિમ ગુજરાતીઓએ 'ઇકબાલ'ને વધુ અને વધુ ઉત્તેજવુ જોઇએ

**દર્સે કુર્આન**

અનુવાદક જનાબ સિરાજુદ્દીન કુરયશી બલ હાશિમી, માંગરોલ

આ નાનકડી પુસ્તિકા, 'ઇમાન'ના ખાસ અંક તરીકે પ્રકટ કરવામા આવી છે અમા સુરએ ફાતિહા ઉપરાંત સુરએ બકરના પહેલી ત્રણ ચાર આયતોની વિસ્તૃત સમજુતી અપાઇ છે, જે વાચનાર્થ કુર્આની તઅલીમ સ્પષ્ટ થઇ શકે છે.

પ્રયાસ મુબારકબાદનો મુસ્તહક છે, છતાં 'ઇમાન'ની અનિયમિતતા સાલ્યા વિના રહેતી નથી

**બાલસખા** [ દિવાળી અંક ]

તંત્રી જનાબ હિંમતલાલ ચુ શાહ, અમદાવાદ

અઢી વર્ષથી પ્રગટ થતા આ બાળ-માસિકે પોતાનો નવેમ્બરનો અંક દિવાળી અંક તરીકે પ્રકટ કર્યો છે જે પોતાના ઉમદા અને દિલચસ્પ લેખો, કવિતાઓ, બારોબાર ચિત્રોથી રોચક મોહક બન્યો છે બાળકો એને સાદ્યંત પૂરો વાચ્યા વિના હાથમાંથી મૂકશે નહિ.

લીધેલા શ્રમ બદલ તંત્રીને ધન્યવાદ

**મરાલ** [ હિન્દી માસિક ]

તંત્રીઓ જનાબ કિશોરીદત્ત બાજપેઇ શાસ્ત્રી અને શ્યામસુંદરલાલ દીક્ષિત, આગ્રા

નવુ હિન્દી માસિક છે લેખોની ચુંટણી સારી હોઈ, રસપ્રદ વાચન સામગ્રી પીરસી રહ્યુ છે ભાવિ ઉજ્જવળ દેખાય છે

**સ્ત્રીજીવન** [ માસિક ]

તંત્રી જનાબ મનુભાઇ જોધાણી અહમદાબાદ

બે મહિનાથી પ્રગટ થવા માંડેલુ આ નવુ સ્ત્રી માસિક પહેલા અંકથીજ પોતાના આશાસ્પદ ભાવિની દલીલ પેશ કરે છે લેખોની ચૂંટણી ઉમદા છે અને વૈદક, રસોઇ, ગૃહઉદ્યોગ, વ ના વિષયો દરેક બ્હેનને માર્ગદર્શક રૂપ થઈ પડ્યા વિના રહેશે નહિ, એવી ખાત્રી છે

પત્રને છેડે 'શિશુ વિભાગ' પણ છે, જેય પોતાના વિષયને ઠીક ઠીક ઈન્સાફ અર્પતો હોઇ, એક દરે 'સ્ત્રીજીવન'નુ પ્રકાશન ગુજરાતી સ્ત્રી-માસિકોમા એક સુંદર ઉમેરો કરે છે

તંત્રીભાઇને અભિનંદન અને તેમને ઉત્તેજવાની વાચકોને સિફારિશ

**પહોંચ**

* જમિઅહ દુસયનિયહ-રાદેરનો ૧૩૫૭ હિજરીનો હિસાબ અને રિપોર્ટ

દીની ઇ'મ પ્રસારની આ રાદેરી સંસ્થા સારી પેઠે જાગતી છે વાર્ષિક ખર્ચ રૂ ૧૮૦૦૦ જેટલો છે કાયમી આવક કશી નથી મદદની મુસ્તહક છે

* અંજુમને ઇમદાદીયહ સુન્ની જમાઅત કવમે બનાદિ્મ-અહમદાબાદનો ૧૩૫૭-૫૮નો રિપોર્ટ

# પૂ ■ છ ■ પ ■ ર ■ છો

• 'કમર'ને લગતા વિષયોના પ્રશ્નોના જવાબો અત્રે ઠમવાર મુદત પ્રગટ થાય • છે. એકી વેળા વધુમાં વધુ ત્રણ પ્રશ્નોનાજ જવાબ મળી શકશે.

• ટપાલ દ્વારા ખાનગી જવાબ જોઈએ તો દરેક પ્રશ્ને દીઠ પાચ આનાની (બર્મા: આઠ આના અને પરદેશ: નવ પેની) ટીકીટો બીડવી [ વી પી.ના ઓર્ડર સ્વીકારતા નથી ]

૨૪૬૩–ક. મુ. અહમદાબાદ–(૧) જાપાની માલ હિન્દ મંગાવવાની મનાઇ નથી. અલબત, જર્મની. પોલેંડ, ડેનમાર્ક અને બેલ્જીયમ સાથેનો સંબંધ લડાઇને સબબે તુટી ગયો છે. (૨) જર્મની ખ.૧ ઠો પાર્સલ મોકલી શકાતી નથી (૩) છાપાને માટે વપરાતો ન્યુઝ પ્રિન્ટ હવે હિન્દમા ક્યાંક ક્યાંક બને છે, એ ખરૂં પણ તે જૂજજ જોવા પડે છે. યુરપથી લડાઇ પહેલાં જે ભાવે ન્યુઝ પ્રિન્ટ આવતા હતા, તે ભાવે તો હિન્દમાં હજી લગી બની શકતા નથીજ.

૨૪૬૪–વિ. બ. વી: મહેસાણા–એક પ્રતથી અનેક પ્રતો કાઢવાના સાધનને ડુપ્લી કેટર કિંવા હેકટોગ્રાફ કહે છે. ડુપ્લીકેટરો રૂ. ૩૦ થી રૂ. ૧૫૦૦ લગીના પ્રકાર પ્રકારના આવે છે. એની પુરી વિગતો માટે કમરનો ૪૯મો અંક જોશો હેકટોગ્રાફ ઘરમેળે બનાવી શકાય છે તેની માહિતી કમરના ૩, ૭૬ અને ૧૦૮મા અંકમાં છે.

૨૪૬૫–સા. મુ. મો: જામનગર–કમરનું ટપાલ ખર્ચ સુરતથી જામનગર માટે અમારી ઑફિસને નકલ દીઠ ફક્ત એકજ પૈસો થાય છે, કારણ કમર ટપાલ ખાતામાં છાપાના ખાસ દરના કાનુન મુજબ રજિસ્ટર થયુ છે પરંતુ અમારા સિવાય બીજો કોઇ શખ્સ મોકલે તો તેને બુક પોસ્ટના દરે પહેલા અઢી તોલાના બે પૈસા અને પછી દર અઢી તોલાના એક પૈસાના હિસાબે ટપાલ ખર્ચ ભરવો પડે છે.

૨૪૬૬–સ. સા બેંગલોર–(૧) 'ફાયર કલે'ની ઇંટો બનાવવાની માહિતી હવે પછી છપાશે (૨ અને ૩) દિવાસળીની સળી તેમજ ખોખાના મિલ્લો ન. વ. ની પુરી વિગતે,

કુમાર ૫૪૯, ૭૩ અને ૭૯મા અંકમાથી મળી શકશે

૨૪૬૭-૫. મા અ જામનગર-(૧) ક્રિકેટ કેક બનાવવાની કોઈ ચોપડી હજી લગી ગુજરાતીમા છપાઇ નથી (૨) ક્રિકેટ બનાવવાના યંત્રો અમારે ત્યા વેચાતા નથી એ બધા યંત્રો એના ખાસ વેપારીઓ પાસેથી મળશે

૨૪૬૮-એન સ વઢવાણ-(૧) દેશી ભરતની ટોપી એટલે દોરીના ગુથણકામની ટોપી ? ને ગુથણકામ નો મેળ, હાથ ભરી ભરીને છે પણ જો કપડા પર દોરીની તરહ બનાવેલી હોય એવી ટોપી હોય તો, અલબત, એવું ભરતકામ યંત્ર વડે પણ થઇ શકે છે (૨) સફેદ ટોપી ધોવાવી પીળી થાય તો તેને સફાઇ નગી આવતા સફેદાશ પકડશે

૨૪૬૯-એ એસ એસ જી ખ જુના-



# અનાવિલ પોકાર

## અનાવિલ કોમનું એકજ મુખપત્ર





ગઢ-(૧) ટોપીનુ વાળવાનું કપડું તથા બીજા સામાન માટે વ માટે એ એ સુન્ની C/o ગેડ બ્રધર્સ, ફાલબાદેવી રોડ મુબઇ ૨ ને લખજો (૨) ટુથ પેસ્ટ વ માટે વપરાતી ટયૂબો પરદેશથી તૈયાર આવે છે તેના એક વેપારીનુ શિરનામુ આ છે — મ એમ સુન્દરજી, ૨૨ કેનીંગ સ્ટ્રીટ, કલકત્તા (૩) જુદા જુદા પ્રકારના લેબલ માટે કેલેન્ડર મેન્યુફેક્ચરીંગ કમ્પની, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુબઇ, ૧ ને લખજો

૨૪૭૦-મૈ પ્ર કુતિયાણા-(૧) ક્રિમ બનાવનાર એક કમ્પનીનુ શિરનામુ આ છે - ઇમ્પીરીયલ ક્રિમ કો કેનેડી પુલ, મુબઇ (૨) વરાળી વગેરે માટે વિજળીક બળ પયદા કરનાર યંત્રો જેનેરેટર કહે છે એવા યંત્રો માટે જોન્સ ઇન્ડિનિયરીંગ કમ્પની લિમિટેડ, કોટ, મુબઇ-૧ ને લખજો

૨૪૭૧-ની. ડી મે ગડગ-(૧) મેલ ઓર્ડર બિઝનેસ એટલે કેવળ ટપાલ મારફતે ચાલતો વેપાર એને લગતી પુરી વિગતો 'વેપારની ચાવી' પુસ્તકમાથી મળશે (૨) હાસ્ય વિનોદ વ બાબતો ગણ્યા માસિકો થયા છે તેની પુરી યાદી માટે '*All India Press Year Book*' જોશો (૩) કુમારમા છપાતા ઇલાજ પ્રયોગો અમારા પોતાના અજમાવેલા હોતા નથી, કેટલાક અજમાવેલા હોય છે, કેટલાક પૃથક્કરણ કરીને ચોકસ કરાવતા અને કેટલાક વિશ્વાસપાત્ર અને પ્રમાણભૂત સાધનો દ્વારા મેળવાવતા હોય છે

૨૪૭૨-મો ક મા મુબઇ-(૧) ગધા ફિરોઝા નામ ખરૂ નથી, ખરૂં નામ તો ગધા બિરોઝા છે, જેને અગ્રેજીમા *Oleo-Resin* કહે છે અને જે ઝાડમાથી નીકળે છે એને લગતી વધુ વિગતો કુમારના ૭૪મા અંકમાથી મળશે (૨) નપથા સળગી છે અને તે કોઇ પણ દેશ અને ત્યાથી મળી શકે છે (૩)

# કમર

જાન્યુઆરી ૧૯૩૯થી ડિસેમ્બર ૧૯૩૯ લગીની વાર્ષિક અનુક્રમણિકા

## ચિત્રો



## તંત્રીસ્થાનેથી

## વેપારી કળા






ગોળ બનાવવા માટેનો ચુલો

આ ચુલાની વિશિષ્ટતા એ છે કે તે વડે ગોળ
જલદી બને છે અને બળતણ ઓછું બળે છે

[ જુઓ ગોળની બનાવટનો લેખ ]

ફેબ્રુઆરી ૧૯૪૦

છુટક નકલની કીમત ચાર આના

વર્ષ દશમું
માસ બીજો
અંક ૧૧૦ મો

# કુમાર

ફેબ્રુઆરી ૧૯૪૦

—: લવાજમ :—
હિન્દ : રૂપિયા ત્રણ
બર્મા : રૂપિઆ સવા ત્રણ
વિદેશ : શિલિંગ ૭

## ચિત્રો



## તંત્રીસ્થાનેથી



## ખેતી હુન્નર અને ઉદ્યોગ



## વેપારી કળા



## પરચુરણ





## ગુમાવાતી તક

ફિરંગી લડાઈને સદકે પચ્ચીસ વર્ષ પછી હિન્દને આપોઆપ મળેલી ઔદ્યોગિક તક ઝડપાયા વિના એળે જઈ રહી છે, એ જોઈ ખૂબ જ દુખ થાય એ સ્વાભાવિક છે જર્મની જેવું સમર્થ હરીફ જ્યારે પોતાનાજ કેરતુતોને કારણે પોતાના વેપાર ધધાનેજ નહિ, પોતાના દેશનેય તારાજ કરવા લગભગ હોડ ગમી બેસ્યુ છે ત્યારે હિન્દને એની કાતિલ હરીફાઈમાથી જે મુક્તિ નસીબ થઈ છે, તેનો લાભ ઉઠાવવામા ન આવે, એ તો આપણી કમનસીબી છે, પરતુ જ્યારે એ લાભ બીજા પરદેશીઓ ઝુટવી લેતો જોવા છતા આપણા ઉદ્યોગપતિઓ અને સાહસિકો કામે ન વળગે ત્યારે તો આપણી મુર્દાદિલી બધી હદો વટાવી ગઈ દેખાય છે

મ્હોમા મ્હોમા સાહમીને કોને મુકો, સામાન્ય દૈનિક ઉપયોગની એક ઘરગતુ દવાઇ ટિકડીઓનોજ દાખલો લો તો દેખાશે કે લડાઇ પહેલા હિન્દભરમા એ જર્મન ટિકડીઓ બહોળા પ્રમાણમા વેચાતી હતી અને જો કે બીજી બીજી અનેક પ્રકારની ટિકડીઓ પણ બજારમા અવારનવાર મળતી હતી છતા, હરીફાઇની દૃષ્ટિએ તેમાની એકે ફાવી સકી ન હતી લડાઇ ફાટી નીકળી, જર્મન ટિકડીઓ આવતી બંધ થઇ અને તરતજ એક અંગ્રેજી ટિકડીનુ ધમધોકાર પ્રચારકાર્ય શરૂ થઇ ગયુ અને પરિણામે, જર્મન ટિકડીઓનુ ખાલી પડેલુ સ્થાન અગ્રેજી ટિકડીઓએ લગભગ લઇજ લીધુ હિન્દને નસીબે તો, પાછો પરદેશીજ માલ!

અજાન અગ્રેજી પેઢીએ જે કર્યું તેની ટીકાનો નથી તેણે ચીજ કર્યું, જે તેની જગાએ બીજા કોઇએ પણ કર્યુ હોત સવાલ, આપણા દેશના દવાઈ કારખાનાઓનો છે તેમણે તો એ વિષય પરત્વે નરી બેદરકારીજ દાખવી. એ આ નવા સાહસિકો ટુંકી મુડીમા કેવળ નાના પાયા પર ઉભા હુન્નર થયા, પણ તેમના સકુચિત સાધનોએ તેમને અખિલ હિન્દ બજારમા પગ જમાવવાની તક ન આપી અને એમ, મળેલી એક ઉમદા તક આપણે ખોઇ દીધી

■

## દયાજનક હાલત

આને આ તો એક માત્ર ચીજની વાત થઇ હિન્દના ઔદ્યોગિક ક્ષેત્રમા જ્યા જુઓ ત્યા કેવળ નિરાશાજ દેખાય છે મહાન યુરોપી લડાઇના આરભને આજે જ્યારે પાચ મહિના પુરા થઇ ચુક્યા છે, ત્યારે હિન્દની ઔદ્યોગિક સ્થિતિ શી છે? જે હતી તેને તેજ— નહિ, નહિ તેથીય કઇક ખરાબજ રસાયણો, કાગળો, રગો અને બીજો અનેક ચીજો માલ આજે યા તો પરદેશથી આવતો સમુળગો બધ થઇ ગયો છે, યા જે આવે છે તે ખૂબ મ્હોંઘો પડે છે અને તેને પરિણામે તેની ઉપર આધાર રાખનાર નવા હિન્દી ઉદ્યોગો ક્યાં ના ક્યાં રિયનિમા આવી પડ્યા છે

ખરું છે કે, એમાનો બધો કાચો માલ આપણે ત્યા અત્યારે બનાવી શકવાના સજોગો નથી. પરતુ અનો અર્થ એ નથીજ કે જે જે પ્રકારનો માલ અહિ આજેય બનાવી સકાય છે, તેને માટે કોઇ પ્રકારની કોશિશજ ન કરાય હકીકત એ છે કે કોઇ ચીજ માટે આખી ધીરીને ગલીઓ પાવડર વગેરે અને કાચ કામથી લઇને ધાતુકામ સુધી ઉત્તરવધ પ્રકારનો ગ્રેવો માલ છે, જે આજેય હિન્દમા સફળતાપૂર્વક બનાવી શકાય માગને પહોંચી વળી સકાય છે જરૂરત છે, સાહસ ખેડનારાઓની

હજીરે ઉઘતા હિન્દીઓ આખ ઉઘાડી કામે વળગશે ખરા કે? ગયા પછી, ગઇ ૧૯૧૪ની લડાઇ પતી જવા પછી એનાયતની તક માટે રોદણા રડવામાં આવ્યા હતા તેમ આ વખતે પણ કરી સકાય તે માટે તેઓ લડાઇના કાળ દરમિયાન ઉંઘતાજ રહેશે?

# રાષ્ટ્રીય આયોજન સમિતિ

બુરૂં થાય રાજકીય ગુચવણોનું કે, તેણે કોંગ્રેસની નિયુકત રાષ્ટ્રીય આયોજન સમિતિ—નેશનલ પ્લેનિંગ કમીટી—ને જીવતા જીવત ગળી તો દફન કરી દીધી છે, યા એને મુર્છામા નાખી દીધી છે કે, મહિનાઓ થયા તે વિષે એક શબ્દ કયાએ સભળાતો નથી

પંડિત નહેરૂની એ લાડલી સમિતિએ આજ લગી શું શું કર્યું છે, તેની પૂરી વિગતો તો કમીટી પોતે રિપોર્ટ પ્રગટ કરશે ત્યારે જણાશે, પરંતુ છાપાના વાચકો એટલું તો જાણે છેજ કે પ્રાથમિક સલાહ-ચર્ચા થયા પછી એક પ્રશ્નપત્ર તૈયાર કરી સબંધિત આગેવાનોને મોકલાયું હતુ. એના જવાબ આવ્યા યા નહિ, એનું નિર્ણયાત્મક પરિણામ કેવું આવ્યું શુ આવ્યુ, તે અલબત હજી લગી કોઇની જાણમા નથી અને કહેવામા આવે છે તેમ સમિતિના મંત્રી, સુભાષ બાબુના ફોરવર્ડ બ્લોકમા જોડાવાથી તેમને રાજીનામુ આપવાની ફર્જ પાડવામા આવવા પછી, આખી સમિતિ નિર્જીવ બની ગઇ છે

જ્યાં દેશની બધી દિશાઓમાં આવી આવી નિષ્ક્રિયતાઓ મવજુદ હોય, ત્યાં ફર્યાદ કોની કરવી?

# ઉદાર શરાફો!

દેશમા બેકારી અને નાબુદી—જેમ જેમ વધતી જાય છે તેમ તેમ પોકળ યોજનાઓ દ્વારા લોકોને લુટવા અને ધુતવાનો ધધો લઇ બેસનારાઓની સખ્યા પણ વધતીજ જાય છે

લુચ્ચાઓનું આવું એક ટોળું—યા કહ્યાચ ત્રણ ચાર ટોળીઓ ઉત્તર હિન્દમા વર્ષો થયા અડ્ડો જમાવી બેઠા છે અને લાહોર, અલીગઢ અમૃતસર, રાવલપિન્ડી સિયાલકોટ અને બીજા અનેક શહેરોમા પોતાની શાખાઓ રાખી તરેહવાર રીતે પ્રજાને લુંટી રહી છે કોઇ દોઢ રૂપિયામા આઠ ઘડિયાળો આપે છે, કોઇ બે રૂપિયામા ખરેખરી પિસ્તોલ વેચે છે તો કોઇ નજીવી કીમતે—અને નફો નહિ લેવાના સમ ખાઇને—કાશ્મીર યા હિમાલયના મહાત્માઓની બતાવેલી ખાસ ખાસ દવાઓ પુરી પાડે છે

ઉત્તર હિન્દના આ ધોળે દહાડેના લુટારૂઓમાના થોડાક હવે આ ઇલાકામાય પ્રવેશી ચુકયા જણાય છે અને તેમણે આજ કાલ ઉદાર શરાફોનો સ્વાગ સજી, વિના ઝમાનતે અને નજીવા વ્યાજે પૈસા ધીરવાની જાહિરાતોની વેરવિખેર કરવા માંડી છે કહેવાની જરૂરત નથી કે તેમની એ ઉદાર જાહિરાતો કેવળ પોકળજ નથી હોતી, પ્રજાને લુટવા માટે એક પ્રકારની જાળરૂપ હોય છે, ગરીબ અને ગરજુ પ્રજાને તેઓ એ દ્વારા પોતાની જાળમા ફસાવે છે અને પછી લખત ફી, સ્ટૅમ્પ ખર્ચ, કમીશન વગેરે વગેરે બહાના હેઠળ એક સારી જેવી રકમ તેમની પાસેથી આગળથી પડાવી લઇ, પછી લોન માટે તેમને જુદા જુદા બહાનાઓ હેઠળ ઉડાવતા રહે છે અને છેવટે પોતાની જાળનો અંત નઝદીક આવતા, જે તે શહેરમાથી એકાએક ગાઇબ થઇ જાય છે

માનવામા ન આવે એવી આ હકીકત અક્ષરસ ખરી છે, એ જાણનારાઓ જાણે છે અને એમાના એક ઉદાર શરાફની હમણાજ મુબઇમા થયેલી ધરપકડ એ લુટ કેવા વ્યવસ્થિત ધોરણે થઇ રહી છે, તેની વિગતો અખબારી પ્રકાશમા પણ આણી છે

શહરે શહેરનુ પોલિસ ખાતુ કઇક ચપળ બને અને એવા ઉદાર શરાફોને કાયદાને બારણે ઘસડે, એ જેટલુ ઇચ્છવાજોગ છે તેટલુંજ જરૂરી એ પણ છે કે એ સજ્જનોના શિકાર બનેલા ગરીબો પોતાની ફર્યાદો પુરેપુરી અને તાબડતોડ પોલિસ ખાતામા નોંધાવી દે

૧

વાળનો ઉદ્યોગ એટલે વાળ કાપવાનો–હજામતનો ધંધો નહિ, ન તો વાળ શણગારવાનો ધંધો બલ્કે ખુદ વાળ એકઠા કરી વેચવાનો ધંધો

ઘણાકોને થશે વાળ કોણ ખરીદતા હશે? તેનો ફાયદો શો? તેની ઉપયોગિતા શી?

અલબત, આ સવાલો સ્વાભાવિક છે સાભળો ત્યારે

૧. વાળનો વેપાર યુરપ અમેરિકામાજ નહિ, પુર્વના અનેક દેશોમા નિયમસર થાય છે અને બીજા ધંધાદારીઓ પેઠે એના ખાસ ધંધાદારીઓ છે, જેઓ દેશ પરદેશથી વાળ મગાવી, તેના રંગ દેખાવ સ્વભાવ વ પ્રમાણે તેમને જુદા કરી પછી યા પોતે તેનો ઉપયોગ કરે છે યા બીજાઓને વેચી નાખે છે જેઓ તેની અવનવી બનાવટો બનાવી પૈસા ઉપજાવે છે

૨. વાળના ધંધામા ખુબ ખુબ ફાયદો છે, કારણ કે હવે ન માત્ર મર્દો બલ્કે સ્ત્રીઓ સુદ્ધા વાળ કપાવતી હોઇ, વાળ પુષ્કળ મળી શકે છે, અને તેને માટે કોઇ કીમત આપવી પડતી નથી–કદાચ આપવામા આવે તોય તે સાવ નજીવી હોય છે, જ્યારે વાળ સારા ભાવે વેચાતી હોઇ, નફો ખુબ રહે છે

૩. વાળના ઉપયોગો ઘણા છે, જેમાંથી મુખ્યત્વે–

ઇન્સાની બદનને અપાયલી કુદરતી રૂપ બક્ષીસમાની વાળની સુંદર બક્ષીસ કેવળ અનેરી છે કારણ કે રૂપની એ રેલછેલ હરકોઇને પુષ્કળ ઉદારતાથી કુદરતે આપી છે અને આપે જાય છે ખરેખર, કુદરતની બીજી બક્ષીસો કરતા વાળની બક્ષીસનુ રૂપવતાપણુ એટ એટલુ તો દિલ ખોલીને અપયુ છે કે પ્રમાણમા ચહેરા, દાત અને વાળની સરખામણી કરતા ઘણાજ ઓછા કમનસીબ જનો એવા મળશે કે જેમને જન્મથીજ કુદરતે આ અનોખી ભેટથી મહરૂમ રાખ્યા હોય ચામડીનો કુદરતી રગ દ મશહુર છે, દાતના કુદરતી અસમાન કદ અને દેખાવ પણ વિખ્યાત છે છતા, ભિન્ન ભિન્ન રંગો છતા વાળનુ સમાન છતા અસામાન્ય રૂપાળાપણુ કઈ ઓછુ જાણીતુ નથી એમ જન્મથી તો લગભગ હરકોઇને, દુન્યાની વિશાળ માનવ મેદનીના જાતિ ભેદો, રગભેદો અને સ્થળ–અતરોની કોઇ પણ દેખીતી અસર સિવા ખૂબસુરત વાળ અપાય છે કેવી અલૌકિક બક્ષીસ!

હાથની હથેલી અને પગના પજાના અપવાદ સિવા ઇન્સાની બદનના દરેક ભાગ પર ઓછા વત્તા વાળ–નરી આખ ન જોઈ સકે એટલા બારીક પણ–ઉગે છે, પરતુ માથા, દાઢી અને મુછના વાળને વધારે મહત્વ અપાય છે એક ગણત્રી મુજબ દરેક પુરૂષના માથાના વાળ એક વર્ષમા સરેરાસ સાડા છ ઇચ જેટલા વધે છે, જેની બારીકાઇનુ માપ એક ચોરસ ઇચના ૧૫૦૦થી લઇને ૧૪૦ વાળ વચીનુ હોય છે અને સામાન્ય રીતે આપણા માથા ઉપર ઓછા વત્તા એક લાખ વીસ હજારથી બે લાખ લગી વાળ હોય છે!

(અ) વાળની બનાવટો વણવામા આવે છે

(બ) વાળના ગાલીચા બનાવાય છે

(ક) સ્ત્રીઓ માટેના સુંદર કોટ પણ વાળમાથી બને છે

(ખ) બનાવટી દાઢી, ઝુંડો વ પણ એ વાળમાથી બનાવવામા આવે છે

ટુકમા, વાળનો ધંધો કેવળ નર્યો શોખ યા ગાંડપણ નથી, એક ઉમદા ધીકતો વેપાર છે

૨

હિન્દુસ્તાનની વસ્તી ૧૯૩૧મા ૩૫ કરોડની ગણાઇ હતી અને અનુમાન એ છે કે દર વર્ષે વસ્તીમા લગભગ ૫૦ લાખનો વધારો



# લિપસ્ટિક



યુરોપી ફેશનથી આજ જાતની સ્ત્રીની શણગાર મેજ પર લિપસ્ટિક ન હોય એમ બનેજ નહિ એના વિના તેનો શણગાર પુરો થયો ગણાય નહિ અને જો કે એનુ એક માત્ર કામ હોઠને રંગવાનુ છે અને એ કામ આપણી બ્હેનો ભમી જેવી વનસ્પતિ-રંગથી પણ લે છે છતા યુરપી ફેશનની બ્હેનો માટે લિપસ્ટિક અનિવાર્ય છે અને તેથીજ તે જુદા જુદા રંગની બનાવી અવનવી ઢબની અને ચિતાકર્ષક પેટીઓમા વેચાય છે

ઘર મેળે લિપસ્ટિક બનાવવા યા લિપસ્ટિકનો વેપાર કરવા ચાહનારાઓ માટે આ રહ્યા થોડાક પ્રમાણભૂત નુસ્ખા –

૧-મરીન ૮૦૦ ગ્રામ બોરીક એસિડ ગ્લિસરીન ૬૦૦ ગ્રામ એરસિન ર ારનેગ રંગનુ નણ વેગા એચેના ગુલાબજળમા બનાવેલુ ૫ ટકાનુ મિશ્રણ ખપ પૂરતુ

એનેમના વાસણમા ગ્લિસરીન નામી તેમા બોરીક એસિડ મેળવી પછી સ્ત્રાવી મેળવણી મેળવે જેથી મિશ્રણ તરતજ પીળુ યા બ્રાઉન થઇ જશે પછી તેને સુના પગથી ઉતારી એને ના બીબામા રેડી દે પાચ દશ મિનિટ પછી કઠણ લિપસ્ટિકો તૈયાર થઇ જશે

આ ઉપયોગની ગીન ગી છે કે હોઠો પાણીથી ભીજવી પછી તેની ઉપર લિપસ્ટિક ઘસવાથી ઉત્તમ ગુલાબી રંગ થશે

૨-ઝેતુનનુ તેલ ૧ રતલ આલ્કાનેટ રૂટ ૨ ઔસ સ્પરમેસિટિ ર ઔસ સફેદ મીણ ૮ ઔસ ચરબી (તૈયાર કરેલી) ૧૨ ઔસ ઓરેન્જ ફ્લાવર વૉટર ૧ ઔંસ ઑઇલ લવેન્ડર ½ ડ્રામ

પહેલા ઝેતુનના તેલમા આ કોઈ રૂટ મેળવી ગરમ કરો કે જેથી તેલ રંગીન બની જાય પછી તેમા સ્પરમેસિટિ, મીણ અને ચરબી મેળવી એકજીવ થયે ઉતારી લો અને મેળવણી સહેજ ઠંડી પડવા આવે કે તેમા ઓરેન્જ ફ્લાવર વૉટર અને ઑઇલ લવેન્ડર મેળવી બીબામા ભરી લિપસ્ટિકો બનાવો

૩-માખણનુ મીણ ૨૫ ઔસ, સ્પરમેસિટિ ૩૦ ઔસ લિકવિડ પેરેફિન ૪૫ ઔંસ આલકાનેટ રૂટ ૫ ઔંસ, મનપસદ સુગધી ખપ પૂરતી

પહેલા મીણ સ્પરમેસિટિ અને પેરેફિનને વૉટર બાથ દ્વારા પીગળાવી તેમા આલકાનેટ રૂટ નાખી ૨ કલાક લગી વૉટર બાથ પરજ રાખી હલાવતા રહો કે જેથી મેળવણી રંગીન બની જાય પછી ઉતારી લઇ ઠંડી પડવા આવે ત્યારે સુગધી મેળવી, લિપસ્ટિકો બનાવો

૪-સફેદ મીણ ૧½ ડ્રામ બદામનુ તેલ ૩ ડ્રામ કાર્માઇન ૬ ગ્રેન ગુલાબનુ અત્તર ૬ ટીપા

પહેલા ખરલ-યત્રમા કાર્માઇન નાખી સહજ સાલ્યુશન ઓફ એમોનિયા ઉમેરી




ખાંડ યત્ર



# ગો ળ

## ની

## બનાવટ



અગત્યતામાં ખાંડના ઉદ્યોગથી બીજે નંબરે આવતો પરંતુ બનાવટના પ્રમાણની દ્રષ્ટિએ પહેલો નંબર લેતો ઉદ્યોગ, ગોળનો ઉદ્યોગ છે અને તે દેશના દરેક ભાગમાં અને જ્યાં જ્યાં શેરડી વવાય છે ત્યાં ત્યાં સારી રીતે પ્રચલિત છે. કોઇ ગામ એવું નથી કે જ્યાં શેરડીનું વાવેતર તો થતું હોય, પણ ગોળ ન બનતો હોય એમ, ગોળનો ઉદ્યોગ પોતાનું ખાસ સ્થાન અને અગત્યતા અવશ્ય ધરાવે છે, છતાં દેશની પછાત સ્થિતિ અને અજ્ઞાનતાને કારણે હાલ જે પદ્ધતિએ ગોળ બને છે, તેમાં મહેનત વધુ થાય છે, ગોળ ઓછો ઉતરે છે, તે અસ્વચ્છ હોય છે અને તેથી ઉલટું ખર્ચ વધુ થવા છતાં માલ હલકો બનતો હોઈ, ઉપજ ઓછી થાય છે તેથી ઓછા ખર્ચે અને સરળતાપૂર્વક ઉમદા ગોળ બનાવવાની જરૂરત નિષ્ણાતોને હરહંમેશ સાલ્યા કરતી રહી છે અને સંતોષની વાત છે કે, તેઓ પોતાના સંશોધનોમાં સફળ પણ થયા છે. આ લેખમાં તેમની નવી પદ્ધતિઓ રજૂ કરવાની કોશિશ કરી છે

[૧]

ઉદ્યોગની દ્રષ્ટિએ ખાંડ અને ગોળની તમે કદી તુલના કરી છે?

તમે કહેશો- એમાં તે વળી તુલના કેવી? ખાંડ એ તો ખાંડ અને ગોળ એ તો ગોળ એ એની તે તુલના હોય?

પણ દ્રષ્ટાંત એમ નથી દેખાવમાં ભલે ખાંડ સફેદ હોય અને ગોળ પીળો. બનાવટ અને ખપતની દ્રષ્ટિએ ગોળનું પ્રમાણ વધુ છે અને ખાંડનું ઓછું ખાત્રી ન થતી હોય તો, જુઓ આ આંકડા

| વર્ષ | હિન્દમાં બનેલો ગોળ (ટન) | હિન્દમાં બનેલી ખાંડ (ટન) | પરદેશથી આવેલી ખાંડ (ટન) |
|---|---|---|---|
| ૧૯૩૩-૪ | ૪૮,૭૨,૦૦૦ | ૬,૫૩,૯૯૫ | ૨,૬૧,૩૧૧ |
| ૧૯૩૪-૫ | ૫૦,૯૫,૦૦૦ | ૫,૭૮,૧૧૫ | ૨,૨૨,૯૩૨ |
| ૧૯૩૫-૬ | ૫૬,૦૮,૦૦૦ | ૯,૧૨,૧૦૦ | ૨,૦૧,૨૦૦ |
| ૧૯૩૬-૭ | ૬૬,૯૬,૦૦૦ | ૧૧,૧૧,૪૦૦ | ૨૩,૦૭૫ |
| ૧૯૩૮-૯ | ૫૨,૭૫,૦૦૦ | ૬,૩૦,૭૦૦ | ૧૪,૩૯૯ |

આંકડા એવા સ્પષ્ટ અને એટલા બોલતા છે, કે એની ઉપર ટીકાની જરૂરત નથી. હવે ગોળની આ ઉત્પન્ન પ્રાંતવાર* કેવી રીતે વહેંચાય છે. તે જાણવાની વાચકોને જિજ્ઞાસા થશે. લ્યો, આ રહી એની ૧૯૩૭-૩૮ના વર્ષની પ્રાંતવાર વહેંચણી –

| | |
|---|---|
| સંયુક્ત પ્રાંતો | ૭૧,૪૧,૦૦૦ |
| બંગાળ | ૪,૯૩,૦૦૦ |
| પંજાબ | ૩,૬૩,૦૦૦ |
| બિહાર | ૩,૫૬,૦૦૦ |
| મુંબઇ | ૨,૯૪,૦૦૦ |
| મદ્રાસ | ૨,૬૭,૦૦૦ |
| સરહદ પ્રાંત | ૭૫,૦૦૦ |
| મૈસુર | ૬૯,૦૦૦ |
| ઓરીસા | ૬૩,૦૦૦ |
| હૈદ્રાબાદ (દક્ષણ) | ૬૦,૦૦૦ |
| મધ્ય પ્રાંતો અને બિરાર | ૫૦,૦૦૦ |
| આસામ | ૩૯,૦૦૦ |

આ પણ, ગોળના ઉદ્યોગની અગત્યતાની એક ઝાંખી

[૨]

ગોળ બનાવવા માટે નીચલાં પાંચ મુખ્ય સાધનો જરૂરી છે.—

૧, શેરડીનો રસ કાઢવા માટે કોલુ

૨, રસ ઉકાળવા માટે કઢાઇ

૩, રસ ઉકાળવા માટે ચુલો

૪, ગોળ ઠારવા માટેના બીબાં

કોલુ–શેરડીનો રસ કાઢવા માટે કોલુ વપરાય છે એ તો સૌ કોઇ જાણે છે. સામાન્યતઃ એ કોલુ લાકડાના બનેલા હોય છે પણ હવે લોખંડના કોલુ પણ બને છે, જે ટકાઉપણાની દ્રષ્ટિએ નહિ પરંતુ ઉપયોગિતાની દ્રષ્ટિએ પણ લાકડાના કોલુ કરતા ચઢિયાતા

* 

 ગો ળ 

# ગોળની બનાવટ

અગત્યતામાં ખાંડના ઉદ્યોગથી બીજે નંબરે આવતો પરંતુ બનાવટના પ્રમાણની દ્રષ્ટિએ પહેલો નંબર લેતો ઉદ્યોગ ગોળનો ઉદ્યોગ છે અને તે દેશના દરેક ભાગમાં અને જ્યાં જ્યાં શેરડી થનાય છે ત્યાં ત્યાં સારી રીતે પ્રચલિત છે. કોઈ ભાગ એવું નથી કે જ્યાં શેરડીનું વાવેતર તો થતું હોય પણ ગોળ ન બનતો હોય. એમ ગોળનો ઉદ્યોગ પોતાનું ખાસ સ્થાન અને અગત્યતા અવશ્ય ધરાવે છે. છતાં દેશની પછાત સ્થિતિ અને અજ્ઞાનતાને કારણે હાલ જે પદ્ધતિએ ગોળ બને છે તેમાં મહેનત વધુ થાય છે, ગોળ ઓછો ઉતરે છે, તે અસ્વચ્છ હોય છે અને સૌથી છેવટે ખર્ચ વધુ થવા છતાં માલ હલકો બનતો હોઈ ઉપજ ઓછી થાય છે. તેથી ઓછા ખર્ચે અને સરળતાપૂર્વક ઉમદા ગોળ બનાવવાની જરૂરત નિષ્ણાતોને હરહમેશ સાલ્યા કરતી રહી છે અને સંતોષની વાત છે કે તેઓ પોતાના સંશોધનોમાં સફળ પણ થયા છે. આ લેખમાં તેમની નવી પદ્ધતિઓ રજુ કરવાની કોશિશ કરી છે.

[૧]

ઉદ્યોગની દ્રષ્ટિએ ખાંડ અને ગોળની તમે કદી તુલના કરી છે?

તમે કહેશો એમાં તે વળી તુલના કેવી? ખાંડ એ તેય ખાંડ અને ગોળ એ તેય ગોળ એ બેની તે તુલના હોય?

પણ હકીકત એમ નથી દેખાતમાં ભલે ખાંડ સફેદ હોય અને ગોળ પીળો બનતો હોય પણ ખપતની દ્રષ્ટિએ ગોળનું પ્રમાણ વધુ છે અને ખાંડનું ઓછું ખાવી ન થતી હોય તો, જુઓ આ આંકડા

| વર્ષ | હિન્દમાં બનેલા ગોળ (ટન) | હિન્દમાં બનેલી ખાંડ (ટન) | પરદેશથી આવેલી ખાંડ (ટન) |
|---|---|---|---|
| ૧૯૩૩ ૪ | ૪૮,૭૨ ૦૦૦ | ૪ ૫૩ ૯૫ | ૨ ૬૧ ૩૧૧ |
| ૧૯૩૪ ૫ | ૫૦ ૮૫ ૦૦૦ | ૫,૭૮,૧૧૫ | ૨ ૨૨ ૬૩૨ |
| ૧૯૩૫ ૬ | ૫ ૦૮ ૦૦૦ | ૬ ૧૨ ૧૦૦ | ૨ ૦૧,૨૦૦ |
| ૧૯૩૬ ૭ | ૬૪,૮ ૦૦૦ | ૧૧,૧૧ ૪૦૦ | ૨૩ ૦૭૫ |
| ૧૯૩૮ | ૫૨ ૭૫ ૦૦૦ | ૧ ૩૦ ૭૦૦ | ૧૪ ૩૮ |

આંકડા એવા સ્પષ્ટ બોલે છે કે એના ઉપર ટીકાની જરૂરત નથી. હા ગોળના આ ઉત્પન્ન પ્રાંતવાર કેવી રીતે વહેંચાયું છે તે જાણવાની વાચકોને જિજ્ઞાસા થશે તો આ રહી એની ૧૯૩૭-૩૮ના વર્ષની પ્રાંતવાર વહેંચણી –

| | |
|---|---|
| સંયુક્ત પ્રાંતો | ૩૧ ૪૧,૦૦૦ |
| બંગાળ | ૪,૮૩ ૦૦૦ |
| પંજાબ | ૩,૬૩,૦૦૦ |
| બિહાર | ૩,૫૬,૦૦૦ |
| મુંબઈ | ૨,૮૪,૦૦૦ |
| મદ્રાસ | ૨,૬૭,૦૦૦ |
| સરહદ પ્રાંત | ૭૫,૦૦૦ |
| મૈસૂર | ૬૮,૦૦૦ |
| ઓરીસા | ૬૩,૦૦૦ |
| હૈદ્રાબાદ (દક્ષ્ન) | ૬૦,૦૦૦ |
| મધ્ય પ્રાંત અને બિરાર | ૫૦,૦૦૦ |
| આસામ | ૩૯,૦૦૦ |

આ થઈ ગોળના ઉદ્યોગની અગત્યતાની એક ઝાંખી

[૨]

ગોળ બનાવવા માટે નીચેના ખાસ મુખ્ય સાધનો જરૂરી છે—

૧, શેરડીનો રસ કાઢવા માટે કોલુ

૨, રસ ઉકાળવા માટે કઢાઈ

૩, રસ ઉકાળવા માટે ચુલો

૪ ગોળ ઠારવા માટેના ચોકા

કોલુ—શેરડીનો રસ કાઢવા માટે કોલુ વપરાય છે એ તો સૌ કોઈ જાણે છે સામાન્યત એ કોલુ લાકડાના બનેલા હોય છે પણ હવે લોખંડના કોલુ પણ બને છે, જે ટકાઉપણાની જ દ્રષ્ટિએ નહિ પરંતુ ઉપયોગિતાની દ્રષ્ટિએ પણ લાકડાના કોલુ કરતા ચઢિયાતા

૨. ધુમાડો બહાર નીકળવા માટેની ચીમની

જુના ચુલામા ઉપલી ત્રણે બાબતોનો એક ઠેકાણે સમાવેશ થતા હોવાથી બળતણ સંપૂર્ણ બળવામાં ખામી રહે છે અને તેથી ફેંચા ઉપરાંત વધુ બળતણની ઝરૂર પડે છે, પરંતુ પૂના ઢબના ચુલાથી (જેમાં હવા જવા માટે જુદો રસ્તો રાખવામા આવ્યો છે) બળતણ પુરેપુરી રીતે બળે છે. અને બીજા વધારાના બળતણની ઝરૂર પડતી નથી

હાલમા જે સુધરેલી ઢબના ચુલાની બનાવણ કરવામાં આવે છે, તેમા ધુમાડો અને નકામી હવા નીકળવા માટે એક ચીમ નીય રાખી છે, અને તેથી બળતણ એકદમ પુરેપુરૂં સળગે છે અને નકામી હવાનો તાપ ચીમની બહાર જતા પહેલા રસ ભરીને મુકેલી બે મોટી કઢાઇઓને લાગે છે અને પરિણામે બળતણનો ઘણો બચાવ થાય છે

એક જથ્થામાં વાપરવાની કઢાઇઓ સંખ્યા પ્રમાણે સુધરેલા ચુલાના ઘણા પ્રકાર છે

| ચુલાનું નામ | દિવસના ૧૨ કલાકમા ઉકાળી શકાતી કઢાઇની સંખ્યા (એક કઢાઇમા ૧૩૦૦ રતલ રસ ધારીને) | રિમાર્ક |
|---|---|---|
| પુનાનો ચુલો | ૪ | તૈયાર થયેલી કઢાઇ ખાલી કરી પછી નવો રસ ભરવાનો વખત અંદર ગણતા દિવસના ૧૨થી ૧૪ કલાકમાં તૈયાર થતી કઢાઇની સંખ્યા આપવામા આવી છે |
| ચુલો નં. ૨ | ૫ થી ૮ | |
| ચુલો નં. ૩ | ૧૦ થી ૧૨ | |
| ચુલો નં. ૪ | ૧૨ થી ૧૫ | |

ચુલા નં. ૨ પર બે કઢાઇઓ રહે છે: એક તો રસ ઉકાળવાની અને બીજી રસ ભરી મુકીને, તે રસ આગળથી તપાવી મુકવાની

ચુલા નં. ૩ પર રસ ઉકાળવાની બે કઢાઇઓ રહે છે, જ્યારે બન્નેને એકી વખતે ઉપયોગમાં આવે તેવી એક રસ ભરી રાખવાની કઢાઇ હોય છે.

ચુલા નં. ૪ પર બે રસ ઉકાળવાની કઢાઇઓ ઉપરાત રસ ભરી રાખવાની બે કઢાઇઓ હોય છે [જુઓ મુખપૃષ્ઠ પરનું ચિત્ર]

જુદા જુદા ચુલાનું કામ, બળતણનો વપરાસ અને જોઇતા વખત માટે આ કોઠો મનનપાત્ર છે:—

| ચુલાનું નામ | દરેક કઢાઇમા રસનું વજન | દર કઢાઇએ જોઇતું સરેરાશ બળતણ (શેરડીના કુચાઓ)નું વજન | એક કઢાઇ ઉકાળના સરેરાશ થતો વખત | | રિમાર્ક |
|---|---|---|---|---|---|
| | રતલ | રતલ | કલાક | મી | ખાલી વખતે મુકેલી કઢાઇ માટે જરૂરી સમય લાગે છે, તેથી આ સરખામણીમાં ગણતરી કરી નથી. |
| પુનાનો ચુલો | ૧૩૦૦ | ૪૪૧ | ૩ | ૨ | |
| ચુલો નં. ૨ | ૧૩૦૦ | ૩૮૬ | ૨ | ૧૭ | |
| ચુલો નં. ૩ | ૧૦૦૦ | ૩૩૬ | ૨ | ૭ | |
| ચુલો નં. ૪ | ૧૦૦૦ | ૩૩૧ | ૧ | ૩૩ | |

સરખામણી એટલી સાફ છે કે વધુ લખ્યા સિવાય વાંચકો જુદા જુદા ચુલાની ઉપયોગિતા સમજી શકશે.

બીબાં—ગોળ ઠારવા માટે બીબાં રૂપે યા તો માટીના માટલા વપરાય છે, યા ઘાસતેલ—

ગોઠવી દેવો જોઈએ અને પછી, કઢાઈઓમાં રસ ભરી, ઉકાળવાની ક્રિયા શરૂ કરવી જોઈએ. એ કામ માટે નકામા લેખે શેરડીના કૂચા વાપરવામાં આવે છે. જો તેમાંથી પુરેપુરો રસ કાઢી લીધેલો હોય તો તે તાજા અને તાજા પણ વાપરી શકાય છે. પણ જો તેમ કરવામાં તકલીફ પડે તો તેને થોડી વાર લગી તડકામાં નાખી સુકવી લેવા જોઈએ.

રસ ઉકાળવા માટે આગ એકદમ ધીમી પણ નહિ તેમ એકદમ વધુ પણ નહિ જોઈએ. શરૂઆતમાં આંચ મધ્યમ હોવી જોઈએ અને આગળ જતાં વધારવી જોઈએ. કારણ જો આંચ ઓછી હશે તો ગોળ પીળા રંગનો અને માટી જેવો બનશે. પરંતુ જો આંચ વધુ હોય તો તે ઘેરા લાલ રંગનો અને કઠણ બને છે.

રસ ઉકાળવાની શરૂઆત પછી થોડી વારે તેમાં મેલની છારી આવવા લાગે છે અને જોતજોતામાં તેની પોપડી જેવી બંધાઈ જાય છે. રસ ઉકળતો જાય એમ છારી આવતી જાય તેમ તેમ—

**છારી કાઢવી** જોઈએ. એ કામ માટે સામાન્ય ચમચા વાપરવાના છે અને તે વડે રસની ઉપરની સપાટીએ બંધાયેલ છારીની પોપડી કાઢી લેવાય. એ કામ અગત્યનું છે, કારણ કે જો છારી બરાબર નહિ કાઢવામાં આવે તો તે રસમાં ભળી જઈ ગોળને ખરાબ કરે છે, માટે એ કામ કાળજીપૂર્વક કરવાની ચીવટ રાખવી જોઈએ. એટલું જ નહિ પણ જરૂર હોય તો રસમાંથી બધો મેલ દૂર કરી લેવા માટે દૂધ-પાણીનું મેળવણ[૫] પણ ઉમેરવું જોઈએ.

રસ પરની છારી ઉતાર્યા પછી રસ ઘટ્ટ થવા માંડે છે. એ વેળા તેને ધીમે ધીમે પણ સતત હલાવતા રહેવું જરૂરી છે. જ્યારે રસ પુરતો ઘટ્ટ થઈ ચૂકે કે તેમાંથી થોડોક લઈ ઠંડા પાણીમાં નાખી, ગોળી વાળી જોવી. જો ગોળી બરાબર વાળી શકાય તો ગોળ તૈયાર થયો સમજી, કઢાઈને ચૂલા પરથી ઉતારી, એ જાડા રસને બીજી ઠંડી કઢાઈમાં કાઢી ધીમે ધીમે હલાવતા રહેવો. જ્યારે તે ઠંડો પડવા આવે ત્યારે તેને—

**ઠારવાની ક્રિયા થાય છે.** એ માટે જે તે બીબાં સાફ કરી, તેમાં ભીનું કપડું ફેરવી, પછી તેમાં એ સહજ ગરમ જાડો રસ ભરી રહેવા દેવો. ગોળ ઠરવાને કંઈ વધારે સમય નથી લાગતો. જો બીબું નાનું હોય તો કલાક બે કલાકમાં જ કઠણ ગોળ બીબામાંથી કાઢી શકાશે પણ બીબું મોટા કદનું હોય તો ગોળને ૨૪ કલાક લગી રહેવા દઈ, પછી બહાર કાઢી લેવો.

હવે ગોળ તૈયાર છે. વેચી પણ શકો છો અને પોતે તેનો ઉપયોગ કરી શકો છો.

---

ફાયદો મળે.

ગોળ બનાવવાનો આરંભ કરતી વેળા તો અલબત્ત, ચારે કઢાઈઓમાં તાજો રસ ભરવો પડે છે પણ પછી આગલી બે કઢાઈઓમાંના રસના ગોળ બની જતાં એ કઢાઈઓમાં તાજો રસ ભરવાને બદલે પાછલી કઢાઈઓમાંનો ગરમ થયેલો રસ ક્રમવાર આગલી કઢાઈઓમાં લઈ લેવાય છે. એ કામ માટે ચિત્રમાં દેખાય છે તેમ દરેક કઢાઈને નળ પણ લગાડેલો હોય છે અને વળી તાજો રસ પણ છેક છેલ્લી કઢાઈમાં સરળતાથી ભરી શકાય તે માટે રસ ભરવાના વાસણમાંથી એ કઢાઈ લગી પાણીની નળી જેવી નળીની ગોઠવણ કરાય છે (એ ગોઠવણ નહિ બને તો તે વિનાય ચાલી શકે છે)

(૫) એ મેળવણી ૫ તોલા દૂધ અને ૩૦ તોલા પાણી મિશ્ર કરવાથી બને છે. એનો ઉપયોગ કરવાની રીત એ છે કે શરૂઆતમાં રસ ઉકાળતાં જે થોડી ઘણી છારી આવે તે બધી કાઢી લીધા પછી, ખપ પુરતી દૂધ-પાણીની મેળવણી મેળવી, રસને હલાવી ઉકળવા દેવો. એથી ફરી વાર છારી આવી બધો મેલ નીકળી જશે.

ચાંદી જેવા સફેદ પણ તેથી વધુ સખ્ત અને ચકચકિત ધાતુના રકાબી, પ્યાલા, ગ્લાસ, ચમચા અને બીજી ડઝનબંધ ચીજો તમે જોઈ હશેજ. એ ને ધાતુ છે, જે જર્મન સિલ્વર—જેને આપણે જર્મન ચાંદી કહી શકીએ—ના નામથી દુન્યાભરમાં પ્રચલિત છે

જર્મન સિલ્વરની ખપત અને ઉપયોગિતાથી કોઈ અજાણ્યું નથી આવો, આજે એ ધાતુ જે તાંબા અને નિકલની મિશ્ર ધાતુ છે—બનાવવાના થોડાક પ્રયોગો જોઈએ—

૧—તાંબું ૫ ભાગ, નિકલ ૨ ભાગ, જસત ૩ ભાગ

જર્મન સિલ્વરની સફળતાનો ખરો ભેદ એની બનાવટની ક્રિયામાં છે, કારણ કે તાંબું, નિકલ અને જસતને એકત્ર કરવાનું કામ સહેલું નથી. એને માટે ઉત્તમ રીત એ છે કે બે કુલડીઓ લઈ, એકમાં તાંબુ અને જસત નાખી પીગળાવો અને બીજીમાં નિકલ. જ્યારે તાંબુ અને જસત પીગળી જાય ત્યારે તેમને લાકડાના ડંડા વડે હલાવી મિશ્ર કરી, પછી તેમાં ગરમ કરી નિકલ ઉમેરી, ફરી વાર હલાવી, એકત્ર કરી ઢાળી લો

૨—તાંબુ ૫૦ ભાગ, નિકલ ૨૬ ભાગ, જસત ૨૪ ભાગ.

આ પ્રયોગ મુજબ બનાવેલ ધાતુ ખરી ચાંદી મુજબ મળતી આવે છે

૩—તાંબું ૪૧ ભાગ, જસત ૪૧ ભાગ, નિકલ ૧૮ ભાગ

આ ધાતુ બરડ હોય છે.

૪—તાંબુ ૩ ભાગ, નિકલ ૧ ભાગ, જસત ૧ ભાગ

૫—તાંબુ ૩૦ ભાગ, નિકલ ૩૬ ભાગ, જસત ૩૪ ભાગ

એને 'સફેદ તાંબું' પણ કહે છે

૬—તાંબુ ૪૧ ભાગ, નિકલ ૩૨ ભાગ, લોખંડ ૨½ ભાગ, જસત ૨૪½ ભાગ.

એય 'સફેદ તાંબુ' કહેવાય છે.

૭—તાંબું ૫ ભાગ, જસત ૨ ભાગ, નિકલ ૧ ભાગ.

૮—તાંબું ૬ ભાગ, જસત ૨ ભાગ, નિકલ ૨½ ભાગ.

ચમચ, કાંટા વ. બનાવવા માટે આ ધાતુ ઉપયોગી છે.

૯—તાંબુ ૬૦ ભાગ, જસત ૨૦ ભાગ, નિકલ ૨૦ ભાગ, લોખંડ ૨ ભાગ, સીસું ૩ ભાગ.

૧૦—તાંબું ૫૩ ૧/૬૬ ભાગ, નિકલ ૧૭ ૧/૫ ભાગ, જસત ૧૩ ભાગ.

૧૧—તાંબું ૫૫ ભાગ, નિકલ ૨૪ ભાગ, જસત ૧૬ ભાગ, કલઈ ૩ ભાગ, લોખંડ ૨ ભાગ.

એને 'જર્મન પ્લેટ' કહે છે.

૧૨—તાંબું ૪૦½ ભાગ, નિકલ ૩૧½ ભાગ, જસત ૨૫½ ભાગ, લોખંડ ૨½ ભાગ.

આ ચીની બનાવટ છે.

૧૩—તાંબું ૧ ભાગ, નિકલ ૧ ભાગ.

૧૪—તાંબુ ૨ ભાગ, નિકલ ૧ ભાગ.

આ ધાતુ એટલી સફેદ નથી, જેટલી કે ૧૩મા પ્રયોગની ધાતુ છે.

૧૫—તાંબુ ૫૭ ભાગ, નિકલ ૨૦ ભાગ, જસત ૨૦ ભાગ, સીસું ૩ ભાગ.

૧૬—તાંબું ૫૫½ ભાગ નિકલ ૨૯½ જસત ૧૭½ ભાગ.

૧૭—તાંબું ૫૦ ભાગ, જસત ૨૫ ભાગ, નિકલ ૨૫ ભાગ

અત્યંત સફેદ અને ઉમદા ધાતુ બને છે.

૧૮—તાંબુ ૫૪ ભાગ, જસત ૨૮ ભાગ, નિકલ ૧૮ ભાગ.

આ ઢોળ-મિશ્રણ ચોખંડ અને પોલાદની ચીજો પર સોનાનો ઢોળ ચઢાવવા માટે ખાસ ઉપયોગી છે અને તે ૧૮૦° એફની ગરમીએ વપરાય છે.

[૨]

બાયસલ્ફાઇટ ઑફ સોડા ૧½ ઔંસ, ફોસ્ફેટ ઑફ સોડા ક્રિસ્ટલ ૬½ ઔંસ, બાયકાર્બોનેટ ઑફ પોટાશ ½ ઔંસ, કૉસ્ટીક સોડા ½ ઔંસ, ચોખ્ખું પોટાશિયમ સાયનાઇડ ½ ઔંસ, ગોલ્ડ ક્લોરાઇડ ½ ઔંસ, અર્ક-પાણી ૧ ગેલન.

એનેમલના એક મ્હોટા વાસણમાં ½ થી ½ ગેલન જેટલું અર્ક-પાણી લઇ, ગરમ કરી, તેમાં ગોલ્ડ ક્લોરાઇડ સિવાની બીજી દરેક ચીજો નાખી, ઓગળાવીને ફિલ્ટર કરી લો. પછી એક બીજા વાસણમાં બાકીનું ઠંડું અર્ક-પાણી નાખી, તેમાં ગોલ્ડ ક્લોરાઇડ નાખી ઓગળાવો અને જ્યારે પહેલું મિશ્રણ ઠંડું થઇ ચુકે ત્યારે તેમાં આ મિશ્રણ ઉમેરી, મેળવો.

આ ઢોળ-મિશ્રણ પિત્તળ અને બ્રોન્ઝની વસ્તુઓ પર સોનાનો ઢોળ ચઢાવવા માટે ખાસ ઉપયોગી છે એ ૧૩૦° એફની ગરમીએ વપરાય છે

[૩]

ફોસ્ફેટ ઑફ સોડા ક્રિસ્ટલ ૬૦ ભાગ, બાયસલ્ફેટ ઑફ સોડા ૧૦ ભાગ, ચોખ્ખું પોટાશિયમ સાયનાઇડ ૧ ભાગ ગોલ્ડ ક્લોરાઇડ ૨½ ભાગ, અર્ક-પાણી ૧૦૦૦ ભાગ

આ મિશ્રણ પણ પ્રયોગ નં. ૧ ની પધ્ધતિએ બનાવીને ૧૨૦°થી ૧૮૦° એફની ગરમીએ વપરાય છે

[૪]

ગોલ્ડ ક્લોરાઇડ ૨ ભાગ, ચોખ્ખું પોટાશિયમ સાયનાઇડ ૨ ભાગ, સોડિયમ ફોસ્ફેટ ૨ ભાગ અર્ક-પાણી ૧૦૦ ભાગ.

૧

હિન્દ* એક ગરમ દેશ છે અને તેથી અહિં બીજા ઠંડા દેશો જેટલો ઊની કપડાનો વપરાસ નથી, તોય અહિં ૭ સાત કરોડ રૂપિયાનો ઊની માલ દર વર્ષે ખપે છે. એમાંનો થોડો ઘણો માલ હિન્દી બનાવટનો હોય છે, જ્યારે બાકીનો માલ પરદેશો ખાતેથી આયાત કરાય છે.

ઊનના ઉદ્યોગની દૃષ્ટિએ ઘેટા ઉછેરની અગત્યતા સ્પષ્ટ છે. ઊન એક એવી કુદરતી બક્ષીશ છે, જેની બરોબરી કરે એવી કોઇ ચીજ હજી બનાવી સકાઈ નથી—નકલી ઊન બને છે, તે છતા પરિણામે ઉમ્દા ઊન મેળવવા માટે ઉમ્દા ઘેટાઓને સુધારી રીતે ઉછેરવા જોઇએ કારણ કે, એમની ઉછેર જેટલી વધુ સારી હોય તેટલું જ ઊન વધારે ઉત્તમ પંક્તિનું અને મ્હોટા પ્રમાણમાં પયદા થાય છે. જ્યા ઘેટાં પોતે માંન્દાં રહેતાં હોય, ખોરાક સારો ન મળતો હોય, રહેવાની જગ્યા વ. ખરાબ હોય, સ્વચ્છતાનું ધ્યાન ન રખાતું હોય ત્યા તેમનુ ઊન સારૂં ઉતરે ખરૂં ? નહિં જ. કેટલેય ઠેકાણે તો યા એવા ઘેટા પર ઊન થતુંજ નથી યા જે સહજ સાજ થાય છે, તે એટલી હલકી પંક્તિનું હોય છે કે તેની કશી કીમત ઉપજતી નથી

ઊનની ઉત્તમતાનો બીજો આધાર ઘેટાની ઝાત પર છે બધી ઝાતના ઘેટાંઓ પર એક સરખી ઝાતનું ઊન થતું નથી, ઘેટાંની જેવી હલકી ભારી ઝાત, તેવું હલકું ભારી ઊન થાય છે, એટલુંજ નહિં પણ જુદી જુદી ઝાતના યા જુદા જુદા દેશના ઘેટાંઓ પર થતા ઊનના પ્રમાણમાય નોંધવાપાત્ર ફેર પડે છે. એથી ઉમ્દા ઊન મેળવવા માટે ઝુરૂરી છે કે—

હિન્દુસ્તાનમાં લગભગ ત્રણ ચાર કરોડ ઘેટાં છે જે દ્વારા વર્ષે દહાડે ઘેટા દીઠ બે રતલને હિસાબે છ કરોડ રતલ ઊનુ પયદા થાય છે

ઊનનો ધંધો પણ કંઈ ન્હાનો સુનો નથી. એક હાથે હિન્દમાંથી ઊન પરદેશ જાય છે, તો બીજે હાથે પરદેશી ઊન અને તેની બનાવટો હિન્દમાં પ્રવેશે છે

આ રહ્યા હિન્દમાંથી પરદેશ ખાતે થયલી ઊનની નિકાસના આંકડા—

| | |
|---|---|
| ૧૯૩૫-૩૬ | રૂ ૬,૬૪,૦૦,૦૦૦૦ |
| ૧૯૩૬-૩૭ | રૂ ૩,૭૬,૦૦,૦૦૦ |
| ૧૯૩૭-૩૮ | રૂ ૩,૭૨,૦૦,૦૦૦ |

અને, આ રહ્યા પરદેશ ખાતેથી હિન્દમાં થયલી આયાતના આંકડા—

| | |
|---|---|
| ૧૯૩૫-૩૬ | રૂ ૨,૫૦,૦૦,૦૦૦ |
| ૧૯૩૬-૩૭ | રૂ. ૨,૬૬,૦૦,૦૦૧ |
| ૧૯૩૭-૩૮ | રૂ. ૪,૧૫,૦૦,૦૦૦ |

૧, ઘેટાં ઉમ્દા ઝાતના હોય અને
૨, તેમની ઉછેર–પદ્ધતિ સુધારી હોય.

૨.

હિન્દુસ્તાનમાં મુખ્યત્વે પંજાબ, સંયુક્ત પ્રાંતો, સિંધ બલુચિસ્તાન અને બિકાનેર ઊનના વેપાર કેન્દ્રો તરીકે જાણીતા છે, જો કે ઘેટા ઉછેર એ પ્રાંતો સિવા બીજાય કેટલાક પ્રાંતોમા થાય છે, પણ તે એટલા ન્હાના પાયા પર કે જેની કશી ગણના કરી ન સકાય. એ સિવાય ઉમ્દા ઊન ટિબેટ અને અફઘાનિસ્તાનથી હિન્દમાં આવે છે, પણ એ બેઉ પરદેશો હોઇ, એની સાથે આ લેખને કશો સંબંધ નથી.

ખરૂં કહેતાં હિન્દમાં લગભગ દરેક પ્રાંતમાં ઘેટાં ઉછેરી સકાય છે. એને માટે ખેતર યા ખુલ્લું મયદાન કે પહાડી ઝમીન બંધબેસ્તી થઇ પડે છે અને એક એકરના ન્હાનકડા

વિસ્તારમાં ૧૦૦થી ૧૫૦ ઘેટાં ખુલ્લી ખુલ્લી ઉછેરી શકાય છે વળી એને માટે કંઇ ઉમદા જમીનની જરૂરત નથી પડતર જમીન એ કામ માટે ઉપયોગી થઇ પડે છે, કારણ કે એ જમીનમાં જે કરવાનું છે, તે ફક્ત ઘાસ ઉગાડવાનું જ છે—તે વાવેતર નિશંક, કોઇ પણ નકામી જમીનમાં થઇ શકે છે

ન્હાના પાયા પર ઘેટાં ઉછેર માટેની એક યોજના એ છે કે, શરૂઆત ૧૦૦ ઘેટીઓ અને ૧૦ ઘેટાંથી કરાય અને ધીમે તેની અવનાર વધતી જાય તેમ તેમ જરૂર પણ વધારવામાં આવે. અલબત્ત, ઘેટાં ખરીદતાં પહેલાં એ જોઇ લેવું જરૂરી છે કે તે ઉત્તમ જાતનાજ હોય, કારણ હિન્દમાં થતા ઘેટાંની ઘણી જાતો ઊન માટે કેવળ નકામી—એટલે કે નફાને બદલે નુકસાન કરાવે તેવી—હોય છે, તેથી ઘેટાં ખરીદતી વેળા એ મુદ્દા પર ખાસ લક્ષ આપવું જરૂરી છે

*ઊન માટે નીચેની હિન્દી જાતોની ભલામણ કરાય છે—

૧. કોકગ્યાહુરના 'કુરગ્યા' જાતના ઘેટા, જેમનું મોઢું કાળું હોય છે
૨. મ્હેસૂરી જાતના ઘેટા
૩. દકન તરફના ઘેટા, જેમને 'મુંબઇના ઘેટા' પણ કહે છે અને જે ઘાટું ઊન આપે છે
૪. રજપુતાનાના ઘેટા
૫. 'પટના' નામની જાતના ઘેટા
૬. નેપાલના ઊની ઘેટા
૭. હિમાલયના ઊની ઘેટા
૮. તિબેટના ઊની ઘેટા

**જમીન**—એને માટે એક એકર જેટલી જમીન પૂરતી છે. એ જમીનમાંથી ૪૦ ફુટ લાંબી અને ૩૫ ફુટ પહોળી જગ્યા ઝુંપડા માટે જુદી રાખી, બાકીની જગ્યાના ત્રણ સરખા ભાગ કરી, તેમાં ઘાસ વાવવામાં આવે છે. પૂરી જમીનની ચારે તરફ ઘાસ યા બીજી ફલતી ચીજની પાંચથી ૭ ફુટ ઊંચી વાડ કરી લીધી હોય તો બસ

**ઘાસ**—જમીનના ત્રણ ભાગ કરી જમીનને બરાબર ખેડી, તેમાં રજકો (લ્યુસર્ન) યા એવરગ્રીન ઘાસ વાવવામાં આવે છે અને નિયમ રખાય છે કે ઘાસ ઉગી નીકળે ત્યાર પછી બધા ઘેટાઓને પહેલા કટકામાં ૧૦ દહાડા લગી ચરવા દેવા. ૧૦ દહાડા પછી એ કટકાને એમજ રહેવા દઇ, ઘેટાને બીજા કટકામાં ૧૦ દહાડા લગી ચરવા દેવા એમ ૨૦ દહાડા પુરા થતા ૨૧મા દિનથી ઘેટાને ત્રીજા કટકામાં દશ દહાડા લગી ચરવા દેવા એથી પુન ૩૦ દહાડા યાને મહિનો થઇ જતા, ૩૧મા દહાડાથી ઘેટાને ફરીવાર ૧૦ દહાડા પહેલા કટકામાં ચરવા દેવા, કારણ કે વચ્ચમાંના ૨૦ દહાડામાં એમાં ફરી વાર પુરતું ઘાસ ઉગી નીકળ્યું હશે જ એમ દરેક કટકામાં વારાફરતી ૧૦–૧૦ દહાડા લગી ઘેટાને ચરવા દેવાથી તથા ૨૦ દહાડા લગી જમીનના તે કટકાને છેડયા વિના ઘાસ ઉગવા માટે રહેવા દેવાથી હંમેશ ઘેટાઓને માટે ઉમદા નવું ઘાસ મળતુ રહેશે અને કદીયે ચારાની અછત પડશે નહિ

**ઝુંપડું**—ઘેટાઓને રાત્રે રાખવા માટે ૪૦ ફુટ લાંબું અને ૩૦ ફુટ પહોળું ઝુંપડું બનાવવું જરૂરી છે, કારણ કે દિવસે તો ઘેટા ખેતરમાં ચરે છે પણ રાત્રે તેમને ખુલ્લી જમીનમાં રાખી શકાય નહિ, માટે રાત્રે રાખવા માટે એવું ઝુંપડું હોવુ અનિવાર્ય છે એ ઝુંપડું અલબત્ત, કંઇ પાકું સિમિન્ટનું નથી બનાવવાનુ, બલ્કે એના દિવાલો ઈંટ માટીની હોય છે અને છાપરું ઘાસની છાજથી અને માટીનું મિશ્ર કોઇ કરશે અને એ ઝુંપડું બીજી રીતિયે બનાવે તો તેમ પણ થઇ

સકે છે, પણ તેમ કરવાની ખાસ જરૂરત જેવું કશું નથી.

આ ઝુપડામાં વચ્ચેય એક દિવાલ બનાવવી પડે છે, જેથી ઘેટીઓ અને ઘેટા રાત્રે જુદાં જુદાં રહી સકે.

ઉછેર પદ્ધતિ–ઘેટા ઉછેરવાની કોઇ ખાસ પદ્ધતિ જેવું કશું નથી. દિવસે તેમને ચરવા દેવા જોઇએ, અને રાત્રે ઝુપડામાં બંધ કરી દેવા જોઇએ એ સિવા તેમના ચારવા વગમા સુઘડતા અને સ્વચ્છતાનો ખ્યાલ રાખવો જરૂરી છે અને જો કે સામાન્યતઃ ઉપલુ ઘાસ એમના ખોરાક તરીકે પુરતું થઇ પડે છે. છતાં ક્યારેક જરૂરત લાગે તો ચણાનો ભડકો થોડાક પ્રમાણમાં આપવો સારો છે

ઘેટાંને પીવા માટે સ્વચ્છ પાણી મળે એવો બંદોબસ્ત અવશ્ય કરવો જોઇએ એ માટે ઝમીનમાં ઠેકઠેકાણે પાણીના ન્હાનકડા હવઝ જેવા બનાવી લેવા, જેમા દરરોઝ સવાર સાંજ તાઝું પાણી ભરવાની ગોઠવણ કરી જોઇએ, એટલુંજ નહિં પણ હવઝ પણ સાફ રહે, તેમાં કોઇ પ્રકારની અસ્વચ્છતા ન થાય તેની કાળજી લેવી જોઇએ

ઘેટાંને થોડા થોડા દિવસે નહવડાવવા ઝુરૂરી છે, પણ એ વેળા તેમના બદન પરના ઊનને નુકસાન ન થાય તેની સાવચેતી રાખવા ચુકવુ ન જોઇએ.

ઊન–સામાન્યત : ઘેટાં પરથી વર્ષમા બે વાર ઊન કાપવામાં આવે છે એ કામ થોડાક અનુભવનું છે. યોગ્ય સમયેજ ઊન કાપવુ જોઇએ ગમે ત્યારે ઊન કાપવું ઠીક નથી એથી તેની ઉપજ ઓછી થાય છે.

પુંજી–૧૦૦ ઘેટીઓ અને ૧૦ ઘેટાથી શરૂઆત કરવા માટે નીચે પ્રમાણે પુંજી કારી થાય છે.—

૧૦૦ ઘેટીઓ અને ૧૦ ઘેટાંઓ રૂ ૮૦૦,
ઝમીનની ચારે તરફ વાડ કરવા
તથા ઝુંપડું બાંધવા તથા
હવઝ બનાવવાનો ખર્ચ રૂ. ૨૦૦

રૂ. ૧૦૦૦

આમ રૂ ૧૦૦૦ તો મુળ પુંજીના થશે. એ સિવા ચાલુ ખર્ચ માટે રૂ ૫૦૦ બીજા હોવા જોઇએ.

વાર્ષિક ખર્ચ–આટલા ઘેટા ઉછેરવાનો વાર્ષિક ખર્ચ આ પ્રમાણે થશે—

| | | |
|---|---|---|
| ઝમીનનું ભાડું | રૂ. | ૭૫ |
| ઝમીનનું ખેડાણ–ખર્ચ | રૂ. | ૫ |
| ખાતરની કીમત | રૂ. | ૫ |
| ઘાસના બીજની કીમત | રૂ | ૨૫ |
| રખેવાળનો ગાર માસિક રૂ ૨૦ | રૂ. | ૨૪૦ |
| પરચુરણ ખર્ચ | રૂ. | ૫૦ |
| | રૂ. | ૪૦૦ |

વાર્ષિક આવક–અને હવે જુઓ, આ વાર્ષિક આવકઃ

| | |
|---|---|
| ૧૦૦ ઘેટીનું દુધ દરરોઝ રૂ ૪ પ્રમાણે | રૂ. ૧૪૪૦ |
| ૧૦૦ ઘેટાના બચ્ચાંની વેચાણ કીમત દર રૂપિયા પાંચ પ્રમાણે | રૂ ૫૦૦ |
| ૧૧૦ ઘેટાંનું ઊન. ઘેટાં દીઠ આઠ આનાને હિસાબે | રૂ. ૫૫ |
| ઘેટાઓના નર્કનું ખાતર | રૂ ૧૦૦ |
| | રૂ. ૨૦૯૫ |

નફો–ગણત્રી સહેલી છે.

આવક રૂ. ૨૦૯૫
ખર્ચ રૂ. ૪૦૦.

નફો રૂ. ૧૬૯૫

આમ રૂ. ૧૬૯૫ નફો થાય છે, પણ એમાંય થોડીક છુટછાટ વધુ મુકતાં રૂ. ૧૫૦૦ જેટલો નફો તો ચોકકસ છે.

## ઉંદર નસાડનાર દવા

ઍમ્બ્રા અંબર ૧ તોલો, ઍાક્ઝલ ઍાક્સ ગૅાલ ૧ તોલો, લોટ ખપ પુરતો

બેઉ તેનને મેળવી, તેમાં ખપ પુરતો લોટ નાખી, નાની નાની ગોળીઓ બનાવી લો અને જ્યાં ઉંદરોની દોડધામ વધુ થતી હોય ત્યાં એ ગોળીઓ મૂકી, તેની નજદીકમાંજ એકાદ રકાબીમાં ઉંદરો માટે પીવાનું પાણી મૂકી દો. તેલની ખુશબુથી ઉંદરો ખુશી ખુશી એ લોટની ગોળીઓ ખાશે પણ પાણી પીતાંજ બેશુધ્ધ થઇ ત્યાંજ પડી રહેશે એ બેહોશી—જે અર્ધો દિવસ લગી કાયમ રહે છે—દરમિયાન તેમને ત્યાંથી ઉપાડી દુર મૂકી આવશો તો તમારૂં ઘર ઉંદરો—મુક્ત થઇ સકશે.

■

## કપડાં પર લખવાની કાળી શાહી

(અ) કોપર ક્લોરાઇડ ૧૩૦ ગ્રેન, સોડિયમ ક્લોરેટ ૬૬૦ ગ્રેન, એમોનિયમ ક્લોરાઇડ ૮૦ ગ્રેન, અર્ક—પાણી ૨ ઔંસ

(બ). ઍનીલાઇન —હાયડ્રોક્લોરાઇડ ૫ ગ્રામ, અર્ક—પાણી ૧ ઔંસ, બાવળનો ગુંદર ૫ ગ્રામ, ગ્લિસરીન ૨ ગ્રામ

બેઉ મિશ્રણો બનાવી, જુદી જુદી શીશીમાં ભરી રાખો. વાપરતી વેળા ૧૦ ટીપાં મિશ્રણ અ અને ૪૦ ટીપાં મિશ્રણ બ લઇ, મેળવો.

આ શાહીનું લખાણ શરૂઆતમાં લીલું દેખાય છે, પણ તાજગાથી કાળું થઇ જશે

■

## કાળી શાહી

ફેરસ સલ્ફેટ ક્રિસ્ટલ ૨ ભાગ, ટેનિક ઍસિડ ૨ ભાગ, બાવળનો ગુંદર ૨ ભાગ, કાર્બોલિક ઍસિડ $\frac{1}{10}$ ભાગ, પાણી ૧૦૦ ભાગ.

■

## ખાંસીની દવાઓ

૧—સુંઠ ૫ ગ્રેન, મરી ૫ ગ્રેન, ખાંડ ૧૦ ગ્રેન, અરડુસીનું પાણી ૨$\frac{1}{2}$ તોલા.

બધાને મેળવી, દિવસમાં ત્રણ વાર લો.

૨—અનંતમુળ ૫ ગ્રેન, જેઠીમધનું શરબત ૧ ચમચી, પાણી ૨$\frac{1}{2}$ તોલા.

બધાને મેળવી દિવસમાં ત્રણ વાર લો.

૩—જેઠીમધ, સુંઠ, નવસાર, પીપર અને ખાંડ સમભાગે લઇ, એમાં ખપ પુરતું ગુંદર વાળું પાણી ઉમેરી, ૧૦—૧૦ ગ્રેનની ગોળીઓ બનાવી લો.

માત્રા : દિવસમાં બે ગોળીઓ.

■

## ચીનાઈ ચાંદી (*Chinese Silver*)

ચાંદી ૨ ભાગ, તાંબું ૬૫$\frac{1}{2}$ ભાગ, જસત ૧૯$\frac{3}{10}$ ભાગ, નિકલ ૧૩ ભાગ, કોબાલ્ટ $\frac{1}{10}$ ભાગ, લોખંડ $\frac{1}{10}$ ભાગ

બધાને પીગળાવી, એકજીવ થયે ઢાળી લો.

■

## જુ નસાડનાર ભુકી

સબ્લાઇમ્ડ સલ્ફર ૧૦ રતલ, ફુલર્સ અર્થ ૪ રતલ, નેપથેલાઇન ૨ રતલ.

બધાને મેળવી વાપરો

આ ભુકી ફકત મરઘાં—બતકાંમાં પડતી જુઓ માટે છે.

■

## તાવ માટે ભુકી

લાલ ફટકડી ૧ તોલો, ન્હાના એલચી દાણા ૧ તોલો

બેઉને વાટી, જરૂરત વેળા પાણી સાથે બબ્બે માશાની પડીકી આપવાથી તાવની તકલીફ દુર થઇ જાય છે.

■

## દાંતને શુન્ય કરનાર દવા

નીચેની દવા માટે તેના શોધક ડૉક્ટર બિર્ગેલ હાલ્ટમેનનો દાવો છે કે, એ દવા દંત—વિદ્યાના ક્ષેત્રમાં એક નવુંજ પાનું ઉઘાડે

## મીઠી આદુ.

ઉમદા કુમળી આદુ ૧ રતલ, મધ ખપ પૂરતો.

આદુને ધોઇ, છોલીને યોગ્ય માપના કટકા કરી, સ્વચ્છ પાણીમાં નાખી અર્ધિ લગી ઉકાળો કે આદુ નરમ થાય. પછી તેને ખુબ લુછી, એક બરણીમાં ભરી, તેમાં એટલું મધ ઉમેરો કે આદુ ઢંકાઇ જાય.

આદુ નરમ થાય ત્યાર પછી વાપરજો.

## મોઢામાં લગાડવાની દવા

મોઢું આવી ગયુ હોય તો સળી પર ૩ વીંટાળી તે વડે આ દવા ચોપડવી

ચોખ્ખો ટંકણખાર ૧ ચમચી. ચોખ્ખું મધ ૨૩ તોલા

## રેઝર પેસ્ટ

ચરબી (લાર્ડ) ૫૦ ગ્રામ, પીળું મીણ ૨૫ ગ્રામ, સ્નેટનો ભુકો ૫૦ ગ્રામ, ઑઇલ લવેન્ડર ૪ ટીપાં.

ચરબી અને મીણને પીગળાવી મિશ્ર કરો. પછી તેમાં સ્નેગનો ભુકો અને ઑઇલ લવેન્ડર મેળવી, પાંચ મિનિટ લગી ઉકાળી, ઠારી લો કઠણ થતા પછી યોગ્ય આકારો કાપી લેજો.

## ચંદા નસાડનાર ભુકી

ટંકણખાર ૨$\frac{1}{2}$ રતલ, નિશાસ્તો $\frac{1}{2}$ રતલ, કેકો ૬ ઔંસ

બધાને મેળવી ભુકી બનાવો અને જરૂરત હોય ત્યાં છાંટો.

## વાયોલેટ શાહી

સ્કારલેટ રંગ $\frac{1}{2}$ ઔંસ, બ્લુ રંગ ૨ ડ્રામ, અરબી ગુંદર ૧ ડ્રામ, પાણી ૩ ક્વાર્ટ, રેક્ટીફાઇડ સ્પિરિટ ૧ ઔંસ.

સ્કારલેટ અને બ્લુ રંગને ખરલમાં નાખી, સ્પિરિટ સાથે ખરલ કરો, પછી તેમાં ગુંદરવાળું પાણી ઉમેરી, ખુબ મિશ્ર કરી, ૨૪ કલાક લગી ઠરવા દઇ, ગાળી લો.

## શાહીનું લખાણ ભુંસનાર દવા

અર્ક-પાણી ૪ ગેલન, કલોરાઇડ ઑફ લાઇમ ૧૧ રતલ, એસેટિક ઍસિડ ૧૪ રતલ.

કલોરાઇડ ઑફ લાઇમને પાણીમાં મેળવી, ગાળી લઇ, પછી એસેટિક ઍસિડ મેળવો.

શાહીનું લખાણ ભુંસવા માટે આ દવા લગાડી, થોડી વાર પછી બ્લોટિંગ વડે તેને શોષી લો.

એક વારની ક્રિયાથી લખાણ પૂરેપુરું ન ભુંસાય તો ફરી વાર એજ ક્રિયા દોહરાવવી.

## સોઝોડોન્ટ

સાબુની ભુકી ૬૦ ભાગ, ગ્લિસરીન ૬૦ ભાગ, આલ્કોહલ ૩૬૦ ભાગ, પાણી ૪૨૦ ભાગ, ઑઇલ પિપરમિન્ટ ૧ ભાગ, ઑઇલ કલવઝ ૧ ભાગ, ઑઇલ એનીસીડ ૧ ભાગ, ઑઇલ સિનેમન ૧ ભાગ, ઑઇલ વિન્ટરગ્રીન $\frac{1}{2}$ ભાગ

બધાને મેળવો. વિખ્યાત 'સોઝોડોન્ટ' જેવું 'ટુથ વૉશ' બનશે

## સૉસ

સરકો ૧ ક્વાર્ટ ૧ પાઇન્ટ, લવિંગ ૧ ડ્રામ, કાળી મરી ૧ ડ્રામ, રાઇ ૨ ઔંસ, સુંઠ ૧ ડ્રામ, ઘરગતુ નમક ૨ ઔંસ, આંબલી ૪ ઔંસ, કરી પાવડર ૧ ઔંસ, મરચાં ૧ ડ્રામ, મેથી ૨ ડ્રામ.

સરકા સિવાયની બાકીની ચીજોને બારીક કરી સરકામા મેળવી, એક કલાક લગી ધીમી આંચ પર જોશ આપી, ઉતારી લો. પછી તેને એક અઠવાડિયા લગી ઠરવા દઇ, ગાળી લો.

ખૂણે બે ત્રણ લીટીઓમાં નામ ઠામ આવી જાય. વધારેમાં વધારે કુલ એક ઇંચ પહોળી અને લંબાઇમાં અઢી ઇંચ જેટલી જગ્યા રોકાય તો તે સુંદર લાગશે. ઇચ્છા હોય તો માત્ર એકજ લાઇન વેપારના વર્ણનની પણ એજ નામ ઠામ સાથે છાપી શકાશે, પરંતુ જુની રૂઢિ પ્રમાણે અડધો અડધ જગ્યા રોકીને પરબીડા છપાવવાની તકલીફ હવે તો નજ લેવાવી જોઇએ. જાહેરાત માટે જરૂરત હોય તો ઉપર જણાવેલી જગ્યા જેટલી બાજુ ના ધણીરેતા સ્થળની જગ્યામાં બે ત્રણ લીટીઓના જાહેરાત છાપવી શ્રેયસ્કર છે, પરંતુ એ વેળા નામ ઠામ સાથે વેપાર વર્ણનની લાઇન ન હોવી જોઇએ.

પરબીડાની પાછલી બાજુએ જાહેરાત છાપવી હોય તો તે છપાવી શકાય છે—પરંતુ તેય બધી જગ્યામાં નહિ, માત્ર થોડીક જગ્યામાં, જેથી દેખાવે પરબીડાની પ્રતિષ્ઠા નાશ ન પામે.

**પોસ્ટ કાર્ડ**

એની ઉપર પણ માત્ર જરૂરત પુરતા નામ ઠામ લેટર પેપર પેઠેજ છપાવવા. મ્હોટા બ્લૉક કે બોર્ડરો પોસ્ટકાર્ડ પર છાપવી ન જોઇએ.

**મુલાકાત-કાર્ડ**

વિઝિટિંગ કાર્ડ પર ઝીણા બીબામાં પોતાનું નામ માત્ર છપાય છે. ઘણીજ જરૂરત હોય તો પોતાનો હોદ્દો કે પદ્દવી એકાદ વાક્ય ઉપલા બીબા કરતા ઝીણા બીબામા છપાય છે બોર્ડર કે બીજી કશો શણગાર એના ઉપર હોવા ન જોઇએ.

વિઝિટીંગ કાર્ડ બીબાં વડેય છપાય છે અને તાંબાની પ્લેટ દ્વારા પણ છપાય છે.

**વેપારી-કાર્ડ**

વિઝિટીંગ કાર્ડની સદરજ ઢોળ ●આ કાર્ડ વેપારી વર્ગ માટે છે. એમાં વેપારીનું નામ ઠામ, વેપારનું વર્ણન અને પ્રતિનિધિનું નામ છપાય છે. છાપકામની લગતી એની પદ્ધતિ મુલાકાત-કાર્ડ જેવીજ છે. તફાવત માત્ર એના કદનો અને એના સદરજ વધારે લખાણનો છે.

**આંકડા**

આંકડા પર વેપારીનું નામ ઠામ, વેપાર વર્ણન, આંકડાનો નંબર, તારીખ અને વેપારને લગતી અસામાન્ય કે અસાધારણ હોય એવી શર્ત—જો તે હોય તોજ, કારણ સામાન્ય શર્તોની કશીજ જરૂરત નથી—એટલી વિગતો છપાય છે. વળી ગ્રાહકનું નામ, માલ પ્રકાર, કીમત અને આંકડા બનાવનારના દસ્તખત માટેય એમાં પૂરતી જગ્યા રખાય છે. કદી કદી આંકડાની પાછળ થોડીક જગ્યામાં જાહેરાત પણ છપાય છે.

રસીદો એથી વધારે સાદી રીતે છપાય છે. તેમા માત્ર વેપારીનું નામ ઠામજ હોય છે અને રસીદને લગતી વિગતો સિવા બીજું કશુંય હોતું નથી.

[ ૩ ]

છાપકામની કેટલીક ચર્ચા આપણે ઉપર કરી આવ્યા. અત્રે છાપકલાની કેટલીક ચર્ચા કરીએ.

આખા છાપકામમ એકજ પ્રકારના—એકજ દેખાવ કે ગારીઝના ચઢ ઉતર કદના નાના મોટા બીબાં વપરાય તો એકંદરે આખા છાપકામનો દેખાવ ઘણો સુંદર થઇ જાય છે. જુદા જુદા દેખાવના બે ચાર બીબાં વાપરવા કરતાં એકજ દેખાવના નાના મોટા બીબાં વાપરવા વધારે સારા છે.

છાપકામના રંગ કિંવા શાહી વિષે એટલુંજ યાદ રાખવાનું કે કાળી શાહી જેવી ટકાઉ શાહી બીજી કોઇ નથી. બ્લુ અને ચૉકલેટ, લાલ અને વાયોલેટ એથી ઉતરતા ટકાઉપણાના છે. બીજી બધી રંગીન શાહીઓ એથીયે ઓછા ટકાઉપણાવાળી, કિંવા અમુક જાતો

૨૪૮૩-વ ક ક ભુજ-(૧) મુખભિલાસમા કસ્તુરી વાપરવી ન પરવડે તો પછી યા કસ્તુરી વાપરવાનું આવ માડી વાળવું યા પછી એને બ યે ઈચ્છા હોય તે ગુનાય, કેવળ ન ની ખુશમો નાપરવી કારણ કે અહિં કસ્તુરીનો હેતુ ખુશબોનો છે (૨) કાચની ગોળીઓ વ અનાહાબાદ ગ્લાસ વર્ક્સ નૈની (યુ પી)મા બને છે (૩) મુખભિલાસ લગતી કોઈ સ્વતંત્ર ચોપડી ગુજરાતીમા નથી, ફક્ત કુમારના ૯૨ મા અંકમા એને લગતો ખાસ લેખ છે

૨૪૮૪-ની ડી મો ડુગતી-(૧) ઓન ઇંડિયા પ્રેસ ઇનર બુક આપને કેઇ પણ અંગ્રેજી બુકસેલર પાસેથી મળી સકશે (૨) 'ડુનસ'નું શિરનામું મુંબઇ છ છે.

૨૪૮૫-ના. શા મુ ભ્રૂ-(૧) કાચની બંગડીઓ બનાવનારાઓ આ છે-ઓન ઈ વર્ક્સ, વિચલુ-થાણા, કેરોનેશન ગ્લાસ વર્ક્સ, ફિરોઝાબાદ (યુ પી), ઇન્ડિયન ગ્લાસ વર્ક્સ, ફિરોઝાબાદ (યુ પી) (૨) ભાંગડા બનાવનારાઓ થોડાક વેપારીઓ આ છે-અબ્દુલ જબ્બાર એન્ડ સન્સ, નોગસ, મૈસુર, ડેલ, ડમ્મી એન્ડ રોય મેન્યુફેક્ચરીંગ કું, ૭૭ સાઉથ એન્ડ પાર્ક, બેલીગંજ, કલકત્તા, હાજી જાનમુહમ્મદ વલીજી, ૨૯૯ અબ્દુર્રહેમાન સ્ટ્રીટ, મુંબઈ ૩ (૩) ગળાના ફુગ્ગા બનાવનાર વેપારીઓ આ છે-સ્વસ્તિક રબર ઇન્ડસ્ટ્રીઝ, વર્ધા, ઓરમે રબર ઇન્ડસ્ટ્રી, ૭૮ હુઝગ મુદુના, જો જે હૉસ્પિટલ પાસે, મુંબઈ ૮

૨૪૮૬-જે ઈ પ ગીરધર-(૧) પેન્સિલોના હિન્દી કારખાના આ છે-મદ્રાસ પેન્સિલ ફેક્ટરી, પો બો ૮૪, મદ્રાસ, માઉથી પેન્સિલ ફેક્ટરી, ટમકુર (૨) પેનહોલ્ડર બનાવનાર કારખાનું આ છે-ઇન્ડિયા પેન

## હકીકતો

"કુદરતી વર્ણ રંગો સહિત એકજ કળ દ્વારે છબી પાડી શકે એવા નવા કેમેરાની શોધ થઇ છે ખુશી થવાની વાત એ છે કે, શોધક એક પારસી ભાઇ" છે અને કેમેરા મુંબઇમા બને છે

મુંબઇ ઇલાકામા રત્નાગિરી જિલ્લાના કણકવલીની અને સાવંતવાડી રાજ્યના વાગડામા ક્રોમાઇટની ખાણોની શોધ થઇ છે હાલ મળેલો પદાર્થ નીચી પંક્તિનો હોઇ બજારમા વેચાય એમ નથી છતા એની મદદથી પોટાશ ડાઇક્રોમેટ તો જરૂર બનાવી શકાય છે

### આજ લગી—

કમરે પોતાના ૧૧૦ અંકોમા મળી કુલ ૫૫૮૦ પાનાનુ સાહિત્ય પ્રકટ કર્યું છે જેમા
- ૩૩૩ ચિત્રો
- ૫૦૦ તંત્રી નોંધો
- ૫૯૬ ખાસ હુન્નરલેખો
- ૨૧૧ પ્રયોગો
- ૪૦૦ ખાસ બેકારી વધો
- ૫૯૦ પરચુરણ લેખો

અને
- ૧૧૦ લેખકોમા મળી
- ૫૭૦૮ પ્રશ્નપરછોના જવાબો છે

ગ્રાહક ન હો તો ગ્રાહક બની તથા પાછલી ફાઇલો ખરીદી, લાભ ઉઠાવો શરૂ કરો

ફિનલેન્ડને મદદ કરવા માટે હિન્દી સરકારે ૧૦ લાખ અને હિન્દી જ્યુટ એસોસિયશને ૧૦ લાખ મળી કુલ ૨૦ લાખ રેતીના થેલા મોકલ્યા છે જેની એકંદર કીમત ૨ રૂ લાખ થાય છે

હાથ-શાળાના હિન્દીવણકરોને ૩ ૫૦ ૦૦૦ કામળા તૈયાર કરી આપવાનો ઓર્ડર હિન્દી સરકારે આપવાનુ જાહેર થયુ છે

મુંબઇ ઇલાકામા હમણા લગી ૧,૨૮,૦૦૮ એકર જમીનમા શેરડી વવાઇ છે, જ્યારે કુલ ૩૨૬,૦૦૦ ટન ગોળ બનાવવામા આવે છે

જલદી મંગાવો થોડીકજ પ્રતો છે

## પ્રમાણભુત પુસ્તકો

### રસોદ્ધાર તંત્ર

માનવ બદનના દરેક દરેક રોગના નિદાન અને તેના ઉપચારની રીતો જણાવતુ આ સરળ ગુજરાતી ભાષામા લખાયેલુ પુસ્તક ૧૮ આવૃતિઓ જોવા નસીબવંત થયુ છે એજ એની લોકપ્રિયતાની સનદ છે એમા ૩૦૦ દર્દો ઓળખવાની રીત ૨૦૦૦ સામાન્ય વનસ્પતિ ઔષધો ઉપરાંત ૧૫૦૦ શાસ્ત્રોય આયુર્વેદ દવાઓ બનાવવાની પુરેપુરી વિગતો આપી છે ઘરવૈદ્ય બનાવી શકે એવુ આ ઉમદા પુસ્તક ૭૭૦ પાના, પાકા કપડાની બાંધણી, છતા— કીમત રૂ. ત્રણ

### મેડીકલ પ્રેકટીશનર

ઉપલા પુસ્તક જેવુજ ઉપયોગી આ પુસ્તક પણ સરળ ગુજરાતીમા છે અને તેમા ત્રણ પેથી કિંવા અંગ્રેજી ડોકટરી-પધ્ધતિ જુદા જુદા દર્દો ઓળખવા તથા તેનો ઇલાજ કરવાની રીતો બ્રિટિશ ફાર્માકોપિયા ની સેંકડો દવાઓ બનાવવાની માહિતી થોડીક આયુર્વેદિક બનાવટોની વિગત ઉપરાંત બાયોકેમિક પધ્ધતિની માહિતી તથા પ્રસુતિ શાસ્ત્ર ઇજેકશન પિચકારી, શસ્ત્ર ક્રિયા વગેરેનુ આવશ્યક વિવેચન આપવામા આવ્યુ છે ઉપરાંત સેંકડો પ્રકારની અંગ્રેજી પેટન્ટ દવાઓ બનાવવાની માહિતી પણ છે આમ ૪૭૨ પાનાનુ દળદાર સચિત્ર પુસ્તક છતા કીમત રૂ. ૪-૮-૦

### નફાકારક હુન્નરો ભાગ ૧-૨

વિવિધ પ્રકારના હુન્નરોના સંગ્રહો ૫૦૦ પાના સુંદર છપાઇ છતા—

કીમત દરેક ભાગની રૂ. બે

(દરેકનુ ટપાલ ખર્ચ જુદુ)

લખો: કમર ઑફિસ સોદાગરવાડા, સુરત.

## ટ્રેડ માર્કનો ઝઘડો

'ફ્રુટ સોલ્ટ' અને 'ફ્રુળક્ષાર' વચ્ચેના નામ–સામ્યને લગતા મુકદ્દમાનો જે ચુકાદો ગયે મહિને મુંબઈની હાઈકોર્ટે આપ્યો છે તે, વેપારી આલમ માટે નોંધવાપાત્ર છે. ચુકાદાની ઉપર ટીકા કર્યા વિના, એટલું કહેવું જરૂરી છે કે, ચુકાદાના મુદ્દાને છેવટ માટે સ્વીકારી લેવાય તો બીજી ઝગનમ ધ દવાઓનો વેપાર બંધ કરવો જોઈએ, જે પણ એવું જ નામ–સામ્ય ધરાવે છે એજ સમ્બસર, એ મુકદ્દમાના મુખ્ય મુદ્દાઓ અહિં ઉતારી લેવા મુનાસિબ લાગે છે. ફર્યાદીનો દાવો હતો કે —.

"છેલ્લા ૫૦ કરતા વધુ વર્ષથી તેઓ પાણીમા નાખવાથી ઉભરો આવે એવો ક્ષાર બનાવે છે અને 'ઇનો' તથા 'ફ્રુટ સોલ્ટ'ના નામ તેને આપે છે 'ઇનો' અને 'ફ્રુટ સોલ્ટ'નો ટ્રેડ માર્ક વાદીએ ઇગ્લંડમા રજીસ્ટર્ડ કરાવ્યો છે 'ફળક્ષાર' શબ્દ 'ફ્રુટ સોલ્ટ'નો મરાઠી અર્થ છે વળી વાદીના 'ફ્રુટ સોલ્ટ'ની બાટલીઓના જેવડી અને તેવાજ ઘાટની બાટલીઓમા પ્રતિવાદી 'ફળક્ષાર'ને ભરે છે અને વાદીના રેપરોને મળતા આવે એવા રેપરોથી પોતાના માલની બાટલીઓ રેપ કરે છે 'ફ્રુટ સોલ્ટ' નામ વાપરવાનો વાદીએ પોતા એકલા માટેજ હક મેળવેલો છે અને તેથી 'ફળક્ષાર શબ્દ તે ટ્રેડમાર્કનો ભગ કરે છે"

કહેવાની જરૂરત નથી કે પ્રતિવાદીના બચાવનો મુખ્ય મુદ્દો એજ હતો કે 'ઇનો' ટ્રેડ માર્ક છે અને "ફ્રુટ સૉલ્ટ" તો સામાન્ય નામ માત્ર છે

■ • • •

## જાણવાજોગ ચુકાદો

**અને** હવે ચુકાદાના મુખ્ય મુદ્દા જુઓ—

'ફળ' અને 'ક્ષાર' શબ્દો મરાઠી ભાષામાં સામાન્ય રીતે વપરાય છે અને તેના અગ્રેજી શબ્દો 'ફ્રુટ' અને 'સોલ્ટ' છે, પરતુ 'ફળક્ષાર' નામનો એવો એકે શબ્દ નથી કે જે વાપરવામા આવતો હોય આથી એમ જણાય છે કે પ્રતિવાદીએ પોતાનો ક્ષાર વાદીના માલ તરીકે પસાર કરવાના હેતુથી જાણીજોઈને 'ફ્રુટ સોલ્ટ'ને બદલે વાપરવા માટે એ શબ્દ શોધી કાઢયો છે વાદીએ 'ફ્રુટ સોલ્ટ' શબ્દ વાપરવાને માટે અધિકાર મેળવેલો હોવાથી એ શબ્દ બીજી કોઈ પણ ભાષામા વાપરવાનો કોઈને પણ અધિકાર નથી ઇગ્લાડમા 'ફ્રુટ સોલ્ટ' શબ્દ રજીસ્ટર્ડ થયલો છે અને તેથી પ્રતિવાદી 'ફળક્ષાર' શબ્દ તે દેશમા રજીસ્ટર્ડ કરાવી શકે નહી હિદ જેવા દેશમા કે જ્યા ટ્રેડ માર્કો રજીસ્ટર્ડ કરવામા આવતા નથી અને જો કોઈ વેપારીએ પોતાના માલની ઓળખ માટે ચોક્કસ માર્કો વાપરવાનો કાઈ હક મેળવ્યો હોય તો ઉપર ટપકે પગલુ તે લઈ શકે છે, ત્યા એક વેપારીને તે શબ્દોની નકલ કોઈ ભાષામા કરતા બીજા કોઈ વેપારીને અટકાવવાનો અધિકાર છે જો કોઇ વેપારી બીજા વેપારી તરફથી વપરાતા શબ્દની નકલ કરે અથવા, તે શબ્દનો બીજી રીતે ઉપયોગ કરે તો તે છેતરપીંડીનો બનાવ કહેવાય અને એવા કેસમા એવા શબ્દનો ઉપયોગ કરતા કોર્ટે અટકાવવા જોઈએ પ્રતિવાદીના માલ ઉપરના રેપરો અને 'ફળક્ષાર' શબ્દના વપરાશથી અનેક કેળવાયલા માણસ પણ છેતરાઈ જાય અને પ્રતિવાદીનો માલ આપવામા આવે ત્યારે તે માલ વાદીનો છે, એમ માની લે.

ચુકાદાના શબ્દો સ્પષ્ટ છે અને જરૂરી છે સંબધિત વેપારીઓ એ વિષયને અગે પોતાનો નિર્ણય જલદી કરી લે

■

# એમોનિયા

[ અનુસંધાન પાના ૧૦૨થી આગળ ]



અર્ક યંત્ર

અર્ક-યંત્રમાં વરાળની નળી પાણીના વાસણમાંથી પસાર થઈ બહાર નીકળે છે તેને બદલે આ યંત્રમાં એ નળી પાણીના વાસણમાં મુકેલા બંધ વાસણને જોડેલી હોય છે જેથી વરાળ એ બંધ વાસણમાંજ રહે છે બહાર નીકળતી નથી

એમોનિયાની બનાવટની ક્રિયા એ છે કે યંત્રમાં ચુનો અને ચામડાની કાતરણ ભરી તેને ખુબ મજબુત બંધ કરવામાં આવે છે કે જેથી તેમાંથી સહજ પણ વરાળ બહાર નીકળી ન શકે એજ પ્રમાણે વરાળ-નળીને છેડે મુકેલું વાસણ પણ એવું સખ્ત બંધ કરવામાં આવે છે કે તેમાંથી પણ વરાળ નીકળી જવાનો સંભવજ ન રહે પછી યંત્રની નીચે આગ સળગાવાય છે, જેને પરિણામે યંત્રમાંના પદાર્થોમાંથી એમોનિયાની વરાળ બની, વરાળ નળી દ્વારા પેલા અર્ક-પાણીવાળા વાસણમાં જાય છે એ વાસણ, આગળ કહ્યું તેમ, બંધ હોઈ પાણીમાં મુકેલું હોય છે તેથી એ વરાળ ત્યાં ઠરી પડી અર્ક-પાણીમાં ભળી જાય છે ક્રિયા દરમિયાન વરાળની ગરમીથી યંત્રના બીજા ખૂણાના વાસણમાંનું પાણી ખૂબ ગરમ થઈ જાય છે, અને તેમ થતાં એમોનિયાની વરાળ ઠરી પડતી નથી તેમ ન થાય તે માટે, પાણીને સહજ પણ ગરમ થાય કે તરતજ કાઢી નાખવું જોઈએ એમાં ગફલત સેવાય તો આખી ક્રિયા બગડી જવાનો ભય છે

જ્યારે યંત્રમાંના વાસણમાંની વરાળ નીકળતી ખતમ થાય ત્યારે, યંત્રની નીચેની આગ એથી લેવાય છે, છતાં તરત વાસણો ખોલવામાં આવતાં નથી, બલકે જ્યાં લગી વરાળ-નળી સાથે જોડેલું બંધ વાસણ તદ્દન ઠંડું ન પડી જાય અને તેની બહારના વાસણમાંનું પાણી ગરમ થવાને બદલે ઠંડુંજ રહે ત્યારેજ—અને તે ય, થોડોક સમય વધુ થોભી—વાસણો ખોલી લે છે હવે પ્રવાહી એમોનિયા તૈયાર છે

કહેવાની જરૂરત નથી કે આ પ્રવાહી એમોનિયા અગર જો હોય તેને સ્વચ્છ કરી લેવું

---

## એમોનિયા

એમોનિયા અને તેની પેરે બનાવટો સંપુર્ણ લેખ કુમારનો અંક ૧૦૮મો

કી ૪ આના

---

જરૂરી છે તેમ કર્યા પછી તેને *Cleansing Agent* તરીકે વેચી સકાય છે

તૈયાર થએલ પ્રવાહી એમોનિયા યોગ્ય જલદપણાનું થયું છે કે નહિ, તેની પરિક્ષાઓ બે છે એક તો સ્પેસિફિક ગ્રેવિટીની અને બીજી પ્રમાણની બ્રિટીશ ફાર્માકોપીઆના સ્ટેન્ડર્ડ પ્રમાણે પ્રવાહી એમોનિઆની સ્પે ગ્રેવિટી ૦૮૯૧ હોય છે અને તેના ૧ પ્રવાહી ઔંસમાં ૫૨૩૦ ગ્રેન એમોનિયા મોજુદ હોય છે ઉપના પ્રવાહી એમોનિયાને એ બે કસોટીઓ પર કસી વધુ પડતું જલદ હોય તો ખાતરીપૂર્વક સાદું ચોખ્ખું અર્ક-પાણી ઉમેરી અને જો જરૂરત પ્રમાણેનું જલદ ન હોય એમાં થોડુંક વધુ જલદ પ્રવાહી એમોનિયા ઉમેરતાં, યોગ્ય જલદતાનું પ્રવાહી એમોનિયા તૈયાર થશે

કેકની લજ્જતથી બેખબર હોય એ શહેરીજ નહિ; નહિં, નહિં. હવે તો ગામડાઓમા પણ–અલબત્ત, ઘણુંજ હલકી જાતના–કેક પહોંચી ગયા છે. અને ગરીબ ગામડીઆઓ આ મીઠા મીઠા અને નરમ નરમ "ચ્યેક" નો સ્વાદ ભૂલવાની ગમે તેવી કોશિશમાં ફાવી સકતા નથી કેકની એ સિધ્ધી છે ને?



# CAKES

કેક પ્રકાર પ્રકારના બને છે પશ્ચિમની બ્હેનો દિન ઉગ્યે નવા નવા પ્રકારના કેક બનાવતીજ જાય છે. એનુ એક ખાસ કારણુ એ છે કે પશ્ચિમમાં ઘરધણિયાણીની લિયાકતનુ પારખું તેની કેક બિસ્કીટ અને પુડીંગ કસ્ટર્ડ બનાવવાની આવડત પરથી થાય છે અને તેથી, જે સારા કેક વ બનાવી સકે તે સારી મેઝબાન–ગૃહિણી લેખાય છે.

ધંધાદારી નઝરેય કેકની ખપત પણ સારી છે અને એના ધંધો નફાવંત પણ. અલબત બધી જાતના કેક તૈયાર વેચી સકાય એમ નથી કેટલાક હરહમેશ તૈયાર રાખી વેચાય છે, તો કેટલાક ખાસ ઓર્ડર મળ્યે બનાવી આપવામાં આવે છે.

૨

કેકના જેમ કઝનબંધ પ્રકાર છે અને તેમના જુદા જુદા પ્રયોગો છે, તેમ તેને ભુંજવા માટે ઓછા વત્તા સમય અને ઓછી વત્તી ગરમીના ખાસ નિયમો છે. એ નિયમોને પુરા સમજ્યા વિના કેક બનાવવામા સફળતા મળતા સંભવિત નથી, કારણુ કે જુદા જુદા પ્રકારના કેક, છેકજ જુદી જુદી મેળવણીથી બનાવવાના આવતા હોઇ, જુદા જુદા પ્રમાણમાં ગરમી માગી લે છે. તેથી એ મુદ્દા પર ખાસ ધ્યાન આપવુ ખૂબજ આવશ્યક છે. તેમ કર્યા વિના કેક કાચા રહી જાય કે વધુ પડતા ભુંજાય, ખાવાપાત્ર ન રહે તો તેનો દોષ પ્રયોગોને શિરે ઢોળવો નથી અન્યાયજ લેખાશે. પ્રયોગો તદ્દન ખરા છે, એમાં સહજે શંકા નથી. તે એક અંગ્રેઝ બ્હેનની કિતાબોમાથી અત્રે ટપકાવી લીધા છે.

■ ■ ■

કેકની બનાવટ માટે નીચલા સાધનો ઝરૂરી છેઃ—

૧, તોલવાનો કાંટો અને તેના વઝન
૨, માપવાના ગ્લાસ યા બીજા સાધનો
૩, કેક માટે ચોરસ, લંબ ચોરસ, ગોળ, ત્રિકોણાકાર તથા બદામની આકૃતિ અને એવીજ બીજા આકૃતિઓના બીબા[1]
૪, યોગ્ય ભઠ્ઠી[2]
૫. બટર પેપર

આટલા તો મુખ્ય સાધનો. એ સિવ બીજીય કેટલીક ચીઝો જોઇએ છે, જે અલબત, કેવળ સામાન્ય હોઇ, લંબાણુ ઉલ્લેખને પાત્ર નથી.

■ ■ ■

કેકની બનાવટ–પદ્ધતિના બે ભાગ છેઃ
૧. મેળવણી તૈયાર કરવી
૨, કેક ભુંજવા

(૧) કેટલાકો છુટક ન્હાના બીબાં વાપરવાને બદલે મ્હોટુ પતરૂ વાપરે છે અને તેમાં કેકની મેળવણી રેડી, ભુજી લઇ, પછી છરી યા બીજા વડે કેકના આકાર કાપી લે છે

(૨) પ્રયોગોની મુળ લેખિકાએ પોતાના દેશના રિવાજ મુજબ વિલાયતી ભઠ્ઠીની સિફારિશ કરી છે, જે ત્યા લગભગ દરેક ઘરમાં હોય છે અને આપણે ત્યાય મળે છે. એ ભઠ્ઠીમા ગરમીના ત્રણ દરજ્જા હોય છે (1) Quick (2) Fairly Quick અને (3) Moderate ભઠ્ઠીની ચાપ ફેરવવાથી એ દરજ્જાઓ બદલી સકાય છે, એટલુજ નહિં બલકે અમુક એકજ દરજ્જામાંય સહજ, ઓછી વત્તી ગરમી કરવી હોય તો તેમ પણ કરી સકાય છે.

શીરા. પછી ઈંડાને જુદા શીરી લો પછી મેંદાને ચાળી, તેમા બેકીંગ પાવડર અને બદામની કાતરણ ઉમેરી, પ્હેલા તેમા માખણ-ખાંડની મેળવણી અને પછી ઈંડા મેળવી, ખૂબ મિશ્ર કરો અને જરૂરત હોય તો સહજ દૂધ પણ ઉમેરી, પછી તેને છાવકા બીબામા રેડી ભઠ્ઠીના પ્હેલા દરજ્જામા ૧૦ થી ૧૫ મિનિટ લગી ભુંજી લો.

__બ્રિસ્ટોલ કેક__

મેંદો ૯ ઔંસ, ખાંડ ૫ ઔંસ, માખણ ૫ ઔંસ, ઈંડા ૩, બેકીંગ પાવડર ૧½ ચાહની ચમચી કિસમિસ ૩ ઔંસ, દૂધ ૩ મ્હોટી ચમચી નિંબુની છાલ ૧ નંગ.

લિંબુની છાલની બારીક કાતરણ કરી લો પછી માખણને શીરી, તેમા ખાંડ મેળવો બીજા હાથ પર ઈંડાને શીરી માખણ-ખાંડની મેળવણીમા વારા ફરતી થોડી થોડી એ તથા થોડો થોડો મેંદો નાખતા જાવ અને મેળવતા જાવ તે ગળી ગયા પછી કિસમિસ અને લિંબુની છાલના કાતરણ, દૂધ તથા બેકીંગ પાવડર નાખી, ખૂબ મેળવી લો પછી એક મોટુ બીબુ લઈ, તેની અંદરની બધી બાજુએ માખણ લગાડે, અગર તુજ નહિ પણ બગર પેપર પાથરી, તેનેય માખણ લગાડી કેકની ઉપની બધી મેળવણી તેમા રેડી ભઠ્ઠીના ત્રીજા દરજ્જામા એક કલાક લગી ભુંજી લો કેક તૈયાર થવાને પાંચ સાત મિનિટ બાકી હોય ત્યારે તે ભઠ્ઠીમાથી કાઢી, કેકની ઉપરની તરફ ઈંડાની સફેદી પાથરી, ભુરા ખાંડ ભભરાવી દેશો અને પછી ભુંજી લેશો તો કેક વધારે લઝઝતદાર થશે

__ચેરી કેક__

માખણ ½ રતલ, ઈંડા ૪, મેંદો ½ રતલ નમક એક ચપટી, ખાંડ ½ રતલ, બેકીંગ પાવડર ½ ચાહની ચમચી, ચેરી ½ રતલ, મોસંબીનો છાલ ૫ તોલા, નિંબુની છાલ ૨ નંગની

[પાના ૯૫થી આગળ]

કેરોસીન-જનાવર વિષે અંક ૭૪મો
કી ૪ આના

કેળાં-કેળાની રોપણી અને કેળાના ઉપયોગો વિષે અંક ૪૫ અને ૮૯મો કી ૭ આના

કોફી-ખુશબુદાર કોફી બનાવવી અંક ૩૯મો
કી ૩ આના

કોપરેલ તેલ-એની વાસ અને ચીકણાપણું દૂર કરવાની રીતો અંક ૭૬મો કી ૪ આના

કોબી-નવેતર વિષે અંક ૫૩મો કી ૩ આના

કોલન વોટર-હલકી ભારી જાતના ૩૧ નુસખાઓ અંક ૫૮મો કી ૩ આના

કોસ્ટીક સોડા-બનાવટ વિષે અંક ૫૨મો
કી ૩ આના

ખજુરી-વાવેતર અંક ૧૦૫ અને ૧૦૬મો
કી ૮ આના

ખસખસ-વાવતા સબંધી અંક ૭૨મો
કી ૪ આના

ખાતર-જાત જાતના ખાતરો વિષે અંક ૭૦, ૭૧, ૭૮ અને ૮૭મો કી રૂ ૧-૦-૦

ખાદીને નિખારવી અને રંગવી-પુરી ક્રિયાઓ અંક ૮મો કી ૩ આના

ખાસ પ્રકારના સાબુઓ-જુદા જુદા ખાસ પ્રકારના સાબુઓ બનાવવાની સચિત્ર માહિતી અંક ૯૭મો કી ૪ આના

ખાંડ કેમ બને છે?-શેરડી ગોળ અને લાકડાના વહેરમાથી ખાંડ બનાવવી (ખાસ સચિત્ર લેખ) અંક ૩૫ ૪૬ અને ૬૨મો
કી ૧૦ આના

ગળી-છોડનુ નવેતર અને રંગનો ઉદ્યોગ અંક ૧૯૫મો કી ૪ આના

અને ભુખનીએ નહિ-આ તો ફક્ત એક નમુના સરખી યાદીજ છે આવા ૩૦૦ ઉપરાંત ધંધાની માહિતી કમરના પાછલા અંકોમાથી મળી શકે છે ૨૮ પાનાની પુરી લિસ્ટ મફત મગાવો

અંકોના ઓર્ડર સાથે પૈસા મોકલો

લખો-કમર ઑફિસ. સોદાગરવાડ, સુરત.

પહેલા માખણ ફીણી તેમાં ખાંડ મેળવો અને ફરી વાર ફીણો પછી એક પછી એક ઈંડું ફીણી, ઉપની મેળવણીમાં મેળવતા જાવ અને ફરી વાર બધાને ફીણતા જાવ પછી એક બીજા વાસણમાં મેંદો ચાળી, તેમાં નમક અને બેકીંગ પાવડર મેળવી, પછી એને પેલ મેળવણીમાં ખૂબ મેળવો અને ત્યાર પછી કાપેલી ચેરી તથા લિંબુ અને મોસંબીની છાલની ઉમેરી, મેળવણી વધારે કઠણ લાગે તો સહજ દુધ પણ મેળવો અને તને ગ્રીસ બીબામાં—જેની અંદર માખણ પણ લગાડ્યું હોય અને માખણ લગાડેલા બટર પેપર પણ મૂક્યા હોય—ભરી ભઠ્ઠીના ત્રીજા દરજ્જામાં મુકીને દોઢ કલાક લગી ભુંજી લો.

કેરેવે કેક

મેંદો ૫ ઔંસ, ખાંડ ૪ ઔંસ, માખણ ૩ ઔંસ, બેકીંગ પાવડર ૧ ચાહની ચમચી ઈંડા ૨, કેરાવે બીજ (*Caraway Seeds*) ૧ મોટી ચમચી.

એકંદી મેળવણી તૈયાર કરવાની રીત ચેરી કેક મુજબ—એના ફરક સાથે કે કરેવાના બીજના બે ભાગ કરી, એક ભાગ મેળવણી તૈયાર થયા પછી તેમાં મેળવી દેવા અને બાકીના બીજ મેળવણી બીબામાં ભર્યાં પછી, ઉપરથી ભભરાવી દેવા.

આ કેક પણ ભઠ્ઠીના ત્રીજા દરજ્જામાં પોણા કલાક લગી ભુંજવા.

સ્લેનગોડલ કેક

માખણ ½ રતલ ખાંડ ૩ ઔંસ, ઈંડા ૨ બેકીંગ પાવડર ½ ચાહની ચમચી કોર્ન ફ્લોર ૫ ઔંસ

માખણ અને ખાંડને મેળવી ખૂબ ફીણો પછી બીજા વાસણમાં ઈંડાને ફીણી લઈ, વારાફરતી થોડો થોડો કોર્નફ્લોર અને થોડી થોડી ઈંડાની મેળવણી માખણ—ખાંડની મેળવણીમાં મેળવી છેવટે બેકીંગ પાવડર નાખી મેળવણી તૈયાર કરી લો અને કેકના ૧૮ બીબામાં લઈ, અંદરની તરફ માખણ લગાડી, દરેકમાં તે અર્ધાં લગી ભરાય તેટલી મેળવણી રેડી ભઠ્ઠીના પહેલા દરજ્જામાં મુકી, ભુંજી લો.

કોબર્ગ કેક

મેંદો ½ રતલ, માખણ ½ રતલ, નરેની સુંઠ ½ ચાહની ચમચી, વાટેલા લવિંગ ½ ચાહની ચમચી, બેકીંગ પાવડર ૧½ ચાહની ચમચી, ખાંડ ૬ ઔંસ, વાટેલી તજ ૧ ચાહની ચમચી, ઈંડા ૨, દુધ ખપ પુરતુ, બદામ ખપ પુરતી

મેળવણી તૈયાર કરવાની રીત બદામી કેક મુજબ બીબામાં અંદરની બાજુએ માખણ લગાડીને મેળવણી બીબામાં ભર્યાં પછી, તેની વચ્ચે એકેક બદામ મુકી, પછી કેકને બદામી કેક પેઠે જ ભુંજી લેવા.

ઓટમીલ કેક

ઓટમીલ (જવનો મેંદો) ૧ રતલ, માખણ ½ રતલ, બેકીંગ પાવડર ૧ ચાહની ચમચી, નમક ૧ ચમચી, દુધ ખપ પુરતું

ઓટમીલને ચાળી, તેમાં નમક અને બેકીંગ પાવડર ઉમેરો અને પછી માખણ નાખી, સહજ ગુંદી, ખપ પુરતુ દુધ—ઘણે ભાગે ચાહના એક પ્યાલાથીય ઓછું લાગશે—મેંદાના ગુંદેલા લોટ પેઠે મેળવણી તૈયાર કરી લો અને પછી પાટિયા પર લોટ પાથરી, રોટલી જેવા થર વણી ગોળ આકૃતિથી કાપી લો અને અંદરની બાજુએ માખણ લગાડેલા પતરા પર ગોઠવીને ભઠ્ઠીના ત્રીજા દરજ્જામાં મુકી ભુંજી લો.

ટી કેક

મેંદો ૧ રતલ નમક ૧ ચાહની ચમચી, કાળી દરાખ ½ રતલ, જાયફળ સહજ, બેકીંગ પાવડર ૧½ ચાહની ચમચી, માખણ ½ રતલ, ખાંડ ૫ તોલા, મલાઈ રગડો ખપ પુરતો

કેકની મેળવણી તૈયાર કરવાની રીત

## કેસીન

કેસીનની ઉપયોગિતાથી કયો રસાયણશાસ્ત્રી અણજાણ છે? તે અગણિત ઉપયોગો ધરાવે છે અને હજી દિન બ દિન નવા નવા ઉપયોગો શોધાતાજ જાય છે.

સામાન્ય વાચકો દિગમૂઢ થઇ જાય તો નવાઈ નહિ હકીકતમા કેસીનની ઉપયોગિતાએ ભલભલા રસાયણ શાસ્ત્રીઓનેય દિગમૂઢ બનાવી દીધા છે

આ લેખમા કેસીનની બનવટ અને તેના ઉપયોગો વિષે ચર્ચા કરવામા આવી છે

---

૧

કેસીન એટલે દુધમાંનુ તે નક્કર-તત્વ, જે દુધમાંય ઓગળ્યા વિના અત્યંત બારીક રજકણોના સ્વરૂપે મવજુદ રહે છે અને કેટલાય અસામાન્ય ગુણો ધગવે છે કેસીનના ગુણો, દુધને ગરમ કરવા કે ઉકાળવાથી બદલાતા નથી, એ એની એક ખૂબી છે

કેસીન બધા ચોપગા જાનવરોના દુધમાં હોય છે. નિષ્ણાતોએ પૃથકકરણો કરી જાહિર કર્યું છે કે, જુદા જુદા જાનવરના દુધમા કેસીનનું પ્રમાણ નીચે મુજબ હોય છે

| | | |
|---|---|---|
| ગાયનું દુધ | : | સેંકડે ૨ થી ૪$\frac{૧}{૨}$ ટકા |
| ગધેડીનું દુધ | : | ,, $\frac{૭૯}{૧૦૦}$ ટકા |
| મેંઢીનું દુધ | : | ,, ૪$\frac{૩૭}{૧૦૦}$ ટકા |
| બકરીનું દુધ | . | ,, ૨$\frac{૮૭}{૧૦૦}$ ટકા |
| ઘોડીનું દુધ | | ,, ૧$\frac{૩}{૧૦}$ ટકા |
| ભેંસનું દુધ | . | ,, ૩ થી ૩$\frac{૧}{૨}$ ટકા. |

ટુંકમાં, દરેક ચોપગા જાનવરના દુધમાં કેસીન હોય છે–કોઇમા ઓછું તો કોઇમાં વધારે. અને વળી એ બધામાનું કેસીન લગભગ એકસરખા પ્રકારનુંજ હોય છે એટલે કેસીનની બનાવટમાં નામે તે દુધ વાપરી સકાય છે, જો કે ધંધાદારી દૃષ્ટિએ–દુધના સસ્તાપણાની નજરે–ગાય અને ભેંસનું દુધજ વધારે અનુકુળતાઓ આપે છે, અને તેથી લગભગ બધેબધ એ બેઉના દુધમાંથી કેસીન બનાવવામા આવે છે

### કેસીનની બનાવટ

કેસીનની બનાવટની ઘણી રીતો છે કેટલાકો 'રેનેટ'નો ઉપયોગ કરે છે, તો કેટલાકો ગંધકના યા મીઠાના તેઝાબ વડે કેસીન બનાવે છે. કેટલાકો ગંધકના ગેસ પ્રત્યે પસંદગી દેખાડે છે, તો કેટલાક કાર્બોનિક ગેસ યા એસેટિક ઍસિડ પ્રત્યે ટુંકમાં, બનાવટની રીતો ઘણી છે, પરંતુ એક યા બીજા કારણે એમાની ઘણી રીતો વ્યવહારમાં બિન ઉપયોગી સાબિત થઇ છે અને સરળતાપુર્વક ન્હાના મ્હોટા પાયા પર કેસીન–ઉચ્ચતમ કેસીન–બનાવવા માટે

---

–સ લેમન $\frac{૧}{૨}$ ચાહની ચમચી, બેકીંગ પાવડર ૨ ચાહની ચમચી, ખાડ ૭ ઔંસ, ઇંડા ૩, એસેન્સ વેનીલા $\frac{૧}{૪}$ ચાહની ચમચી, નિબુની છાલની કાતરણ ૨ ઔંસ.

– કેકની મેળવણી તૈયાર કરવા તથા કેક ભુંજવાની બધી વિગતો કવિન કેક મુજબ–એટલા ફર્ક સહિત કે, આ કેક માટે બીબામા માખણ લગાડેલા બટર પેપર પણ મુકવા

#### લંચ કેક

મેંદો $\frac{૧}{૨}$ રતલ, ખાંડ ૬ ઔંસ, માખણ ૩ ઔંસ, લિબુની બારીક કરેલી છાલ $\frac{૧}{૨}$ નંગની, ઇંડું ૧, બેકીંગ પાવડર $\frac{૧}{૨}$ ન્હાની ચમચી, કિસમિસ ૪ ઔંસ, ઉકાળેલું દુધ $\frac{૧}{૨}$ પાઇન્ટ, જાયફળની ભુકી સહજ.

મેંદાને ચાળી લઇ, તેમા માખણ મેળવો. પછી બધી નક્કર ચીઝો ઉમેરી, છેવટે દુધ અને ફીણેલું ઇંડુ નાખી મેળવણી તૈયાર કરો અને માખણ લગાડેલા બીબાંમા ભરી, ભઠીના ત્રીજા દરજ્જાની સુકીને એક કલાક લગી ભુંજી લો

(વધુ નુસખાઓ હવે પછી)

નથી, છતાં દૂધમાંથી પૂરેપુરી કેસીન છુટી પડી ગઇ છે યા નહિં, તે સહેલાઇથી જાણી શકાય છે. એ માટે કરવાનું એટલુંજ છે કે હજી દુધ હલાવાઇ રહ્યું હોય ત્યારે તેમાંથી થોડુંક લઇ, ફિલ્ટર પેપરમાંથી ગાળી, તેમાં સહજ તેઝાબ-મેળવણી ઉમેરો જો દુધમાં કેસીન હશે તો તેઝાબ-મેળવણી ઉમેરવામાં આવતાંજ તેની સફેદ રજકણો છુટી પડતી જોવાશે તેવું કશું ન થાય તો દુધમાં કેસીન નથી, એમ સમજી હલાવનાર-યંત્ર બંધ કરીને દુધને ઠરવા દો દુધ ઠરી જાય ત્યારે 'સાઇફન' (Syphon)[4] વડે ઉપરનું નીથરૂ દુધ કાઢી લો પુરેપુરૂં દુધપ જુદું પડી ચુકે પછી કેસીનમાં થોડુંક સ્વચ્છ અર્ક-પાણી નાખી, તેને કેસીનના રજકણો સાથે મિશ્ર કરી, ઠરવા દે છે અને જ્યારે તે ઠરી જાય ત્યારે ઉપરના નિથરૂ પાણીને નિથરૂ દુધ પેઠેજ 'સાઇફન' વડે જુદું પાડી લે છે, અને ફરી ત્રીજું અર્ક-પાણી નાખી, પ્રથમ પેઠેજ હલાવી, ઠરવા દઇ, પાછળથી નિથરૂ પાણી કાઢી લે છે એ ક્રિયા બે વાર કે ત્રણ વખત કરવાથી કેસીન ઘણે અંશે સ્વચ્છ થઇ જાય છે, એટલે એને જાડા ફિલ્ટર-કાપડ પર કાઢી, એજ કાપડમાં વીંટાળી, તેને લાકડાની પેટીઓ વચ્ચે મુકીને દબાણ-યંત્ર (Screw Press)માં મુકવામાં આવે છે અને પછી દબાણ અપાય છે, જેથી તેમાં રહેલું બાકી પાણી પણ નીકળી જાય, કેસીન કંઇક સુકી થાય છે. પછી તેને બાહિર કાઢી, લાકડાની ફ્રેમો-જેની ઉપર કપડું લગાડેલું હોય છે-તેની ઉપર તેને પાથરી, તેમને સુકવનાર કબાટ યા સુકવનાર ઓરડામાં મુકી, ૮૬° એફની ગરમીએ સુકવી લેવાય છે. જ્યારે કેસીન પુરેપુરી સુકાઇ જાય ત્યારે તેને બાહિર કાઢી જોતાં તે આંગળીની ચપટીમાં લેતાંજ ભુકો થઇ જતી જણાશે. હવે એ તૈયાર છે એને દળનાર યંત્ર વડે દળીને ચાળી લો અને પછી સુકા ઓરડામાંજ રાખી, હવા ન જાય એવા ડબ્બાઓમાં ભરી, સુકા ઓરડામાંજ સાચવી રાખો.

એક છેલ્લી વાત અને બસ. કેસીન વાતાવરણમાંની ભીનાશથી ખરાબ થઇ જાય છે એમ ન થાય તે માટે એક બીજો ઉપાય એ પણ છે કે, કેસીન તૈયાર થયા પછી તેને સુકા કપડા પર પાથરી, સ્પ્રે-યંત્ર વડે સહજ ચોખ્ખું અલકોહલ (૯૫%) છાંટવામાં આવે છે, જેથી પછી ભીનાશની અસરથી કેસીન ખરાબ થવાનો ડર રહેતો નથી

## બીજી પદ્ધતિ

આ પધ્ધતિ પણ ઉપલી પદ્ધતિ જેવીજ છે ફેર એટલોજ કે એમાં મીઠાના તેઝાબને બદલે ગંધકનો તેઝાબ વપરાય છે એ સિવા બીજો કશો ફર્ક નથી[6]

૨

હવે થોડુંક કેસીનના અનેકવિધ ઉપયોગો વિષે.

૧, પ્લૅસ્ટિક દ્વા-ખુરાકોની બનાવટમાં કેસીન મુખ્ય અંગ તરીકે વપરાય છે પ્લાસમોન સેનેટોજન, નેટ્રીઝ, ગ્લુકેમીન, લેક્ટ્રાઇન,

(૪) આ 'સાઇફન'ની નળી રબરની બનેલી હોય છે અને તેને એક છેડે કાચની ગરણી ગોઠવેલી હોય છે, એની સપાટી પર બારીક જાળી લગાડેલી હોવાથી નિથરૂ દ્રવ એમાંથી ગળાઇને નળી વાટે બીજા વાસણમાં જાય છે કેસીનના રજકણો જઈ શકતા નથી

(૫) આ દ્રવ પણ નકામુ નથીજતું. તેમાંથી દુધની ખાંડ (Sugar of Milk) બની શકે છે, જેની બનાવવાની રીત 'કમર'ના ૩૫ મા અંકમાં છપાઈ ચુકી છે.

(૬) આ પદ્ધતિમાં પ્રમાણ આ છે —

ગંધકનો તેઝાબ ૧$\frac{1}{2}$ ભાગ લઈ, ૭ ભાગ પાણીમાં મેળવો

એ મેળવણી ૧૦૦૦ ગ્રાન સેપરેટ દુધ માટે પુરતી છે

# : : તદન નવા પુસ્તકોનાં અર્ધા ભાવ : :

પુસ્તકોની જે હાલની કીમત રાખી છે તે પુષ્કળ કમીશન કાપ્યા બાદ તદન છેવટનીજ છે, જેથી હાલની કીમતમાં કમીશન આપી શકાય તેવું રહ્યુંજ નથી.

---

હાલ લડાઇનાં વખતમાં દરેક બજારો કુદકે અને ભુસકે વધતાં જાય છે, આવા કટોકટીના વખતમાં પણ સારા પુસ્તકોના ભાવો ઘણાંજ સસ્તા રાખ્યાં છે અને પારકર ટાઇપ ફાઉન્ટન પેન ભેટ આપવાનું પણ ચાલુ રાખ્યું છે

**એકી સાથે હાલની કીં. ના રૂ. દશના પુસ્તકોનો ઓર્ડર આપનારને પારકર પેન ટાઇપની ફાઉન્ટન પેન ભેટ અને પાંચ રૂપીઆનાં પુસ્તકોના ઓર્ડરવાળાને લટકાળી લલીતા પુસ્તક ભેટ.**

પરદેશ ખાતે વિ. પી. થતાં નથી માટે પોસ્ટલ શીલીંગ અગાઉથી મોકલવા.
દરેક પુસ્તકનું વિ. પી. ટપાલ ખર્ચ અલગ.

☞ : શીલીકમા હશે ત્યા સુધી પુસ્તકો મળશે.

| | મુળ કી રૂ | આ | હાલની કી રૂ | આ |
|---|---|---|---|---|
| અમીના અને હુસીના ( બે જોડીયા બ્હેનોની અતિ રસભરી અદ્ભુત રોમાંચક નવલકથા પૃ૰ ૩૩૦ પાકુ મોતેરી બાઇન્ડીંગ સંવત ૧૯૯૬ ની વરેલી સાલે બહાર પડેલુ | ૩ | ૦ | ૧ | ૮ |
| અમૃત મહિલા ( ગજરાત સુખલાલ ભાઇની અતિપ્રીય થઇ પડેલી નવલકથા ગ્લેઝ કાગળે, ૮૦૦ પૃ, પાકું પુંઠ ) | ૧ | ૮ | ૦ | ૧૪ |
| આશાની પાંખે ( શ્રી શાન્તીલાલ શાહ બેરીસ્ટરનુ નવુજ પુસ્તક ) | ૦ | ૮ | ૦ | ૪ |
| અધુરી આશા યાને આશાની ઇમારત ( ટોલસ્ટોય કૃત નોવેલ ) | ૨ | ૮ | ૧ | ૪ |
| અનગ વિષ યાને અમૃતમય ઝહેર ( ઉમદા નવલ કથા ) | ૦ | ૦ | ૧ | ૦ |
| આદર્શ નમુનેદાર લગ્ન ( દંપતી જીવનને ઉપયોગી સાહિત્ય ) | ૫ | ૦ | ૩ | ૨ |
| અદેખો ધણી અને બીજી ૨૦ વાતો | ૨ | ૦ | ૧ | ૦ |
| અલબૈરૂનીનું હિંદ ( હજાર વર્ષ પુર્વેના હિંદુસ્તાનની જાહોજલાલી ) | ૦ | ૦ | ૦ | ૧૨ |
| અહુસૈનતની આલમગીર યાદગીરીઓ | ૦ | ૪ | ૦ | ૨ |
| ઇંગ્રેજી ઇંગ્લીશ ટીચર ભાગ ૧-૨ સાથે, ( ૪૫૦ પૃ ) | ૧ | ૪ | ૦ | ૧૦ |
| ઇસ્લામનાં ઓલીઆ ( દીવ્ય ચમત્કારોથી ભરપુર ) | ૦ | ૮ | ૦ | ૪ |
| ઉત્તરધ્રુવથી ખાર્ટુમ ને પૃથ્વીની પ્રદક્ષિણા | ૪ | ૦ | ૧ | ૮ |
| એ કોણ હતી ? ( ગ્રી. નોવેલ-કર્તા સાક્ષર શ્રી જગન્નાથ પઢ્યા ) | ૧ | ૪ | ૦ | ૧૨ |
| ઓ ધન તુ ક્યાં છે ! ( ગુનહામ કૃત અદભુત નવલકથા ) | ૨ | ૦ | ૧ | ૦ |
| કચ્છની જુની વાર્તાઓ ( ઐતિહાસિક લોકકથાઓ ) | ૪ | ૦ | ૨ | ૦ |
| કાગળની હોડી અને બીજી વાતો ( નવલીકા સંગ્રહ ) | ૮ | ૦ | ૦ | ૧૦ |
| કુદરતીનું કાગસ્થાન ભાગ ૧ લો-અદભુત નવલકથા | ૨ | ૮ | ૧ | ૮ |
| " " ભાગ ૨ જો " , " | ૨ | ૮ | ૧ | ૮ |



## સેંકડો રૂપિયા ખર્ચતાં ન મળે એવો નાદિર પ્રયોગ

# નકલી ઘી

૧

ઘીની ખપતથી અને તેના ગજાવરો ઉદ્યાગથી કયો વેપારી દિમાગ અણજાણ્યું છે? પાંત્રીસ–ના ખરેખર, ઓગણચાલીસ–કરોડની વિરાટ જનસંખ્યા જે દેશમાં વસી હોય અને જેના દરેક વર્ગમાં ઘીનો ઉપયોગ દિન રાત ચાલુજ હોય, ત્યાં ઘીની ખપતનું પૂછવુંજ શું?

હિન્દીઓનો એક મ્હોટો વર્ગ એટલો કંગાળ છે, કે તેને ઘી તો શું, દૂધનો એક છાંટોય રોજ મળી સકતો નથી, એ જેમ હકીકત છે તેમ એ પણ ખરૂંજ છે કે વસ્તીના એક બીજો મ્હોટો વર્ગ એવો છે, જે નિયમિતપણે રોજ રોજ છુટથી ઘી વાપરતો રહે છે, એટલુંજ નહિં બલ્કે એ વપરાસ એટલો વેગ લઇ ચુકયો છે કે હિન્દીઓ હિન્દ બાહિર –બર્મા, સિલોન, પૂર્વ અને દક્ષિણ આફ્રિકા– જયાં જયાં જઇ વસ્યા છે, ત્યાં ત્યાં પોતા સાથે હિન્દી ઘીનો વેપાર પણ લેતા ગયા છે બર્મામાં હિન્દી ઘી વેચાય છે, સિલોન હિન્દી ઘી વાપરે છે અને આફ્રિકા ખાતેય સ્ટીમરે સ્ટીમરે હિન્દી ઘી નિકાસ થતુ રહે છે. આ છે, ઘીની ખપતની ખરી હકીકત.

■ ■ ■

દરેક વસ્તુના વેપારમાં બને છે તેમ, ઘીના વેપારમાંય કેટલાય વર્ષો થયા એક ક્રાંતિ આવતી શરૂ થઇ ગઇ છે. આ વીશેક વર્ષ પહેલા હોલાન્ડના વનસ્પતિ ઘીએ હિન્દી બજારે પગપેસારો કર્યો – અને શરમ સાથે કબુલવું જોઇએ કે–આપણામાંના ઘણાકોએ ન છાજતી રમતો રમવા માંડી હોલાન્ડનું એ વનસ્પતિ ઘી, વનસ્પતિ ઘી તરીકેજ વેચાય તો નફો ઓછો મળતો હતો તેમણે દગાબાજી આરંભી. વનસ્પતિ ઘીને ખરા ઘીમાં મેળવીને, તેને ખરા ઘી તરીકે વેચવું શરૂ કર્યું : નફો સારો મળતો થયો. તેમની ધન–લાલસા વધુ ને વધુ વધવા લાગી. વનસ્પતિ ઘીને બદલે ચરબીની મેળવણીય થવા માંડી અને એમ નિર્દોષ વનસ્પતિ ઘીનું નામ પ્રજામાં અપ્રિય અને બદનામ થઇ ગયું.

આ થઇ 'તાવડાની' કહાણી.

■ ■ ■

વનસ્પતિ ઘી પોતાના ખાલિસ સ્વરૂપમાં હાનિકારક નથી, એ જાણનારાઓ જાણે છે. તેની બનાવટમાં એવી કોઇ ચીજ યા દવા નથી વપરાતી કે જે માનવ તનદુરસ્તીને સહજે હાનિકર્તા લેખી સકાય. તે કેવળ વનસ્પતિ તેલોનું એક જુદું અને ઘટ્ટ સ્વરૂપ છે અને બસ. તેમાં ખરા ઘી જેવા પૌષ્ટિક તત્વો ઓછા હોય એ બનવાજોગ છે, પણ નુકસાન કર્તા તત્વો તો નથીજ, એ ચોક્કસ છે.

પણ, ઓછી મિહનતે વધુ દવલત મેળવી લેવાની લાલસા શું શું નથી કરાવતી? વનસ્પતિ ઘીમાંય ભેગ થવો શરૂ થઇ ગયો. તાજી ચરબી પીગળાવીને વનસ્પતિ ઘીમાં મેળવાવા લાગી અને એમ નિર્દોષ, વનસ્પતિ ઘીને ખરેખર દોષિત ઠરાવવામાં ખુદ તેના વેપારીઓએજ શર્મનાક ભાગ ભજવ્યો.

નામ ઝાહિર કરવાની જરૂરત નથી, પણ આ લખનાર જાણે છે તેમ, વનસ્પતિ ઘીના હિન્દી કારખાનાના એક મ્હોટા એજન્ટ પોતાના કારખાના સાથેય એ દગાબાઝી રમી રહ્યા છે. પોતાના કારખાનાના ઘીના ખાલી ડબ્બાઓમાં, પોતાનું ચરબી મિશ્ર વનસ્પતિ ઘી ભરી, તેઓ તેને ખરા તરીકે વેચી બેવડો દ્રોહ કરે છે.

■ ■ ■

અને વાત આ–થીય શાને પતે? જ્યારે–

૧, ચોખ્ખા ખરા ઘીમાં વનસ્પતિ ઘીની મેળવણી થાય છે અને–

૨, ખરા વનસ્પતિ ઘીમાં ચરબીની મેળવણી થાય છે તો–



# ખુંટી કલમ



[ ચિત્ર મુખપૃષ્ઠ પર ]

કલમ કરવાની કળાથી કેવળ પરિચિત ન હોય એ બાગવાનજ નહિં. દુન્યાના દરેક ભાગમા અને ઝમીનના દરેકે દરેક ખુણે ઓછા વત્તા અંશે કલમ–પદ્ધતિ પ્રચલિત છે અને તેથી દરેક દરેક દેશમા કલમ કરનાર કુશળ બાગબાનો હોય છેજ.

કલમો જો કે ઘણી પ્રકારની છે, પણ એમાય ખુંટી કલમ વધારે ફળદાયી સાબિત થઇ છે. રત્નાગીરીના સરકારી ફાર્મ પર કલમ–પદ્ધતિયોના લંબાણ અખતરાઓ કરી પછી જાહિર કરવામા આવ્યું છે કે, આંબા અને એવાજ બીજા ફળ–ઝાડો માટે ખુંટી કલમ સર્વોત્તમ છે કારણ કે— ,

(૧) એ કલમથી ઝાડ જલદી વિકસે છે

(૨) તે વધુ પ્રમાણમા બળવાન થાય છે

(૩) વધુ ફળ આપે છે

આવો, હવે આપણે ખુંટી કલમ કરવાની ખરી રીત જોઇએ

ખુંટી કલમ સારા જેવાં જુના ઝાડ પર થાય છે. એને માટે સૌથી પહેલાં એ ઝાડના થડને ઝમીનથી દેઢ બે ફુટ જેટલું ઉંચુ બાકી રહે તેમ કાપી નાખવું અને પછી એ દોઢ બે ફુટ ઉંચા થડની બહારની બાજુએથી ચાર ઇંચ લાંબો કાપ તિક્ષણ ચપ્પુ વડે ચિત્રમાં બતાવ્યા મુજબ મુકવો. આ કાપ મુકતી વેળા ખાસ ધ્યાન આપવાની વાત એ છે કે કાપ થડની છાલ જેટલોજ ઉંડો મુકવો જોઇએ, ભૂલથીએ એથી વધુ ઉંડો મુકવો નહિજ. કારણ કે, એમ થતાં કલમ બરાબર થતી નથી. પછી એ કાપ આગળ–પ્રથમ પાતળી અને પછી જાડી –લાકડાની ફાચર મારી, ધીમે ધીમે છાલને ઢીલી કરવી, પણ તે સાવ નીકળી યા તૂટી ન જાય તેની કાળજી રાખવી. હવે જે ઝાડની કલમ કરવી હોય તેનો ઉમદા કટકો લઇ, તેની ઉપરના પાંદડા વ. કાઢી નાખી, ચિત્રમા બતાવ્યા પ્રમાણે આગળ પાછળથી સીધી સારી કાપી, ખુંટી તૈયાર કરવી અને પછી તેને પેલા થડની ઢીલી છાલમાં ગોઠવી તેની ઉપર સહજ પાણીથી ભીંજવેલું કંતાન વીંટાળી, જાડી દોરીથી બરાબર બાંધી દેવું, જેથી ખુંટી થડમા પોતાને સ્થાને ચોંટેલી રહે.

અલબત, જો થડ જાડું હોય અને ઇચ્છા હોય તો એક કરતા વધુ ખુંટીઓ બેસાડી સકાય છે

હવે, કલમ કરવાની થોડીક સામાન્ય સૂચનાઓ યાદ રાખો

પ્રથમ તો કલમ કરવાથી થતા મુખ્ય ફાયદા જોઇએ, તે નીચે પ્રમાણે છે :—

૧ કલમ કરવાથી જે જાતના ઝાડની ખુંટી લીધી હોય તે જાતના ફળો મળવાની ખાત્રી રહે છે બીમાંથી ઉત્પન્ન થયેલા ઝાડોની તેવી ખાત્રી રહેતી નથી

૨ કલમ કરેલા ઝાડો બીથી ઉત્પન્ન થયેલા ઝાડો કરતા હંમેશા વહેલા ફળે છે

---

(અનુસંધાન પાના ૧૦૬થી)

પાણીનો અંશ માત્ર ન આવી જાય તેનુ ધ્યાન રાખો હવે નકલી ઘી લગભગ તૈયાર છે જો એકજ ચીજ બાકી છે, તે એ છે કે આ તેલને તોની લઇ, જેટલુ તેલ થાય તેટલુંજ ચોખ્ખુ ઘી લઇ, બેઉને એક સાફ વાસણમા મુકી, પીગળાવીને એકરસ કરી, ઠંડા પાડી લો બસ, એ થયુ તમારૂં નકલી ઘી–નકલી જના, એટલું કહવુ કે ખૂદ તમેય આ નકલી ઘી અને ખરા ઘીમા ફેર પાડી ન સકો !

અને હા, પેલો જુદો કાઢેલો મેલ પણ કંઇ ફેકી દેવાનો નથી એનો તો હલકા પ્રકારનો સાબુ બનશે, જે કપડા ધોવા માટે તમારા કુટુમ્બને ખુબ કામ લાગશે.

કલમ કરવામાં નીચેની બાબતો ધ્યાનમાં રાખવી જોઈએ :—

૧. કલમ માટે પસંદ કરેલી ડાળી મૂળ ઝાડ જેટલીજ નહિં તોય ઠીક ઠીક પ્રમાણમાં જાડી અને સારી પાકી હોવી જોઈએ.

૨ જ્યારે ઝાડોમાં નવી ફૂટ થવા માટે, એટલે કે, જ્યારે આખો ઉપરની આંખો ઉઘડવાની તૈયારીમાં હોય ત્યારેજ કલમ કરવી જોઈએ હિંદુસ્તાનના ઘણા ખરા ઝાડોમાં આવો વખત વરસમાં બે ત્રણ વાર આવે છે ચોમાસામાં આવતો આવો સમય કલમ કરવા માટે ઘણોજ ઉત્તમ હોય છે

૩ કલમ અને મૂળ ઝાડની કાપેલી સપાટી સુંવાળી અને સરખી હોવી જોઈએ કે જેથી કરીને જોડાણ પુરેપુરૂ થાય

૪ સફાઈદાર કાપ મુકવાને માટે કલમ કરવાની છરી યા ચપ્પુ ઉત્તમ પોલાદનો બનેલો અને સારી ધારવાળો હોવો જોઈએ

૫ કલમ અને મૂળ ઝાડને કાપીને તરતજ જોડી દેવા જોઈએ. કાપેલો ભાગ સહજ પણ સુકવો જોઈએ નહિં જો તેને થોડી વાર એમજ રાખવાની અનિવાર્યતા ઉભી થાય તો, કલમ હોય તો પાણીમાં બોળી દેવી યા થડ હોય તો તેની ઉપર ભીનું કપડું વીંટાળી દેવું

૬ કલમ અને મુળ ઝાડની કાપેલી બાજુઓ એક બીજા સાથે જોડ્યા પછી જોડાણવાળો ભાગ કંતાનને પાણીમાં પલાળી તેનાથી સારી રીતે બાંધવો પછી તે પર સુતળી બાંધી, લાલ માટી અને છાણને સરખે ભાગે લઈ તૈયાર કરેલો કાદો ચોપડવો

૭ કલમ કરેલા છોડો વરસાદ અને સખત તાપમાં રાખવા નહિં પહેલાં તેમને એક બાજુએથી તડકો આવે એવી જગ્યાએ અને પછી સાધારણ છાંયડાવાળી જગ્યામાં મૂકવા ઝાડવાળા કુંડાની અંદરની માટી સહેજ ભીની રહે એવી રીતે પાણી આપતા રહેવું. કલમ કરેલા ઝાડો ગરમ અને ભેજવાળી હવામાં સારા થાય છે

૮ જો માટી અને છાણના કાદામાં ઉધઈ કે જીવાત પડે તો તેને સહેજ ઘાસતેલ નાખેલા પાણીથી ધોઈ નાખવો અને, ફરીથી બીજો સારો કાદો લગાડવો

૯ દર બે મહિને કુંડામાં થોડી માટી અને છીકરડાનું ખાતર નાખવું.

૧૦ જો મુળ ઝાડ પર કુંપણ ફુટવા માંડે તો તેને ઘસીને કાપી નાખવી

૧૧ જોડાણ પુરેપુરૂં થવાને છથી આઠ અઠવાડિયાં લાગે છે ત્યાં સુધી કલમની ધીરજપુર્વક સંભાળ લેવી

અંગ્રેજી વૈદકની ગમે તે ચોપડીનાં પાનાં ફેરવો યા ગમે તે નિષ્ણાત ડૉક્ટર સાહેબને પૂછો જવાબ એકજ મળશે કે કૃમિના ઇલાજ માટે સેન્ટોનિનજ એક અકસીર દવા છે

અને વાત એ ખોટી નથી. હકીકતમાં સવાલ સેન્ટોનિનના ગુણદોષનો નથી, સેન્ટોનિનની બનાવટ અને વેપારનો છે.

સેન્ટોનિન પોતાના ગુણને અંગે જેમ અચૂક ગણાય છે, તેમ તે કીમતને અંગે બહુજ મોંઘી છે કારણ કે—

૧. એના બનાવનારાઓ ગણ્યાગાંઠ્યાજ હોઈ, તેમના હાથમાં બધો વેપાર એક હથ્થુ થઈ પડેલો છે

૨. બનાવટનો ખર્ચ પણ સહેજ મોંઘો છે એટલે કે—

૧. જો કોઈ ખરી દવા બનાવી શકે અને

૨. દરીદ્રની કીમતે વેચી શકે

—તો તે અવશ્ય કરી શકે એમ છે કારણ કે, પડતર કીમત ગમે તેટલી વધુ ભલે હોય, જે ભાવે સેન્ટોનિન લડાઈ પહેલાં વેચાતી હતી—તે ભાવમાંય સારો જેવો નફો થતો હતોજ અને આજે જ્યારે ભાવ ત્રણ ચાર ગણા વધી ગયા છે, ત્યારે તો નફાની વાતજ શી કરવી ?

સેન્ટોનિનની બનાવટમાં જેમનો ખાસ ભાગ આપણે ત્યાં છૂટથી મળી શકે છે એ જોતાં, આશ્ચર્ય થાય છે કે હજી લગી આપણામાંના કોઈનુંય ધ્યાન એ તરફ કેમ ગયું ન હોય ? એનું કારણ કદાચ બનાવટની વિગતોથી અજાણ્યા હોવાનું પણ હોય અને, તેમ છતાં એ કારણ બહુ ખરૂં કારણ નથી. સેન્ટોનિનની બનાવટની પૂરી વિગત બ્રિટિશ ફાર્માકોપિયામાં છપાયેલી મળી છે. આ રહી એ વિગત—

ખુંદેલો કરમાણી અજમો ૧ રતલ અને કળી કાઢી નાખેલો ચુનો ૫ ઔંસ લઈ, ૨॥ ગેલન પાણીમાં નાખી એનેમલ કે તાંબા કે લોખંડના કલાઈવાળા વાસણમાં ભરી, એક કલાક સુધી ખૂબ ઉકાળો પછી તેને જાડા કપડામાંથી ગાળી લઈ, બધો રસ કાઢી લો બાકી રહેલા કૂચાને ફરી વાર બે ઔંસ ચુના અને અર્ધો ગેલન પાણીમાં નાખી, ફરી અર્ધો કલાક સુધી ઉકાળી, અગાઉ મુજબ જાડા કપડામાંથી ગાળી લઈ, બધો કૂચો કાઢી લો પાછળથી એ બેઉ વેળાના પ્રવાહી મિશ્રણોને મિશ્ર કરી, ઠરવા દો. જે પદાર્થ તળિયે બેસી જાય તેને રહેવા દઈ નીતરૂં પ્રવાહી કાઢી લઈ અહિં સુધી ઉકાળો કે માત્ર ૨¾ પાઈન્ટ પ્રવાહી બાકી રહે પછી એ પ્રવાહી હજી ગરમ હોય ત્યારે ખૂબ હલાવતા હલાવતા તેમાં એકલો થોડો થોડો તેજાબ ઉમેરો કે મિશ્રણ સહજ છતાં સંપૂર્ણ રીતે તેજાબવાળું થઈ જાય હવે એ મિશ્રણને પાંચ કલાક સુધી ઠરવા દઈ, પ્રવાહીની ઉપર જે તેલ જેવો પદાર્થ તરી આવ્યો હોય તે કાઢી નાખી તળિયે બેસેલા પદાર્થને મુદ્દલ છેડયા વિના ઉપરથી બધું નીતરૂં પ્રવાહી કાઢી લો અને એ તળિયે બેસેલા પદાર્થને ફીલ્ટર પેપર પર કાઢી, પહેલાં તો તેને ઠંડા અર્ક-પાણીથી ત્યાં સુધી ધુઓ કે ધોવામાં વાપરેલું પાણી ધોવા પછી પણ રંગ અને તેજાબ વિનાનું જ નીકળે પછી અર્ધો ઔંસ સોલ્યુશન ઑફ એમોનીઆમાં પાંચ ફ્લુઈડ ઔંસ પાણી મેળવી, તે વડે એ પદાર્થને ધોઈ, છેવટે ફરી વાર ઠંડા અર્ક-પાણી વડે ત્યાં સુધી ધોતા રહો કે ધોવામાં વાપરેલું પાણી ધોવા પછી પણ રંગ વિનાનું નીકળે પછી એ પદાર્થને ફીલ્ટર પેપરના પડમાં દબાવી, સહેજ ગરમી આપીને સુકવી લો.

પાછળથી એ સૂકવેલા પદાર્થને ફીલ્ટર પેપર પરથી ઉખેડી, ૬૦ ગ્રેન લાકડાનો કોલસો અને નવ ફ્લુઈડ ઔંસ રેક્ટીફાઈડ સ્પિરિટ સાથે મેળવી, અર્ધો કલાક સુધી રહેવા દઈ, પછી દસ મિનિટ સુધી ઉકાળો પછી એક ઔંસ ઉકળતા સ્પિરિટ વડે એ પદાર્થને પાછો ધોઈ કાઢી, બે કલાક સુધી ઠંડી અંધારી જગ્યામાં જામવા દો. છેવટે એને રંગીન બાટલીમાં બંધ કરી, રોશનીથી દૂર રાખો.

વધેલું ઉકાળેલું પ્રવાહી ફરી વાર ઉકાળી, તેમાંથી એ પદાર્થ પાછો બનાવી શકાય છે

આ રહ્યો પ્રમાણભૂત પ્રયોગ બનાવો અને વેચો સેન્ટોનિન



# ચિકોરી



## Chicory

**[૧]** ચિકોરી યૂરપિયનોની માનીતી ચીઝ છે એના પાંદડાં તેમની જમણ–મેજ પર યા છુટા હોય છે, યા મેવેડના એક અંગ તરીકે હકીકતમા, ચિકોરી આખા યૂરપમાં ખુબજ માનીતી વનસ્પતિ છે.

ચિકોરીનું વાવેતર મ્હોટે ભાગે બેલજિયમમાં થાય છે અને અને એનાય ફ્લેમિન ખેડુતોજ એ વાવેતર કરે છે, જો કે એ વનસ્પતિ યૂરપના બીજા ભાગોમાજ નહિં, ખુદ હિન્દમાંય થઇ શકે એમ છે. કહેવાય છે કે, પંજાબમાં તો ચિકોરીની એક જાત દાલ થાય પણ છે, જો કે હાલ એનો ઉપયોગ ઢોરોના ચારા તરીકે થાય છે. એનું કારણ ઘણું કરીને એ છે કે ચિકોરીના વાવેતર અને તેની સફાઇ વ ની ખરી અને પુરી રીત પંજાબના ખેડુતો હજી જાણતા નથી અલબત, અહિં ચિકોરીના બીજ દવામા વપરાય છે અને તે પંજાબના ખેડુતો પુરા પાડે છે

ચિકોરી અનેકવિધ ઉપયોગિતા ધરાવે છે તેની ટોચ કિંવા પાંદડા વનસ્પતિ તરીકે ઉપયોગી છે અને બીજ દવા તરીકે તો મુળનો ઉપયોગ થાય છે કોફીની સુગંધી વધારવા માટે અને, હકીકત એ છે કે વર્ષો લગી ચિકોરીનો એજ એક માત્ર ઉપયોગ યુરપની જાણમાં હતો. તાઝી સ્વાદિષ્ટ વનસ્પતિ તરીકેનો તેનો ઉપયોગ કરવાની શોધ થયાને હજી માત્ર ૧૦૦ વર્ષજ થયાં છે.

હા, ૧૦૦ વર્ષજ થયા ચિકોરી તાઝી વનસ્પતિ તરીકે ખાવાપાત્ર ગણાઇ છે. એની એ શોધની દાસ્તાન કંઇક દિલચસ્પ છે ૧૮૩૦માં બેલજિયમ અને હોલેન્ડ વચ્ચે લડાઇ થઇ ત્યારે એક ફ્લેમિંગ ખેડુએ પોતાના ચિકોરી–મુળો—જે કોફીમા ઉમેરવા માટે તે બહાર મોકલનાર હતો–એક અંધારીયામા છુપાવી દીધા. થોડોક સમય વીત્યો; લડાઇ પુરી થઇ. ખેડુત પોતાને ઘેરે પાછો ફર્યો અને તેણે પોતાની અજાયબી વચ્ચે જોયું કે એ મુળોને તો સફેદ પાંદડા ઉગી નીકળ્યા હતા. લડાઇ હમણાંજ પુરી થઇ હતી. ખેડુત કને ખાવાનું કશું ન હતું. તેણે તે પાંદડા ચાખ્યા અને સ્વાદિષ્ટ લાગતાં, ખાવા લાગ્યો. બસ, ત્યારથી એ પાંદડાં ખાવાપાત્ર ગણાવા લાગ્યા, જો કે વેપારી દ્રષ્ટિયે એનો ધંધો તો છેક ૧૮૪૬થી શરૂ થયો.

હિન્દમાંય એ વાવેતર માટે આજ પચાસ વર્ષથી ભલામણ થતી રહે છે, પણ હજી લગી રીતસર વાવેતર થયું નથી.

**[૨]** ચિકોરીનું વાવેતર કરવાની પધ્ધતિ ખાસ નોખી છે બેલજિયમમાં મ્હોટે ભાગે મે મહિનામા એનું વાવેતર કરવાનો નિયમ થઇ ગયો છે વાવેતર કરવા માટે મુળીયાંને ૭ સાત ઇંચ ઊંડાણમાં રોપી, ઝમીન પર ઘાસ પાથરી, ઉપર છાંયડો કરાય છે, જેથી ઝમીન ગરમ રહે. આ એક ખાસ મુદ્દો છે, કારણ કે એ કાયમી ગરમી ચિકોરીના વાવેતર માટે અનિવાર્ય છે અને એ કારણે ઝમીનને ગરમ રાખવાની 'રોહરેન પદ્ધતિ' પણ ત્યા પ્રચલિત છે

સામાન્યતઃ ચિકોરી ઓકટોબર–નવેમ્બરમાં તૈયાર થઇ જાય છે તૈયાર થયા પછી તેને ઉખેડી, સાફ કરવામા આવે છે અને મુળ અને ટોચ જુદા પાડી, વેચાય છે.

બેલજિયમ ચિકોરીનું મુખ્ય કેન્દ્ર છે. બ્રુસેલ્સની ચિકોરીની બજાર દુન્યાભરની મ્હોટામાં મ્હોટી બજાર છે અને ખુદ બેલજીયમમાં આજે ૧૨ કરોડ રતલ ચિકોરી પયદા થાય છે.

હિન્દનાય કેટલાક ભાગોમા–ખાસ કરીને પંજાબ, સરહદ પ્રાંત અને કાશ્મીરમા–જ્યાં આજેય એક પ્રકારની ચિકોરી થાય છે, ચિકોરીનું રીતસર વાવેતર કરવાની સારી તક છે.

## કાચ-સિમેન્ટ

ચંદ્રસ ૧½ ઔંસ, ધોયલી લાખ ૧½ ઔંસ, મેથીલેટેડ સ્પિરિટ ⅝ જીલ

ઓગળી જાય ત્યારે વાપરો. કાચ કે ચીનીની વસ્તુઓ ખુબ સંધાય છે અને વિશિષ્ટતા એ કે, સાંધા પર કાળો ડાઘ રહેતો નથી.

■

## કાચની ઝાંખનો ઇલાજ-

વર્ષાઋતુના દિવસોમાં બારી બારણા તથા ગાડી યા મોટરના કાચ પર ઝાંખ આવી જાય છે અને તેથી બરાબર જોઇ શકાતું નથી. એનો એક ઇલાજ એ છે કે, વર્ષાઋતુ શરૂ થાય ત્યારથીજ એ કાચ પર નીચલું મિશ્રણ લગાડી દેવું

ટેરટાઇન સાબુ ૧ ઔંસ, વુડ આલ્કોહલ ૮ ઔંસ, ગ્લિસરીન ૬ ઔંસ, અર્ક-પાણી ૨ ક્વાર્ટ.

સાબુની કાતરણ કરી, પાણીમાં નાખી, ધીમી આંચે ઓગળાવી, પછી ૨૪ કલાક લગી રહેવા દો અને ત્યાર પછી ગાળી લઇ બાકીની ચીજો ઉમેરો.

બારી બારણાના કાચની અંદરની તરફ તથા મોટરના કાચની બેઉ તરફ આ મિશ્રણ લગાડો. લગાડવા માટે કપડાનો ઉપયોગ કરજો અને હળવે હાથે છતાં પુરો કાચ ભીંજાય તેમ મિશ્રણ લગાડજો

■

## કાંજી

પાણી ૨૨ ગેલન, બટાટાનો સ્ટાર્ચ ૧૬ રતલ, ગ્લિસરીન ૧૧ રતલ, કર્ડ સાબુ ૧½ રતલ, સુરોખાર ૫ તોલા.

• સૌથી પહેલા સ્ટાર્ચમાં થોડુંક પાણી નાખી, લાહી બનાવી, પછી બાકીનું પાણી ઉમેરી, સાબુની કાતરણ તથા ગ્લિસરીન મેળવી, વરાળ-ચુલા દ્વારા ૧૫૦ મિનિટ લગી ઉકાળી લો. એ દરમિયાન બીજા વાસણમાં સુરાખારને સહજ પાણીમાં ઓગળાવી, ઉપલી મેળવણીને ચુલા પરથી ઉતાર્યા પછી તેમાં નાખો અને હલાવીને મિશ્ર કરી દો

આ કાંજી સુતર વ. પર ચડાવવા માટે વપરાય છે

■

## ખાંસીની ગોળીઓ

કાકડાશીંગ, પીપરીમુળની ગાંઠો, સિંધાલુણ અને બાવળનો ગુંદર દરેકની ભુકી અડેક ચમચી જેટલી

સહજ પાણી મેળવી, પાંચ પાચ ગ્રેનના વજનની ગોળીઓ બનાવો.-

માત્રા- દિવસમાં ત્રણ ગોળી.

■

## ચાલ-મુગરા મલમ

ચાલ-મુગરા ઑઇલ ૧૦ તોલા, હાર્ડ પેરેફિન ૪૦ તોલા, સોફ્ટ પેરેફિન ૫૦ તોલા

પ્રથમ હાર્ડ પેરેફિનને ધીમી આંચે પીગળાવી, પછી તેમાં બાકીની ચીજો મેળવી, ઠારી લો.

આ મલમ લુખસ, દરાજ અને કોઢ માટે ઉપયોગી છે.

■

## ટીંક્ચર આયોડિનના ડાઘ કાઢવા

કપડા પર ટીંક્ચર આયોડિનના ડાઘ પડી ગયા હોય તો થોડોક ઘઉંનો લોટ લઇ, સહેજ પાણીમાં મેળવીને, ડાઘવાળી જગ્યાએ લગાડી સુકાવા દો. સુકાયા પછી તેને સાબુથી ધોઇ નાખો. ટીંક્ચર આયોડિનના ડાઘ જાદુઇ ફુંક પેઠે જતા રહેશે (આઝમાવેલો પ્રયોગ છે)

■

## માથાના દર્દની દવા

એસ્પીરિન ૪ ભાગ ફેનેસેટિન ૪ ભાગ, કેફેઇન સાઇટ્રસ ૧ ભાગ, સેડા બાઇકાર્બ ૨ ભાગ

માના ૧૧ ગ્રેની પડીકીઓ બનાવી વાપરો

■

## મેલેરીયા તાવની દવા

૧–કાચકાના બીજની ભુકી ૧ ડ્રામ ને ખપ પૂરતુ આમળાના શુદ્ધરસનુ પાણી મેળવી એની કુલ ૧૨ ગોળીઓ બનાવો

માના દિવસમા બે વેળા, એકેક ગોળી

૨–કાળા મરી ૨૦ તોલા, કાળી મરી ૫ તોલા અતિવિષ ૧૫ તોલા

બધાની ભુકી કરી, ૪૦ ગ્રેન વજનની પડીકીઓ બનાવો

માના દિવસમા બે પડીકીઓ આપવી

■

## રોઝ સ્પિરિટ

ઓટો રોઝ ૨ ડ્રામ, ઓઇલ રોઝ જિરેનિયમ ૧ ડ્રામ, રેક્ટીફાઇડ સ્પિરિટ ૧૯½ ઔંસ

બધાને મેળવી, થોડાક દહાડા લગી ઠરવા દો

■

## લાલ શાહી

૧–સ્કાર્લેટ રેડ ૩ આર ૨ ઔંસ બાવળનો ગુંદર ૧½ ઔંસ, પાણી ૧ ગેલન

બનારસાની ગીન બનુ શાહી પેઉર

૨–સ્કાર્લેટ રેડ ૩ આર ૧ તોલો, ડેક્ષ્ટ્રીન ૨ તોલો

મેળવીન ખરલ કરી લો આ થઇ ભુકી

■

## લિનોલિયમ પૉલિશ

લિનોલિયમને સુંદર પૉલિશ કરવા માટે અને તેમ કરી, ફરી વાર નવા જેવા બનાવવા માટે–પહેલા તો સરખા ભાગે દુધ અને પાણીની મેળવણીથી તેને ધોઇને લુછી લો અને પછી નીચનુ પૉલિશ ઘસો

પીળુ મીણુ ૫ તોલા ટર્પેન્ટાઇન ૧૧ તોલા, સાદુ વાર્નિશ ૫ તોલા

■

## વા-તેલ

ઑઇલ યુકલિપ્ટસ ૮ ઔંસ, ઑઇલ તરપેન્ટાઇન ૩ ઔંસ, ઝતુનનું તેલ ૧ ઔંસ, ક્લોરોફિલ સહજ

બધાને મેળવી, એટલુ ક્લોરોફિલ મેળવો કે હલકો લીલો રંગ થઇ જાય

■

## વીચી–પાણી

પ્રખ્યાત વીચી–પાણી જેવુ પાણી બનાવવા માટે આ નુસ્ખો ઉપયોગી છે

સોડિયમ ક્લોરાઇડ ૬ ડ્રામ, સોડિયમ બાઇકાર્બોનેટ ૫½ ઔંસ, એમોનિયમ કાર્બોનેટ ૬૦ ગ્રેન, સોડિયમ ફોસ્ફેટ ૨૫ ગ્રેન, સોડિયમ સલ્ફેટ ૪ સ્ક્રુપલ, પોટાસિયમ સ્ફેટ ૨ ડ્રામ પાણી ૬ ગેલન

બધાને મેળવી, ૧૨ કલાક રહેવા દઇને ફિલ્ટર કરી લઇ, પછી થોડા દહાડા લગી ઠરવા દો અને જરુરત વેળા ૧૦ ગેલન પાણી મેળવી, ફુવારામા ભરી, ૧૫૦ રતલનુ દબાણ આપો

■

## સેલ્યુલોઇડ-સિમિન્ટ

કપુર ૧ ભાગ, ઉન્દા ચોખ્ખી લાખ ૧ ભાગ અનકોહલ ૨૦ ભાગ

બધાને મેળવી, ઓગળાવી લો

સેલ્યુલોઇડ ભાંગવા માટે આ સિમિન્ટ ઉપયોગી છે

વર્ષ દશમું
માસ ચોથો
અંક ૧૧૨ મો

# ફ્રમર

એપ્રિલ ૧૯૪૦

—: લવાજમ :—
હિન્દ : રૂપિયા ત્રણ
બર્મા . રૂપિયા સવા ત્રણ
વિદેશ : શિલિંગ ૭

## ચિત્રો



## ખેતી, હુનર અને ઉદ્યોગ



## વેપારી કળા



## પરચૂરણ







# સુકા મેવાનો વેપાર

કાચની બરણીમાં સંભાળપૂર્વક ગોઠવેલા સુકા મેવાના દેખાવે કયા શખ્સના મોઢામાં પાણી ન આવ્યું હોય? દેખાવે મનહર, સ્વાદે સરસ અને ગુણે લાભકર્તા એવી આ કુદરતની ઉમ્દા નિઅમતની કદર ન જાણે તે ખરેજ નગુણો કહેવાય.

તાજા ફળો હરહમેશ અને દરેકે દરેક ઠેકાણે મળી શકતા નથી; વળી તે જલદી ખરાબ થઇ જતા હોઇ, જે જગ્યાએ તેની પયદાઇશ વધુ છે તેને અપવાદ ગણતાં, બાકી સર્વત્ર કંઇક મ્હોંઘા હોય છે પરંતુ સુકા મેવાની વાતજ અનોખી છે. દુન્યાના દરેક ભાગમાં થતો ઉમ્દા મેવો તમો ઘર બેઠા મેળવી શકો છો અને તેય વળી મધ્યમ ભાવે.

અને સુકો મેવો હરકોઇને સંતોષી શકે છે. બચ્ચાઓ અને જવાનોની વાતજ જવા દો, જેમના મોઢામાં દાંત નથી એવા ડોસાઓ પણ કુદરતની આ બક્ષીશથી મહરૂમ રહેવા તૈયાર નથી પરિણામે તેઓ પોતાના મનગમતા મેવાના ન્હાના કટકા યા ભુકી કરી, ઉપયોગ કરે છે

૨

સુકા મેવાનો વેપાર સરળ પણ છે અને નફાવંત પણ. વળી એમાં ન મ્હોટી પુંજીની જરૂર છે, ન વળી ખાસ આવડતની. ૨૦૦૦ થી ૪૦૦૦ની વસ્તીવાળા મ્હોટા ગામથી માંડીને લાખ બે લાખની ગીચ વસ્તીવાળા શહેરમાં એ ધંધો થઇ શકે છે અને જેમ એ ન્હાના પાયા પર દશ બાર રૂપિઆની માસિક આવક આપે છે, તેમ મ્હોટા પાયા પર ૧૦૦ કે ૨૦૦ રૂપિયાની આમદની પણ કરી આપે છે. ખોટના સંભવો એમાં ભાગ્યેજ છે

■ ■ ■

સુકા મેવાના વેપાર માટે નીચના સાધનો જરૂરી છેઃ

૧, ત્રણ તરફ કાચ અને એક તરફ લાકડું હોય એવા યા એક તરફ કાચ અને ત્રણ તરફ લાકડું હોય એવા મેવો રાખવા માટેના બાકસ કિંવા ડબ્બા

૨, મેવાનો દેખાવ કરવા માટે કાચની મ્હોટી બરણીઓ

૩, વજન કરવાનો કાંટો

૪, મેવો ભરવા માટે ઉમ્દા કાગળની થેલીઓ[1]

૫, મેવાનો જથ્થો ભરી રાખવા માટે પતરાના સારા ડબ્બા યા પીપ.

૬, દુકાન માટે થોડુંક જરૂરી ફર્નિચર

વગયરહ

આ કુલ સાધનો વસાવાય તથા શરૂઆત માટે પા, અર્ધા અને એક મણ જેટલો જુદો જુદો સુકો મેવો ખરીદી લેવાય એ ગણત્રીએ રૂ ૫૦૦ની પુંજી પુરતી થઇ પડે છે. વેપાર મ્હોટા પાયા પર કરવો હોય તો, બેશક, પુંજી વધુ જોઇએ.

૩

સુકા મેવાનો વેપાર એટલે જથ્થાબંધ માલ ખરીદી, છુટક વેચવાનો ધંધો. એમાં એ સિવા બીજુ કશું કરવાનું નથી કે જુદા જુદા ઠેકાણેથી જથ્થાબંધ મેવો મંગાવી, સહજ સાફ કરી સંઘરી રાખી, વેચતા જવું. ન એમાં તાજા ફળ સુકવવાની કડાકુટ છે, ન બીજી કંઇ પંચાત. હા, વેપારી કુનેહ તો જોઇએજ તે વિના કશું ન થાય. કારણ કે—

(૧) એવી થેલીઓ સફેદ કાફ્ટ પેપરની તૈયાર મળે છે. તે તૈયાર લઇ, તેની ઉપર પોતાની સુંદર જાહિરાત છપાવી લેવી જોઇએ

૧ કયો સુકો મેવો કયા ઠેકાણે ઉમ્દા થાય છે તે નક્કી કરી, ત્યાંથી ખરીદવો જોઇએ

૨ કયો સુકો મેવો કઇ મવસમમાં તાઝો, સારો અને સસ્તો મળે છે, તેની તપાસ કરી તે મવસમમાં પુરતી ખરીદી કરી લેવી જોઇએ

૩ કયો સુકો મેવો કેટલા સમય લગી તદન સારો રહી સકે છે તેનો કાળજીપુર્વક અભ્યાસ કરી તેટલી મુદ્દતથી પોણી મુદ્દતમાં પોતાને ત્યાં તેની જેટલી ખપત થઇ સકતી હોય તેટલોજ વધારે નહિજ-તે ખરીદવો જોઇએ

૪ જે સુકો મેવો એક વર્ષ કરતાં વધુ લાંબા સમય લગી પણ સારો રહી સકે છે તેમ પોતાની વાર્ષિક ખપત જેટલોજ વર્ષે વર્ષ ખરીદવો જોઇએ

વગવરહ

બને સુકો મેવો મળે છે કયાં? ઉત્તર હિન્દ બલુચિસ્તાન, અફગાનિસ્તાન એ સુકા મેવાની મંડીઓ છે ત્યાં તેનો મ્હોટો જથ્થાબંધ વેપાર છે ત્યાંથી પરબારો માલ મંગાવવો જોઇએ યા મુંબઇ અને કલકત્તા જેવા મ્હોટા શહેરમાં એના મ્હોટા જથ્થાબંધ વેપારીઓ પાસેથી તે ખરીદવો જોઇએ

એ ઉપરાંત કેટલીક જાતનો સુકો મેવો એવો છે, જે બીજા પરદેશોમાંજ થાય છે સાદ સિક વેપારી માટે એમાં જે ઉમ્દા તક છે તેનો લાભ તે નજ ચુકે પરદેશોથી પણ ન્હાના મ્હોટા જથ્થામાં સુકો મેવો મંગાવી વેચે

૪

સુકા મેવાનો વેપાર ત્રણ રીતે થાય છે -

૧ સ્થાનિક દુકાન વેપાર
૨, ટપાલ દ્વારાનો વેપાર
૩ એજન્ટ-દાબડા દ્વારાનો વેપાર

(૧) પ્હેલી રીત સર્વ સામાન્ય છે પણ માત્ર દુકાન ખોલીને બેસી જ્યાથી આ વેપારમાં તાત્કાલિક અને પુરેપુરી સફળતા મળી સકે એમ નથી એને માટે જાહેરાત અનિવાર્ય છે જે સ્થાનિક પત્રોમાં ન્હાની જાહેર ખબરો છપાવીને પણ કરી સકાય છે જો ઉમ્દા કાગઝ પર હસ્તપત્રો છપાવી મધ્યમ વર્ગ અને અમીર વર્ગના ઘરે ઘરે વહેચાવીને પણ ખરેખર, આ છેલ્લી રીત વધુ સસ્તી પણ છે અને આ ખાસ વેપાર માટે વધુ અસરકર્તા પણ

(૨) વેપારની બીજી પદ્ધતિ ટપાલ દ્વારાના વેપારની છે એ, સામાન્ય કરતાં અસામાન્ય એવા મેવા માટે વધુ બંધબેસ્તી છે એ કે કેટલાક ઠેકાણે અને કેટલાક સંજોગોમાં એ મેવા મેવા માટે અનુકુળ થઇ પડે એમ છે

એ રીતે વેપાર કરવા માટે એક તો એક ન્હાનકડું પ્રાઇસ લિસ્ટ છપાવવું જુરી છે અને બીજું વર્તમાનપત્રોમાં જાહેરાતો છપાવવી એથી દેશના ખુણે ખુણે વસતા શોખીનો લગી પોતાનો માલ પહોંચાડી સકાય છે અને એમ પોતાનું ગ્રાહક-વર્તુળ વિસ્તારી સકાય છે

બહારગામથી આવતા ઓર્ડર પ્રમાણે માલ લાકડાના બાકસમાં પેક કરી વી પી થી મોકલવાની પ્રથા વિષે તો વધુ કહેવાનું હોયજ નહિ રસ્તામાં ક્ષીણ થતા સુકો મેવો બગડતો નથી એટલું વાદ રખાય તો પછી એ પધ્ધતિની ઉપયોગીતા બરાબર સમજી સકાશે

એ વાત ખરી છે કે જાહેરાત-ખર્ચ ની પુનરાએ એ જાહેરાતો દ્વારા મંગાતા પ્રાથમિક ઓર્ડરો કઇ સેંકડો યા હજારોના હોતા નથી હોતા પણ સુકો મેવો દૈનિક ખપતની ચીજ છે અને એક વારનો સતોષ પામેલો ગ્રાહક પછી કાયમી ગ્રાહક બની જાય છે, એટલું લક્ષે લેવાય તો એ મ્હોંઘો જાહેરાત ખર્ચ પણ સ્હોંઘોજ લેખાશે

(અનુસંધાન પાનું ૧૫૨)

 ...............આ ઈ સ ક્રી મ............... 

# આઈસક્રીમ

[ICE CREAM]

*

['કુમાર'ના જુન ૧૯૩૮ ના અંકથી આગળ]

આગના લેખમા વાચકો સ્ટ્રોબેરી, રાસ્પબેરી, કિશમિશ, ઝરદાલુ નારંગી, મોસંબી, વેનીલા અને ચોકોલેટના આઇસક્રીમના ૧૪ પ્રયોગો જોઇ ગયા છે આજે થોડાક વધુ તેમની સેવામા રજુ થશે

**લિંબુ**—રસદાર મ્હોટા લિંબુ નગ ૪, પાણી ૧ કવાર્ટ, નારંગી ૧ ખાંડ ૧૩ ઔંસ

પ્હેલા લિંબુઓ અને નારંગીને છોલી લઇ, તેની છાલ જુદી રાખો પછી પાણીમા ખાંડ નાખી, જોશ કરો અને મેલ કાઢ્યા પછી તેમા લિંબુ અને નારંગીની છાલ નાખી, પાંચ મિનિટ લગી જોશ આપીને ઉતારી લો અને મેળવણી ઠંડી પડ્યા પછી તેમા લિંબુ અને નારંગીના રસ ઉમેરી, કપડામાથી ગાળી લો અને નિયમસર આઇસક્રીમ બનાવો

**નારંગી**—(૨) રસદાર મ્હોટી નારંગીઓ નગ ૧૨, ખાંડ ૧ રતલ, પાણી ૧ કવાર્ટ

આઇસક્રીમ બનાવવાની પ્રધ્ધતિ ઉપના લિંબુના આઇસક્રીમ પેઠેજ

(૩) નારંગી નગ ૮, ખાંડ ૮ ઔંસ દુધ ૧½ પાઇન્ટ ઇંડાની ઝરદીઓ નગ ૧૦, કફ ચઢાવેલ ક્રીમ ૧ પાઇન્ટ

બનાવવાની રીત મોસંબીના આઇસક્રીમ મુજબ.

**અનનસ**—પાકું અનનસ નગ ૧ (અથવા જો તે નમળે તો અનનસનો મ્હોટો ડબ્બો નગ ૧) ખાંડ ૧½ રતલ પાણી ૧ કવાર્ટ, લિંબુનો રસ નંગ ૨ નો

અનનસને છોલી, સાફ કરીને ઘણીજ ઝીણા કટકાઓ કરો કટકાઓ જેમ વધુ ઝીણા હોય તેમ વધુ સારું પછી તેમા લિંબુનો રસ મેળવી રહેવા દો અને બીજા વાસણમા પાણી અને ખાંડ નાખી, ચુલે ચઢાવો અને તે ઉકળે ત્યારે તેમાનો મેલ કાઢી લીધા બાદ નીચે ઉતારી લો અને ચાસણી ઠંડી થાય ત્યારે તેમા અનનસવાળી મેળવણી નાખી, કેટલીક વાર લગી હલાવ્યા પછી ગાળી લો અને ત્યાર પછી નિયમસર આઇસક્રીમ જમાવો

**ઝરદાલુ**—(૨) સાચવી રાખેલા ઝરદાલુ ૧ પાઇન્ટ, લિંબુ નંગ ૧, ખાંડ ૪ ઔંસ, પાણી ૧ પાઇન્ટ.

ખાંડની ચાસણી બનાવો અને પછી ઝરદાલુને કપડામાથી ગાળીને તેમા મેળવી, છેવટે લિંબુનો રસ ઉમેર્યા પછી આઇસક્રીમ બનાવો

(૩) પાકા ઝરદાલુ ૨૦ નગ, ખાંડ ૯ ઔંસ, પાણી ½ પાઇન્ટ, દુધ ૧½ પાઇન્ટ, ઇંડાની ઝરદીઓ નગ ૧૦, કફ ચઢાવેલ ક્રીમ ૧ પાઇન્ટ

ઝરદાલુને કાપી, ઠળીયા કાઢી લો અને પછી પાણી અને ખાંડ સાથે મેળવી, અહિં લગી પકાવો કે 'જામ' જેવી મેળવણી તૈયાર થાય એ દરમિયાન ઠળીયાને તોડી, તેનો ગર કાઢીને છોલી કાઢો અને તેનેય એ 'જામ'મા મેળવી ઉનાળો બીજા હાથ પર ઇંડાની ઝરદીઓને ફીણી, તેમા દુધ મેળવો અને પછી એને ઠંડા પડેલા જામમા ઉમેરી, આઇસક્રીમ જમાવો આઇસક્રીમ અધ-કઠણ થાય કે તેમાં કફ ચઢાવેલ ક્રીમ ઉમેરી, આઇસક્રીમને પુરેપુરું કઠણ બનાવી લો

**આદુ**—(૧)- આથેલી આદુ ૬ ઔંસ, લિંબુનું આઇસક્રીમ (ઉપના પ્રયોગ પ્રમાણેનુ) ૧ કવાર્ટ

ત્રીજા વાસણમાં ઊંધી રીતે, ક્રીમનું એસેન્સ મેળવી, એ મેળવણી ઠંડી પાડેલી દૂધની મેળવણીમાં રેડી ક્રીમ ઉમેરી અને ખુબ મિશ્ર કરી આઈસક્રીમ જમાવી લો

**વેનીલા**–(૩) દૂધ ૧ કવાર્ટ, ખાંડ ૧૫ તોલા ઈંડાની ઝરદીઓ નગ ૪, ઈંડા નગ ૪, ક્રીમ ૧ ન્હાના પ્યાલા જેટલું, વેનીલાનું એસેન્સ ૧ મ્હોટી ચમચી

દૂધને ઉકાળી તેમાં ખાંડ અને ફીણેલા ઈંડા અને ઝરદીઓ ઉમેરી ખુબ હલાવો પછી તેને ગાળી લઇ, મિશ્રણ ઠંડુ પડે ત્યારે તેમાં ક્રીમ અને એસેન્સ ઉમેરી, આઇસક્રીમ જમાવો

(૪) દૂધ ૧ કવાર્ટ, ખાંડ ૬ ઔંસ, ઈંડા નગ ૪, ઈંડાની ઝરદીઓ નગ ૪ વેનીલાનું એસેન્સ ૧ મ્હોટી ચમચી કઢ ચઢાવેલું ક્રીમ ૧ પાઈન્ટ

આ આઇસક્રીમ બનાવવાની રીત ઉપલા આઇસક્રીમ મુજબ જ–ફક્ત એટલા અપવાદ સિવાય કે એમાં ક્રીમ ગરમ આવતાં મેળવણીમાં મેળવાતું નથી પરંતુ આઇસક્રીમ તૈયાર થઇ સહજ સખ્ત થાય કે તેમાં એ ક્રીમ ઉમેરી થોડી વાર લગી આઇસક્રીમ–પાનને વધુ ફેરવવું જોઇએ જેથી પુરતું કણ આઇસક્રીમ તૈયાર થઇ જાય

આ આઇસક્રીમની ખુબી એ છે કે મુળ આઇસક્રીમ નીચલા ભાગમાં રહે છે અને કઢ ચઢાવેલું ક્રીમ ઉપલા ભાગમાં

---

(૩) વેનીલાનું એસેન્સ બનાવવાના પ્રયોગ માટે જુઓ કમરનો ૮૦મા અંક

(૪) આ આઈસક્રીમ પર નીચેનો ચોકોલેટ સોસ નાખવાથી લજ્જત ખુબ વધે છે —

ચોકોલેટ ૧ ઔંસ, ખાંડ ૧ પ્યાલા જેટલી, મકાઈના સત્વનો ½ પ્યાલા જેટલો

વોટર બાથ પર ચોકોલેટ ઓગાળવી પછી તેમાં ખાંડ મેળવો અને છેવટે સત્વ ઉમેરી ખુબ મેળવ્યા પછી ૧૦ મિનિટ લગી પકાવો અને વેનીલા આઈસક્રીમ પર આ સોસ ગરમ ગરમ રેડી પીરસો

**ચોકોલેટ**–(૩) ક્રીમ ૧½ પાઈન્ટ ખાંડ ૭ ઔંસ વેનીલાનું એસેન્સ ૧ મ્હોટી ચમચી ચોકોલેટ (મીઠાસ વિનાનું) ½ રતલ, ઈંડાની ઝરદીઓ નગ ૫

ક્રીમમાં ખાંડ અને ચોકોલેટ મેળવી, એક જોશ આપો બીજા હાથ પર ઈંડાની ઝરદી ઓને ફીણી નાખો, તેમાં ઉપલી ક્રીમની મેળવણી રેડો અને ખુબ હલાવી ચુલે ચઢાવો અને મેળવણી ઘાડી થાય ત્યાં લગી પકાવો પછી એને વાળની ચારણીમાંથી ગાળી લઇ, ઠંડી પાડો તે ઠંડી પડે ત્યારે તેમાં એસેન્સ મેળવી, આઇસક્રીમ જમાવો

**રાસ્પબેરી**–(૩) રાસ્પબેરી ૧ રતલ, ચાસણી ૧ પાઈન્ટ લિંબુનો રસ ૧ નગનો

પાકી રાસ્પબેરીઓ લઇ મસળીને ગર કાઢી લો અને તેમાં લિંબુનો રસ અને ચાસણી મેળવી આઇસક્રીમ જમાવો

**સફરજન**–સફરજનનો ગર ૧ પાઇન્ટ, લિંબુનો રસ ૨ મ્હોટા ચમચા, ચાસણી ૧ પાઇન્ટ

પ્રથમ સફરજનને મસળીને ગર કાઢી લો પછી તેમાં લિંબુનો રસ ઉમેરી છેવટે ગરમ ચાસણી મેળવો અને મેળવણી ઠંડી થતા પછી આઇસક્રીમ જમાવી લો

**બદામ** (૧) ક્રીમ ૧ કવાર્ટ, મીઠી બદામ ૭ ઔંસ ખાંડ ૧૦ ઔંસ કડવી બદામ પાંચ સાત, નારંગીની છાલ થોડીક ઈંડાની ઝરદીઓ નગ ૮

સૌથી પહેલા બદામને સાફ કરી ન્હાની કકડીઓ કરી લો પછી ઈંડાની ઝરદીઓને ફીણી, તેમાં ખાંડ મેળવી વધુ ફીણો હવે ત્રીજા વાસણમાં ક્રીમ લઇ એક વેળા ઉકાળી, ઈંડા–ખાંડની મેળવણીમાં રેડો અને મિશ્ર કરી લો પછી તેને ચુલે ચઢાવી, મેળવણી ઘાડી થાય–પણ ઉકળે નહિ જ—ત્યાં લગી પકાવી, પછી તેમાં બદામની કટકીઓ ઉમેરી, થોડીક

પચે લગી તેને વધુ પકાવો. પછી ચૂલા પરથી ઉતારી લઇ, ઠંડું લગી હલાવતા રહો કે મેંગોવણી ઠંડી પડી જાય પછી તેમાં નારંગીની છાલ ઉમેરી, થોડી વાર લગી રહેવા દઇ, ફ્રીઝરે આઇસક્રીમ બનાવી લો

(૩) મીઠી બદામ ૫ ઔંસ, કડવી બદામ ૧ ઔંસ, ક્રીમ ૧½ પાઇન્ટ, ખાંડ ૫ ઔંસ, ઇંડાની જરદીઓ નંગ ૧૦, કડક ચડાવેલ ક્રીમ ½ પાઇન્ટ

પહેલાં બદામોને સાફ કરી, બારીક ભુકી બનાવો અને ગરમ કરેલા ક્રીમમાં મેળવી, ૩૦ મિનિટ લગી રહેવા દો. પછી પાણીમાં બોળેલા જાડા કપડામાંથી ક્રીમને ગાળી લઇ, તેમાં ખાંડ અને ફીણેલાં ઇંડાં મેળવી ખૂબ હલાવો. મેળવણી ઘાડી થતાં ચૂલા પરથી ઉતારી લઇ ઠંડી પડે ત્યારે તેમાં એસેન્સ ઉમેરી આઇસક્રીમ જમાવો ને લગભગ કઠણ થવા આવે ત્યારે તેમાં કડક ચડાવેલ ક્રીમ ઉમેરી, પુરેપુરો કઠણ બનાવી લો

સ્ટ્રોબેરી-(૪) સ્ટ્રોબેરી ૧ રતલ, ખાંડ ½ રતલ, દુધ ૧½ પાઇન્ટ, ઇંડાની જરદીઓ નંગ ૧૦, કડક ચડાવેલ ક્રીમ ૧ પાઇન્ટ

બનાવવાની રીત બદામના આઇસક્રીમ નંબર ૩ પ્રમાણે

મોસંબી-મોસંબી નંગ ૬, ખાંડ ૮ ઔંસ, દુધ ૧½ પાઇન્ટ, ઇંડાની જરદીઓ નંગ ૧૦, કડક ચડાવેલ ક્રીમ ૧ પાઇન્ટ

પહેલાં જેમ બને તેમ હલકે હાથે મોસંબીની છાલ કાઢી લો અને પછી દુધને ઉકાળી, તેમાં મોસંબીની છાલ ઉમેરી, વાસણ બંધ કરી, દુધ ઠંડું પડવા દો. દુધ એકદમ ઠંડું પડે ત્યાર પછી ઇંડાની જરદીઓ ફીણી, તેમાં ૫ તોલા ખાંડ મેળવી, પછી ઉપલું દુધ મિશ્ર કરો અને ચુલે ચડાવી, મેળવણી ઘટ્ટ થાય ત્યાં લગી પકાવતા રહો. એ દરમિયાન મોસંબીનો રસ કાઢી, તેમાં બાકીની ખાંડ તથા ½ પાઇન્ટ પાણી મેળવીને ચાસણી બનાવો અને પછી તેને પહેલાં તૈયાર કરેલી મેળવણીમાં ઉમેરી, ચાળણીમાંથી ગાળી લઇ, આઇસક્રીમ જમાવો. જ્યારે આઇસક્રીમ અર્ધ-કઠણ થાય ત્યારે તેમાં કડક ચડાવેલ ક્રીમ ઉમેરી, તેને પૂરેપુરું કઠણ બનાવી લો

■ ■ ■

ઉપર લખેલા પ્રયોગો બરફ દ્વારા તૈયાર કરવામાં આવતા આઇસક્રીમના છે, છતાં કેટલેક ઠેકાણે બરફ મુશ્કેલ મળી શકતું ન હોવાથી, આઇસક્રીમની લિજ્જતથી મહરૂમ રહેવું પડે છે એમ ન થાય તે માટે નીચેનો બરફ વિનાનો પ્રયોગ ઘણો ઉપયોગી થઇ પડશે

આ પ્રયોગમાં બે મિશ્રણો છે (૧) બરફ-મિશ્રણ અને (૨) આઇસક્રીમનું મિશ્રણ

બરફ મિશ્રણ—નવસાદર ૫ ઔંસ, કલમી શોરો ૫ ઔંસ, ગ્લોબર્સ સૉલ્ટ ૮ ઔંસ

પ્રથમ નવસાદર અને કલમી શોરાને બારીક વાટીને એક પડીકું બનાવી રાખો. પછી ગ્લોબર્સ સૉલ્ટનું બીજું પડીકું બનાવી રાખો અને હા, બેઉ પડીકાં એક બીજાથી દૂર રાખવાની ખાસ કાળજી રાખવી જરૂરી છે

આઇસક્રીમનું મિશ્રણ—ખાંડ ૩ ઔંસ, કોર્નફ્લોર-આરારૂટની મેળવણી[૫] ૨ ઔંસ, દુધ ૧ પાઇન્ટ

પહેલાં દુધમાં ખાંડ નાખી ઉકાળો પછી

(૫) કોર્નફ્લોર ૭ તોલા, આરારૂટ ૮ તોલા, બદામનું તેલ ૨૦ ટીપાં, જાયફળનું તેલ ૧૦ ટીપાં, ટીંક્ચર સેફ્રન રંગ માટે સહેજ

પહેલાં કોર્નફ્લોર અને આરારૂટને મેળવીને ચાળી લો. પછી ખપ પૂરતું ટીંક્ચર સેફ્રન લઇ, તેમાં થોડુંક કોર્નફ્લોર આરારૂટ મેળવી લાહી બનાવો અને તેમાં બેઉ સુગંધી તેલો ઉમેરી, મિશ્ર કરી તેને બધા કોર્નફ્લોર-આરારૂટમાં મેળવી, ખૂબ મિશ્ર કરીને, ચાળી લો. પછી એને ફરી વાર મેળવી ફરી વાર ચાળો. એમ પાંચ છ વેળા ફરી ફરી ચાળતાં, મેળવણી વાપરવાપાત્ર થશે.

પ્રથમ બધી તાજી ચીજોને રહેજ સુકવી, દળી સફાઈ તૈયાર કરો અથવા, કોપરાને એમ કરવાની જરૂર નથી ટુકડા, કોપરા સિવાયની બાકીની વસ્તુઓ સુકવી દળવાલાયક બનાવી, યંત્રદ્વારા દળી લો અને પછી તેમા બારીક ખમણેલું કોપરું મેળવી શીશીમા ભરી લો

૩–ધાણા ૪૮ રતલ, સુંઠ ૩ રતલ, હળદર ૨૪ રતલ, તજ ૧½ રતલ, જીરૂં ૮ રતલ, મેથી ૪ રતલ, લીંડી પીપર ૩ રતલ, ચીની કબાબા ૨ રતલ, કાળા મરી ૧ રતલ, પીપરી મૂળ ૧ રતલ, લવિંગ ૧ રતલ, જાયફળ ૧ રતલ

બધાને બારીક વાટી, મિશ્ર કરો

૪–ધાણા ૨ રતલ, કાળા મરી ૧ રતલ, હળદર ૧ રતલ, જીરૂ ૬ ઔંસ, મેથી ½ ઔંસ, લીંડી પીપર ૪ ઔંસ

૫–કાળા મરી ૧૨ તોલા, મરચા ૨ તોલા, ધાણા ૩૨ તોલા મેથી ૬ તોલા, તજ ૧ તોલો, પરિયાળી ૨ તોલા, એલચી ૨ તોલા, રાઈ ૧૨ તોલા, હળદર ૧૬ તોલા, જીરૂ ૨ તોલા

૬–ધાણા ૩ તોલા, હળદર ૮ તોલા, પીપરીમૂળ ૧ તોલો, રાઈ ૧ તોલો, સુંઠ ૧ તોલો, ગરમ મસાલો ½ તોલો, એલચી ½ તોલો, જીરૂ ½ તોલો

૭–હળદર ૪ ઔંસ, કાળા મરી ૨½ ઔંસ, ધાણા ૪ ઔંસ, સુંઠ ૧૪ ડ્રામ, તજ ½ ડ્રામ, જાવંત્રી ½ ડ્રામ, લવિંગ ½ ડ્રામ, એલચી ૧ ડ્રામ, જીરૂં ૨ ડ્રામ, લીંડી પીપર ૧ ઔંસ

૮–ચણાની ઓર ૩½ રતલ, મરચા ½ રતલ, જીરૂ ૩½ તોલા, ધાણા ૬½ તોલા, નમક ખપ પુરતું, લસણ ૩½ તોલા, તલનું તેલ ૧૯½ તોલા

પહેલા તેલમા ચણાની ઓર અને ધાણા નાખી, તળી લો પછી તેમા બાકીની ચીજો ઉમેરી બધાને મેળવીને બારીક દળી સ્વચ્છ શીશીમાં ભરી રાખો

૯–ધાણા ૩ રતલ, હળદર ૩ રતલ, કાળા મરી ૧ રતલ, રાઈ ૧ રતલ, સુંઠ ૧ રતલ ગરમ મસાલો ½ રતલ, એલચી ½ રતલ, જીરૂ ½ રતલ

આ પ્રયોગ અમેરીકન ડોકટર ક્રિચનનો છે

૧૦–ધાણા ૧½ રતલ, જીરૂ ½ રતલ, હળદર ૧ રતલ, સુંઠ ૨ ઔંસ, રાઈ ૧ ઔંસ, મેથી ૧ ઔંસ, લીંડી પીપર ૧½ ઔંસ

૧૧–ધાણા ૬ તોલા, મ્હોટી એલચી ½ તોલો, હળદર ૩ તોલા, સુંઠ ½ તોલા, લાલ મરચા ½ તોલા, સફેદ જીરૂ ૧ તોલો મેથી ૧½ તોલો, તજ ૨ તોલા, વરિયાળીના ફુલ ½ તોલો, કાળા મરી ½ તોલો લીંડી પીપર ½ તોલો, લવિંગ ½ તોલો, જાયફળ ½ તોલો

૧૨–ધાણા ૧૩ તોલા, કાળા મરી ૫ તોલા, લાલ મરચા ૧ તોલો, સફેદ જીરૂ ૬ તોલા મેથી ૧ તોલા હળદર ૬ તોલા

૧૩–હળદર ૮ તોલા, સુંઠ ૬ તોલો, ધાણા ૪ તોલા, તજ ૨ તોલા, એલચી ½ તોલો, લાલ મરચા ½ તોલા

૧૪–હળદર ૪ તોલા ધાણા ૮ તોલા, સુંઠ ૩ તોલા તજ ½ તોલો એલચી ½ તોલો લાલ મરચા ૨ તોલા કાળા મરી ૧½ તોલો, જીરૂ ૨ તોલા

૧૫–હળદર ૭ તોલા ધાણા ૬ તોલા, સુંઠ ½ તોલો, તજ ½ તોલો, લાલ મરચા ½ તોલો, કાળા મરી ½ તોલો, જાવંત્રી ½ તોલો મેથી ૧½ તોલો, વરિયાળી ½ તોલા લવિંગ ½ તોલો, જાયફળ ½ તોલો

૧૬–હળદર ૩ તોલા ધાણા ૧ તોલો, સુંઠ ૧ તોલો, એલચી ૧ તોલો, લાલ મરચા ½ તોલો, મેથી ½ તોલો જીરૂ ½ તોલો, સફેદ મરી ૧ તોલો

૬ વિજળીક-વાસતેલની પદ્ધતિ
યા
૭, એ ૭ પદ્ધતિઓમાંથી એક યા વધુ સંયુક્ત પધ્ધતિઓ

દેખીતું છે કે, સાતે સાત પધ્ધતિઓને વિસ્તૃત રૂપે સમજાવવા માટે એક મ્હોટી કિતાબ જોઇએ અહિં તો કેવળ ખેતીવાડીમાં એ પધ્ધતિઓ કેવી રીતે લાભ કરે છે, તે પણીજ ટુંકાણમાં દેખાડવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે

[ ૩ ]

ખેતીવાડીને લાગે વળગે છે ત્યાં સુધી, ઇલેકટ્રોકલ્ચરની સાતે સાત પધ્ધતિઓ એક વતે અગે ઉપયોગી છે, અને તેથી મુનાસિબ એ છે કે પોતપોતાની જરૂરતો, સજોગો અને સરળતાઓ જોઇને જે તે એક યા વધુ પધ્ધતિઓનો ઉપયોગ કરવામાં આવે

**મેગ્નેટિક જાળીની પદ્ધતિ**

વાતાવરણ અને હવામાં કુદરતે વિજળીક શક્તિઓનો જે ઉદાર રેલછેલ રાખી છે, તેનો લાભ લેવા માટે આ પધ્ધતિ ઘણી ઉપયોગી થઇ પડે છે એમાં ખર્ચ પણ ઓછો છે અને પધ્ધતિ છે પણ સાવ સરળ બજારમાં તૈયાર વેચાતી લોખંડ યા જસત-પતરાની 1/2 કે 1 ઇંચ કાણાંવાળી જાળી મેળવી લો એટલે બસ

આ જાળી લગાડવાની રીતો બે છે એક કે ઝાડ નવા વાવવાનાં હોય તો બીયાં કે કલમ રોપતી વેળા, ઝાડના મૂળ જેટલે ઊંડા ઉતરવાની ધારણા હોય તેટલી ઊંડી જમીન ખોદો, તેમાં નળિયાં ઉપરની જાળી પાથરી દેવી એટલુંજ નહિ પણ જાળીના બેઉ છેડા એટના ઊંચા રાખવા કે ખાડો પુરતાં પછીય જમીનની સપાટીથી ચાર છ ઇંચ ઉંચી વાડ બની રહે પછી જમીનની અંદર પાથરેલી જાળી પર માટી અને ખાતર નાખી, સામાન્ય રીતે બીયાં કે કલમ રોપી દેવી એમ કરતાં,

# નફાવંત હુનરો

હુનરો કેટલા બધા નફાવંત હોય છે? તમેય આજેજ પોતાને અનુકુળ એવો એકાદ હુનર કરવા મંડી પડો તે તમને સારી કમાણી કરી આપશે

અને એ હુનરની ચુસ્ત માહિતી માટે તો કુમારની સેવાઓ તૈયારજ છે ને? આજેજ તો નીચલી ટુંક યાદીમાંથી તમારા મન પસંદ હુનરના અંકો મંગાવી લો અથવા ૩૦૦ હુનરોની પુરી યાદી માટે ૨૮ પાનાનું ઉપયોગી સૂચિપત્ર મુફત મંગાવો

**રબ્બર સ્ટેમ્પ**–રબર સ્ટેમ્પનો એક તદ્દન નવો અને સરળ પ્રકાર 'કુમાર'નો અંક ૮૩મો
કી ૪ આના

**ગંધકનો તેજાબ**–બનાવટ વિ૦ અંક ૬૮મો
કી ૪ આના

**ગાલીચા**–એનો ઉદ્યોગ અંક ૪૨મો
કી ૩ આના

**આઇપ વૉટર**–ત્રણ પ્રમાણભૂત પ્રયોગો અંક ૬૫મો
કી ૩ આના

**ગ્લિસરીન**–બનાવટ વિ૦ અંક ૫૪ મો
કી ૩ આના

**ગુલાબ**–ઇતિહાસ અને રોપણી સંબંધી અંક ૪૭, ૫૭ ૫૮ અને ૫૯મો કી ૧૩ આના

**ગુલાબજલ અને કેવડાજલ**–ખરા અને નકલી માલના પ્રયોગો અંક ૭૮મો કી ૪ આના

**ગોળ**–શેરડીના રસમાંથી ગોળ બનાવવાની સંપૂર્ણ અને સચિત્ર માહિતી અંક ૧૧૦મો
કી ૪ આના

**ઘટ્ટ દૂધ**–*Condensed Milk*ની બનાવટનો ખાસ લેખ અંક ૮૭મો કી ૪ આના

**ઘરગથ્થુ સાબુ**–ઘરગથ્થુ સાબુ બનાવવાની તદ્દન નવી સરળ અને સહેલી પદ્ધતિ સચિત્ર લેખ અંક ૧૦૮મો કી ૪ આના

[જુઓ પાનું ૧૪૨]

એક તરફ તો પાણીમા વિજળીક અસર દાખિલ થવા માડશે અને બીજી તરફ વાસણની બહારના તારમાથી વિજળીક તણખા પયદા થતાં દેખાશે. પાણીના પ્રમાણમા પાચ પદર વેળા હાથો ફેરવી નેતા, વિજળીક પાણી તૈયાર થઇ જશે

હવે એ પાણી ઝાડોને સીચવા માટે વાપરી સકાય છે, જો કે એ માટે તેને ધાતુના વાસણ કે ગાબદી વગેરેમા કાઢવાને બદલે માટીના વાસણમાજ રાખવુ-રેડવુ જોઇએ અખતરાઓથી સાબિત થયુ છે કે વિજલીક-પાણીના ઉપયોગથી ખેતીવાડીને માત્ર વિજલીક-પોષણનોજ લાભ નથી મલતો, પાણીના પ્રમાણમાય ફાયદો થાય છે કારણ કે જે પાક માટે ૧૦૦૦ ગેલન સાદુ પાણી જોઇએ છે તેજ પાક ૬૦૦ ગેલન વિજળીક પાણીથી નેટલાજ પ્રમાણમા અને તેવીજ રીતે ઉછેરી સકાય છે

બીયાને વિજળીક અસરવાળા કરવા માટે એક માટીનુ વાસણ લઇ, તેને લાકડાના મોટા કટકા પર નાખી, તેમા બીયા નાખી તેટલા સપાટીથી ત્રણ ઇંચ વધુ લગી આવી રહે તેટલુ સ્વચ્છ પાણી રેડવુ અને પછી પ્રયોગ કરનારે પોતે રબરના બુટ યા લાકડાની પાવડીઓ (જેમા ધાતુની કોઇ ચીજ ન હોય) પહેરી આગળ કહ્યા પ્રમાણે મેગ્નેટોનો એક તાર પાણીમા અને એક તાર વાસણની બહાર રાખી પાચથી દસ મિનિટ લગી હાથો ફેરવવો અનગત્ત પ્રયોગ કરનારે કે બીજા કોઇએ એ પાણીમા આગળી કે હાથ બોળવા નહિ, બનકે પાણીમા વિજળીક અસર આવ્યા પછી બીયાને કદ ગુણના પ્રમાણમા એકથી ૭ કલાક લગી[૪] તેમને ભીજાવા દેવા એ સમય વીત્યા પછી લાકડાના ટેબલ પર કંતાન યા ગુણપાટ પાથરી, યા પછી ઝમીન પર ચટાઇ યા ગુણપાટના મેલણ પડ પાથરી, પ્રયોગ કરનારે પોતે રબરના બુટ યા લાકડાની પાવડીઓ પહેરી, બીયાને પેના પાણીમાથી કાળજીપૂર્વક લાકડાના ચમચ યા હાથ વડે કાઢી, પાણી ફેકી દેવુ અને બીયાને ઉપર બતાવ્યા પ્રમાણે પાથરેલા કતાન કે ચટાઇ પર છુટા છુટા નાખી સુકવી લેવા સહજ સુકાયા પછી તેમને ઇચ્છા પ્રમાણે ઝમીનમા કે કુડામા વાવી સકાશે (એ બીયા બે દિવસમા વાવી દેવા જોઇએ વધુ સમય રાખવા ન જોઇએ)

## વિજળીક-તણખાની પધ્ધતિ

આ પદ્ધતિથી ઝાડ પાનના વિકાસમા વૃધ્ધિ થવા ઉપરાત ઝાડ પાનના મુળિયા વગેરે ઉછરતા જીવજંતુઓ નાશ પામે છે

વિજળીક-તણખા આપવા માટે પણ ઉપર કહેલો મેગ્નેટો જરૂરી છે મેગ્નેટોનો એક તાર જે તે ઝાડના થડને અડકાડી બીજા તારને ઝમીનથી અડકાડી હાથો ફેરવતાં થડ પાસે મુકેલા તારમાથી વિજળીક-તણખો ઝરશે ન્હાના કુમળા ઝાડ માટે કેવળ એક તણખો બસ છે, જ્યારે મ્હોટા કદાવર ઝાડ માટે પાચ સાત તણખા જોઇએ

---

(૩) પાણીમા વિજળીક અસર બરાબર થાય છે યા નહિ તેની એક બીજી પરિક્ષા એ છે કે જ્યારે પાણીમા મેગ્નેટોનો તાર મુકીને હાથો ફેરવવામા આવતો હોય તે વેળા એક આગળી પાણીમા સહજ બોળતા વિજળીક આચકો લાગશે તેમજ સનસનાટી અનુભવાશે. જો કે આ પધ્ધતિની આગળ કહેલી ખાસ ખુબી અનુસાર એથી આગળીને ખાસ નુકસાન થશે નહિ છતા એ અગત્યનું જરૂરી છે કે, જે તે શખ્સે પોતાના પગમા યા તો રબરના બુટ યા લાકડાની પાવડીઓ પહેરી લેઇએ યા લાકડાના પાટિયા પર એવી રીતે બેસવુ જોઇએ કે, પગ લાકડા પરજ રહે

(૪) તલ રઇ કે ફુલઝાડના બીયાને માટે એક કલાક જેટલો સમય પુરતો છે, જ્યારે ઘઉ જુવાર, બાજરી મેથી ગુવાર વાલ મકાઈ વગેરે માટે ૩ થી ૬ કલાકનો સમય જરૂરી છે

વિજળીક-તણખા દરેકે દરેક ઝાડને સરળતાપૂર્વક આપવા માટે એક રીત એ પણ છે કે એક પાતળો તાર લઇ, બાગને એક નાકેથી દરેક ઝાડનાં થડોને બબ્બે આંટા વીંટાળી, ઉપર એ તારના છેડા સાથે મેગ્નેટોનો એક તાર જોડી—અને બીજાને તાર જમીનને અડકાડી—પચ્ચીસ ત્રીસ વાર હાથો ફેરવો, જેથી વિજળીક-તણખાની અસર ઝાડને બાંધેલા તાર દ્વારા દરેકે દરેક ઝાડને થઇ જશે.

દેખીતું છે તેમ, વિજળીક-તણખા ક્યારે અને કેટલી વાર આપવા તેનો ચોક્કસ નિયમ નક્કી કરી આપી સકાય એમ નથી ઝાડ પાનની હાલત, તેમનો વિકાસક્રમ વ. વ. જોઇને યોગ્ય પ્રમાણમાં વિજળીક-તણખા આપવા જોઇએ

## ગુરવીચ એમ. કિરણોની પધ્ધતિ

વનસ્પતિશાસ્ત્રીઓએ શોધી કાઢ્યું છે કે પ્યાઝ, મૂળા અને ગાજર જેવા કંદમૂળો માંથી એક જાતના વિજળીક કિરણો મ્હોટી સંખ્યામાં નીકળે છે, જેને ગુરવીચ એમ કિરણો કહે છે અને જે દ્વારા ખેતીવાડીને લાભ થઇ સકે છે

આ એમ. કિરણોનો લાભ મેળવવાની રીત એ છે કે દરેક બાગમાં બીજા ઝાડની આસપાસ પાંચ સાત કાંદા પણ રોપવા અથવા જ્યાં કુવો હોય યા જ્યાંથી બાગ માટેનું પાણી મળતું હોય ત્યાં ૬ ફુટ સમ ચોરસ યા ઓછો વત્તો મ્હોટો ક્યારો બનાવી, તેમાં [illegible] અને એ ક્યારામાં સર્પાકાર—ઘી—મા બની સકે તેટલી નીકો બનાવવી અને તેનો ઉપલો છેડો કુવાના પાણીની મુખ્ય નીક સાથે મેળવવો. જ્યારે નીચેનો છેડો બાગમાં પાણી જવા માટે બનાવેલા ગોઠીયા સાથે જોડી દેવો, જેથી કુવામાંનું પાણી પ્રથમ એ ક્યારામાં જઇ, સર્પાકાર નીકોમાં વહીને વિજળીક કિરણોની અસર મેળવી લે અને પછીજ બાગમાં જાય. ઇચ્છા હોય તો આવા ક્યારા એક કરતા વધારે પણ બનાવી સકાશે કારણ એથી લાભજ થાય છે, હાની બિલકુલ નહિ.

▪ ▪ ▪

ઇલેક્ટ્રોકલ્ચરની આ મુખ્ય પદ્ધતિઓ થઇ સૂર્યના કિરણો માટે કહેવાનું ન હોય. ઝાડ પાનને સૂર્યની રોશની પુરતા પ્રમાણમાં મળવી જોઇએ, એ સિદ્ધાંત હવે હરકોઇ ખેડુત અને બાગબાન સારી પેઠે સમજે છે.

ઇલેક્ટ્રોકલ્ચરની પદ્ધતિથી કેવો અદ્ભુત લાભ થાય છે, તેની સનદ રૂપ એક છબી આ અંકના મુખપૃષ્ઠ પર છપાઇ છે, જેમાં ઇલેક્ટ્રોકલચરના ઉપયોગ વિના ઉછેરેલા છોડની પાસે એક બીજા ઇલેક્ટ્રોકલચર પદ્ધતિએ ઉછેરેલા છોડની છબી આપી, બેઉની સરખામણી કરવામાં આવી છે પરિણામ સ્પષ્ટ છે અને તે, હરકોઇને ઇલેક્ટ્રોકલચર પ્રત્યે આકર્ષે છે.

મિશ્ર-ધાતુ રૂપ ભેગાણી અને બનાવ થાશે

આવો, હવે આપણે એ ઇતિહાસ-પ્રસિદ્ધ મિશ્ર-ધાતુના થોડાક પ્રયોગો જોઈએ —

કાંસુ

૧-તાણું ૯૫ તોલા, જસત ૧ તોલો, કલઈ ૪ તોલા

આ પ્રયોગ બ્રિટિશ સિક્કાઓની મિશ્ર-ધાતુનો છે

૨-તાણું ૧ રતલ, કલઈ ૧/૨ ઔંસ

આ કાંસુ પ્રાચિન કાળમાં ખીલા બનાવવા માટે વપરાતું હતું એનો રંગ લાલાશ પડતો પીળો હોય છે

૩-તાણું ૧ રતલ, કલઈ ૧ ઔંસ

આ પણ લાલાશ પડતા પીળા રંગની મિશ્ર-ધાતુ છે અગાઉના ઝમાનામાં ન્હાની ટંકો બનાવવા માટે એનો ઉપયોગ થતો હતો

૪-તાણું ૧ રતલ, કલઈ ૧$\frac{1}{8}$ ઔંસ.

એનો રંગ પણ એવોજ લાલાશ પડતો પીળો હોય છે પ્રાચીન કાળમાં ગણિતશાસ્ત્રના હથિયારો એ ધાતુમાંથી બનાવવામાં આવતા હતા

૫-તાણું ૧ રતલ, કલઈ ૧$\frac{1}{2}$ ઔંસ

હાથાના ગલો માટે વપરાતી આ મિશ્ર-ધાતુનો રંગ પણ લાલાશ પડતો પીળોજ હોય છે

૬-તાણું ૧ રતલ, કલઈ ૨ ઔંસ

હથિયાર માટેની આ મિશ્ર-ધાતુનો રંગ પીળાશ પડતો લાલ હોય છે

૭ તાણું ૧ રતલ, કલઈ ૨$\frac{1}{2}$ ઔંસ

રંગ અને ઉપયોગ ઉપરની મિશ્ર ધાતુ મુજબ

૮-તાણું ૧ રતલ, કલઈ ૨$\frac{1}{2}$ ઔંસ

રંગ પીળાશ પડતો લાલ ઉપયોગ ધંટડી બનાવવા માટે

૯-તાણું ૧ રતલ, કલઈ ૩ ઔંસ

ધંટડીઓ બનાવવા માટે આ કાંસુ વપરાય છે એનો રંગ બહુ પડતો લાલ હોય છે

૧૦-તાણું ૧ રતલ, કલઈ ૩$\frac{1}{2}$ ઔંસ

રંગ ઉપર મુજબજ બીજી વાદ્ય 'ગોંગ' એ મિશ્ર-ધાતુનું બને છે

૧૧-તાણું ૧ રતલ, કલઈ ૪ ઔંસ

આ કાંસું ધંટડીઓ બનાવવા માટે ઉપયોગી છે અને એનો રંગ રાખોડી-શો હોય છે

૧૨-તાણું ૧ રતલ, કલઈ ૪$\frac{1}{2}$ ઔંસ

રંગ અને ઉપયોગ ઉપલી મિશ્ર-ધાતુ મુજબજ.

૧૩-તાણું ૧ રતલ, કલઈ ૫ ઔંસ

એનો રંગ હોય છે ધોળો શો અને એ મ્હોટા ઘંટ બનાવવા માટે વપરાય છે

૧૪-તાણું ૧ રતલ, કલઈ ૭ ઔંસ

આ કાંસુ સફેદાશ પડતા રંગનું બને છે પ્રાચિન કાળમાં જ્યારે કાચના આરીસા ગોઠવાયા ન હતા ત્યારે, આજ ધાતુના આરીસા બનાવવામાં આવતા હતા.

૧૫-તાણું ૭૪$\frac{3}{4}$ ઔંસ, કલઈ ૧૧$\frac{1}{4}$ ઔંસ, સીસુ ૯ ઔંસ, સુરમા-ધાતુ ૪$\frac{3}{4}$ ઔંસ

આ પ્રયોગ જર્મનીના રીચની શોધ છે શોધકનો દાવો છે કે આ મિશ્ર-ધાતુ ઍસિડ અને અલ્કેલાઇન મિશ્રણો સામે સફળ રીતે ટક્કર ઝીલી શકે છે અને તેથી લેબોરેટરીમાં વપરાતા એનેમાઇટ, વલ્કેનાઇટ કે ચીનીના વાસણોને બદલે આ મિશ્ર-ધાતુના વાસણો વાપરી શકાય છે

૧૬-તાણું ૯૪$\frac{1}{4}$ ભાગ, કલઈ ૫$\frac{3}{4}$ ભાગ

આ કાંસું પ્રવાહી રૂપમાં ઘણું પાતળું થઈ જતું હોઈ, ગમે તેવી બારીક તરહવાળા બીબામાં સરળતાપૂર્વક ઢાળી શકાય છે

૧૭-તાણું ૧૦૦ ભાગ, કલઈ ૧૪ ભાગ

કાપવાના ઓઝારો માટે આ કાંસુ ખુબજ અનુકૂળ છે

યા નહિં જેથી નીકળે, એમ કરી જાણે તેજ ખરો કારીગર. તેવી કામ કરવા ઇચ્છનાર શખ્સે એ સંબંધ ખાસ ધ્યાન રાખવું જોઈએ. આખા પૂંઠામાંથી અમુક માપના કટકા કરતાં એક યા બીજી રીતે કેટલા કટકા પડે છે, તેની બરાબર ગણત્રી કરી, પછીજ કટકા કરવા જોઈએ. ઉતાવળમાં જેમ તેમ કટકા કરવાની મૂર્ખાઈ કદી ન કરવી જોઈએ.

પુઠાના કટકા કર્યા પછી, તેનાં બાકસ બનાવવાની ખરી ક્રિયા શરૂ થાય છે. કાર્ડ બોર્ડના બાકસ બનાવવાના હોય તો એમા ઘણીજ સરળતા પડે છે, કારણ કે માર્ડ બોર્ડના કટકામાં માપસર બુઠી ધારના ઓઝાર વડે હાથથી સળ પાડી ઉભટના છેડાને લાહીથી ચોટાડી લેતાં, બાકસ અર્ધ-તૈયાર થઈ જાય છે પાછળથી તેને વચ્ચેથી પોકળ કરી, ઉપર નીચેના ઢાંકણું તથા તળિયાને વાળીને અંદર ભરી દેતા, બાકસ તૈયાર થઈ જાય છે

*   *   *

સ્ટ્રો બોર્ડના બાકસ બનાવવામાં કડાકૂટ વધુ છે તેનાથ માપસર કટકા પાડી સીધા બાજુ, માપસર સળ પાડી, બાકસના જેવા આકારમાં પુઠું વાળી, સાંધાઓ અને ખૂણાઓ પર કપડાની કટકીઓ ચોટાડી દેવામાં આવે છે અને પાછા-તે સુકાયા બાદ-તેની અંદર અને ઉપરથી યોગ્ય પ્રકારના કાગળો ચોંટાડતાં બાકસ તૈયાર થાય છે.

અલબત, સ્ટ્રો બોર્ડના બાકસ બે ભાગમાં-મુળ બાકસ જુદું અને તેનું ઢાંકણું જુદું-બનાવવામાં આવે છે, અને તેથી તે એક બીજાને બંધબેસતા આવે તેમ માપમાં સહેજ નાના મ્હોટા રખાય છે. એ બધી વિગતો અનુભવે સમજી શકાશે.

ઇચ્છા હોય તો પુઠાના બાકસ એકજ ભાગમાં-ઢાંકણું સાથે ચોંટાડેલું હોય એવી રીતે-પણ બનાવી શકાય છે. એ માટે કરવાનું એટલુંજ કે, ઢાંકણું બનાવી, તેના સાંધા પર કપડાની કટકી યા કાગળ એવી રીતે ચોટાડી દેવું કે ઢાંકણું ખોલ-બંધ કરી શકાય.

*   *   *

મ્હોટા પાયા પર અને યાંત્રિક પદ્ધતિયે પૂઠાના બાકસ બનાવવા માટે—

૧, પુઠા કાપનાર યંત્ર
૨, પુઠામા સળ અને ખાંચ પાડનાર યંત્રો અને તેના ઓઝારો.
૩, બાકસના ખુણા કાપનાર યંત્ર અને તેના ઓઝારો.
૪, બાકસને તારથી સીવનાર યંત્ર

—વ. વ. જોઇએ છે. એ યંત્રો અનુક્રમે રૂ ૪૦૦, રૂ. ૧૧૪૬, રૂ. ૧૧૭૦, રૂ. ૭૬૫ અને રૂ ૯૭૫ના આવે છે. એ સિવાય થોડાક બીજા નાના યંત્રો-ઓઝારો વ. જોઇએ. જેમની કીમત ગણી કુલ રૂ. ૬૦૦૦ જેટલી રોકાણ તો યંત્રોમાજ થઈ જાય છે, અને જો બાકસ પર છાપકામ કરવા માટે એક નાનકડું છાપખાનું પણ સાથે રાખવું હોય તો, એમા બીજા રૂ ૨૦૦૦ થી રૂ. ૪૦૦૦ વધારવા રહ્યા

યાંત્રિક પદ્ધતિયે બાકસ બનાવતાં મુળ ક્રિયાઓ તો લગભગ તેજ રહે છે, જેનું વર્ણન આગળ આવી ગયું છે. તફાવત એટલો કે, ક્રિયાઓ હાથ કારીગરીને બદલે યાંત્રિક મદદથી થાય છે

(૭) પુઠાના કટકા હાથ વડે કાપતા તકલીફ પણુ થાય તથા સફાઈથી ન કપાય એ કુદરતી છે એનો એક ઇલાજ એ પણ છે કે કોઈ પણ કાગદીની દુકાને જઈ, કાગળ કાપનાર યંત્રમા એ કટકા કરી લેવા અલબત, એ બદલ થોડાક પૈસા કાગદીને આપવા જોઈશે.

(૮) આ સળ પાડવાની એક બીજી રીત એ છે કે જે પ્રમાણે સળ પાડવા હોય તે પ્રમાણે છાપકામમા વપરાતા પિત્તળના માપસર કટકાઓ કરાવી, છાપકામના યંત્રમાંથી શાહી લગાડનાર રોલરો કાઢી નખાવી, સહેજ વધારે દબાણપૂર્વક તદ્દન સારી રીતે છાપખાનામાંજ એ સળ પડાવી લેવા

## કલઇની પરીક્ષા

વાસણ પર કલઇ કરનારે કલઇ ચોખ્ખી વાપરી છે યા તેમાં ભેગ કર્યો છે, એ જાણવું હોય તો એ કલઇવાળા ભાગ પર ભીનું કપડું ઘસવું. જો કપડા પર કાળો ડાઘ આવે તો કલઇમાં સીસાનો ભેગ કર્યો છે, એમ સમજવું.

## કંસારી-શત્રુ

પ્લાસ્ટર ઑફ પેરિસ ૧ ભાગ, ખાંડની ભુકી ૧ ભાગ, ઘઉંનો લોટ ૧ ભાગ

ત્રણેને મેળવી કંસારીઓ હોય તે ઠેકાણે છાંટો. બે ત્રણ દહાડા લગી એમ કરતા કંસારીઓ ત્યાં ફરકશેજ નહિં.

## કાચની ભુકી કરવી

કોઇ પણ કારણસર કાચની ભુકી તૈયાર કરવી હોય અને કાચ દળનાર યંત્ર ન હોય તો બિહતર ઇલાજ એ છે કે કાચની કટકીઓને ભઠ્ઠીમા મુકી, લાલચોળ તપાવી, તરતજ ઠંડા પાણીમા નાખી દો. કાચની ભુકી તૈયાર થઇ જશે !

## કાળી શાહી

લોગવુડ એક્ષ્ટ્રેક્ટ ૩ ઔંસ, ફેરસ સલ્ફેટ ૬ ઔંસ, બાવળનો ગુંદર ૫ ઔંસ, પોટાશિયમ બાઇક્રોમેટ ૪ ડ્રામ, કાળો રંગ ૧ ઔંસ, સ્વચ્છ પાણી ૨ રતલ

રંગ સિવાની બાકીની ચીજોને મેળવી ધીમી આંચે નિતરવા આપીને ફિલ્ટર કરી લો પછી થોડુંક પાણી લઇ, તેમાં રંગ ઓગળાવી, તેને ઉપલી શાહીમાં મેળવી લો

## ખાંડમાં ભડકો કરવો

દોરાધાગા-ચુર્ણ વેચનાર લોકો આ ચમત્કાર કેમ કરી, લોકોને દિગમૂઢ બનાવે છે પણ ખરેખર, એ ચમત્કાર નથી, રસાયણિક મિશ્રણની બલિહારી છે

ખાંડ અને પોટાસ ક્લોરેટ યોગ્ય પ્રમાણમા લઇ, વાટીને એક શીશીમાં રાખી મુકો પછી એક ડ્રોપ બોટલમાં હલકો ગંધકનો તેજાબ ભરી રાખો અને જરૂરત વેળા પેલી ખાંડવાળી ભુકી પર એક ટીપું તેજાબ નાખતાં, ભડકો થશે

## ચાંદી-પૉલિશ

ધોયેલો ચૉક ૧૦ તોલા, પીળી ટ્રીપોલી ભુકી ૪ તોલા, ગુંદરનું પાણી ખપ પૂરતું.

સૌથી પહેલાં ૬ તોલા પાણી લઇ, તેમાં સહજ ગળીનો રંગ કિંવા અલ્ટ્રામરીન બ્લુ નાખી, તેમા ૩/૪ તોલો ઉત્તમ ગુંદર નાખી, થોડી થોડી વારે હલાવતા રહીને ઓગળાવી લો અને જુદા વાસણમાં ભરી રાખો પછી એક બીજા વાસણમા ચૉક અને ટ્રીપોલીની ભુકી મુકી મેળવી, તેમા થોડુંક ગુંદરનું પાણી રેડી, ખૂબ મિશ્ર કરો. જ્યારે રોટલીના લોટ જેવો માવો બંધાય કે એના એક ઇંચના વ્યાસવાળા ગોળાઓ બનાવી, ૨૪ કલાક લગી સુકાવા દો.

જરૂરત વેળા ભીનું કપડું ઉપલા ગોળા પર ઘસી, જો તે ચાંદીની વસ્તુ પર ઘસવાથી તેની ઉપર પૉલિશ થશે

## જંગાર

તાંબાનો વહેર ૨ રતલ, લાહોરી નમક ૧/૪ રતલ, નવસાર ૧/૨ રતલ, સરકો ખપ પુરતો.

પ્રથમ મીઠા અને નવસારને જુદા જુદા વાટી બેઉને તાંબાના વહેરની સાથે મેળવી, કાચની શીશીમા ભરો અને પછી તેમા એટલો સરકો રેડો કે તે ઉપલી ભુકીની સપાટીથી ૧/૨ યા ૩/૪ ઇંચ વધુ થાય. પછી શીશીને બંધ

કરીને તડકામાં રાખી મૂકી, દરરોજ લાકડાના કટકા વડે હલાવતા રહો. જો અગડો સુકાઇ જાય તો વધુ જો ઉમેરો અને એ પ્રયોગ ત્યાં લગી જારી રાખો કે તાંબાની એકે એક રજકણ જંગાલના સ્વરૂપમાં બદલાઇ જાય

■

## જાદુઇ સાપ

દિવાળીના તહેવાર વેળા બાળકો આ જાદુઇ સાપ માટે જે દોડધામ કરે છે, તે જોવા જેવી હોય છે

ગંધક ૫ તોલા, કપુર ૫ તોલા, સફેદો ૪ તોલા, ગુંદરનું પાણી ખપ પુરતુ

પહેલી ત્રણ ચીજોને બારીક વાટીને, ખપ પુરતું ગુંદરનું પાણી મેળવી, માવો બનાવો અને પછી ન્હાની સોગઠીઓ બનાવી લો

■

## દંતમંજન

૧–પ્રિસિપિટેટેડ ચૉક ૨ રતલ, સાબુની ભુકી ૧ ઔંસ, મેન્થોલ ૧૦ ગ્રેન, થાયમોલ ૧૦ ગ્રેન, વરિયાળીનો સત્વ ૫ ગ્રેન, સેકરીન ૨૦ ગ્રેન, કાર્માઇન રંગ ખપ પૂરતો, ગ્લિસરીન ખપ પુરતી

પ્રથમ ચૉક અને સાબુની ભુકીને વાટીને મેળવો. પછી બીજી ખરલમાં ગ્લિસરીન સિવાયની બાકીની ચીજો મેળવી, પછી તેમાં ચૉક–સાબુનું મેળવણ નાખી પુરતી થઇ પેસ્ટ બને તે માટે જરૂરી થાય તેટલી ગ્લિસરીન ઉમેરી, એકત્ર કરી લો

૨–રેડ કોરલ ૫૦ ભાગ, તજ ૧૨ ભાગ, કોચીનીઅલ ૬ ભાગ, ફટકડી ૨½ ભાગ, મધ ૧૨૫ ભાગ, પાણી ૬ ભાગ

પ્રથમ ફટકડી અને કોચીનીઅલને વાટી, પાણી મેળવી ૨૪ કલાક રહેવા દો. પછી બાકીની ચીજો મેળવી, પેસ્ટ બનાવી, ૪૮ કલાક લગી ઠરવા દીધા પછી, જોઇતી સુગંધી મેળવી, ઉપયોગમાં વાપરી લો

■

## નેત્રબિંદુ

ફટકડી ૧૨ ગ્રેન, ઝીંક સલ્ફ ૬ ગ્રેન, ગુલાબ જળ ૬ ઔંસ

આ નેત્રબિંદુ આંખોના રોગો પર અજબ જેવી અસર કરે છે

■

## પેટની ચુંકના ઇલાજ

૧–તજની ભુકી ૧ ચમચી, હીંગ ૪ ચમચી, પાણી ૫૦ તોલા

પહેલી બેઉ દવાઓને વાટી, પાણીમાં નાખી મેળવો અને પછી તેને અહિં લગી ગરમ કરો કે વરાળ નીકળવા લાગે. પછી પ્રવાહીને ઠંડુ પાડી, દિવસમાં ત્રણ વાર એકેક મ્હોટા ચમચા જેટલું પ્રવાહી આપો

૨–હીંગ ૨૦ ગ્રેન, લીંડી પીપર ૨૦ ગ્રેન, સુંઠ ૨૦ ગ્રેન, ગુંદરનું પાણી સહજ

૬ ગ્રેનની ગોળીઓ બનાવી દિવસમાં બે ગોળીઓ આપો

૩–તજ ૧ ડ્રામ, સુંઠ ૧ ડ્રામ, એલચી ૧ ડ્રામ

બધાને વાટી દિવસમાં બે વાર ૧/૨ ચમચા ભુકી આપવી

■

## બ્લુબ્લેક શાહી

૧–માયા (કાણા વગરના) ૩ ઔંસ, હીરાકસી ૨ ઔંસ, લવિંગ ૧/૨ ડ્રામ, ગંધકનો તેજાબ ૨૦ ટીપાં, પાણી ૨½ રતલ, ગુંદર ૧/૨ ઔંસ, શુગર ૧/૪ ઔંસ

પહેલાં માયાને વાટીને પાણીમાં નાખી, ૭–૮ કલાક લગી રહેવા દો. પછી તેમાં લવિંગ અને ગુંદરને વાટીને મેળવો. અર્ધો કલાક લગી ધીમી આંચે પકવી, પછી હીરાકસીનો ભુકો મેળવી, આંચ વધારી જોશ આપી લો અને પછી ઠારી ઠંડી પડે ત્યારે ગાળીને તેજાબ અને રંગ–જો પહેલાથી પાણીમાં મેળવી નાખ્યો હોય–મેળવો

૭—માયા ૬ ઔંસ, હીંગકસી ૨ ઔંસ, બાવળનો ગુંદર ૧ ઔંસ કાર્બોલિક ઍસિડ ૨૦ ટીપાં, ગંધકનો તેઝાબ ૩૦ ટીપાં, સ્વચ્છ પાણી ૬ રતલ, બ્લુ રંગ ૧ ઔંસ

બનાવવાની રીત ઉપર મુજબ

■

## બેકીંગ પાવડર

૧—પોટાશિયમ સાઇટ્રેટ ૨ તોલા, સોડા બાઇકાર્બ ૧ તોલો, કોર્ન સ્ટાર્ચ ૧ તોલો

૨—ક્રીમ ઑફ ટાર્ટર ૬૦ ભાગ, સોડા બાઇ કાર્બ ૨ ભાગ, એમોનિયા કાર્બ ૧ ભાગ, કોર્ન ફ્લોર ૧૬ ભાગ

૩—ધરગતુ મીઠું ૨૨ ભાગ, સોડા બાઇ કાર્બ ૨૪ ભાગ, ક્રીમ ઑફ ટાટર ૨૨ ભાગ, ખાંડ ૧૨ ભાગ, કોર્ન સ્ટાર્ચ ૧૦ ભાગ

■

## મેલેરીયા તાવની દવા

સ્વચ્છ મીઠું (નમક) થોડુંક લઇ, સાફ કઢાઇમાં નાખી, ધીમી આંચે ત્યાં લગી શેકો કે તેનો રંગ ખાખી ભૂરો થઇ જાય હવે દવા તૈયાર છે. શીશીમાં ભરી રાખો

માત્રા એક ચમચી ભરી મીઠું લઇ પાણીમાં ઓગળી, ભુખ્યા પેટે આપો

દવાની અસર ભુખ્યા પેટે સારી થતી હોવાથી, ૪૮ કલાક લગી પાણી સિવા બીજો ખોરાક ન લેવો, ૪૮ કલાક બાદ નરમ હલકો ખોરાક લેવાથી અચુક ફાયદો થાય છે

■

## લિપસ્ટિક

સ્પરમેસિટિ ૪૦ ભાગ, ચોખ્ખી તાજી ચરબી (નાડ) ૮૦ ભાગ સફેદ મીણ ૨૦ ભાગ, મીઠી બદામનુ તેલ ૫ થી ૧૦ ભાગ, આલ્કાનેટ રૂટ ખપ પુરતા પ્રમાણમાં, ઓઇલ બર્ગમોટ ૨ ભાગ, ઓઇલ ઓરેન્જ ૩ ભાગ

પહેલા સ્પરમેસિટિ ચરબી અને બદામના તેલને વૉટર બાથ પર પીગળાવી, તેમાં આલ્કાનેટ રૂટ નાખી, મન પસંદ રંગ થાય ત્યાં હલાવતા રહો પછી નીચે ઉતારી મેળવણી સહજ ઠંડી પડે કે સુગંધીઓ ઉમેરી, બીબામાં ભરી લો

■

## લોખંડનો કાટ દૂર કરવો

લોખંડની જે વસ્તુઓ કટાઇ ગઇ હોય તેમની ઉપર ચોખાના ઓસામણનું પાણી લગાડી ત્રણ ચાર કલાક લગી રહેવા દઇ, પછી પાણીથી ધોઇ કે લુછી નાખવા કાટ દૂર થઇ ગયલો જણાશે

જુરરત લાગે તો આ પ્રયોગ ફરી ફરી વાર હોહરાવવાથી કાટ પૂરેપુરો દુર થઇ જશે

■

## સોનાની પરીક્ષા

સુરાખારનો તેઝાબ ૨ ઔંસ, અર્ક–પાણી ૪ ડ્રામ મીઠાનો તેઝાબ ૧ સ્ક્રુપલ

ત્રણેને મેળવી, શીશીમાં ભરી રાખો પછી જે સોનાની પરીક્ષા કરવી હોય તેની ઉપર એનું એક ટીપું નાખતા, સોનું ખરૂ હશે તો કોઇ ફેરફાર થશે નહિ, પણ જો તે ખોટું હશે તો પરપોટા બંધાઇ, તેનો રંગ લીલો થઇ જશે

■

## હાથ-સાફ (*Hand Cleaner*)

વૉશિંગ પાવડર ૩ રતલ, ચનો કોર્નમીલ ૧ રતલ, ટંકણખાર ૧ રતલ, પ્યુમીસ ભુકો ૧ રતલ ઑઇલ સિટ્રોનેલા ૪ ડ્રામ

પ્રથમ ટંકણખારમાં ઓઇલ સિટ્રોનેલા મેળવી, પછી બાકીની ચીજો ઉમેરી, ખૂબ મેળવી લો

જુરરત પેળા મેલા હાથને પાણીમાં બોળવી, તેની ઉપર ઉપલી ભુકી છાંટી, મસળીને હાથ ધોઇ નાખો એથી ગમે તેવા મેલા હાથ પણ સાફ થઇ જશે

■

 

યૂરોપિયનો એટને વેપારીઓ તેમની વેપારી કુનહ ખરેજ, નકલપાત્ર હોય છે.

લડાઇના સબબે વેપારી ક્ષેત્રોમાં જે તળિયાઝાટક ફેરફારો થયા છે, તેમાનો એક ફેરફાર કાચા માલની કીમત, મઝદૂરી અને બીજા ખર્ચાઓમા આવેલો ઉછાળો પણ છે એને પરિણામે દરેક માલની પડતર કીમત લડાઇ અગાઉ જે હતી, તે કરતા હાલ ૧૫થી ૨૫ ટકા જેટલી વધી ગઇ છે એ વધારાને પહોંચી વળવા ઘણાકોએ પોતાના વેચાણ ભાવોમાં વધારો કર્યો છે. તો કેટલાકોએ વેચાણ ભાવ જુના કાયમ રાખી લડાઇ પહેલાં તેઓ જે ખાસ લાભો આપતા હતા, તે હવે આપવા બંધ કર્યા છે

હિન્દમા પુષ્કળ પ્રચલિત થયલી અને ગામડે ગામડ વેચાતી એક બનાવટના બાગમાવ એમજ બન્યું છે લડાઇ પહેલા એ માલના બનાવનારાઓ પોતાના ગ્રાહકોને—તેઓ માલની ઉપર ચોંટાડેલી કુપન સાથે અમુક પૈસા મોકલે તો—એક ખાસ ભેટ આપતા હતા લડાઇ થતાં, જ્યાં મૂળ માલની પડતર કીમતજ વધી ગઇ, ત્યા આ ભેટ—જે પણ હવે લગભગ બમણી કીમતેજ મળી શકે છે—ક્યાથી આપી શકે ? તેથી, કુદરતી રીતેજ, તેમણે એ ભેટ-યોજના રદ કરી દીધી

પણ જે ચીઝ ગામડે ગામડે વેચાતી હોય તેનો જુનો કુપન સાથનો માલ કેટલા ગંજાવર પ્રમાણમા આજેય મવજુદ હશે, તે વેપારીઓ સારી રીતે કલ્પી શકે છે પરિણામે, ભેટ-યોજના રદ થયાની ખબર દરેકે દરેક ગ્રાહકોને પહોંચે તે પહેલા ભેટ-યોજના પ્રમાણે હઝારો ગ્રાહકો પેલી કુપન સાથે પૈસા મોકલી, ભેટ માગે એ કુદરતી છે એમ થતા, કમ્પનીને માથે ફર્જ થઇ પડે છે કે તે પોતાના ગ્રાહકોને કેવા રીતે સમજાવે કે જેથી તેઓ વગર કચવાટે સંતોષ પામે અને ગ્રાહક તરીકે ચાલુજ રહે.

તમે શું ધારો છો ? કમ્પનીએ શું કર્યું હશે ? પૈસા બદલ બીજી ચીઝ મોકલી હશે યા પૈસા પાછા મોકલ્યા હશે ? અને જો પૈસા પાછા મોકલ્યા હોય તો પૈસા પાછા મોકલવાનો ખર્ચ તો કાપીજ લીધો હશે ને ?

નહિ, એમ નહિં કમ્પનીએ જે કર્યું તે એ છે કે—

૧, મુળ પૈસા પાછા મોકલ્યા,

૨, પૈસા પાછા મોકલવાનો ખર્ચ ગ્રાહકના પૈસામાથી કાપી લીધો નહિ, પોતેજ ભોગવ્યો અને—

૩, વધારામાં, ગ્રાહકે એ પૈસા કમ્પનીને મોકલ્યા તેનો ગ્રાહકને જે ખર્ચ થયો હતો, તે પુરેપૂરો મજરે આપ્યો!

માનો યા ન માનો, તેવી આ વાત છે ને ? પણ યકીન રાખો, એ તદન ખરી વાત છે. સાબિતી માટે વાંચો એ કમ્પનીનો પોતાનો તે પત્ર, જે તેણે પૈસા પાછા મોકલતી વેળા ગ્રાહકોને લખ્યો છે.—

Dear Sir/Madam,

Special Offer.

With reference to your favour dated .. ... .. . . enclosing...annas in stamps for a. .... ..... ..,we very much regret to say that, under the present war conditions, we have been obliged to suspend the special offer, so return herewith your remittance, together with extra... ..... annas in stamp to cover the cost of your application to us.

Apologising for the inconvenience caused

Yours faithfully,

છે નહિં, આ વેપારી કુનહ હવે કયો નમકહરામ ગ્રાહક એવો હશે, જે અસંતોષ પામે ?

## આ પુસ્તકની ઉત્તમતાના પ્રમાણપત્રો

૧

આ પુસ્તક વડોદરા રાજ્યના પુસ્તકાલય ખાતાએ પુસ્તકાલયો માટે મંજુર કર્યું છે

૨

આ પુસ્તકનો પહેલો ભાગ વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ શાળાઓમા ઇનામ અને પુસ્તકાલયો માટે મંજુર કર્યો છે

૩

આ પુસ્તકનો પહેલો ભાગ મુંબઇ ઇલાકાના સરકારી કેળવણી ખાતાએ પ્રાથમિક, માધ્યમિક અને ટ્રેઇનીંગ સ્કૂલોની વિદ્યાર્થીઓની લાયબ્રેરીઓ માટે મંજુર કર્યો છે

૪

આ પુસ્તકનુ 'આમુખ' શ્રી કચ્છ વેપારી મંડળના પ્રમુખ શ્રી ડુંગરશી ધરમશી સંપટે લખ્યું છે

૫

આમુખમા મજેન બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદે આ પુસ્તકનો પહેલો ભાગ સારા પુસ્તકોમા ગણ્યો છે

૬

આ પુસ્તકના પહેલા ભાગની ૨૫ (પચીસ) નકલો વડોદરાના શ્રી [illegible] વિદ્યામંદિરે ઉત્તેજન માટે ખરીદી છે

૭

આ પુસ્તકની ઉત્તમતા માટે અનેક સુપ્રસિધ્ધ સાપ્તાહિક અને માસિક પત્રોએ સારામા સારા અભિપ્રાયો આપ્યા છે.

# ઘેર બેઠા પૈસા કમાવા

આજેજ મગાવો !

# નફાકારક હુન્નરો

## ભાગ ૧—૨

નિષ્ણાતો અને અનુભવીઓએ લખેલા વિવિધ ભરોસાપાત્ર **હુન્નરોથી** ભરપૂર પુસ્તક



૫૧૦ પાના, ઉંચા એંટીક કાગળ, શાસ્ત્રી

શુધ્ધ સુંદર છપાઇ અને આકર્ષક

ગેટ—અપ છતા—

કીમત માત્ર ૪ રૂપિયા

(વી પી પી થી ટપાલ ખર્ચ ૧૦ આના વધુ )

મગાવવા માટે લખો —

સંચાલક, **શ્રી લક્ષ્મી પુસ્તકમાળા,**

પોસ્ટ સીણુંગરા (અંજાર—કચ્છ)

**વધુ ખાત્રી માટે અભિપ્રાયોની પત્રિકા મફત મગાવો.**

# વેપારના દસ નિયમો

મી. ગેમીનસને વેચાણ વધારવા માટે દસ નિયમો નક્કી કર્યા છે. એ નિયમો આ રહ્યા—

(૧) તમારો એક ધ્યેય નક્કી કરો અને પછી એ ધ્યેયને પહોચી વળવા દરરોઝ ખુબ મિહનત કરો કશાએ વિઘ્નથી નામીપાસ થતા નહિ. ગમે તે ભોગે તમારા ધ્યેયને પહોચી વળવા પ્રયાસ કરતા રહેજો.

(૨) આજે થઇ સકે તે દરેક કામ આવતી કાલ પર મુલતવી રાખવાની ટેવ રાખતાજ નહિ. તમારા સમયના પળેપળનો પુરેપુરો ઉપયોગ કરો, સાચેજ, તમારો કીમતી સમયજ તમારી ખરી પુંજી છે

(૩) દરરોજના કામનું સંભાળ અને કાળજીપુર્વક પ્રોગ્રામ બનાવી, તે પર ચોક્કસ સખ્તથી અમલ કરો એ નક્કી કરેલા પ્રોગ્રામથી વેગળા જઇ બહાનાઓ કાઢવાની ટેવ ત્યાગી દેજો કારણ કે એ તો તમારી નબળાઇની ચકચકિત સનદ થશે

(૪) સોથ્ી કાર્ય કરવાની ટેવ પાડો કઠણ જેવા સોદાઓથી દુર નાસતા ના એ ગમે તેવા કઠણ હશે તો પણ અમુક દ્દષ્ટિએ નબળા પણ હશેજ એમની સ્થિતિનો અભ્યાસ કરી, તે બાજુનો લાભ લો અને ગમે તે ભોગે સફળતા મેળવો, એક વેળા સફળતા મેળવશો તો પછી એવા ૧૦ ગ્રાહકોમાના ૯ તમારા હંમેશના ગ્રાહક થઇ રહેશે. આવા 'કઠણ' ગ્રાહકો સાથેનો તમારો સબંધ તમને ખુબ મદદકર્તા થઇ પડશે

(૫) ગ્રાહક સાથે નકામી ચર્ચા કે વાદ વિવાદ કરતા નહિં. એમજ માનો કે તે હમેશા ખરો છે વિવેકીપણે તેના વાધાઓ પર પુરતું ધ્યાન આપો. તમારો મિજાઝ ગુમાવશો નહિ. મિજાઝ ગુમાવવાથી તો તમારૂ વેચાણ ઘટશે, એટલુંજ નહિં બલકે તમને શારીરિક અને માનસિક હાની પુગશે હમેશ શાંત અને ખુશ સ્વભાવ કેળવો

(૬) કાર્ય...કાર્ય.. અને કાર્ય કરતા રહો. કાર્ય કરવાથીજ સફળતા મેળવી સકશો. નોકર તરીકે કામ કરતા હો એમ દરરોજના બરાબર આઠ કલાક કાર્ય કરતા રહો. આળસ ત્યાગી કાર્ય કરતા રહેશો તો નિષ્ફળતા તમારાથી દુર ભાગશે

(૭) હરહમેશ સફળતાનોજ વિચાર કરો અને એવુંજ વર્તન દાખવો નિષ્ફળતા જેવા શબ્દને મગજમાં પેસવા દેતાજ ના

(૮) નિષ્ફળતાનો ભય ત્યાગી દો. સફળતા મેળવવાનો અડગ નિશ્ચય કરી લઇ એજ રીતે કાર્ય કરતા રહો, જેથી તમારા વિચાર, વર્તન અને વાણીમા સફળતાનીજ છાપ પડે.

(૯) જે માલ તમે વેચતા હો તેનો સારો ઉઠાવ નહિં થાય તોય નિરાશ થતા નહિં. બારીક અભ્યાસ કરી કારણો શોધો. પછી એમનો યોગ્ય ઉપચાર કરો. યાદ રાખો, દરેક મુશ્કિલ માટે એક ચોક્કસ ઉપાય હોય છેજ.

(૧૦) જુની પુરાણી કહેવત "યોગ્ય તક એકજ વેળાએ મળે છે" બિલકુલ માનતા નહિં. વેપારમાં દરરોઝ તકો મળતી રહે છે. નવો માલ, નવી વસ્તુઓ અને નવી શોધો દરરોઝ બઝારમાં આવતી રહે છે. તમારે લાયક માલ કોઇ પણ ઠેકાણે હશેજ. એને શોધી કાઢી, અટલપણે કાર્ય કરવા માંડો અને નિશંક સફળતા તમને વરશેજ.

# માલની પ્રસિદ્ધિ



વેચાણ માટે માલની પ્રસિદ્ધિ કરવી એ વેપારનો એક મુખ્ય સિધ્ધાંત છે. વેપારી દૃષ્ટિએ માલ ખરીદવા પ્રેરનારી અકસીર રીત પ્રસિદ્ધિ છે

માલની જાહેરાતના ત્રણ પ્રકાર છે એક પાઇના પણ ખર્ચ વિનાનો. પહેલો પ્રકાર "દેખાવ બારી" છે. બીજો પ્રકાર હસ્ત પત્રોનો છે જેઓ વર્તમાનપત્રો કે ચોપાનિયા વાંચતા નહિ હોય તેઓ માટે આ પ્રકાર છે છેલ્લો પ્રકાર વર્તમાનપત્રોમા જાહેર ખબર આપવાનો છે. આ પ્રકાર છેલ્લા બે પ્રકારો કરતા વધારે ખર્ચાળ છે, જો કે એનું ફળ પણ વધારે લાભદાયી છે.

"દેખાવ–બારી"નો ખર્ચ વિનાનો ઉપાય ધીકતો વેપાર કરવા ઇચ્છનાર દરેક દુકાનદારે અજમાવવોજ જોઇએ. કારણ કે દરેક દુકાનદાર સહેલાઇથી "દેખાવ–બારી" પ્રાપ્ત કરી સકે એમ છે. લક્ષમા રાખવા જેવુ છે કે સારી રીતે માલ બતાવાય તો તેનુ તરત વેચાણ થાય માલનો આકર્ષક દેખાવ થાય તો અડધું વેચાણ થઇ ગયું સમજવું

આધુનિક સમયમા, ઘણી ખરી દુકાનોમા અજવાળા માટેની બારીની જરૂરિયાત, 'દેખાવ–બારી'ને મળતી આવતી અને જેમા જનાર આવનારની નજર પડે તેમ માલ ગોઠવ્યો હોય તેવી, 'દેખાવ–કબાટ' કરતા ગૌણ ગણાય છે.

ગત કાલે જે બારી હવા ઉજાસ આવવાના સાધન તરીકે વપરાતી હતી, તે આજે માલનો દેખાવ કરવાના સાધન તરીકે વપરાવા માંડી છે. આ પરિવર્તન રસુજી જતા દિલચસ્પ છે.

દેખાવ બારીની પ્રગતિ કેમ થઇ, દેખાડવા એક હકીમની દુકાનની દેખાવ બારીની પ્રગતિનો નમૂનો આપું છું.

એક વખતે એક હકીમને એક કલ્પના ઉદ્‌ભવી. એ કલ્પના શી હતી ? એટલીજ કે "હુ, લાલ, ભુરા, લીલા, વ. વ. મનોહર રંગનું પાણી ન્હાની બાટલીઓમાં ભરી બારીમાં મુકુ તો મ્હારી દુકાન બીજા બધા હકીમોની દુકાનો કરતાં વધારે સુંદર દેખાશે."

તેણે તેમ કર્યું. એનું પરિણામ એ આવ્યું કે શોભાયમાન બારીએ જાહેરાતનું કામ કરવા માંડયુ બારીએ સૌથી પહેલાં દુકાનદારના હરીફોને આકર્ષ્યા પછી હકીમની આ નવાઇ જોવા શહેરના લોકોને લલચાવ્યા.

પેલી બારી આગળ આખો દહાડો લોકો ટોળે વળી રહેતા. બસ હવે તે માણસનો બેડો પાર હતો.

ધીરે ધીરે આ જાહિરાતનો પ્રકાર બીજા હકીમોની ધ્યાનમાં આવ્યો. તેમણે એનું અનુકરણ કર્યું.

આ પધ્ધતિ અમુક સમય સુધી ચાલુ રહી ક્રમે ક્રમે કાચની રંગીન શીશીઓ સુશોભિત ગોળાઓ અને બરણીઓમાં ફેરવાઇ ગઇ. આખી દુનિયામા આ પદ્ધતિ હકીમોની એક જાતની નિશાની થઇ ગઇ.

આપણા હકીમે જોયું કે બધા હકીમો તેની જેમ રંગની શીશીઓ રાખતા થઇ ગયા. હવે કયો ઉપાય અજમાવવો ?

રાત્રીના વખતે ભોમિયો બને, તેના ગ્રાહકોને દુકાનનું સ્થાન યાદ રહે અને ત્યાં આવવું સુગમ પડે એવા હેતુથી તેણે એક રાત્રે શીશીઓ પાછળ બારીમા દીવો મુકયો. આથી રાત્રીના ગાઢ અંધકારમાં તેની બારી પાસે રમણીય આછો રંગીન પ્રકાશ છવાઇ રહયો. પહેલાની રીત કરતાં આ રીત સુધરેલી હતી. એથી ઘણો ફાયદો થયો.

## નફાકારક હુનરો: ભાગ બીજો

સંપાદક અને પ્રકાશક જનાબ મુલજી કાનજી ચાવડા. સીતુગરાઉકચ્છ (ડ઼ે ક્રાઉન ૧૬ પાના ૧૬+૨૫૦+૬) કીમત બે રૂપિયા

'કમર'ના વાચકોના સુપરિચિત ભાઈ ચાવડાએ સંપાદિત કરી પ્રકટ કરેલા જે પુસ્તકના પહેલા ભાગની નોંધ બે વર્ષ પર આ લખનારે આ કોલમમાં લીધી હતી, તેજ પુસ્તકનો આ બીજો ભાગ છે અને હું કહેવાને ખુશી છું કે જે ઉચ્ચ હેતુ અને ખાસ દષ્ટિબિંદુને સમિપ રાખી આગલો ભાગ સંપાદિત કરવામાં આવ્યો હતો, તેજ હેતુ અને દષ્ટિબિંદુ આ ભાગમાંય કાઇમ રાખવામાં આવ્યો છે

આ બીજો ભાગ ૨૫૦ કરતા વધુ પાનાનું દળદાર કદ ધરાવે છે, જેની તૈયારી પાછળ ૪૨ જેટલા લેખકોએ ભાગ લીધો છે અને એમાં મારતિરાની બનાવટથી લઇને પ્રકાર પ્રકારની દવાઓ અને સુગંધીઓ અને અત્તરોની બનાવટ લગી ભળી કુલ પર જેટલા જુદા જુદા વિષયો પર પ્રકાશ નાખવામાં આવ્યો છે, જેમાંનો એક લેખ અંગ્રેજીમાં પણ છે

આવા પુસ્તકની ઉપયોગીતા વિષે વધુ કહેવાનું હોયજ નહિ હુનર-સાહિત્યના શોખીનો એને વસાવીજ લે એ એમના પુસ્તકાલયમાં એક ઉમદા ઉમેરો થશે

હવે જ્યારે ભાઈ ચાવડાની આ યોજના સ્પષ્ટ રીતે ઘડતર પામી રહી છે ત્યારે, આવતા ત્રીજા ભાગ માટે થોડીક સુચનાઓ પણ કરી લઉં પુસ્તકને જુદા જુદા વિભાગવાર વહેંચવું જરૂરી છે જુદા જુદા વિષયો યા હુનરોને પોતપોતાનું યોગ્ય સ્થાન આપવું જોઈએ, લેખોની સેરવિખેર એમની ઉપયોગિતાને સહજ ઓછી કરે છે વળી પુસ્તકમાં અંગ્રેજી લખાણો ન લેતા, તેનો તરજુમો લેવાવો જોઈએ

કહેવાની જરૂરત ન હોય કે બે રૂપિયાની કીમતમાં પુસ્તક સાવ સોંઘું છે. હું વાચકોને તેની સિફારિશ કરું છું

## હાથીની વાતો

લેખક જનાબ વંલભજી સુંદરજી કવિ, પ્રકાશક બાલવાચન પ્રકાશન મંદિર, રાજકોટ (ક્રાઉન ૧૬ પાના ૩૨) કીમત ત્રણ આના

નરોત્તમ બાલ ગ્રંથાવલિના ૧૯મા મણકામાં હાથીને લગતી પાંચ વાર્તાઓ અને બીજી માહિતી અપાઈ છે, જે બાળકો રસપૂર્વક વાંચશે, એ દેખીતું છે

ગ્રંથાવલિને સચિત્ર બનાવાય તો તે વધુ રસિક થઈ શકે

## નવજીવન [સાપ્તાહિક]

તંત્રી જનાબ રંગ 'મધુકર', અજમેર

હમણાંજ પ્રકટ થવા માંડેલું આ હિન્દી સાપ્તાહિક છે નજર સામેનો અંક ભાવિ માટે ઠીક આશા આપે છે

## કેશરી [હિન્દી માસિક]

તંત્રી જનાબ શ્રીનાથ વિશારદ ગયા

કેશરખાની જાતિનું આ મુખપત્ર હોઈ જાતિ વિષયક લેખો ઉપરાંત સામાન્યત બીજું સાહિત્ય પણ સારા પ્રમાણમાં આપે છે

માસિક ઉત્તેજન પાત્ર છે

## સ્વીકાર

- મેસર્સ જે એન્ડ એ બ્રધર્સ–પાનકોર નાકા, અહમદાબાદે બનાવેલ 'ફ્રૂટ ચટણી', કેરી અને બીજાં ફળ તથા મસાલાઓમાંથી બનાવવામાં આવેલી હોઈ સ્વાદમાં ખુબ લઝીઝ છે, એટલુંજ નહિ પણ પાચન-ગુણોય ધરાવે છે એક વાર એને વાપરનાર ફરી ફરી વાર એનીજ માગ કરશે, એ નક્કી છે
  સ્હોટી બાટલીની કીમત ૭ આના છે, જે વાજબી કહેવાય
- લક્ષ્મી સિલ્ક અન્ડ કોટન મિલ્સ લિમિટેડ સુરતનુ માસિક પાનવાળુ ૧૯૪૦નું કૅલેન્ડર
- નીચના પુસ્તકો મળ્યા છે અભિપ્રાય હવે પછી શ્રી શંકરાચાર્ય, દુધ, બાલ ઉછેર જ્ઞાન, બાલ ઉછેર ગીતમંજરી, સુગંધિત Tin and its uses બાલસખા બાળક અંક, શ્રીદાર ચરિત્ર દર્શનો, મુસ્લિમ હિન્દુ રાજકરણ, વ વ




| | |
|---|---|
| મુદ્રાક્ષર | ૧૧ |
| મુદ્રાક્ષર | ૨૨ |
| મુદ્રાક્ષર | ૩૩ |
| મુદ્રાક્ષર | ૪૪ |
| મુદ્રાક્ષર | ૫૫ |
| મુદ્રાક્ષર | ૬૬ |
| મુદ્રાક્ષર | ૭૭ |
| મુદ્રાક્ષર | |

મુદ્રાક્ષર

થોડાક નમૂના



મે ૧૯૪૦

છુટક નકલની કીમત ચાર આના

# તમને કઈ ચીઝ જોઈએ છે?

આ ચીઝો, વાંચી જુવો અને જોઇતી ચીઝ અસલી
અને ચોખ્ખી, છુટક તથા જથાબંધ નીચે
જણાવેલા સરનામેથી મેળવો.

  

— યુનાની ને વૈદક ઉપચાર પદ્ધતિમાં વપરાતી જુદી દવાઓ ને જડીબુટીઓ

— ચાટણ જેવા કે:—ઇતરીફલ, જવારિશ, ખમીરહ, યાકુતી વિગેરે.

| | |
|---|---|
| — પાક (હલવો), | — ટીકડી, |
| — ગોળી | — મુરબ્બા, |
| — ચુર્ણ, | — શરબત, |
| — અર્ક, | — ભસ્મ |
| — મુરબ્બા | — અત્તર, |
| — દંતમંજન | — સાબુ, |
| — તેલ, | — કસ્તુરી, |
| — કેસર, | — અગર, |
| — બરાસ કપુર, | — લોબાન, |
| — મલમ | — સિલાજીત, |
| — આખા ને ઘુટેલા જવેરાત, | — અંબર, |
| — સોના ચાંદીના વરક, | — મોતીયાદ, વગેરે |
| — દરેક જાતના ઉકાળાના પડીકા | — રંગદાર મહેંદી |

મળવાનું ઠેકાણું:—**દવાખાના મુઇને સિહત.**

રાની તાલાબ, સુરત.

વર્ષ દશમું
માસ પાંચમો
અંક ૧૧૩ મો

# કુમાર

મે ૧૯૪૦

—: લવાજમ :—
હિન્દ : રૂપિયા ત્રણ
બર્મા : રૂપિયા સવા ત્રણ
વિદેશ : શિલિંગ ૭

## ચિત્રો



## ખેતી, હુનર અને ઉદ્યોગ



## વેપારી કળા



## પરચૂરણ







# વાળ–તેલ

કેશ શૃંગાર માટે પ્રચલિત બનાવટોમાં વાળ-તેલ(હેર ઑઇલ)નું સ્થાન ખાસ અગત્યનું છે સ્ત્રી પુરુષો ઉભયની એ માનીતી અને નિત્ય દિનની જરૂરિયાતની ખપત હવે એટલી તો વિકસી ગઈ છે કે તેણે બનાવટને અંગે, પોતાનું એક નોખું શાસ્ત્ર સર્જી લીધું છે

એક ઉમ્દા વાળ-તેલમાં કયા ગુણો હોવા જોઇએ ? કદાચ તે આટલા હોઈ સકે. (૧) તે વાળ-વર્ધક હોય, (૨) તે દિમાગને શાંતિ અર્પનાર હોય, (૩) તે વાળનો રંગ પાકો કરનાર હોય, (૪) તે બીજી રીતેય ગુણકારી હોવા ઉપરાંત (૫) મનપસંદ રંગ અને ખુશબુ ધરાવતો હોય

અને કહેવાની જરૂરત નથી કે અહિં રજુ કરવામા આવેલા પ્રયોગોની ચુંટણીમા એજ દષ્ટિબિંદુને નજર સમિપ રાખ્યો છે, જો કે આ દરેક નુસ્ખા પ્રમાણે બનતુ તેલ ઉપરની ઉચ્ચ કસોટીએ પાર ઉતરશેજ, એવો દાવો નથી; કારણુ, એમાના કેટલાક પ્રયોગો હલકી કોટિના, સસ્તામા વેચી સકાય એવા તેલનાય છે

વાળ-તેલ એટલે વાળમાં નાખવાના તેલ.

વાળ-તેલના ધંધાથી જેઓ સહજે પરિચિત નહિં હોય તેઓય એ તો જાણતા હશેજ કે વાળ-તેલના ધંધામાં બે અંતિમો અત્યંત દિલચસ્પ પરિસ્થિતિ ઉભી કરે છે. એક તરફ જ્યારે અમુક અમુક પેટન્ટ નામના વાળ-તેલની બે ઔંસની શીશીના કીમત રૂપિયો સવા રૂપિયો રખાય છે, ત્યારે બીજે છેડે ફેરીયાઓ પાસેથી બબ્બે કે ત્રણુ ત્રણુ આને ચાર ઔંસની શીશીઓ વેચાતી મળે છે–એટલે કે, એક છેડે જ્યારે હદપારની મોંઘવારી અને ક્રૂર લુંટ છે તો બીજે છેડે હદપારની સોંઘવારી અને નુકસાનકર્તા માલનો વેપાર છે

ટુંકમા, આજે ઉમ્દા વાળ-તેલો મધ્યમ કામને મળી સકે તેમ કરવાની જરૂરત છે. આ પ્રયોગો પણુ એજ દષ્ટિયે અત્રે રજુ કર્યા છે અને યકીન છે કે, તે પોતાનો હેતુ સંપૂર્ણ રીતે સારશે

એક વાત અને બસ વાળ-તેલની બનાવટમાં સસ્તાપણાને માટે વ્હાઇટ ઓઇલ વાપરવામાં આવે છે, પણ તે નુકસાનકર્તા પદાર્થ હોઇ, બની સકે ત્યાં લગી તેને ત્યાગવુ જોઇએ.

——•——

૧

તલનુ તેલ ૮૦ તોલા, ઑઇલ સિટ્રોનેલા ૨ તોલો, તેલનો રંગ. જોઇએ તેવો, સહજ.

તલનું તેલ લઇ, સાફ કરી, તેમા ખપ પૂરતો રંગ મેળવી લઇ, છેવટે સુગંધી મેળવો.

૨

કોપરેલ તેલ ૪૦ તોલા, નારંગીની છાલ ૧ તોલો, ઑઇલ રોઝમરી ૧૫ ટીપાં, ઑઇલ બર્ગેમોટ ૧૫ ટીપાં, હીનાનું અત્તર ૪૦ ટીપાં, ગુલાબી રંગ સહજ.

પ્રથમ કોપરેલ તેલમાં નારંગીની છાલની કાતરણુ નાખી, વાસણનું મોઢું બંધ કરીને ચાર રોજ લગી તડકામાં રહેવા દો. પાંચમે દિવસે તેને ફિલ્ટર કરી, પછી રંગ મેળવી, સુગંધીઓ ઉમેરો

૩

ધોયલા તલનું તેલ ૮૦ તોલા, સંદલનું તેલ ૩ તોલા, બદામનું તેલ ૫ તોલા, સંતરાનું તેલ ૧ તોલો, એસેન્સ ચમેલી ૫ ટીપાં, રતનજોત ૩ માશા.

પ્રથમ તેલમાં રતનજોત મેળવી, ફ્લાલિનમાંથી ગાળી લઇ, બાકીની સુંગધીઓ મેળવો.

૪

ધોયલા તલનું તેલ ૧૨ રતલ, એસેન્સ આમલા ૪ ઔંસ, લીલો રંગ સહજ.

એથી પહેલાં તેલને એક વાસણમાં લઈ એક દહાડા લગી તડકામાં રહેવા દઈ બીજે દિને તેને નિતારી લઈ, પછી તેને ફ્લાનિન માંથી ગાળી લો. પછી લીલા રંગની સહજ ભૂકી લઈ, કપડામાં પોટલી બનાવીને તેલમાં નાખી હલાવો. જ્યારે મનપસંદ રંગ થઈ જાય કે રંગની પોટલી તેલમાંથી કાઢી લઈ તેમાં એસેન્સ ઉમેરી ખુબ હલાવીને વાસણને બંધ કરી દો અને પછી તેને એક અઠવાડિયા લગી રહેવા દો. બેશક, એ મુદત દરમિયાન એને રોજ એકાદ વાર હલાવતા રહેવું જરૂરી છે. અઠવાડિયું વીતી જતાં તેલ તૈયાર છે.

૫

આમળાં ૪૦ તોલા, પાણી ૩૨૦ તોલા, તલનું તેલ ૮૦ તોલા.

પાણીમાં આમળાં નાખી ૧૨ થી ૨૪ કલાક લગી ભીંજાવા દો. પછી તેને ચુલે ચઢાવી અધિં લગી ઉકાળો કે માત્ર ૮૦ તોલા જેટલું પાણી બાકી રહે—બીજું બધું પાણી બળી યા ઉડી જાય. પછી તેને ચુલા પરથી ઉતારી લઈ, પાણીને ગાળી લો અને તેમાં તેલ ઉમેરી ફરી વાર ચુલે ચઢાવી અધિ લગી પકાવો કે પાણી બિલકુલ બાકી ન રહે. હવે તેને ચૂલા પરથી ઉતારી લઈ નિતારી લો.

ઝાંખા વાળ કાળા કરવા, દિમાગને ફુરસત આપવા તથા તબીયત ખુશ રાખવા માટે આ તેલ જાણીતું છે.

૬

આમળાં ૮૦ તોલા, પાણી ૨૪૦ તોલા, તલનું તેલ ૧૬૦ તોલા.

બનાવવાની રીત પ્રયોગ નંબર ૫ પ્રમાણે.

૭

આમળાં ૨ તોલા, હરડાં ૨ તોલા, બહેડાં ૨ તોલા, જટામસી ૨ તોલા, ગુલાબ ફુલ ૨ તોલા, કપુરકાચલી ૨ તોલા, નાગરમોથ ૨ તોલા, તલનું તેલ ૩૦ તોલા.

તેલ સિવાય બાકીની ચીજો વાટી, તેલમાં નાખીને પકાવી લો. પછી ગાળીને વાપરો.

આ તેલથી વાળ ખૂબ વધે છે.

૮

કોપરેલ તેલ ૩ રતલ, વ્હાઈટ ઑઈલ ૧ રતલ, ઑઈલ લવેન્ડર ૬ ડ્રામ, ઑઈલ બર્ગેમોટ ૬ ડ્રામ, સફેદનું તેલ ૬ ડ્રામ, આલ્કોનેટ રૂટ ૩ ડ્રામ.

પહેલાં કોપરેલ તેલમાં આલ્કોનેટ રૂટ નાખી ફિલ્ટર કરી, બીજી બધી ચીજો એક પછી એક મેળવતા જાવ અને ખુબ ખુબ હલાવતા જાવ. બધી ચીજો મેળવી દીધા પછી વાસણને બંધ કરી એક અઠવાડિયા લગી રહેવા દઈ પછી તેલ કાઢી લઈ વાપરો.

૯

સ્વચ્છ કરેલું કોપરેલ તેલ ૧૦ તોલા, ચમેલીનું તેલ ૧૦ ડ્રામ, બદામનું તેલ ૨ ઔંસ, ઑઈલ બર્ગેમોટ ૨ ડ્રામ, ગુલાબનું અત્તર ૧૦ ટીપાં, ઑઈલ નેરોલી ૨૦ ટીપાં, ઑઈલ સ્પાઈક ૧ ટીપું, રંગ ખપ પુરતો.

પ્રથમ તેલમાં મનપસંદ રંગ કરી, પછી એક પછી બધી ચીજો મેળવી, ખુબ હલાવી વાસણને બંધ કરી, આઠ દસ દહાડા લગી રહેવા દો અને એ દરમિયાન એને રોજ એક બેવાર હલાવતા રહો. પછી તેલને શીશીઓમાં ભરી લઈ વેચો.

૧૦

હેલિયોટ્રોપિન ૮ ગ્રેન, કોમારિન ૧ ગ્રેન, ઑઈલ ઓરીસ ૧ ટીપું, ઑઈલ રોઝ ૧૧ ટીપાં, ઑઈલ બર્ગેમોટ ૩૦ ટીપાં, સાફ કરેલું કોપરેલ તેલ ખપ જોગું.

પ્રથમ કોપરેલ તેલ સિવાયની બાકીની ચીજો મેળવી, એકત્ર કરી લો. પછી ખુશબો જેવી ઓછી વત્તી કરવી હોય તેવા પ્રમાણમાં કોપરેલ તેલ લઈ, તેમાં ઉપલી સુગંધી-મેળવણી નાખી હલાવીને આઠ દહાડા લગી રહેવા દઈ, પછી વાપરો.

૧૧

વ્હાઇટ ઑઇલ ૧ ગેલન, ઑઇલ સિટ્રોનેલા ૫ તોલા, ઑઇલ બર્ગેમોટ ૨½ તોલા, રંગ ખપ પૂરતો.

૧૨

બદામનુ તેલ ૨ રતલ, ઓઇલ બર્ગેમોટ ૭૫ ટીપાં, ઓઇલ લેમન ૪૦ ટીપા, ઓઇલ લવેન્ડર ૪૦ ટીપા, ઓઇલ પિપરમિન્ટ ૭૫ ટીપા, ઓઇલ સિન્નેમન ૪૦ ટીપાં.

૧૩

વ્હાઇટ ઑઇલ ૨૪ ઔંસ, તલનું તેલ ૧૨ ઔંસ, કોપરેલ તેલ ૬ ઔંસ, એરંડિયું તેલ ૬ ઔંસ, આલ્કાનેટ રૂટ ૪ ડ્રામ, કેવડાની જડની ભુકી ૮ ડ્રામ, ગુલાબનુ અત્તર ૧ તોલો, ઑઇલ નેરોલી ૨ ડ્રામ, ઓઇલ લવેન્ડર ૮ ડ્રામ

આલ્કાનેટ રૂટ અને કેવડાની જડની ભુકીને મિશ્ર કરી, વ્હાઇટ ઓઇલ, કોપરેલ, તલનું તેલ તથા એરંડિયા તેલમા મેળવી, પંદર દહાડા લગી બંધ વાસણમા તડકામા રાખી મુકી, પછી ગાળી લો અને સુગંધી તેલો એક પછી એક મેળવતા જાવ અને ખૂબ હલાવીને મિશ્ર કરતા જાવ તેલ તૈયાર થઇ જતા, તેને સાત દહાડા લગી ઠરવા દઇ, પછી વાપરો

૧૪

એરંડિયુ તેલ ૧૬ ઔંસ, રેકટીફાઇડ સ્પિરિટ ૩ ઔંસ ઓઇલ નટમેગ ૩૦ ટીપા, ઓઇલ રોઝમરી ૧૦ ટીપા, ઓઇલ નેરોલી ૧૦ ટીપા, ઓટો રોઝ ૨૦ ટીપા, એસેન્સ મસ્ક ૧ ડ્રામ, આલ્કાનેટ રૂટ રંગ માટે ખપ પુરતુ

૧૫

સાફ કરેલું તલનું તેલ ૩ રતલ, આલકાનેટ રૂટ ૪ ડ્રામ, હીરો કાંગારો ૧ ઔંસ, ઑઇલ લવેન્ડર ૧ ઔંસ, ઑઇલ વર્બેના ૧ ઔંસ, સદલનું તેલ ૧ ઔંસ

આલકાનેટ રૂટના કટકા કરી, તલના તેલમાં નાખી, બે ત્રણ દહાડા લગી રહેવા દો. પછી તેને ગાળી લઇ, તેમાં વારાફરતી સુગંધીઓ મેળવી, ખૂબ મિશ્ર કરી, સખ્ત બંધ કરેલા વાસણમા બે દહાડા લગી રહેવા દો.

૧૬

સાફ કરેલું તલનુ તેલ[1] ૩૨ ઔંસ, આલકાનેટ રૂટ ૧ ડ્રામ, ઑઇલ સિન્નેમન ૧૫ ટીપા, લવિંગનું તેલ ૧૫ ટીપાં, ઑઇલ રોઝ જિરેનિયમ ૨૦ ટીપાં, ઓઇલ બર્ગેમોટ ૫ ટીપા, ઓટો રોઝ ૫ ટીપાં.

તલના તેલમા આલકાનેટ રૂટની કટકીઓ નાખી, એક કલાક લગી વૉટર બાથ પર ઉકાળી, છેવટે ગાળીને ઠંડું પાડી લો પછી તેમા વારાફરતી બધી સુગંધીઓ ઉમેરી, તેલને ખુબ મેળવી, વાસણને સખ્ત બંધ કરી, આઠ દહાડા લગી રહેવા દો.

૧૭

સાફ કરેલુ તલનુ તેલ ૨૪ ઔંસ, આલકાનેટ રૂટ ૨ ડ્રામ, ઓઇલ બર્ગેમોટ ૬ ડ્રામ, ઓઇલ લેમન ૩ ડ્રામ, ઓઇલ રોઝમરી ૨

---

(૧) વાળ તેલ બનાવવા માટે કોપરેલ યા બીજું વનસ્પતિનુ તેલ સાફ કરવાના બે પ્રયોગો આ છે -

૧ કોપરેલ તેલ પાચ રતલ, લિંબુ નંગ ૧૦.

તેલને ગરમ કરી, ચુલા પરથી ઉતારી લો અને પછી તેમા લિંબુનો રસ નાખી, ખુબ હલાવો (આ વેળા તેલ ગરમ હોઇ, તેના છાંટા બહાર ન ઉડે તેની કાળજી રાખવી જરૂરી છે ) પછી એને બાર કલાક લગી ઠરવા દઈ, છેવટે કપડામાથી ગાળી લેજો

૨-કોપરેલ તેલ ૧૦ તોલા, ગુલાબજળ ૧/૨ તોલો, નાગરવેલના પાન ૨.

પહેલા તેલમા ગુલાબજળ નાખી, ગરમ કરી હલાવો. પછી તેમા પાનના કટકા કરી નાખો અને ફરી વાર હલાવતા રહો થોડી વાર પછી તેલને ચુલા પરથી ઉતારી લઇ ઠરવા દો. ઠંડું પડતા કચરો તળિયે બેસી જશે. હવે તેલ ઉપરથી નિતારી લઈ, ગાળી લો.

ऑंस तजनु तेल २ ऑंस गुलाबनु अत्तर (नकली) ½ ऑंस

२८

भींडी बदामनु तेल २४ ऑंस आलकानेट रूट १ ऑंस ओइल ओरिगेनम १ ड्राम ओइल रोझमरी १ ड्राम, ओइल नटमेग १५ टीपा, ओइल नेरोली ६ टीपा ओसेंस मस्क ४ टीपां

बनाववानी रीत प्रयोग नंबर १५ प्रमाणे

२९

ओन्ग्रोड तिन ओइल १० ऑंस ओइल जॅरेनियम (फ्रेन्च) १० ड्राम लविंगनु तेल १० टीपा, ओइल बर्गेमोट १/२ ड्राम गुलाबनु तेल ५ टीपा ओइल ओरेन्ज २० टीपा, ओइल थाइम १ टीपु

बधाने क्रमवार मेळवी, ओक अठवाडिया लगी रहेवा दो

३०

तल ५ रतल आमळा (बी वगरना) १० रतल, तलनु तेल २० रतल

पहेला तलने खरल करी मावो जेवो बनावी, पछी तेने आमळानी भुकी अने तेल साथे मेळवी, लोखंडना वासणमा भरीने ओक मास लगी तडके राखी मूको पछी तेमाथी १० रतल जेटलु तेल काढी जुदु राखो अने बीजु चोख्खु तलनु तेल १० रतल लइ उपला दवावाला मिश्रणमा उमेरी फरी वार तेने ओक मास लगी तडके राखो ओम ७ मास लगी दर मासे दवावाला मिश्रणमांथी १० रतल तेल काढी लइ तेटलुज नवु तेल उमेर्या करो सातमी वेळा दवावाला मिश्रणमाथी बधु तेल काढी लइ अगाउ ७ वेळा काढी राखेलु १०-१० रतल तेल पण ओमा मेळवी शीशीओमा भरी लो

आ आमळानु तेल, कहेवाय छे के खिझाबनी गरज पण सारे छे दररोज अर्धो कलाक लगी वाळने आ तेलथी ओळता रहेवाथी थोडा दहाडामा सफेद वाळ काळा थइ जवानु जणावाय छे

३१

आमळानी भुकी ८ रतल, तलनुं तेल ८ रतल, पाणी १६ रतल

पहेला पाणीमा आमळानी भुकी नाखी, २४ कलाक लगी भीजवी राखो पछी ओक म्होटी लोखंडनी कढाइ लइ, तेमा तेल भरीने गरम करी लो पछी तेलने चुला परथी उतारी चुलाथी थोडे छेटे राखी, घणीज सभाळपूर्वक कढाइथी बने तेटला दुर उभा रही, आमळावाळु पाणी मोटा चमच वडे धीमे धीमे गरम तेलमा नाखता जाव आ वेळा तेल गरम होवाथी उडे छे अने तेथी नजदीक उभेला होय तो दाझी जवाय छे, माटे घणीज काळजी राखवी बधु पाणी तेलमा मेळवी चुकाय त्यार पछी कढाइने फरी वार चुले चढावी, बधु पाणी बळी के उडी जाय अने फकत तेलज बाकी रहे त्यां लगी उकळवा दो छेवटे कढाइने चूला परथी उतारी लइ तेलने ओक अठवाडिया लगी ठरवा दो अने त्यार पछी गाळी लइ, शीशीओमा भरी लो

[नोंध.—आ गरम तेलमा पाणी मेळववु जोखमभर्युं जणाय तो ठंडा तेलमा पाणी मेळवी, पछीज तेने गरम करवु]

३२

सीसमना छोडां १० तोला वाळो ५ तोला पादडी १½ तोलो मोथ ५ तोला, कपुर काचली २½ तोला पाणी ४½ रतल, कोपरेल तेल ४½ रतल

प्रथम बधी नककर चीजोने अधकचरी वाटीने पाणीमा नाखी, २४ कलाक लगी पलाळी राखो त्यार पछी तेने चुले चढावी ओटलु उकाळो के बधु पाणी बळी या उडी

જ્યારે માત્ર ૧ રતલ પાણી બાકી રહે પછી તેને નીચે ઉતારી ઠંડુ પાડીને કપડામાથી ગાળી લઇ, તેલ મેળવી પાછુ ચૂલે ચઢાવી, અહિં લગી પકાવો કે બધુ પાણી ઉડી જાય માત્ર તેલ બાકી રહે

આ તેલ ધુપેલનુ તેલ કહેવાશે

૩૩

અચતુલનુ તેલ ૧ રતલ ટ ગુલાબનુ અત્તર ૧ ડ્રામ ઓઇલ રોઝમરી ૧ ડ્રામ આલકાનેટ રૂટ ખપ પુરતુ

બનાવવાની રીત પ્રયોગ નબર ૧૫ પ્રમાણે

૩૪

બદામનુ તેલ ૫ તોલા મેવાનુ તેલ ૫ તોલા ઓઇલ બર્ગમોટ ૩૦ ટીપા રતન જોત ખપ પુરતા પ્રમાણમા

બનાવવાની રીત પ્રયોગ નબર ૧૧ પ્રમાણે

આ તેલના ઉપયોગથી માથાનુ દર્દ પણ મટે છે

૩૫

મેંદી ૪ તોલા, એલચી ૧ તોલો વાળો ૪ તોલા સુખડ ૫ તોલા કચુરો ૫ તોલા કપુર ૧ તોલો આમળા ૫ તોલા મોથ ૫ તોલા ચણી ૪ તોલા ઘઉલા ૪ તોલા ગુલાબ-પાદડીઓ ૧૦ તોલા પાણી ૮૦ તોલા રવચ્છ કોપરેલ ૨૦૦ તોલા

બધી નક્કર ચીજોને ખાંડી ખરી પાણીમા નાખી ૨૪ કલાક લગી ભીજાવા દો પછી એને ચુલે ચઢાવી ઉકાળવા માંડો કે તેલ ઉમેરી ત્યા લગી ઉકાળો કે બધુ પાણી બળી યા ઉડી જાય, માત્ર તેલજ બાકી રહે પછી ઠંડુ પાડીને ગાળી લો

આ રીતુ ખુશ્બો તેલ પસંદ હોય તો એમા મનપસંદ તૈયાર સુગંધી તેમજ રંગ પણ મેળવી શકાશે

૩૬

અચતુલનુ યા તલનુ તેલ ૮ ઔંસ બદામનુ તેલ ૮ ઔંસ ઓઇલ ઓરિગનમ ૧ ડ્રામ ઓઇલ લવેંડર ૧ ડ્રામ

આ તેલ વાળની ટાલના ખાસ ઇલાજ રૂપે છે

૩૭

સુકા આમળા ૫ શેર પાણી ૫ શેર કોપરેલ તેલ ૪ શેર લીલા આમળાના પાદડા ૨૦ તોલા ઓઇલ બર્ગમોટ ૧ તોલો ઓઇલ જેરિમન ૧ તોલો

પ્રથમ સુકા આમળાને પાણીમાં ભીજવી ઉકાળો કરવો જ્યારે પાણી બળી જાય ફકત ૨ શેર જેટલુ બાકી રહે ત્યારે તેલ ઉમેરી ધીમે આંચે ઉકાળતા રહી જ્યારે બધુ પાણી બળી જાય ફકત તેલ બાકી રહે ત્યારે તેમા લીલા આમળાના પાદડની ચટણી બનાવી ઉમેરી થોડી વાર લગી તેલને વધુ પાકવા દ્યો પછી ઉતારી ઠંડુ પાવા પછી જાડા કપડ માંથી ગાળી લઇ બેઉ સુગંધી તેલો ઉમેરી દેવા

આ ઉમદા આમળાનુ તેલ થશે

૩૮

ટેનીક એસિડ ૧/૨ ડ્રામ બદામનુ તેલ ૬ ડ્રામ નારંગીનુ તેલ ૨૦ ટીપા ગ્લિસરીન ૨ ડ્રામ ઓઇલ નેરોલી ૨ ટીપા

બધાને મેળવી લો આ તેલના નિયમિત વપરાશથી વાળ કાળા થાય છે

૩૯

તલનુ તેલ ૨૦ રતલ ઓઇલ કેનપેરા ઓડસ ૧ ઔંસ ઓઇલ બર્ગમોટ ૧ ઔંસ ઓટો ગસ્ક ૧/૨ ઔંસ ઓઇલ લવેંડર (ખુશ)નુ ૧/૨ ઔંસ ઓઇલ રોઝમરી ૨૧/૨ ઔંસ સદલનુ તેલ ૧/૨ ઔંસ કોકમનુ ૧ ઔંસ

બધાને મેળવી ત્રણ ચાર દહાડા લગી રાખી મુકી પછી ગાળી લો

(અનુસંધાન પાના ૧૯૨ પર)

એક ગુજરાતી પંચાગનું પ્રકાશન, તે વેળા જેમ તેમ કરી બનાવાયલા ગુજરાતી મુદ્રાક્ષરોની ખબર આપે છે એ સાહસ એક પારસી બાનુનો હતો એક બીજા પારસી ભાઇએ ૧૭૯૭મા બીજા મુદ્રાક્ષરો બનાવ્યા અને પછી, ૧૮૧૨મા મર્ઝબાન કુટુમ્બે મુદ્રાક્ષરો બનાવવાની બરાબર શરૂઆત કરી ટુંકમા ગુજરાતી મુદ્રાક્ષરો બનાવે ભાગ્યેજ ૧૨૫ વર્ષ થયા છે અને જો કે, બીજી લિપિયોના મુદ્રાક્ષરો મુકાબલે ગુજરાતી મુદ્રાક્ષરોની તરક્કી ઘણીજ ધીમી ગતિયે થઇ છે, છતાય આજેય નાના મોટા મળી લગભગ ૨૦ તરેહના ગુજરાતી મુદ્રાક્ષરો હસ્તીમાં છે અલબત્ત આ સંખ્યા ગણાવતી વેળા એ કબુલવુ જોઇએ કે, તરહ (*Faces*)ને અંગે ગુજરાતી મુદ્રાક્ષરો હજી પછાત દશામા છે જુદી જુદી તરહો છે ખરી, પણ તે યા તો જુદી જુદી ફૌંડ્રીઓની જુદી જુદી મેટ્રીસોનુ પરિણામ છે, યા કાઇક સુધારા વધારાનું જે હોય તે, એ ફેરફાર એટલો તો નજીવો છે કે, દેખાવમા બને તરહો ગણી લેવાય, વાસ્તવમાં ગણત્રી કરતા બીજી લિપિયોના મુદ્રાક્ષરોની હોય છે તેવી જુદી જુદી તરહો ગુજરાતીમા માત્ર ત્રણ ચાર છે બેશક, નાના મોટા કદ અને સામાન્ય યા જાડા (*Black or Bold*) મુદ્રાક્ષરો તો છેજ પણ તે, ઉપર કહ્યુ તેમ, એકજ તરહના ગણાય છે

ગુજરાતી મુદ્રાક્ષરોના જે ૮ નમુના મુખપૃષ્ઠ પર આપ્યા છે, તે ગુજરાતી મુદ્રાક્ષરોના આ જુદા જુદા કદ બતાવે છે

| | | | |
|---|---|---|---|
| ૧ | થ્રી લાઇન | ૩૬ | પોઇન્ટ |
| ૨ | ટુ લાઇન | ૨૪ | ,, |
| ૩ | ગ્રેટ પ્રાયમર | ૧૬ | ,, |
| ૪ | સવાઇ બ્લેક | ૧૪ | ,, |
| ૫ | સવાઇ | ૧૪ | ,, |
| ૬ | પાયકા બ્લેક | ૧૨ | ,, |
| ૭ | પાયકા | ૧૨ | ,, |
| ૮ | સ્મોલ પાયકા | ૧૧ | ,, |

એ મુદ્રાક્ષરોની તરહ કે પ્રકાર વિષે વધુ ઉંડાણમા ઉતરવાની અત્રે જરૂરત નથી અલબત, તેમના કદ વિષે એક ખાસ વાત યાદ રાખવાની છે થ્રી લાઇનના મુદ્રાક્ષર સૌથી મ્હોટા નથી—એથીય મ્હોટા મુદ્રાક્ષરો બને છે એટલુંજ નહિ બલ્કે સ્મોલ પાયકા સૌથી ન્હાના નથી. એથીય ન્હાના મુદ્રાક્ષરો બને છે

અને, આ તો ગુજરાતી મુદ્રાક્ષરોની વાત થઇ અંગ્રેજી મુદ્રાક્ષરો પણ ડઝનબંધ પ્રકારના આવે છે જેમનામાના મુખ્ય આ છે

| | | |
|---|---|---|
| સિક્સ લાઇન | ૭૨ | પોઇન્ટ |
| ફાઇવ લાઇન | ૬૦ | ,, |
| ફોર લાઇન | ૪૮ | ,, |
| ડબલ ગ્રેટ પ્રાઇમર | ૩૬ | ,, |
| ડબલ ઇંગ્લિશ | ૨૮ | ,, |
| ટુ લાઇન | ૨૪ | ,, |
| પેરેગોન | ૨૦ | ,, |
| ગ્રેટ પ્રાઇમર | ૧૮ | ,, |
| કોલમ્બિયન | ૧૬ | ,, |
| ઇંગ્લિશ પાયકા | ૧૨ | ,, |
| સ્મોલ પાયકા | ૧૧ | ,, |
| લોંગ પ્રાઇમર | ૧૦ | ,, |
| બર્જોઇસ | ૯ | ,, |
| બ્રિવયર | ૮ | ,, |
| મિનિયન | ૭ | ,, |
| નોન પર્લ | ૬ | ,, |
| અગાટે | ૫½ | ,, |
| પર્લ | ૫ | ,, |
| ડાયમન્ડ | ૪½ | ,, |
| બ્રિલિયન્ટ | ૪ | ,, |
| એકસેલસિયર | ૩ | ,, |
| માઇક્રોસ્કોપીક | ૨½ | ,, |

(1) 1 પોઇન્ટ એટલે 1 ઇચનો ૭૨મો ભાગ એમ, ૧૮ પોઇન્ટના મુદ્રાક્ષર એટલે ¼ ઇચના મુદ્રાક્ષર, ૩૬ પોઇન્ટના મુદ્રાક્ષર એટલે ½ ઇચના મુદ્રાક્ષર અને ૭૨ ઇચના મુદ્રાક્ષર એટલે 1 ઇચી મુદ્રાક્ષર

૩

મુદ્રાસગ્નીની બનાવટ માટે ત્રણ ચીજો જરૂરી છે—

૧. મુદ્રાક્ષર-યંત્ર
૨. જે તે મુદ્રાક્ષરની મેટ્રીસો
૩. મુદ્રાક્ષર-ધાતુઓ

**મુદ્રાક્ષર યંત્ર** ન્હાના મ્હોટા માપના પન્દરેકથી આવે છે એમના ગોઠવણ એવી હોય છે કે, જે તે મુદ્રાક્ષર-મેટ્રીસ ગોઠવીને, યંત્ર ચલાવતાં, તેજ પ્રકારના મુદ્રાક્ષરો બને છે એ યંત્રમા મુદ્રાક્ષર-ધાતુને પીગળાવવા માટેની ખાસ ગોઠવણો પણ હોય છે, જેથી શરૂઆતમા નક્કર મુદ્રાક્ષર-ધાતુ મૂકી દેવામા આવ્યા છતા, તે યંત્રમાજ પીગળી, તેમાથી મુદ્રાક્ષરો બની, ફરી વાર નક્કર રૂપે યંત્રમાથી બહાર પડે છે આ બધુ કામ યંત્રમા લગભગ આપોઆપ થતુ હોય, એની ઝડપ જોવા જેવી હોય છે ર

આગળ કહી ચુકાયું છે તેમ, યંત્ર ન્હાના મ્હોટા માપના હોય છે ૫ પોઇન્ટથી ૭૨ પોઇન્ટ લગીના મુદ્રાક્ષરો બનાવી શકે અને હાથ વડે ચલાવી સકાય એવા યંત્રની કીમત રૂ ૮૫૦ છે, પરતુ મ્હોટા યંત્રની કીમત વધુ હોય એ દેખીતુ છે

**મુદ્રાક્ષર-મેટ્રીસો** ત્રાંબાની અને બીજી ધાતુઓની બનાવવામા આવે છે એમા જે તે મુદ્રાક્ષરનો દેખાવ ઉંડાણ કોતરેલો હોય છે, જેથી તેમાજ મુદ્રાક્ષરો બનાવી સકાય

આ મેટ્રીસોની કીમત કઇ સસ્તી નથી હોતી, આપણે ત્યાંના કારીગરો પણ એ બનાવી લેતા તે બેશક કમક મોંઘી બને છે, પણ એ પરદેશી બનાવટની ખરીદાય તો મેટ્રીસ દીઠ ૩ થી ૭૫ આપવા પડે છે.

(ર) આ રીતે તૈયાર થતા મુદ્રાક્ષરો હજી સંપૂર્ણ નથી હોતા તેને ઘસીને સાફ કરી, એક સરખા કરવા કરવા પડે છે એ કામ હાથ કારીગરીએ પણ થાય છે અને યંત્ર-દ્વારાય કરી સકાય છે

# નફાવંત હુનરો.

હુનરો કેટલા બધા નફાવંત હોય છે ? તમેય આજેજ પોતાને અનુકુળ એવો એકાદ હુનર કરવા મંડી પડો તે તમને સારી કમાણી કરી અપાશે

અને એ હુનરની ગુપ્ત માહિતી માટે તો કમરની સેવાઓ તૈયારજ છે ને ? આજેજ નીચની ટુંક યાદીમાથી તમારા મનપસંદ હુનરના અંકો મંગાવી લો અથવા ૩૦૦ હુનરોની પુરી યાદી માટે ૨૮ પાનાનું ઉપયોગી સચિપત્ર મુફત મગાવો

**જાહિરાત પત્રિકાઓ**—તદ્દન સરળ, વિના પુંજીએ થાય એવો નફાકારક ધંધો કમરનો અંક ૯૬મો કી ૪ આના

**ક્રીનસીન**—કીમતી જડીની રોપણી વિષે અંક ૮૬મો કી ૪ આના

**ટાઇપ રાઇટરની રિબન**—જુની રિબનમા ફરી વાર શાહી પૂરી, નવી બનાવવી અંક ૧૦૦મો કી ૪ આના

**ટાંકણી**—બનાવટ અંક ૧૦૦ મો કી ૪ આના

**ડિસ્ટીલ્ડ પાણી**—બનાવટ વિષે અંક ૭૮મો કી ૪ આના

**ડિસ્ટેમ્પર**—રંગો સુકા અને પોઇ સકાય એવા જુદા જુદા રંગના ૨૯ પ્રયોગો અંક ૯૮મો કી ૪ આના

**ડુપ્લીકેટર અર્થાત હેક્ટોગ્રાફ**—એક નકલ પરથી અનેક નકલો છાપવાનું સાધન ઘર બેઠે બનાવો અંક ૩, ૭૬ અને ૧૦૮મો કી ૧૧ આના

**તમતમતી ચટણીઓ**—ખાદ્ય પદાર્થોની ૨૯ રૂપ સ્વાદિષ્ટ ચટણીઓના ૨૮ નુસ્ખાઓ અંક ૩૧, ૩૨, ૭૮ અને ૮૧મો કી ૧૪ આના

[જુઓ પાનું ૧૮૦]

સુદ્રાક્ષર-ધાતુઓ વિવિધ પ્રયોગો પ્રમાણે બનાવાય છે. સફેદાઇથી ઓગળે, મઝબૂત અને ટકાઉ હોય, અને સસ્તી પડે એવી ધાતુ તે ઉમદા મુદ્રાક્ષર-ધાતુ થોડાક પ્રમાણભૂત પ્રયોગો આ રહ્યા --

(૧) સીસું ૫૮ રતન, સુરમા-ધાતુ ૨૬ રતન, કલઇ ૧૫ રતન, તાંબું ૧ રતન

જુદી જુદી ધાતુઓ જુદી જુદી ગરમીએ ઓગળતી હોવાથી મુદ્રાક્ષર-ધાતુ બનાવવામાં ખાસ કાળજી લેવી પડે છે. સામાન્યતઃ તાંબુ ૧૯૯૬° એ, સુરમા-ધાતુ ૮૦૬° એ, સીસુ ૬૧૭° એ અને કલઇ ૪૪૮° એ પીગળતી હોઇ, એને પીગળાવવા અને મેળવવાની ક્રિયા ખાસ અનુભવ માગી લે છે. આ પ્રયોગ માટે મિશ્રણ એ છે કે પ્રથમ પૂરું તાંબુ તથા સુરમા-ધાતુ અને અર્ધા ભાગનું સીસુ લઇ,પીગળાવો. પીગળી જતાં પછી તેને બરાબર હલાવીને એકત્ર કરી, બાકીનું સીસુ ઉમેરી તેને મળી જાય પછી કલઇ ઉમેરી, તેને પીગળીને એકત્ર થાય ત્યારે તેની ઉપરથી મેલ દૂર કરી, મિશ્ર-ધાતુને ઢાળી લો

(૨) સીસુ ૭ રતન, સુરમા-ધાતુ ૧ રતન

(૩) સીસુ ૬ મણ, સુરમા-ધાતુ ૧ મણ

(૪) જસત ૯૩ રતન, સીસું ૩ રતન કલઇ ૩ રતન, તાંબુ ૧ રતન

(૫) સીસું ૭૨ ભાગ સુરમા-ધાતુ ૨૨ ભાગ, કલઇ ૩ ભાગ

(૬) સીસું ૭૫ ભાગ, સુરમા-ધાતુ ૨૫ ભાગ

(૭) સીસુ ૫ ભાગ, સુરમા-ધાતુ ૧ ભાગ

(૮) સીસું ૧૦ ભાગ, સુરમા-ધાતુ ૧ ભાગ

(૯) સીસું ૧૦ ભાગ સુરમા-ધાતુ ૨ ભાગ, બિસમથ ૧ ભાગ

[પાના ૧૭૯થી આગળ]

**તરપેન્ટાઇન અને યુકલિપ્ટસ**-ખરા અને નકલી તેલ બનાવવાની માહિતી અંક ૬૪, ૩૩, ૫૩ અને ૬૬મો કી ૧૩ આના

**તરહવાર અચાર**-કેરી, લિંબુ ગાજર, સલજમ મોગ અને મરચાના અચારો બનાવવા અંક ૭૬મો કી ૪ આના

**તરહવાર એસેન્સો**-અંક ૩૧, ૩૬, ૩૯, ૫૪ અને ૫૫મો કી ૧૫ આના

**તરહવાર સુગંધીઓ અને શણગાર સામગ્રીઓ**-અતરો, ટોઇલેટ પાવડર, પોમેડ, સ્નો, કતમજન, હેર ઑઇલ, કોલ્ડ ક્રીમ, લોશન, નખ-રોગનો વગેરે બનાવવા અંક ૮૭, ૯૩ અને ૮૭મો કી ૧૨ આના

**તંબાકુ-રોપણી** અંક ૪૨મો કી ૩ આના

**તંબાકુની બનાવટો**-ખમીરા ઝીંકણી ઝરદા, તમાકુ દોકતા, સુરતી વગેરે બનાવવાના ૪૮ પ્રયોગો અંક ૭૨મો કી ૪ આના

**તાડનો ગોળ**-બનાવટ વિષે અંક ૮૮મો કી ૪ આના

**તારના ખીલા**-બનાવટ વિષે અંક ૧૦૨મો કી ૪ આના

**તુવેર**-વાવેતર વિષે અંક ૪૧મો કી ૩ આના

**તેલ-ઘાણી**-તેલ પીલવાનો સફળ ગૃહઉદ્યોગ અંક ૮૯ અને ૯૮ મો કી આઠ આના

**તેલ-રંગ** અર્થાત પેઇન્ટસ-કાળા, પીળા, લાલ વગેરે, સફેદ વગેરે તેલ-રંગ બનાવવાની સચિત્ર માહિતી અંક ૬૩મો કી ૪ આના

**તૈયાર કપડાં**-સારો છતાં ખૂબ નફાવાળો ઉદ્યોગ અંક ૬૬મો કી ૪ આના

**તેલ-કાપડ** એટલે Oil Cloth બનાવટ અંક ૧૦૩ મો કી ૪ આના

**થુવેર**-કાંટાળા ઝાડમાંથી ધન મેળવવું છે? વિસ્તૃત લેખ અંક ૫૩ મો કી ૩ આના

[હજી જુઓ પાના ૧૮૧ પર]

(૧૦) સુરમા-ધાતુ ૧૮ ભાગ, સીસું ૭૦ ભાગ, તાંબું ૨ ભાગ, કલઈ ૧૦ ભાગ

(૧૧) સીસું ૬ ભાગ, કલઈ ૨ ભાગ, સુરમા-ધાતુ ૨ ભાગ.

(૧૨) સીસું ૫૫ ભાગ, સુરમા-ધાતુ ૨૫ ભાગ, કલઈ ૨૦ ભાગ.

(૧૩) સીસું ૫૫ ભાગ, કલઈ ૧૫ ભાગ, સુરમા-ધાતુ ૩૦ ભાગ.

(૧૪) સીસું ૧૦૦ ભાગ, સુરમા-ધાતુ ૩૦ ભાગ, તાંબું ૮ ભાગ, બિસમથ ૨ ભાગ, કલઈ ૨૦ ભાગ, નિકલ ૮ ભાગ.

(૧૫) સીસું ૬ ભાગ, જસત ૯૦ ભાગ, તાંબું ૪ ભાગ

(૧૬) સીસું ૬૯$\frac{૧}{૨}$ ભાગ. સુરમા-ધાતુ ૧૯$\frac{૩}{૪}$ ભાગ, કલઈ ૯$\frac{૩}{૧૬}$ ભાગ, તાંબુ ૧$\frac{૩}{૧૬}$ ભાગ.

(૧૭) સીસું ૬૧$\frac{૩}{૧૬}$ ભાગ, સુરમા-ધાતુ ૧૮$\frac{૫}{૬}$ ભાગ, કલઈ ૨૦$\frac{૧}{૨}$ ભાગ.

(૧૮) સીસું ૫૫ ભાગ, સુરમા-ધાતુ ૨૨$\frac{૫}{૧૦}$ ભાગ, કલઈ ૨૨$\frac{૩}{૧૬}$ ભાગ.

(૧૯) સીસું ૭૫ ભાગ, સુરમા-ધાતુ ૨૩ ભાગ, કલઈ ૨૨ ભાગ

(૨૦) સીસું ૬૦ ભાગ, કલઈ ૧૫ ભાગ, સુરમા-ધાતુ ૨૫ ભાગ.

(૨૧) સીસું ૮૦ ભાગ, સુરમા-ધાતુ ૨૦ ભાગ

(૨૨) જસત ૮૯ થી ૯૩ રતલ, કલઈ ૬ થી ૯ રતલ, સીસું ૨ થી ૪ રતલ, તાંબું ૨ થી ૪ રતલ.

(૨૩) સીસું ૪ ભાગ, સુરમા-ધાતુ ૧ ભાગ.

(૨૪) સીસું ૭$\frac{૧}{૨}$ ભાગ, સુરમા-ધાતુ ૨$\frac{૧}{૨}$ ભાગ, તાંબું $\frac{૧}{૨}$ ભાગ.

(૨૫) સીસું ૯ ભાગ, સુરમા-ધાતુ ૧ ભાગ, આર્સેનિક $\frac{૧}{૨}$ ભાગ.

[ પાના ૧૮૦ થી આગળ ]

**ઘોડીક વાનીઓ**-પ્રકાર પ્રકારની ખાવાની સ્વાદિષ્ટ વાનીઓ વિષે. અંક ૩૦, ૩૮, ૪૮, ૫૭, ૬૧, ૬૯, ૭૦ અને ૭૧મો
કી. રૂ. ૧-૧૨-૦

**દવાસાજી**-૬૭ જાતના ટીંકચરો બનાવવા. અંક ૬૪ અને ૬૮મો. કી. ૮ આના

**દંતમંજન**-ભૂકી, પ્રવાહી અને પેસ્ટના ૪૯ નુસ્ખાઓ અંક ૪૧મો. કી. ૩ આના

**દાડમ**-વાવેતર અને ઉપયોગો. અંક ૩૯ અને ૮૫ મો. કી. ૭ આના

**દાંત ખોતરણી**-એટલે *Tooth Pick* ની બનાવટ અંક ૧૦૧ મો. કી. ૪ આના

**દિવાસળી**-બનાવટ અને ઉદ્યોગ. અંક ૪૯, ૭૩ અને ૭૯મો. કી ૧૧ આના

**દુધની ખાંડ**-બનાવટ વિષે. અંક ૩૫મો.
કી. ૩ આના

**દુધમાંથી દવલત**-દુધની બનાવટો દ્વારા ધન મેળવો અંક ૯૩મો. કી. ૪ આના

**દુર્યાન**-ફળ વિષે ટુંક વિગતો. અંક ૯૮મો.
કી. ૪ આના

**ધાણા**-વાવેતર વિષે. અંક ૭૭ મો.
કી. ૪ આના

**ધાતુ પૉલિશ**-સુકા અને ભીના ધાતુ પૉલિશ બનાવવા. અંક ૩૩ મો. કી. ૩ આના

**ધુલાઇ કામ**-*Loundry* કિંવા ધોબી પ્રવૃત્તિના ખાસ સચિત્ર લેખો. અંક ૬૮ અને ૮૯મો કી. ૮ આના

અને, યાદ રહે કે આ તો એક ટુંકીજ યાદી છે. આવા ૩૦૦ જેટલા ખાસ હુનરોની માહિતી કુમરમાંથી મળી સકે છે.

જોઇતા અંકોનો ઓર્ડર આજેજ મોકલી દેજો. રખે, તમને જોઇતા અંકો ખતમ થઇ જાય અને તમને પસ્તાવું પડે. ઓર્ડર સાથે ટપાલની ટિકિટો યા મનીઑર્ડરથી પૈસા મોકલતાં અંકોનું ટપાલ ખર્ચ હિન્દમાં મઆફ થશે
લખોઃ-કુમર ઑફિસ, સોદાગરવાડા, સુરત.

(૨૬) સીસું ૬૪ રતલ, સુરમા-ધાતુ ૮ રતલ, કલઇ ૧૨ રતલ, જસત ૧૬ રતલ.

(૨૭) સીસું ૯ રતલ, સુરમા-ધાતુ ૨ રતલ, બિસ્મથ ૨ રતલ

આ અને ૨૮, ૨૯, ૩૦ અને ૩૧મા પ્રયોગો સ્ટીરિયોટાઇપની મુદ્રાક્ષર-ધાતુના છે

(૨૮) સીસું ૧૬ રતલ, સુરમા-ધાતુ ૪ રતલ, કલઇ ૫ રતલ.

(૨૯) સીસું ૮૦૩/૪ મણ, કલઇ ૩૧/૪ મણ સુરમા-ધાતુ ૧૬ મણ

(૩૦) સીસું ૮૨ ભાગ, સુરમા-ધાતુ ૧૪૩/૪ ભાગ, કલઇ ૩૧/૪ ભાગ

(૩૧) સીસું ૮૨૧/૨ રતલ, સુરમા-ધાતુ ૧૩ રતલ, કલઇ ૪૧/૨ રતલ

(૩૨) સીસું ૯૩ રતલ, સુરમા-ધાતુ ૪ રતલ, કલઇ ૭ રતલ

આ પ્રયોગ ઇલેક્ટ્રોટાઇપ માટેની મુદ્રાક્ષર-ધાતુનો છે

(૩૩) સીસું ૭૪ રતલ સુરમા-ધાતુ ૧૮ રતલ, કલઇ ૮ રતલ

આ પ્રયોગ મોનોટાઇપ યંત્રમા વપરાતી મુદ્રાક્ષર-ધાતુનો છે

(૩૪) સીસું ૭૭૧/૨ રતલ સુરમા-ધાતુ ૧૫ રતલ, કલઇ ૭૧/૨ રતલ

આ પ્રયોગ પણ મોનોટાઇપ માટેની મુદ્રાક્ષર-ધાતુનો છે.

(૩૫) સીસું ૮૩ રતલ, સુરમા-ધાતુ ૧૨ રતલ, કલઇ ૫ રતલ

આ પ્રયોગ લિનોટાઇપ યંત્રમાં વપરાતી મુદ્રાક્ષર-ધાતુનો છે

(૩૬) સીસું ૮૫૧૫/૧૬ મણ, કલઇ ૨ મણ, સુરમા-ધાતુ ૧૨૧/૧૬ મણ

આ પ્રયોગ ઇન્ટરટાઇપ અને લિનોટાઇપની મુદ્રાક્ષર-ધાતુનો છે

# ધુલાઈ કામ

## ડ્રાઇ ક્લીનિંગની પધ્ધતિ

[૧]

ધુલાઈ-કામની મુળભૂત પદ્ધતિયો બે છે.—

૧, ભીની પદ્ધતિ

૨, સુકી પદ્ધતિ

ભીની પદ્ધતિએ સુતરાઉ અને હલકા રેશમી યા ઊની કપડાં ધોવાય છે., જ્યારે ભારી રેશમી અને ઊની કપડાં ધોવા માટે સુકી પદ્ધતિનો ઉપયોગ કરાય છે, જે નામે 'સુકી' છે જ્યાં હકીકતમાં સુકી નથી, ભીની છે. ખરેખર, એ સુકી અને ભીની પદ્ધતિમા ફેર એટલોજ છે કે જ્યારે પહેલી પદ્ધતિમા પાણી, સાબુ, સોડા ખાર કે ગ્લીસરીન પાવડરનો ઉપયોગ થાય છે, ત્યારે બીજીમા ઘાસતેલ, પેટ્રોલ, બેન્ઝાઇન વ. વાપરવામાં આવે છે

ધુલાઈ-કામની આ ભીની પદ્ધતિથી કુમારના વાચકો આ આગમચ પરિચિત થઈ ચુક્યા છે.[૧] આજે અહિં સુકી પદ્ધતિને ટુંકાણમા રજુ કરીશ.

[ ૨ ]

ધુલાઈ કામની આ સુકી પધ્ધતિ માટે ડઝનબંધ મિશ્રણોની શોધ કરવામાં આવી છે. જે દરેક પોતપોતાની અમુક વિશેષતા ધરાવે છે અને તેથી અમુક તમુક કપડાં સાફ કરવા માટે બંધબેસતા થઈ પડે છે સામાન્યરીતે, એ મિશ્રણો આ ત્રણ વર્ગમાં વ્હેંચી શકાય એમ છે:–

૧, સળગી ઉઠે એવા મિશ્રણો

૨, નહિં સળગે એવા મિશ્રણો

૩, મિશ્ર મિશ્રણો

મર્દોના કપડાં માટે સળગી નહિં ઉઠે એવા કાર્બન ટેટ્રાક્લોરાઇડવાળા મિશ્રણો ખાસ અનુકુળતા ધરાવે છે, પરંતુ અવરતોના કપડા વધુ નાજુક અને વિવિધ-રંગી હોવાથી, તેમને સાફ કરવામાં ખાસ કાળજી લેવી પડે છે અને તેથી તેમને માટે જુદા જુદા મિશ્રણોનો ઉપયોગ કરવો પડે છે.

એ તો જાણીતું છે કે આ રીતથી કપડાં સાફ કરવાનો અર્થ, કપડાની મેલ યા ડાઘવાળી જગ્યાએ મિશ્રણ લગાડી, બ્રશ વડે સાફ કરી લેવાનો છે એથી મેલ છુટો પડી જાય છે પણ સાફ કરવામાં આવેલી જગ્યાએ એક પ્રકારનો ડાઘ યા એમ કહો કે ડાઘ નહિં, સ્વચ્છ-ચિન્હ-પડી જાય છે, જેમ ન થાય તે માટે ખાસ કાળજી લેવી જરૂરી છે. કેટલાકો એ માટેજ આખા કપડાને એ રીતે સાફ કરવાનું પસંદ કરે છે



બેશક આ ક્રિયા યંત્ર દ્વારાજ થાય છે. એ માટે ચિત્રમાંનું યંત્ર શોધાયું છે, જેમાં ગોઠવણ એ છે કે બધું મિશ્રણ પહેલાં ટાંકીમાં ભરી દેવામાં આવે છે અને પછી તેમાંથી જોઇતું મિશ્રણ ઉપયોગમા લેવાય, તેમાંથી બચેલું મિશ્રણ ફિલ્ટર કરી, પાછું ટાંકીમાં પહોંચાડી દેવાય છે, જેથી મિશ્રણો જરૂરત પુરતાજ વપરાય, તેનો બગાડ થાય નહિં

(૧) જુઓ ધુલાઈ-કામ બાબતના વિસ્તૃત લેખો માટે "કુમાર"ના ૧૮ અને ૮૯મા અંકો.

[૩]

હવે આપણે થોડાક મિશ્રણો જોઈએ—

## સળગી ઉઠે એવા મિશ્રણો

૧–ઇથિન બ્રધર ૪૦ રતન, બેન્ઝાઇન ૫૦ રતલ, એમિલ એસિટેટ ૮ રતલ, બેન્ઝાઇન સાબુ ૨ રતન

સાબુની ઝીણી કાતરણુ યા વર્ક–હાથ વડે યા ચિત્રોમાં બનાવેના યંત્રો વડે–કરી લઇ,




વર્ક યંત્ર

ત્રણે પ્રવાહીઓ મેળવી, તેમા ઉમેરો અને હલાવીને ઓગળાવી લઇ, વાપરો

૨–પેટ્રોલ બધું

૩–એસિટોન ૩૦ ઔંસ, અનકોહલ ૩૦ ઔંસ, બેન્ઝોલ ૩૮ ઔંસ, બેન્ઝાઇન સાબુ ૨ ઔંસ

૪–ઇથિલ એસિટેટ ૨૦ રતલ, બેન્ઝોલ ૩૦ રતલ, ક્ષાપલોલ ૩૦ રતન, બેન્ઝાઇન ૧૯ રતલ, બેન્ઝાઇન સાબુ ૧ રતલ




કાતરણુ-યંત્ર

૫–બેન્ઝાઇન ૬૩ રતલ, કાર્બન ટેટ્રાકલોરાઇડ ૩૬ રતલ, બેન્ઝાઇન સાબુ ૧ રતલ

૬–બેન્ઝાઇન ૫૩ રતલ, ટ્રિ-ક્લોર-ઇથિલિન ૨૦ રતલ, કાર્બન ટેટ્રાક્લોરાઇડ ૨૬ રતલ, બેન્ઝાઇન સાબુ ૧ રતલ.

## નહિં સળગે એવા મિશ્રણો

૧–કાર્બન ટેટ્રાક્લોરાઇડ ૪૦ રતન, બેન્ઝાઇન ૪૦ રતલ, ટ્રિ-ક્લોર-ઇથિલિન ૧૯ રતન બેન્ઝાઇન સાબુ ૧ રતલ

૨–કાર્બન ટેટ્રાક્લોરાઇડ ૮૮ ભાગ, બેન્ઝાઇન ૧૦ ભાગ, એસિટિનડિહાઇડ મિશ્રણ[૨] ૨ ભાગ

૩–ઓલિક ઍસિડ ૨$\frac{૨૭}{૧૦૦}$ રતલ, મેથિલ હેકસેનિન ૪$\frac{૩}{૧૦}$ રતન, સોડિયમ હાઇડ્રોક્સાઇડ સોલ્યુશન ૫૦° *Be'* ૧$\frac{૪૫}{૧૦૦}$ રતન, પાણી ૧$\frac{૬}{૧૦}$ રતન, કાર્બન ટેટ્રાક્લોરાઇડ ૯૦ રતન

૪–ઓલિક ઍસિડ ૩$\frac{૩૫}{૧૦૦}$ રતલ ટ્રાઇ થેનોલાઇન ૩$\frac{૩૫}{૧૦૦}$ રતન, ટ્રિ-ક્લોર-ઇથિલિન ૮૦ રતન અનકોહલ ૧૩$\frac{૩}{૧૦}$ રતલ

## મિશ્ર-મિશ્રણો

૧–બેન્ઝાઇન ૪૦ રતન, એસિટોન ૨૦ રતલ, સાબુનું સોલ્યુશન[૩] ૨૦ રતલ, એમોનિયેટેડ અનકોહલ[૪] ૩૦ રતલ

૨–કાર્બન ટેટ્રાક્લોરાઇડ ૭૦ રતન, બેન્ઝાઇન ૨૫ રતન, સાબુનુ મિશ્રણ ૫ રતન

૩–ઇથિલ બ્રધર ૩૦ રતન ઇથિલ એસિટેટ ૨૦ રતલ સાબુનું મિશ્રણ ૨૦ રતલ એમોનિયેટેડ અનકોહલ ૩૦ રતલ

---

(૨) એસિટિલડિહાઇડ સોડિયમ સલ્ફેટ ડબલ સોલ્ટ ૧ રતલને પાણી ૧ રતલ અને અલકોહલ ૧ રતલમા ઓગળાવી રાતભર ઠરવા દઈ, બીજે સવારે નિતારી લેતા, મિશ્રણ તૈયાર થશે

(૩) આ મિશ્રણ બનાવવાની રીત એ છે કે ૬ ભાગ ઓલિક ઍસિડ લઈ ૭ ભાગ ટ્રિઇથેનો લેમાઈનમા મેળવી, પછી ૮૭ ભાગ ડિનેચર્ડ અલકોહલ મેળવી, ખૂબ હલાવી લેવુ

(૪) આ માટે ડિનેચર્ડ આલકોહલમા થોડો એમોનિયમ ક્લોરાઇડ નાખી, એક રાત લગી રહેવા દઈ સવારે ઉપરથી નિતરી અલકોહલ આળી લેવુ

શાકભાજી અને ફુલઝાડના બીયાનો વેપાર હવે હિન્દમાં પોતાનું ખાસ સ્થાન પામી ચુક્યો છે જેમ જેમ દેશવાસીઓ બાગ બગીચાના શોકીન થતા જાય છે, તેમ તેમ બીયાંની માંગ વધતીજ જાય છે અને તેથી બીયાંનો વેપાર હજી વધુ અને હજી વધુ વિકસતો જાય છે

વેપારની પધ્ધતિ

બીયાનો વેપાર એટલે જથ્થાબંધ ખરીદી, અને છુટક વેચાણ એમાં ન પોતાના બગીચા રાખવાની જરૂરત છે, ન પોતાને માટે ઝાડો ઉગાડી તેમના બીયા મેળવવાની જરૂરત રહે છે, તે માત્ર એટલુંજ કે, જે જે ઠેકાણે ઉમદા બીયા મળે છે, ત્યાંથી તે જથ્થાબંધ મંગાવી, કાળજીપૂર્વક સાચવી રાખી છુટક વેચવા એમ કરતા—

૧, એ વેપાર માટે મ્હોટી પુંજી જોઇતી નથી

૨, ન વળી, મ્હોટી જગ્યા જરૂરી છે

ખરેખર એવું કશુંજ જરૂરી નથી એક ન્હાનકડી દુકાન પણ એ વેપાર માટે બસમેસતી થઇ શકે છે જરૂરત છે તો ફક્ત થોડીક હુનર અને અનુભવની અને, એ તો તે ગુણો છે, જે વિના કોઇ પણ વેપારમાં ફાવી શકાયજ નહિ

વિશેષીની વાત એ છે કે, આ બીયાનો મોટો હીસ્સો ભાગ પરદેશથી આયાત કરવામાં આવે છે કારણ કે હિન્દમાં તે નિપજાવવાની કોઇ વ્યવસ્થા હજી થઇ નથી પરિણામે, મ્હોટા ભાગના ફુલ ઝાડના બીયા ઇંગ્લાંડ, ફ્રાંસ, સ્વિટઝરલેન્ડ અને બીજા અનેક દેશો ઉપરાંત અમેરિકાથી અહિં મંગાવી વેચાય છે અલબત, શાક ભાજીના બીયા અહિંનાજ હોય છે, જો કે એમાંય કેટલાક પ્રકારના બીયા પરદેશોથી મંગાવાય છે ખરા

૪—રેટૂસિન ૨૦ ભાગ, હાયલોલ ૨૦ ભાગ, સાબુનું મિશ્ર ૨૦ ભાગ, એમોનિયેટેડ આયોડેક્ષ ૨૦ ભાગ એન્ડ્રીન ૧૫ ભાગ

આ સર્વે મિશ્રણે બનાવવા પછી એ જુદા ભાગમાં વહેંચાઇ જતા હોઇ, રાખની રેતાળ એને ખુબ દબાવી, એકરસ કરી વાપરવાનું ખાસ ધ્યાન રાખવું જોઇએ

જરૂરી સાધનો

બીયાના વેપાર માટે જરૂરી સાધનો કયાં તે આ હોઇ શકે—

૧ બીયા સંઘરી રાખવા માટે હવા—બંધ બરણીઓ યા ડબ્બાઓ યા બીજા કોઇ વાસણો

૨ બીયા તોલવા માટે ચોખ્ખા વજનો અને કાંટાઓ

૩ બીયાંના પડીકા બનાવવા માટે વિરંગી છપાવેલા ન્હાના પરબીડીયા—પડીકાઓ

૪ બીયાંના વેચાણ માટે ઉમદા પ્રકારે છાપવામાં આવેલું રંગબેરંગી ફુલોના ચિત્રોથી સજ્જ સૂચિપત્ર

૫ બીયાની પેકીંગ માટે માટે પુઠાના ન્હાના ડબ્બાઓ

તથા

૬ ધંધા માટે જરૂરી એવું ફર્નિચર અને બીજું સાહિત્ય

આ મુખ્ય ગુરૂ તો થઇ એની પાછળ મ્હોટી રકમ રોકાતી નથી અલબત, બીયાની ખરીદી અને આહિગત પાછળ એક સારી જેવી રકમ જાય છે, જેનો અંદાજો વાચકો સ્વતંત્રપણે કાઢી શકે છે

બીયાંનું ખરીદ—વેચાણ

બીયા દેશમાંથી ખરીદો યા પરદેશથી મંગાવો, એટલી વાતનો ખ્યાલ રાખવાનો છે તે ઉમ્મદા જાતના હોય, જેમ બને તેમ તાજા

હોય, કસવાળા હોય અને સહેલાઇથી ઉગી શકે તેવા હોય. જો તમારા બીયા એમાંની કોઇ પણ કસોટીએ ઓછા ઉતરતા હોય તો પછી તેમનું વેચાણ ઓછું થશે અને તેથી તમને લાભ ઓછો થશે.

બીયાંની ખરીદી વેળા ધ્યાનમા રાખવાના ખાસ મુદ્દા આ છે —

1. કયા બીયા કેટલો વખત લગી સારા રહી સકે છે
2. કયા બીયા એક વાર રોપ્યા પછી, તેના ઝાડ વર્ષો લગી કાયમ રહે છે અને કયા બીયા મવસમે મવસમે રોપવા પડે છે?
3. કયા બીયા—ખરી રીતે, કયા ઝાડ—પ્રજામા લોકપ્રિય છે?
4. કયા બીયા સામાન્યત આખા હિન્દ માટે અને ખાસ કરીને હિન્દના જુદા જુદા પ્રાંતો માટે અનુકૂળ છે?
5. કયા બીયાની ખપત ઓછી છે અને કયા બીયા વધારે પ્રમાણમા ખપે છે?

વગયરહ

બીયાંની ખરીદી ખુબ જથ્થાબધ કરવી ન જોઇએ, મહિને મહિને નવો જથ્થો મગાવાય તો વધુ બિહતર ટુંકમા, જુદા જુદા બીયા માટે જુદા જુદા સજોગો અને જુદા જુદા મુદ્દાઓ લક્ષપાત્ર હોય છે વેપાર કરનારે તે દરેક પર પુરતુ લક્ષ આપવુ જોઇએ

## બીયાંનુ વેચાણ

આગળ કહયુ તેમ બધી જાતના બીયા ખપ પુરતા પ્રમાણમા ખરીદીને સગ્રહી રાખી, તેમાથી છૂટક ગ્રહકોને વજનથી યા પડીકાના હિસાબે વેચવામાં આવે છે વજનથી વેચવામા આવે તો ભાવ ઔંસ અને રતલના હિસાબે થાય છે અને પડીકાના હિસાબે વેચવામા આવે તો તે પડીકા દીઠ—યા પછી ૧૨, ૧૬, ૨૦, ૨૪ કે ૩૦ પડીકાના એક સટ દીઠ પડીકામા કેટલા બીયા હોય છે, તેનું નક્કી પ્રમાણ જાહેર કરવામાં આવતુ નથી, કારણ કે મ્હોટે ભાગે બધા પડીકા એક સરખી કીમત—ત્રણ ચાર, ૭ કે આઠ આને—વેચાય છે અને તેથી તે કીમતમા પરવડે તેટલા ઓછા વત્તા પ્રમાણમા બીયા તેમા ભરવામા આવે છે

## જાહેરાત

બીયાના વેચાણ માટે જાહેરાત અનિવાર્ય છે એ બે રીતે કરવામા આવે છે —

1. વર્તમાનપત્રોમા—ખાસ કરીને ખેતીવાડી અને બાગ બગીચાને લગતા સામાયિકોમા —જાહેરાતો છપાવીને
2. સૂચિપત્રો દ્વારા

પહેલી જાહેરાતનો મકસદ પ્રજાને પોતા પ્રત્યે આકર્ષી, સૂચિપત્ર મંગાવવા પ્રેરવાનો છે બીજી રીતનો—સૂચિપત્રનો—હેતુ તેમને ખાત્રી કરાવી આપી, માલ મગાવવા કબિજ્ઞ કરવાનો છે અને આગળ કહયુ તેમ, સૂચિપત્ર ખુબજ સચિત્ર હોઇ પોતાનો આશય સારી રીતે સાધે છે

ફરી વાર અને ટુંકમા, બીયાનો વેપાર ઠીક ઠીક નફાવત છે

## સોનાનો ઢોળ (ચાલુ)

કમરના ૧૧૦મા અંકમાં આ હુનરની ચર્ચા વિસ્તૃત રૂપે થઇ ચુકી છે. એ અંકમાં એના ઢોળ-મિશ્રણના ચાર પ્રયોગો પેશ કરવામાં આવ્યા હતા. થોડાક વધુ પ્રયોગો આજે રજુ થાય છે.—

[૫]

બાઇસલ્ફાઇટ ઓફ સોડા ૧½ ઔંસ, ફોસ્ફેટ ઓફ સોડા ૯½ ઔંસ, પોટાશિયમ સાયનાઇડ ½ ઔંસ, ગોલ્ડ કલોરાઇડ ૧૬૦ ગ્રેન, અર્ક-પાણી ૧ ગેલન.

આ ઢોળ-મિશ્રણ, પ્રયોગ નંબર ૧ની પધ્ધતિએ બનાવાય છે અને તે તાંબા યા ચાંદીની ચીજો પર સોનાનો ઢોળ ચઢાવવા માટે ખાસ છે, જો કે કલઇ, જસત અને સીસાની વસ્તુઓ પર સોનાનો ઢોળ ચઢાવવો હોય તો તેય એ રીતે ચઢાવી સકાય છે કે પહેલાં એ વસ્તુઓ પર ચાંદીનો ઢોળ ચઢાવી. પછી તે ચાંદીના ઢોળવાળી વસ્તુઓ પર સોનાનો ઢોળ ચઢાવવો.

આ ઢોળ ૧૨૦° થી ૧૮૦° એફ લગીની ગરમીએ વાપરવાથી આછા ઘેરા રંગનો ઢોળ ચઢશે.

[૬]

પોટાસિયમ સાયનાઇડ ૩ ઔંસ, ગોલ્ડ કલોરાઇડ ૧ ઔંસ, અર્ક-પાણી ૧ ગેલન.

આ મિશ્રણની નિપુણતો ભલામણ કરતા નથી, જો કે તે વડે ઢોળ ચઢે છે ખરૂં. કારણ કે, એ મિશ્રણ વડે ચઢતો ઢોળ એકસરખાપણું ધરાવતો નથી

[૭]

પોટાસિયમ સાયનાઇડ ૨ ઔંસ, ગોલ્ડ કલોરાઇડ ½ ઔંસ, અર્ક-પાણી ૧ પાઇન્ટ. પાણીમાં પોટાસિયમ સાયનાઇડ ઓગળાવી, તેમાં ગોલ્ડ કલોરાઇડ ઓગળાવો.

[૮]

ફોસ્ફેટ ઓફ સોડા ક્રિસ્ટલસ ૬¾ ઔંસ, બાઇસલ્ફાઇટ ઓફ સોડા ૧½ ઔંસ, બાઇકાર્બોનેટ ઓફ પોટાશ ¼ ઔંસ, કોસ્ટીક સોડા ¼ ઔંસ, પોટાસિયમ સાયનાઇડ ½ ઔંસ, ગોલ્ડ કલોરાઇડ ¼ ઔંસ, અર્ક-પાણી ૧ ગેલન.

પ્રથમ પાણીને ગરમ કરી, ગોલ્ડ કલોરાઇડ સિવાયની બધી વસ્તુઓ નાખીને ઓગળાવી, ફિલ્ટર કરી લો. પછી થોડા પાણીમાં ગોલ્ડ કલોરાઇડ ઓગળાવી, તે પેલા મિશ્રણમાં મેળવી લો.

## ચાંદી સોનાનો ઢોળ

આ ઉત્તમોત્તમ નફાવંત હુનરની પૂરી માહિતી કમરના ૯૩, ૯૪, ૧૦૧, ૧૦૭ અને ૧૧૦ મા અંકોમાં છપાઇ છે. આજેજ રૂ ૧-૪-૦ મોકલી એ અંકો મંગાવી લો.

—વ્યવસ્થાપક

આ ઢોળ-મિશ્રણ પિત્તળ અને કાંસાની વસ્તુઓ પર સોનાનો ઢોળ ચઢાવવા માટે ખાસ છે અને તે ૧૨૦° એફથી ૧૪૦° એફની ગરમીએ વપરાય છે

[૯]

અર્ક-પાણી ૧ ગેલન, પોટાસિયમ ફેરોસાયનાઇડ ૫½ ઔંસ, પોટાસિયમ કાર્બોનેટ ૧¾ ઔંસ, નવસાર ¼ ઔંસ, ગોલ્ડ કલોરાઇડ ¼ ઔંસ.

બનાવવાની રીત ઉપલા ૮મા પ્રયોગ પ્રમાણે મિશ્રણ તૈયાર થયા બાદ તેને ચૂલે ચઢાવી, અર્ધો કલાક લગી ઉકાળી, પછી નીચે

(અનુસંધાન ૧૮૮ પાને)

સહજ તાવ આવે યા કોઇ બીજો રોગ વિના આમંત્રણે પધારવાની તકલીફ લે કે તબીબો બિમારને સાગુ–દાણાની કાજી પીવાની ફરમાઇશ કરે છે એમ, ઇચ્છા અનિચ્છાએ સાગુ–દાણાને જાણનારાઓ બેશુમાર છે

(અનુસંધાન પાના ૧૮૭ થી)

ઉતારી લઇ જેટલું પાણી બળી ગયું હોય તેટલું બીજું ઉમેરી, હલાવી લો

આ મિશ્રણ પણ પિત્તળ–કાંસાની ચીજો માટેજ છે

[૧૦]

પોટાસિયમ સાયનાઇડ ૨½ ઔંસ અર્ક પાણી ૧ ગેલન, ગોલ્ડ ક્લોરાઇડ ૧ ઔંસ

પાણીમાં ગોલ્ડ ક્લોરાઇડ ઓગળાવી, પછી તેમાં પોટાસિયમ સાયનાઇડ ઓગળાવો

પિત્તળ–કાંસા માટે

[૧૧]

સોડિયમ ફોસ્ફેટ ૯½ ઔંસ, બાઇસલ્ફાઇટ ઓફ સોડા ૧½ ઔંસ, પોટાસિયમ સાયનાઇડ ½ ઔંસ ગોલ્ડ ક્લોરાઇડ ૨૬૦ ગ્રેન, અર્ક પાણી ૧ ગેલન.

બનાવવાની રીત પ્રયોગ નંબર ૧ મુજબ

આ ઢોળ–મિશ્રણ તાંબા અને ચાંદી વ પર સોનું ચઢાવવા માટે ઉપયોગી છે

[૧૨]

ગોલ્ડ ક્લોરાઇડ ૧ ગ્રામ, હાયપોસલ્ફાઇટ ઓફ સોડા ૪ ગ્રામ, અર્ક–પાણી ૧ લિટર

[૧૨]

પોટાસિયમ સાયનાઇડ ૪ ટ્રાય ઔંસ, ગોલ્ડ સાયનાઇડ ૧ ઔંસ, અર્ક–પાણી ૧ ગેલન

આ મિશ્રણ ૯૦° ફેરનની ગરમીએ વપરાય છે [સંપૂર્ણ]

હોય ને કેમ બને છે અને ક્યાંથી આવે છે, તેથી ભાગ્યેજ કોઇક વાકિફ હોય છે

હકીકતમાં સાગુ દાણા–સાબુ દાણા શબ્દ ખોટો છે–એક પ્રકારના ઝાડના ગરમાંથી બનાવવામાં આવે છે એ કુદરતી રીતે પ્રચલિત સ્વરૂપમાં નથી હોતા, વેપારીઓની કુનેહ અને યંત્રોની કારીગરીએ તેને આ દાણાનું રૂપ આપ્યું છે

સાગુ–તાડ

સાગુ દાણા જે માવામાંથી બને છે, તે માવો અનેક પ્રકારના તાડના ઝાડોમાંથી નીકળે છે છતાં વેપારને અંગે તો સુમાત્રા, જાવા, બોર્નિયો સિલેબસ અને મલાક્કામાં થતા મેટ્રોક્સિલોન સાગુ ન્યુ ગાયના, એમ્બોયનાના અને સિરામમાં થતા એમ રૂમ્ફી, સિંગાપોરમાં થતા લિનિક્સ ફેરિનીફેરા, જાવામાં થતા કેરિયા ગોમાગા, મદ્રાસમાં થતા કેરિયોતા યુરેન્સ અને હિન્દના બીજા ભાગોમાં મળી આવતા આરેન્ગા તથા સેકરીફેરા ઝાડના ગરમાંથી જે માવો નીકળે છે, તેજ નોંધપાત્ર લેખાય છે

સાગુ દાણાની ખપત તથા માગ જેમ જેમ વધતો જાય છે તેમ તેમ એના ઝાડોનું વાવેતર પણ વધારાઇ રહ્યું છે એ આગળ કુચમાં મલાયા મોખરે છે, જ્યારે ખુદ મનગ્રરમાંય અમુક ઝાડના માલમાંથી કસાગુ દાણા બનાવવાની કોશિશો થઇ રહી છે

ઘુનો ગર

સાગુ દાણા બનાવવા માટે ઝાડને કાપી નાખવા પડે છે એમ ત્યારે થાય છે, જ્યારે કે ઝાડ પર ફુલ આવવાની તૈયારી હોય સામાન્ય ઝાડ ૧૦ થી ૧૫ વર્ષની વયે પહોંચતાં, તેની ઉપર પડેલ વડેલા ફુલ

ત્યાર પછી કેનવાસનો એક કટકો લઇ, તેની ૬ ઈંચ લાંબી અને દેઢ ઈંચ વ્યાસવાળી થેલી જેવી બનાવી, તેમાં વચ્ચો વચ્ચ એક કારબનનો સળીયો—કે જેને ઉપલે છેડે તાંબાના તાર ભરાવવા માટે ચાંપ બનાવેલી હોય—મૂકી, તેમાં નીચલું મિશ્રણ ભરો:

પેરોક્ષાઇડનો બારીક ભુકો ૫ ભાગ, મેન્ગેનિઝ ડાયોક્ષાઇડનો બારીક ભુકો ૫ ભાગ, નવસાદર ૧ ભાગ, ક્લોરાઇડ ઑફ ઝીંક ૧ ભાગ, ગ્લિસરીન ૧/૨ ભાગ, પાણી ૧ ભાગ

નવસાદર અને ક્લોરાઇડ ઑફ ઝીંકને એક કાચના વાસણમાં પાણી સાથે મેળવી ઓગળાવો. પછી તેમાં ગ્લિસરીન મેળવો અને ત્યાર પછી એક બીજા કાચના વાસણમાં



બાકી રહેલી બેઉ દવાઓનો ભુકો નાખી, તેમાં ઉપલું પ્રવાહી રેડી, ખુબ મિશ્ર કરો. પછી ઉપલી થેલીમાં કારબનનો સળીઓ વચ્ચો વચ્ચ રાખી, થેલીના મથાળેથી સહજ ઓછું એ મિશ્રણ ભરી, બાકી રહેલા કપડાને કારબનના સળીયાની આજુબાજુ વીંટાળી દઇ, મિશ્રણવાળી દોરીથી બાંધી દો. બસ હવે એ તૈયાર છે. એને ઉપલા જસતના વાસણમા મુકી દો. મુકવા પછીય જસતના વાસણમાં આજુબાજુ 1/4 ઇંચ જેટલી જગ્યા ખાલી રહેશે, તેમાં નીચલું મિશ્રણ ભરો—

આસપાસ ભરો, પણ વાસણના મથાળેથી ૧/૨ ઈંચ ઓછું જ રાખો. જ્યારે આ લાહી સહજ ઠંડું થાય કે ડામર, રાજન તથા કહેણ મિણ સરખા ભાગમાં લઇ, ગરમ કરીને ઓગળાવી, જસતના વાસણમાં મથાળે સુધી ભરો. જ્યારે એય ઠરણ થઇ જાય ત્યારે એક સોયો લઇને લાલચોળ ગરમ કરી, તરતજ ઉપલા મિશ્રણમાં જસતના વાસણમાં અંદર ખોસી, ફરી પાછો બહાર કાઢી લો, જેથી એક નાનું કાણું પડી જશે. હવે બેટરી લગભગ તૈયાર છે. એની બહારની તરફ એક કાળો કાગળ લગાડી દો એટલે બસ.

ખીસામાં રાખવાના હાથ-લેમ્પની બેટરીઓ પણ આવીજ રીતે બનાવાય છે. અલબત, તેના કદ જુદા જુદા હોય છે, એટલું જ નહિં પણ ક્યારેક એક સાથે એક બેટરી (યા કહો કે, 'સેલ') હોય છે, તો ક્યારેક બે યા ત્રણ. બેટરી એકજ હોય તો તો ખાસ કરવાનું કશું નથી. જો તે આપની બનાવી લેવી પણ જો તેના 'સેલ' બે યા ત્રણ હોય તો એને જુદા રાખવા માટે વચ્ચે વચ્ચે પુઠાનો કટકો મૂકેલો હોય છે અને તેની ઉપર સરેસ લગાડી, તે વડે બેટરીઓ ચોટાડેલી હોય છે. વળી તેમાં તાર પાતળા વાપરી પહેલી બેટરીનો કારબનનો તાર બીજી બેટરીના જસતની સાથે રેણ કરેલો હોય છે, જ્યારે બીજી બેટરીનો કારબનનો તાર ત્રીજી બેટરીના જસતની સાથે રેણ કરેલો હોય છે. એમ, માત્ર પહેલી બેટરીના જસત ત્યા ત્રીજી બેટરીના કારબનને તાર હોતો નથી બલકે

## સ્લેટ પેન

સ્લેટ પેનો સ્લેટના પથ્થરના ભુકામાંથી બનાવાય છે. એ માટે પહેલાં તો સ્લેટના પથ્થરના વહેરને તદ્દન બારીક દળો. ૬૦ રતલ એ બારીક ભૂકો લ્યો, તેમાં ૩૦ રતલ બારીક દળેલો ચુનાના પથરનો ભૂકો તથા ૧૦ રતલ સિલિકેટ ઑફ સોડા મેળવી, પછી વડે કણક બાંધી, લચકો બનાવી, પછી એક ખાસ કાણાં પાડેલ પાટીમાંથી દબાણ કરી પસાર કરવામાં આવે છે, જેથી પેનના આકારની સળીઓ બને છે. આવી દરેક સળી, એક પાણી પન્નીઓમાં આ સળી ભર ભર રહી શકે એવો ખાંચો પાડેલો હોય છે-મુખ મૂકવવામાં આવે છે તે સુકાઈ જતાં તેની ઉપરની તરફનો છેડો વહેરી નાખી, ખાસ જાતના યંત્ર વડે, પાણીમાંજ રાખી ઘસવામાં આવે છે. આમ પેનોની ધાર તૈયાર કર્યા બાદ કાગળ વ લગાડી, લાકડાના ડબ્બાઓમાં ભરી વેચવામાં આવે છે.

---

(અનુસંધાન પાનું ૧૭૬ થી)

૪૦

તલનું તેલ (સાફ કરેલું) ૨ રતલ, સંદલનું તેલ ૩ તોલા, બદામનું તેલ ૫ તોલા, નારંગીનું તેલ ૧ તોલો, રતનજોત ખપ પુરતુ

પહેલાં તેલમાં રતનજોત મેળવીને તેલને રંગીન બનાવો. પછી કપડામાંથી ગાળી લઈ, બાકીની ચીજો મેળવો.

૪૧

રવગને કદ્દુ શીરીન ફૈ તોલો, રવગને બાદામ શીરીન ૧ તોલો, રવગને કાહુ ફૈ તોલો, અર્ક આકાશવેલ ફૈ શેર, કપુર ૩ માશા, એલચીનો સત ૧ માશા, ફુદીનાનો સત ૩ માશા, કોપરેલ તેલ ૧ રતલ.

પહેલાં કોપરેલમાં અર્ક આકાશવેલ મેળવી ચુલે ચઢાવો. ધીમે ધીમે પકાવતા, જ્યારે અર્ક બળી જાય ત્યારે નીચે ઉતારીને ગાળી લઈ, બાકીની ચીજો મેળવો.

## કાળી શાહી

બાવળનાં ભુકો ૪૨ ઔંસ, ગુંદરનો ભુકો ૨૫ ઔંસ, વરસાદનું પાણી ૧૮ બાટલી, હીરાકસી ૩૮ ઔંસ, લાઇકર એમોનીઆ ૩ ડ્રામ સ્પિરિટ ઑફ વાઇન ૨૪ ઔંસ

એક મોટા વાસણમાં બધાને નાખી, ખુબ હલાવીને મિશ્ર કરો.

## કૉપીંગ શાહી

આ શાહી બનાવવાની સરળ રીતિ એ છે કે સાદી બ્લુ શાહી તોલા ૬ લઇ, તેમાં ૧ તોમો દળેલી સાકર મેળવી ઓગળાવી લો કોપીંગ શાહી તૈયાર છે

## ખસનુ એસેન્સ

ખસના મુગની ભુકી ૧૨ તોલા, અલ કોહલ ૧૬ તોલા.

ખસના મુગને સાફ કરી, તેની ભુકી બનાવો અને પહોળા મોઢાનાળી શીશીમા અલકોહલ નાખી, તેમા એ ભુકી ઉમેરી એક મહિના લગી રહેવા દો પાછળથી ફિલ્ટર કરી, વાપરો.

## ગુલાબી ચાહની સુગંધી

અલકોહલિક એકસટ્રેક્ટ ઑફ ફ્રેંચ પોમેડ ૫૦ ઔંસ, ટ્રિપલ સ્પિરિટ ઑફ રોઝ ૫૦ ઔંસ, એકસટ્રેક્ટ આફ રોઝ જિરેનિયમ ૫૦ ઔંસ, એકસટ્રેક્ટ ઑફ સેન્ડલવુડ ૨૫ ઔંસ, એકસટ્રેક્ટ ઑફ નેરોલી ૧૨½ ઔંસ, એકસટ્રેક્ટ ઑફ ઑરીસ રૂટ ૧૨½ ઔંસ

આ સુગંધી ઉત્તમ ચાહ પર છાંટી, તેને ગુલાબી ચાહ તરીકે વેચવામાં આવે છે

## ઘસાતા ગળાનો ઇલાજ

ખાંડ ½ રતલ, ગરમ પાણી ૧/૨ પાઇન્ટ, બાઇટ્રેટ ઑફ ટાર ૨ ઔંસ

પહેલા ગરમ પાણીમા ખાંડ નાખી ઓગળાવો બાદ બાઇટ્રેટ ઑફ ટાર ઉમેરી, બરાબર હલાવી, શરબત ઠંડું પાડી લો.

ઉપયોગ : ઘસાતા ગળાને તેમ છાંતીને ફાયદો કરે છે તથા ઠંડી તેમજ કફને મટાડે છે.

—ખરોડીઆ

## ચમત્કારીક પ્રવાહી

એકવા એમોનીઆ ૧ ગેલન, સૉફ્ટ પાણી ૮ ગેલન, સાધારણ પીળો સાબુ ૪ રતલ, સુરોખાર ૮ ઔંસ.

સાબુની ઝીણી કાતરીઓ કાપી, પાણીમા નાખીને ઉકાળો કે જેથી સાબુ તદ્દન ઓગળી જાય પછી એ પાણી ઠંડુ થાય ત્યારે તેમાં સુરોખાર મેળવી, મિશ્ર કરો. પછી થોડો વાર રહેવા દઇ, જે છારી પાણી પર બંધાઇ ગઇ હોય તે કાઢી લઇ, પ્રવાહીમા એકવા એમોનીઆ નાખી, ખુબ હલાવી, તરતજ બાટલીમા ભરી લો

કોઇ પણ જાતના સુતરાઉ, રેશમી કે ગરમ કપડા, કીમતી લેસ કે બીજા કપડાઓ અથવા બીજી કોઇ વસ્તુઓ જેવી કે ગાલીચા, ગૈતરંજી પથ્થરની ટીપાઇ વ વ પર રંગના, ચિકાશના કે બીજા કોઇ ડાઘ પડયા હોય તો આ પ્રવાહી તે ડાઘ પર લગાડી, બીજા એક સાદા કપડાને સાદા પાણીમા ભીંજવી, તે ડાઘ પર ધીમે ધીમે પણ ખૂબ ઘસો એથી તે ડાઘા નીકળી જશે

કોઇ પણ ધાતુની—જેવી કે ચાંદી, પિત્તળ, ત્રાંબુ વ.ની વસ્તુઓ સાફ કરવા માટે આથી વધારે ઉત્તમ પ્રવાહી પૉલિશ બીજું એકે નથી ફક્ત થોડાક સફેદામા આ પ્રવાહી મેળવી, એક સાદા કપડા વડે ઘસવાથી દરેક

વસ્તુ સર્પ માફક અળકતી થશે (આ પ્રવાહી કોઈ પણ રીતે નુકશાનકર્તા નથી)

વળી જ્યાં ખિછાના વગેરે માકડ મચ્છર વ હોય ત્યાં આ પ્રવાહી છૂટથી વાપરવાથી તેમનો તદ્દન નાશ થશે (સોફ્ટ પાણી પાણીમાં સહજ બાઇકાર્બોનેટ ઑફ સોડા મેળવવાથી તૈયાર થશે)

■

## ચાંદી-પૉલિશ

સફેદો ½ રતલ ગમ કેમ્ફર ½ ઔંસ, લીકર એમોનિયા ૧ ઔંસ, અનકોહલ ૧ ઔંસ બેન્ઝાઇન ૩ ઔંસ

બધાને મેળવી, જે તે વસ્તુ પર નરમ ગાદળી વડે લગાડીને સુકાવા દો સુકાવા બાદ લૂછી ઘસીને પૉલિશ કરી લો

■

## જૂ નાબુદ કરનાર દવા

ટંકણખાર ૩/૪ ઔંસ ગ્લિસરીન ૨ ઔંસ, ક્વાસિયાનો ઉકાળો ૧૫ ઔંસ

બધાને મેળવી દરરોજ એક વાર લગાડો

■

## કચ ધાતુ

તાંબુ ૮૫½ તોલા કલાઈ ૧૨૭½ તોલા, જસત ૨ તોલા

■

## તાવની દવા

ક્વિનાઇન ૧ સ્ક્રુપલ, એસિડ સાઇટ્રિક ૧ ડ્રામ, ટીંક્ચર ઑફ ઓરેન્જ છાલ ૧૪ ટીપાં

ક્વિનાઇનને બીજી પ્રવાહી દવાઓમાં મેળવી ઓગળાવી લઇ, જરૂર વેળા દર બબ્બે કલાકે ૨૦ ટીપાં પાણી સાથે આપો

■

## દ્રાક્ષાર્ક મધુ

અંગુરનો રસ ૧૦ રતલ, મધ ૪ રતલ. કલઈવાળા વાસણમાં નાખી, ચુલે ચઢાવી શરબત બનાવી લો

## પેન બામ

ઘી ૧½ તોલા, મીણ ૧½ તોલો, મેન્થોલ ૩ રતી, તજનું તેલ ½ તોલો, યુકેલિપ્ટસ તેલ ½ તોલો

ઘી અને મીણને પ્રથમ પીગળાવી લઇ, પછી તેમાં બાકીની ચીજો ઉમેરી, ઠારી લો

સ્વસ્તિક

■

## ફાઉન્ટેન પેનની શાહી

ગેલિક ઍસિડ ૮ ઔંસ, ટેનીક ઍસિડ ૧ ઔંસ. ફેર્રસ સલ્ફેટ ૧૨ ઔંસ બ્લુ રંગ ૭ ઔંસ, કાર્બોલિક ઍસિડ ૧ ડ્રામ, પાણી ૮૦ રતલ

પહેલા ૪૦ રતલ પાણીમાં ગેલિક અને ટેનીક ઍસિડ નાખી, સહજ ગરમી આપીને ઓગળાવી લો પછી બાકીના ૪૦ રતલ પાણીમાં ફેર્રસ સલ્ફેટ નાખી, તેને ઓગળાવી લો અને પછી બેઉ મિશ્રણો મેળવીને ચાર દહાડા લગી રહેવા દઇ, ઉપરે રંગ અને કાર્બોલિક ઍસિડ મેળવી, ગાળી લો

■

## ફ્રેંચ પૉલિશ

૧–૯૮% નું આલ્કોહલ ૧ પાઇન્ટ, ચંદ્રસ ૧ ઔંસ, ચપડી લાખ ૧ ઔંસ.

બધાને મેળવી, ગરમ જગ્યામાં મુકી રાખી ઓગળાવો

૨–ચપડી લાખ ૩ ભાગ, મસ્તકી ૧ ભાગ, સ્પિરિટ ઑફ વાઇન ૪૦ ભાગ

પહેલા એક પહોળા મોઢાની બાટલીમાં બેઉ જાતના ગુંદર નાખી, તેના ઉપરથી સ્પિરિટ ઑફ વાઇન રેડી ઓગળાવો પછી લાખ મેળવી, એ બાટલીને ઉકળતા પાણીના (૧૭૪° F ની લગભગ)ના વાસણમાં મુકી, જ્યારે લાખ ઓગળી જાય ત્યારે બાટલી તેમાંથી કાઢી લો પછી મલમલના કપડામાંથી ગાળી લઇ વાપરો

## બ્લુ ગાહી

પ્રુશીઅન બ્લુ ૨. ઔંસ, ઓકઝેલિક એસિડ ૧ ઔંસ, પાણી ૨૬ રતલ

પ્રુશીઅન બ્લુ અને ઓકઝેલિક એસિડને બારીક દળી, પાણીમાં ઓગળાવો

## મચ્છર-સાબુ

કોપરેલ તેલમાંથી બનાવેલો સાબુ ૧૦૦૦ તોલા, ચંદનનું તેલ ૧૬ તોલો, ઑઇલ સિડાર ૧૬ તોલા, ઑઇલ પેનિરોયલ ૧૬ તોલા

પહેલા સાબુની ભુકી બનાવી લઇ, તેમાં બાકીની ચીજો મેળવો અને ખૂબ એકજીવ કર્યા પછી ગોટી-યંત્ર વડે ગોટીઓ બનાવી લો



ગોટી-યંત્ર

## મેન્થોલ ક્રીમ

મીણ ૧ ભાગ, સફેદ પેટ્રોલિયમ જેલી ૯ ભાગ, મેન્થોલ ૧/૨ ભાગ, કપુર ૧/૨ ભાગ, બોરિક ઍસિડ ૧/૨ ભાગ, થાયમોલ ૧/૨ ભાગ

મીણ અને પેટ્રોલિયમ જેલીને વૉટર બાથ પર પીગળાવી, તરત જ નીચે ઉતારી લો. પછી બાકીના ચીજો ઉમેરી, ખુબ મેળવી કઠણ થાય ત્યાં લગી હલાવતા રહો.

## મૂઢ મારનો ઇલાજ

નવસાર ૨ ચમચી, મેથીલેટેડ સ્પિરિટ ૧ અધોળ, પાણી ૧૦ અધોળ

બધાને મેળવી, તેમાં કપડું ભીંજવી, માર્યા જગ્યાએ મુકવું.

## લીલી શાહી

જંગાલ ૨ ઔંસ, ક્રિમ ઑફ ટારટર ૧ ઔંસ, પાણી અર્ધો પાઇન્ટ.

બધાને મેળવી ઉકાળો જ્યારે અર્ધું અર્ધ પાણી બળી જાય ત્યારે ઉતારી લઇ ગાળી લો.

## લોખંડના કાટ માટે ઉપાય

સોડિયમ હાઇપોસલ્ફાઇટ ૨ ભાગ અને મીઠું ૧ ભાગ લઇ, કાટ ચડેલી વસ્તુ પર ઘસો બે કલાક પછી ધોઇ કાઢી, પાછું એજ મિશ્રણ લગાડજો.

## સળેખમનો ઇલાજ

ટંકણખાર ૧૦ ગ્રેન, નમક ૧૦ ગ્રેન, પાણી ૧/૨ ગ્લાસ.

બધાને મેળવી, નાકે સુંઘો તથા અંદર ચડાવો

## સોનું-પૉલિશ

સફેદો ૮૯ ઔંસ, આલ્કોહલ ૧ રતલ, સ્પિરિટ ઑફ એમોનિયા ૧૬ ડ્રામ

ઉમદા અને બિનહાનીકર્તા પ્રવાહી સોનું પૉલિશ બને છે.

## હાથીદાંત સાફ કરવું

ટર્પેન્ટાઇનનું તેલ ૧ તોલો, નવસારની ભુકી ૧ તોલો, ચૉક ૧ તોલો.

ત્રણેને મેળવી, હાથીદાંત પર લગાડી સુકાવા દો સુકાયા પછી સાફ કરો.

## હીરા-પૉલિશ

નકલી હીરા માટે નીચેનું પૉલિશ ઉત્તમ સાબિત થયું છે –

ફલી ચુનો ૨ તોલા, ટર્પેન્ટાઇનનું તેલ ૧ તોલો, સ્પિરિટ ઑફ સાલ એમોનિયાક ૧ તોલો, પાણી ૧ તોલો

## જવાબી પત્ર 

દરેક વેપારી કને રોજ રોજ અનેક પુછ-પરછો એવી આવે છે, જે એક સરખા પ્રકારની હોય છે, છતાં તેનો જુદો જુદો જવાબ દરેકને લખતા-લખાવતાં સમય પણ ખુબ જાય છે અને ખર્ચ પણ વધુ થાય છે. ઘણી વેળા-ખાસ કરીને જ્યારે ધંધો જૂજ નફે ચલાવવામાં આવતો હોય ત્યારે-એવી પુછપરછોના જવાબ આપવાનું પરવડે તેમ હોતું નથી કારણ તેની પાછળ કારકુનનો જે સમય જાય છે તે તથા ટપાલ ખર્ચ ગણતાં, એવી મ્હોટી રકમ થઇ જાય છે, જે ખર્ચવી પાલવે નહિં જ.

સવાલ એ ઉભો થાય છે કે ત્યારે કરવું શું ? શું એવી પૂછપરછોના જવાબ જ ન આપવા ? નહિં તેમ તો નજ કરી સકાય. એમ કરવાથી તો ઉલટું વધુ નુકસાન વહોરવું પડે એમ છે

• તો પછી બીજો માર્ગ કયો ? આ રહ્યો તે. તમારે ત્યાં થતી પુછપરછોમાંથી જે મ્હોટા ભાગની હોય, તેમના ટુંકા જવાબો લખી કાઢો અને પછી નીચેના નમુના પ્રમાણેનો એક પત્ર છપાવી લો. બસ, હવે જે પુછપરછો આવે, તેમના જવાબમાં આ પત્રમાં છાપેલા પેરા પર નિશાની કરી, મોકલી દો એથી ન માત્ર પુરો જવાબ લખવાની કડાકુટ બચશે બલ્કે આ પત્ર બુકપોસ્ટથી અર્ધા આનામાં જઇ સકતો હોઇ, ટપાલ ખર્ચમાંય ફાયદો થશે

એ ખરું છે કે, આમ છતાં કેટલીક પૂછપરછો એવી અવનવી આવશે, જેમનો સ્વપ્નેય ખ્યાલ નહિં હોય અને તેથી તેમના જવાબ આ પત્રમાં છાપ્યા નહિ હોય એમ બને કુદરતી છે અને તેનો ઇલાજ એ છે કે એવી પુછપરછોના જવાબો આ કાગળ પર છેવટે મુકેલા ખાલી ચોરસો સામે લખી દેવા યા જુદા કાગળ પર લખી મોકલવા.

વાંચો અને અભ્યાસ કરો ત્યારે, નીચલો સમુહગત જવાબી પત્ર

મિહરબાન ભાઈ

આપનો તારીખ———૧૯૪•નો પત્ર મળ્યો, જે બદલ અમે આપના આભારી છીએ.

આપે પુછાવેલ માહિતી માટે આ નીચે લાલ ચોકડી કરેલા ચોરસની સામેની વિગતો જોશો આશા છે કે આપને તેમાંથી પુરતો સંતોષકારક જવાબ મળી રહેશે

■ આપના મંગાવેલા પુસ્તકો રૂ.........ની વી પી થી મોકલ્યા છે.

■ આપના તરફથી મેટર મળ્યું છે, જે...... પુસ્તકમાં આવી સકે તેમ છે

■ અમારા કાર્યાલયના બધા પુસ્તકો અઠાવીશથી ત્રીસ રતલી ઉંચી જાતના એન્ટીક કાગળ પર ક્રાઉન સોળ પેજી સાઇઝમાંજ છપાય છે દરેક પુસ્તકમાં કેટલા પાના છે, તે જાહેરાતમાં જણાવ્યા છે

■ આપના મેટરના લગભગ......પેજ થશે.

■ આપના તરફથી......પુસ્તકના રૂ...... પહોંચ્યા છે

■ આપના છપાઇ ગયેલા ફોર્મની એક પ્રિન્ટ આ સાથે મોકલી છે.

■ આપના મેટરના પ્રુફ અમે જોઇ લઇશું.

■ આપનો આગ્રહ છે તો આપના પ્રુફ આપના પર મોકલશું, પણ વળતી ટપાલે પરત કરશો

■ આપે મોકલેલ મેટર આ સાથે પરત કર્યું છે.

■ આ સંબંધમાં કઇ જાતનું મેટર અનુકુળ પડે છે, તેના માટે નમુના દાખલ આ

સાથે એક પ્રિન્ટ મોકલીએ છીએ, તે જોઈ જશો અને એ કોટિનુ મેટર આપની પાસે હોય તો મોકલી આપશો.

■ આપનુ મેટર સ્થળ સંકોચના કારણે મુલત્વી રાખ્યું છે લખો તો પરત કરીએ

■ પ્રકાશનની જવાબદારી એટલી આટીઘુટી વાળી વસ્તુ છે કે 'કયુ પ્રકાશન ક્યા વખતે અમુક બહાર પડશે' તે કહી સમતું નથી

■ આપ લખો છો એ જાતનુ પુસ્તક અમારી યોજનામા છે

■ આપ બધુ વિસ્તારપૂર્વક જાણવા માગતા હો તો આપના સરનામાવાળુ પરબીડુ મોકલશો

■ આપ લખો છો એ જાતનું પુસ્તક અમારી યોજનામા આવતુ નથી

■ આપના લખાણમા લાલ શાહીથી બતાવ્યા મુજબ સુધારા અમે સૂચવીએ છીએ માટે તે મુજબ તૈયાર કરીને મોકલશો

■ દરેક લખાણ ફુલિસકેપ સાઈઝના કાગળોમા શાહીથી સ્પષ્ટ અક્ષરે એકજ બાજુએ લખાયેલુ હોવુ જોઇએ

■ આ સાથે અમારૂ પુસ્તક .. આપ પર અવલોકનાર્થે મોકલ્યુ છે સાથેજ અમારા સરનામાવાળુ બુકપોસ્ટ કવર પણ છે માટે આપના અવલોકનનુ કટીંગ અગર અંક મોકલવા કૃપા કરશો

■ આપની ઉપર ગ્રંથમાળાના પુસ્તક .. ની . .....નકલોનુ પારસલ આજ રોજ કર્યું છે, તે સ્વીકારી પહોચ લખવા કૃપા કરશો

■ આપને ભાગે ગ્રંથમાળાના ગ્રાહકોમાં વેચેલા આ પુસ્તકોની કીમતમાથી રૂ..... આવે છે તે આજ રોજ મ ઓ થી મોકલીએ છીએ

■ આપના તરફથી મ ઓ રૂ......નું મળ્યું છે ખુટતી રકમ રૂ.....મોકલી આપશો

■ આપના ખાતે અમારી પાસે રૂ...... જમા પડયાં છે.

■ આપને પડેલી અગવડ બદલ દિલગીર છીએ દરગુજર કરશોજી.

■ હા, આપ લખો છો એવી વ્યવસ્થા થઈ સકશે

■ આપ લખો છો એ વસ્તુ અમારી દ્રષ્ટિએ બિનજરૂરી લાગે છે તેથી એ તરફ વિશેષ ધ્યાન આપી સકતા નથી

■ આપે આપેલ સુચના માટે આભાર બની સકશે તો તેનો અમલ કરવા અવશ્ય પ્રયાસ કરીશુ

■ આપનો પત્ર મળ્યો છે એ સંબંધે ચોકકસ નિર્ણય પર આવતા આપને જણાવીશુ

■ આપે અમારી પ્રવૃતિ તરફ બતાવેલી સહાનુભુતિ માટે અમે આપના ઋણી છીએ

■ આપના પ્રશ્નનો ઉત્તર અમારા કાર્યક્ષેત્રની મર્યાદા બહાર છે

■ આપ જાણતા હો એટલા લેખકો અને લેખિકાઓના સરનામા જણાવશો તો આભાર થશે

■ પેજ એટલે પાનાની એકજ બાજુ સમજવાની છે

■ આપ લખો છો એ પુસ્તક હજી તૈયાર થયુ નથી. તૈયાર થશે કે તરતજ અમે આપને ખબર આપીશુ

■ આપ લખો છો એ વિષય પર આ પુસ્તકો છે –(૧) . (૨) .....(૩) ... (૪)......

■ આપ લખો છો એ વિષય પર કોઈ પુસ્તક છપાયુ નથી

 # સ્ત્રીજીવન 

| | | |
|---|---|---|
| વર્ષ ૧ લું<br>અંક ૬ ઠ્ઠો | સંપાદક<br>મનુભાઇ જોધાણી | ચૈત્ર<br>૧૯૯૬ |

[આ માસિક વડોદરા રાજ્ય પુસ્તકાલયો માટે નં ૭૧૫/૧ તા ૩૧-૧-૪૦થી અને વેસ્ટર્ન ઇન્ડીઆ સ્ટેટસ એજન્સીમાં નં ૪૫૭ તા ૨૦-૧૨-૩૯થી મંજુર થએલ છે મુંબઇ ઇલાકામાં શાળાલાયબ્રેરી માટે મે એ ઈ સા ના નં. ૧૭૮ તા ૧૨-૧૨-૩૯ મુજબ શાળાના અધિકારીઓ ખરીદી શકે છે ]

## આવતે અંકે

*

મહાકવિશ્રી ન્હાનાલાલનું રાસગીત, શ્રી ધૂમકેતુનું ગદ્ય-ગીત શ્રી રમણલાલ વ. દેસાઇ, શ્રી મધુસૂદન મોદી અને મનુભાઇ જોધાણીની વાર્તાઓ, શ્રી ગુણવંતરાય આચાર્યની અ કથી 'ભુલાએલી પ્રતિમાઓ'ની લેખમાળા ઐતિહાસિક વાર્તાઓનો પહેલો હપ્તો 'કુંભારની જાન' રજુ કરે છે શ્રી રતિલાલ મો. ત્રિવેદી નો પ્રવાસ લેખ, પ્રો. રાવળે રજુ કરેલ કવિપત્ની શ્રી માણેકબહેનનું જીવનચરિત્ર, અને શ્રી ચિકિત્સક કસુવાવડ માટેના ઉપાયો બતાવે છે શ્રી યશવંત શુક્લનો નિબંધ અને જાણીતા લેખકોના ગીતો આવશે રસોઇઘર, ડોશીમાનું વૈદું અને ઘર સાચવતા આવડે છે,મોસમના શાકભાજી અને હુન્નરઉદ્યોગ,નોંધ, સમાચાર અને પુસ્તક પરિચય તો ખરાજ બાળવિભાગ પણ જાણીતા લેખકોના હાથે તૈયાર થાય છે

*

## આ અંકમાં



ભેટ પુસ્તક સાથે વાર્ષિક લવાજમ

| દેશમાં | બ્રહ્મદેશમાં | પરદેશ માટે |
|---|---|---|
| ૪-૦-૦ | ૪-૮-૦ | (આઠ શીલીંગ) |

'સ્ત્રીજીવન' કાર્યાલય : ઝવેરીવાડ : અમદાવાદ

રૂબરૂ લવાજમ ભરવાનું સ્થળ : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો . અમદાવાદ

## બર્માના સાહસિક શાહ સોદાગર

# અબ્દુલ કરીમ જમાલ

લેખક—ડુંગરશી ધરમશી સંપટ

નાનકડી હોટેલ છે, બે ચાર જુના બાકડા છે, એક ચુલા ઉપર ચાની કીટલી છે, એક ખાનામાં થોડી સિગારેટ અને પાનનાં બીડા છે હુકમો આવે છે "એય છોકરા, એક કપ ચાય."

છોકરો ઉતાવળ કરતો જવાબ આપે છે "આવે છે મિંયાસાબ"

"અને છોકરા, અહીં એક ડબલ"

"જી, મિંયાસાબ" એકને ચાય આપતો હસતો હસતો છોકરો બીજાને જવાબ આપે છે અને ઝટપટ કીટલીમાંથી બીજો કપ ભરવા દોડે છે

હજી સૂર્યોદય થયો નહોતો ચોખાની મિલોના ભુંગળાં વાગવાને હજી પા કલાકની વાર હતી. મજદુરો અને મહેનાતુઓ કામ માટે ગરમી મેળવી લેવા ચાયનો કપ શરીરમાં ઠાલવી દેવા ઉતાવળા થતા હતા દસ વરસના છોકરાની આસપાસ એમનું કુંડાળું થઇ ગયું હતું. છોકરો ઝટપટ કપ ભરતો હતો કપ ખાલી થતા હતા અને નવા ભરાતા હતા. કોઇ સિગારેટ માગતું, કોઇ પાન માગતું તો તે પણ તે આપતો જતો હતો ખખડી ગયેલા બાકડા પર બેસી સૌ ચા પીતા હતા અને મિલોની વાતો કરતા હતા. છોકરો એ વાતો પણ સાંભળતો જતો હતો અને મનમાં કંઇક ગોઠવતો પણ જતો હતો અને એમ કરીને થાકને મન પર ચડવા દેતો નહોતો. મિલના ભુંગળા વાગ્યાં, કામદારો અને મહેતા-મુનીમો એકદમ ભાગ્યા. માખીઓના બણબણાટની પેઠે ગાજતી દુકાન થોડીજ વારમાં સુમસામ બની ગઇ છોકરો હાશ કરીને હેઠો બેઠો.

પણ ઝાઝી વાર હાશ કરીને બેસવું પોષાય તેમ નહોતું. હજી પોતાને માટે રસોઇ બનાવવી હતી નહાવું-ધોવું પણ એને બાકી હતું. બપોર પડતા વાર લાગતી નહોતી બપોરે મિલમાં એક કલાકની રજા પડતી ત્યારે હોટેલમાં સવાર કરતાંય વધુ ગિરદી રહેતી. બસ, બપોર પછી ઉતાવળ ન રહેતી. કયારેક કોઇક ચા પીવા કે પાનબીડી લેવા આવે અથવા કામ ઉપર મંગાવે.

સાંજે સુતા પહેલાં છોકરો દિવસની કમાણીનો હિસાબ કરતો. ત્રણ ચાર રૂપિયાની કમાણી જોઇને એ રાજી થતો.

કયાં જામનગરના ભુખના એ દિવસો અને કયા રોજના ત્રણ ચાર રૂપિયા? ખુદાની મિહેરબાની જોઇને છોકરાની આંખમાં હરખના આંસુ આવી જતાં અને મનમાં મનમાં નમ્રતાથી એ બોલતો: "એની આવીજ મિહેરબાની કાયમ રહેશે તો તો એક દિવસ આ સામે દેખાય છે, તેવીજ એક ચોખાની મિલ મારી પોતાની હશે."

હોટેલમાં ચાયના પ્યાલા ભરતાં ભરતાં ચોખાની મિલની માલિકીનાં સ્વપ્નાં સેવનાર એ અબુધ છોકરાનું નામ હતું અબ્દુલકરીમ અબ્દુલશકુર જમાલ સૌ એને "જમાલ" એવા ટુંકા નામે બોલાવતા. જમાલ જામનગરના રહીશ, પણ દેશમાં દાણાના વાખા પડયા એટલે કોઇની સલાહથી અને કંઇક આપ-સૂઝથી એ રંગુનનાં ઝાડવાં જોવા ઉપડી આવ્યા ગુજરાતી બે ત્રણ ચોપડી ભણ્યા હતા. શરૂઆતમાં ફેરી કરતા. પાંચ પચીસ રૂપિયા ગાંઠમાં થયા એટલે ચાની દુકાન કરી.

મીઠી જીભ અને ગણતરીમાઝ જબરા એટલે ભાળવી ભાળવીને રહેતા બે વરસમાં હજાર બેહજારની મૂડી ચાની નાની દુકાનમાંથી કરી લીધી એક વાર દુકાનમાં આગ લાગી, પણ અગમચેતીથી દુકાનનો વીમો ઉતરાવી લીધો હતો એટલે વીમામાંથી સારા પૈસા મળી ગયા

દુકાનમાં ચા પીવા આવતા મિલના મઝદુર–મહેતાઓની વાતો અને કયારેક મિલના મોટા સાહેબોને ચા આપવા જાય ત્યારે ત્યા થતી ઘણી ગુપ્ત વાતોને ધ્યાનમાં રાખી લઇ નિરાંતે બધી વાતોનો મેળ કરતા અને ગણતરીઓ મનમાં નોંધી લેતા એટલે દુકાન બળી જતા પૈસા હાથમાં આવતા તેનો પ્રથમ ઉપયોગ એક નાની મિલ ભાડે રાખી લેવામાં કર્યો ધાનમાંથી ચોખા પીસવાનો ધંધો કરવા માંડયો એમાં સારો લાભ મેળવ્યો દરેક હજારની મુડી થઇ એટલે ચોખાની એક નાની મિલ ખરીદ કરી આને માટે વધારાના પૈસા એમણે ચેટી શરાફ પાસેથી લીધા હતા

મારવાડીઓથી પણ વેત ચઢે એવા આ ચેટીઓ હોય છે મદ્રાસના નાટકુટા ચેટીઓ રંગુનમાં શરાફીનું કામ કરે છે તેઓ એક નાનુ પંચિયુ પહેરે અને શરીર ઉપર એક અંગળો નાખે માથા ઉપર વાળ સિવાય બીજુ કંઇ ઓઢવાનું નહિ કંઠમાં સોનાથી મઢેલ રૂદ્રાક્ષનો પારો પહેરે આવા રૂપમાં તેઓ બેંકો અને ઑફિસો સાથે કરોડો રૂપિયાનું કામ કરતા હોય છે એક નાની ઓરડીમાં બાજુ બાજુમાં પેટીઓ મુકી વીસેક ચેટીઓ બેઠક રાખી મકાનના ભાડામાં કરકસર કરે છે અને વ્યાજખાઉ તો જબરા !

જમાને આવા ચેટી ભાઇબંધ પાસેથી મિલને માટે નાણા લીધેલા, પણ મિલ સારી ચાલવા લાગી હતી કે અચાનક એક વખત અકસ્માતથી મિલ બળી ગઇ, પણ મિલનો

## રૂપ શૃંગારની પરદેશી બનાવટો

યુરોપી લડાઇ શરૂ થતાજ એક તરફ રૂપ શૃંગારની પરદેશી બનાવટો આવતી બંધ થઇ ગઇ છે અને બીજી તરફ હિંદમાં એમાંને જે માલ મળે છે, તેના ભાવ ડેઢ બમણા થઇ ગયા છે।

આ સુન્દરી તક છે રૂપ શૃંગારને લગતી વિવિધ બનાવટો, જેવી કે કોલ્ડ ક્રીમ, ક્રીમ જેલી, સ્નો, ટોઇલેટ પાવડર, લોશન અને મિલ્ક, ટુથ પૅશ, દતમંજન, ટુથ પેસ્ટ, પોમેડ બ્રિલિયન્ટાઇન, રુઝ (પ્રવાહી, પાવડર અને મલમના ત્રણે સ્વરૂપો), લાઇમ જ્યુસ ગ્લિસરીન, નિપસ્ટિક, તરલ અલ્ટા, વાળ કાઢનાર ક્રીમ, પ્રવાહી, ભુકીઓ, સાબુઓ વ વાળ–ક્રીમ, વાળ–તેલ, વાળ–લોશન, વાળ–શેમ્પુ, વાળો ગુચ્છાદાર બનાવનાર દ્રવ, ટોઇલેટ સાબુઓ, બાથ સોલ્ટ, નેલ પોલિશ, કલફ વ વ બનાવવાનો ઉદ્યોગ શરૂ કરો અને ટુંક સમયમાં તમે મહિને ૧૦૦ થી ૨૦૦ રૂપિયાની આવક મેળવતા થઇ જશો

## કૉસ્મેટિક્સ

કિંવા

### શણગાર–સામગ્રિયો

એકલુજ તે પુસ્તક છે, જે તમને ઉપલી બધી બનાવટોના ખરા પ્રયોગો બતાવવા ઉપરાંત તે અંગેની પુરેપુરી સમજણ પણ આપશે

બીજી આવૃત્તિ ૨૬૬ પ્રયોગો ૧૦૦ પાના જાડા કાગળ કીમત રૂપિયો એક

(હિન્દમાં સાડું ૮ પાં એ આના)

[પરદેશ બે શિલિંગ]

હમણાજ તમારા શહેરના બુકસેલરને ત્યાંથી ખરીદી લો યા પરમારો ઑર્ડર આપો

કમર ઓફિસ, સોદાગરવાડા, સુરત.

ધીમો ઉતરાવેલજ હતો. એમાંથી મળેલા પૈસામાથી બીજી મોટી મિલ ખરીદી ચેટીનો વિશ્વાસ અને આશ્રય સારો હતો એટલે ધાન લેવા લાખ લાખ રૂપિયા તેની પાસેથી લેતા યત્રોમાં ધાન સિવાય, ઉપરના ફોતરા દૂર થાય, ચોખા સાફ થઇ ગુણીઓમા ભરાઇ પરદેશ ચડે, ફોતરા વેચાય. આવડત હોય તો સારૂં કમાઇ સકાય જમાલમાં આવડત હતી, એ સારૂં કમાતા

રંગુનથી દર વરસે પાત્રીસ લાખ ટન ચોખા પરદેશો ખાતે ચડે છે તેમા હલથી બાર લાખ ટન એટલે એકથી સવા કરોડ ગુણીઓ તો માત્ર હિંદ ખરીદ કરે છે.

જમાલે એક મિલમાથી બે મિલ કરી એક સાધારણ મિલ પાછળ બે લાખ રૂપિયા જોઇએ પણ જમાલે પોતાની કમાણીથી અને પોતાની શાખને લીધે ચેટીની મદદથી મિલ વધારી હતી

પણ જમાલને સતોષ નહોતો થતો એમણે નાનપણમા મિલતું સ્વપ્નું સેવ્યું હતુ તે દ્રવ્ય પેદા કરવા માટે નહિ પરંતુ બીજીજ મહત્વાકાંક્ષાને લીધે સાહસ એજ વિચાર એમનામાં મુખ્યપણે હતો એવુ એક સાહસ કરવાની એની ઇચ્છા થતી હતી કે જેમા બીજાઓ પડતા ડરતા હતા. એ સાહસ હતું તેલના કૂવાના માલિક બનવાનું.

રંગુનથી સોએક માઇલ દૂર યનાન્જે નામે સ્થળ છે ત્યા જમીનમા તેલ છે બરમા ઓઇલ કંપની નામે અંગ્રેજી કંપની આ તેલના કુવાઓની માલિકી ધરાવે છે એમા દર વરસે કરોડો રૂપિયાની પયદાશ રહે છે કોઇ પણ હિંદી એમા પડયો નહોતો ઉદ્યોગ ભારે રસકસવાળો, પણ મુડી જબરી જોઇએ. પચાસ લાખથી ઓછી મુડીથી તેલનો ધંધો કરવો, એ મુશ્કિલીમાં પડવા જેવું હતું.

(બાકી)

# પૂ. ▪ છ ▪ પં ▪ ર ▪ છો

'કુમાર'ને લગતા વિષયોના પ્રશ્નોના જવાબો અત્રે ક્રમવાર મુફત પ્રગટ થાય છે. એકી વેળા વધુમા વધુ ત્રણ પ્રશ્નોનાજ જવાબ મળી સકશે

ટપાલ દ્વારા ખાનગી જવાબ જોઇએ તો દરેક સવાલ દીઠ પાંચ આનાની (બર્મા. આઠ આના અને પરદેશઃ નવ પેની.) ટીકીટો યા પોસ્ટલ ઓર્ડર બીડવા [વી. પી. ના ઓર્ડર સ્વીકારતા નથી ]

૨૫૨૪–ગુ. ર: ધોળકા–(૧) ૧૫૦° એક ગરમી થઇ યા નહિં, તે માટે થર્મામિટરનો ઉપયોગ કરવો ઝુરરી છે. ઉપલક રીતે કશું ચોક્કસ કહેવાય નહિં. (૨) કેસીનની બનાવટ માટે જોઇતા ટાંકી–યંત્ર વ.માટે *Aluminium Plant & Vessel Co Ltd, Northfield House, Wandsworth, London S W. 18* ને લખશોજી (૩) રબરની નળી છુટી ગમે તેટલી મળી સકે છે.

૨૫૨૫–નિ. મો : હારીજ–(૧) વપરાયલી ટિકિટોના સંગ્રાહકો માટેનું પરફોરેશન ગેજ થોડાક આનાની કીમતે બોમ્બે ઇલેક્ટ્રીક કમ્પની, સર ફિરોઝશાહ મહેતા રોડ, કોટ, મુંબઇ પાસેથી મળશે. (૨) ખરલ–યંત્ર, ટિકડી–યંત્ર, અર્ક–યંત્ર વ માટે દીનશા કમ્પની, એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઇને લખશો (૩) વાર્ષિક ગ્રાહકો પરદેશ જતાં, પોતાના શિરનામું બદલાવવા ચાહે તો પરદેશનો વધારાનો ટપાલ ખર્ચ તેમણે આપવો ઝરૂરી છે, કારણ કે કુમારની એક પ્રતનું પો_ ૪ હિન્દ માટે જ્યારે કેવળ ૧ પૈસો છે, ત્યારે બર્મા માટે ૨ પૈસા અને બીજા પરદેશો માટે ત્રણ યા ૭ પૈસા છે. એમ, પરદેશનું ટપાલ ખર્ચ વધારે હોય, તે મજરે આપવાની પ્રથા જુદીજુદીપ સ્વીકારાયલી છે.

૨૫૨૬–ના. ડાઃ જામનગર–(૧) અર્ક–યંત્રમાં પુણુકારની નળી તો ચાલી સકે છે, પણ મુળ વાસણ લોઢાનું હોય તો તેને અંદરથી સારી પેઠે કલઇ ચઢાવવી જોઇએ. તે વિના તેમાં પાણી ભરવાથી લોખંડને કાટ ચઢશે એટલુંજ નહિં બલકે તે કાટની અસર પાણીમાં મળતાં, અર્ક–પાણી કેવળ નકામું થઇ જશે. (૨) લાઇકર એમોનિયાને તદ્દન સાફ કરેલી સ્ટોપર્ડ શીશીમાં રાખવાથી ખરાબ થશે નહિ. (૩) 'કુમાર'ના ૪૭મા અંકમાંના પ્રયોગ પ્રમાણે બનાવેલ ચોખ્ખું નાઇટ્રેટ ઑફ સિલ્વર કાચ પર કલઇ કરવાના મિશ્રણોમાં ખુશીથી વાપરી સકો છો.

૨૫૨૭–સ. બી. વ: ટેલીચેરી–દરેકે દરેક પ્રકારના સાબુ બનાવવા માટે 'સાબુની બનાવટ' ચોપડી જોવા ઉપરાંત કુમારના ૧૧, ૧૪, ૯૭ અને ૧૦૮મા અંકો પણ જોશો.

૨૫૨૮–મુ. હુ. ઉ' અહમદાબાદ–'લસ્ટર' જેવું પૉલિશ બનાવવાની રીત હવે પછી છપાશે

૨૫૨૯–ઓ. ક મા. મુંબઇ–(૧) સેલ્યુલોઇડના સોલવન્ટ તરીકે સલ્ફરીક ઇથર, એસિટોન, એમીલ એસિટેટ વ. વપરાય છે. (૨) એસેટિક એસિડ બનાવવાની માહિતી હવે પછી છપાશે. (૩) ગુર્દાની બીમારીનો ઇલાજ હવે પછી છપાશે.

૨૫૩૦–વૃ. પુ. શા: ચિંચણ–(૧) એલ્યુમિનિયમના ડબ્બા બનાવવા માટે ડન એલ્યુમિનિયમ ફેક્ટરી, ૧૦૭–૧૦૯ તારદેવ, મુંબઇને લખશો. (૨) મુલતાની માટીને એટલી બારીક

અંકમાં છપાયેલો લેખ જોશો, તો તેમાંથી બધો ખુલાસો મળી રહેશે

૨૫૩૫—સુ દા તે ડૉ જેતડીયા—બેઝિક અંગ્રેજીનું ટપાલ દ્વારા શિક્ષણ જોઈતું હોય તો બેઝિક ઈંગ્લિશ ક્લાસ, નાદી (કાઠિયાવાડ)ને લખશો •

૨૫૩૬—નિ મો હારીજ—(૧) ફુટેલી શીશીઓના કાચના ધંધાદારી ખરીદનાર જાણમાં નથી કમ્પાઉન્ડની ભીંત પર વાંકાચુંકા કાચ બેસાડવા માટે પતંગ માટેના માંજામાં વાપરવા માટે તથા કાચ—કાગળ બનાવવા માટે કાચના એ કુચા ખરીદવામાં આવે છે, પણ તેનો નોખો વેપાર કરનાર કોઈ જાણમાં નથી અલબત, એ કાચ બંગડીઓ બનાવનારાઓય ખરીદશે, જો તેમને કામ લાગે તેવા હોય તો (૨) ઉચ્ચ પ્રકારનું ડીનેચરટર એમેન્સ દ્વારા નહિ, અર્ક બેચીનેજ બનાવાય છે [નોંધ લાવ મેરામાળો સવાલ સમજી સકાયો નથી]

૨૫૩૭—ચુ ર ધોળકા—(૧ અને ૨) અમે તેમને વેપારીઓના નામ ઠામ આ કોલમમાં આપીએ છીએ કોઈ પણ વેપારી પ્રમાણિક છે યા નહિં, તેની ખરી હાલત શી છે વ. વ માટે અમે કોઈ પ્રકારની હકીકત પુરી પાડી સકતા નથી (૩) કેરીનની બનાવટમાં જરૂરી એલ્યુમીનીયમ માટે Aluminium Plant & Vessel Co Ltd, North field House, Wandsworth London S W 18 ને લખશો

૨૫૩૮—જે જી ૫ શિરસદ—(૧) લસણનું તેલ બનાવવાની રીત કમરના ૩૭ મા અંકમાં છપાઈ છે (૨) માલકાંકણીનું તેલ બનાવવાની રીત હવે પછી છપાશે (૩) એ એક તેલ, દવાખાના મુફરદુસ સિદદ્દત, ગનીતાલાબ, સુરત પાસેથી મગાવો

૨૫૩૯—ચુ ઠ શી હરજીના—(૧) એ ચોપડી માટે એ પડી ઑર્ગેનાઈઝ પૂછાવશો. (૨) ગ્રામોફોન રેકર્ડ પર લગાડવા માટેનું વારનિશ બનાવવાની રીત કમરમાં હવે પછી છપાશે (૩) ઉસ્માનિયા યુનીવર્સિટીમાં શિક્ષણ ભાષા ઉર્દુ છે એટલે ઉર્દુ નહિં જાણનારે પ્રથમ તે શીખી લેવી અનિવાર્ય છે

૨૫૪૦—ચુ ટ્રે એ બ્યાના—દેહગાડુન વ ના ગંધકના વેપારીઓના શિરનામાં જાણમાં નથી.

૨૫૪૧—કા દા ૫ નિગમગામ—રતનજોત તેલને રંગ આપવા ઉપરાંત દવા તરીકેય ઉપયોગી છે દવાના વેપારીઓને પુછવી જોશો, કદાચ તેઓ ખરીદી લેશે

૨૫૪૨—એફ એમ જે ખા અગાશી—(૧, ૨ અને ૩) આપ લખો છો તેમ પર બેઠાં

આયુર્વેદની પરિક્ષા આપવા તથા અભ્યાસ કરવા વ બાબતો માટે ડૉ પોપટ પ્રભુરામ આયુર્વેદિક કોલેજ, ગીરગામ, મુંબઈ ૪ તથા હોમિયોપેથિક યુનિવર્સિટી, સિલ્વાકોર્ટ સિટીને લખી પૂછાવશો.

૨૫૪૩-મો. પ-લા એન્ડ રી રૂગોગ્રાર્સ, (૧) મુસ્લિમ ગુજરાતી અખબારો 'આ છે'-મુસ્લિમ-ગુજરાત" ભાભાતાલાબ રોડ, સુરત, "હમદર્દ", રાંદેર; "દીન", પાયધુની, અમદાવાદ; "મુસ્લિમ ક્રોનિકલ", રાજકોટ, "ઇન્સાફ", મરવામપુરા, મુંબઈ ૪, "પ્રભાતવાણી", ડુંગરી, મુંબઈ ૯; "નિઝામ", પાયધુની, અમદાવાદ, "કારવાં", કણપીઠ, સુરત (૨) ચરખાની પુસ્તકો માટે હિલાલ બુક હાઉસ, મેદાગરવાડા, સુરત વા દીન ઓફિસ, પાયધુની, અમદાવાદને લખશો.

૨૫૪૪-દે ભ કે કડી-(૧) 'નફાકારક હુન્નરોમાં લખેલ પ્રયોગો વિષે વધારે પૂછપરછ કરવી હોય તો તેના પ્રકાશકને લખી જોઈએ આપના માર્ગદર્શન માટે એટલુ સુચવુ છે કે ભાગ ૧: પાન ૧૪૩માં લખેલ 'વેમન ક્રીમ' પ્રવાહીજ બને છે, ઘટ્ટ મલમ જેવું થશે નહિ તેને ઘટ્ટ બનાવવાની જરૂરત નથી (૨) ઓઈલ કલર તૈયાર આવે છે તે નહાના પ્રમાણમાં ઘર બેઠે બની સકશે નહિ તે માટે ડી જી ગોરે, મંગળદાસ રોડ, મુંબઈ ૨ને લખશો (૩) એ ક્રીમ'ના બે થર જુદા પડી જાય છે તેમ થવું ન જોઈએ કદાચ પાણી વધુ પડ્યુ હોય વા પાણીમાં સુનાનુ પ્રમાણ ઓછું પણ હોય તેથ, એ થરને હલાવતાં એકરૂપ થઈ જતા હોય તો એ વાપરી શકો છો. એથી નુકસાન થશે નહિ.

અને હવે પછી

'કુમર'ના હવે પછીના અંકોમાં આપવા ધારેલા ખાસ હુન્નર-લેખોની એક ટુંક યાદી આ રહી

(૧) એસેટિક એસિડ. બનાવટ સબંધી. કલી 'ચુનો' ઉદ્યોગ (૩) કસ્ટર્ડ પાવડર પ્રમાણભુત પ્રયોગો. (૪) ક્રિકેટના દડા:બનાવટ વિષે. (૫) કાકમ ઝાડનું વાવેતર (૬) કેમિકલનો હોજ હુન્નરની માહિતી (૭) ગ્લેસરિન ફેલીનમાથી ગ્લીસરિન અને બીજી બનાવટો. (૮) છાપખાનું- ધંધાની સમજુતી (૯) તાળાનો હોજ હુન્નરની વિગતો (૧૦) દફતરી સાહીઓ કઝાળના પ્રયોગો (૧૧) દોરડાં બનાવવા સંબધી. (૧૨) નકલી ઊન બનાવટ (૧૩) નિકલનો ઢોળ હુન્નરની વિગતો. (૧૪) નિયોન નામ-પાટીયા. બનાવવાં વિષે (૧૫) પતરાના ડબ્બા બનાવટનો ઉદ્યોગ (૧૬) પપૈયા વાવેતર વિષે (૧૭) પાચક દવાઓઃ ગોળીઓ, ભુકીઓ વ બનાવવી (૧૮) પુસ્તક-બધામણી : નફાકારક હુનર (૧૯) ફાવર ચીક બનાવટ (૨૦) બાયોકેમિક દવાઓ બાયોકેમિકની ૧૨ દવાઓ બનાવવી. (૨૧) માર્જેરાઇન કિવા નકલી માખણ : બનાવટ વેપાર (૨૨) રાઇ વાવેતર-ઉદ્યોગ. (૨૩) લાખ ઉદ્યોગ (૨૪) વનસ્પતિ-બાગ વનસ્પતિઓનો ધધો (૨૫) સુગંધારનો તેજાબ બનાવટ. (૨૬) સોસ પ્રકાર પ્રકારના સોસ બનાવવા (૨૭) હાથીદાંતની કારીગરી કળા સંબંધી.

આપ આજેજ 'કુમર'ના ગ્રાહક થઈ, આ લેખોનો લાભ મેળવો.

## 'કુમર'નો ૧૧૪ મો અંક

(કેટલાક મુખ્ય લેખો)

એનેમલકામ-કારીગરી અને ઉદ્યોગ.
ગ્લુકોસ-પ્રવાહી, ગ્લુકોસની બનાવટ
ચોખાન-તેની બનાવટ-વેપાર વિષે
ધાતુ-પાલિસ-તાંબા, પિત્તળ વ વ. ધાતુઓ માટે જુદા જુદા પૉલિશો.
નાગરવેલના પાન-રોપણી
રસાયણિક ખાતરો-ખાસ પ્રયોગો.
માકરૂ-બનાવવાની રીત
પેઇન બામ-ડઝનબંધ પ્રકારના પેઇન બામ બનાવવાના નુસખાઓ
બેકીંગ પાવડર-પુષ્કળ પ્રયોગો
અને બીજું ઘણું ઘણું.

ણર્માના સાહસિક શાહ સોદાગર

# અબ્દુલ કરીમ જમાલ

લેખક–ડુંગરશી ધરમશી સંપટ સાહિત્ય

( ગયા અંકથી આગળ )

કોઇ ખ્રસ્તી જમીનદાર ની, તેનના કુવાઓથી થોડે દુરની જમીન એક ચેટી પાસે ઘરાણે પડી હતી ચેટીને વ્યાજ મળતું નહોતુ એટલે એણે એ જમીન વેચી કાઢવાનુ જાહેર કર્યું નુ જમાલની નજર એના પર પડી ગઇ એક યુરોપિયન નિષ્ણાતો લઇને એ જમીન તેઇ આવ્યા હતા બે ત્રણ હજાર રૂપિયા ખર્ચીને એમણે અખતરા પણ કરાવી જોયા નેષ્ણાતે ખાતરી આપી કે જમીનમા પુષ્કળ તેલ છે જમાલભાઇએ એ જમીન ખરીદી લીધી

જમીન ખરીદી વેચી સસ્તી હતી પણ એક તોલડી તેર વાના માગે એમ તેલના કુવા કરતા જતા એક પછી એક કેટલાય નવા ખરચાઓ તેની પાછળ આવે છે તેલના કુવા ખોદવા યંત્રો જોઇએ વરાળ–ના નથી ચાલતા યંત્રો એન્જિનની શક્તિથી ખોદનાના યંત્રો શારડી ની જેમ જમીનમા ઉંડો ખાડો કરે એટલે એમા લોખંડનો પાઇપ ગોઠવી દેવો જોઇએ આમ ઉંડુ ખોદતા જવાય અને પાઇપ ગોઠવતા જાવ પાઇપ ન ગોઠવાય તો જમીન ધસી પડે અને ખાડો પુરાઇ જાય તેલ કાંઇ જમીન ઉપર નથી મળતુ એ તો સેંકડો હજારો ફૂટ નીચે હોય છે બે ત્રણ હજાર ફૂટ ઉંડે યંત્ર જાય ત્યારે તેલ ભભુકે તેલ ઉપર ખેંચવાને માટે સાથે સાથે યંત્રની પણ ગોઠવણ થાય છે કુવાની દેખરેખ માટે પાંચ સોથી સાત સોના માસિક પગારવાળો અમેરિકન એન્જિનીઅર જોઇએ વનાન્જ ગોઠને જંગલ તે સાફ કરીને એન્જિનીઅર અને મેનેજરને રહેવા માટે બંગલા બાંધવા જોઇએ મજદુરો માટે ઘરો જોઇએ એ સૌની રોજની જરૂરિયાતો પૂરી પાડવા વેપારી વસાવવા જોઇએ તેલ રાખવા ટાંકાઓ બાંધવી જોઇએ ટુંકમા, રીતસર નવુ ગામ વસાવવુ જોઇએ

બેર્મા ઓઇલ કંપની તો જબ્બર થાપણવાળી કંપની એણે તો તેલને રંગુન પહોંચતુ કરવા ઠેઠ રંગુન સુધી લોઢાના પાઇપો ની લાઇન બાંધી છે પૂરો અને બોગદાઓ કરીને પર્વતો, જંગલો, નદી, નાળા અને કોતરો ઉપર પાઇપ લાઇન લેવલ પ્રમાણે બંધાય છે તેલ તેમાથી વહેતુ વહેતું રંગુન રિફાઇનરી (શુદ્ધ કરવાના કારખાના)મા પહોંચે છે ત્યા તેલમાથી મેલ કચરો વગેરે સાફ થઇને તેમાથી પેટ્રોલિયમ ૧૫૦ થી ૧૨૫ ડિગ્રીના કેરોસીન તેલ, પેરેફીનો, વેસેલીનો એમ ઘણી બનાવટો થાય છે

જમાલભાઇ પાસે પાઇપ લાઇન બાંધવા જેટલા પૈસા નહોતા એટલે એમણે સ્ટીમ લોંચ સાથે બાર્જો (તેલનું વહાણ) બાંધી તેલ મોકલવા માંડયું પણ તે બહુ ખર્ચાળ નીવડયું

જમાલભાઇએ પોતાના ચેટી ટી એસ ને ખાનગીમા બોલાવ્યો. આ સાહસ ફતેહમંદ નીવડશે માટે એની બાંહેધરી ઉપર નાણા આપવા ચેટીને સમજાવ્યો જમાલભાઇ ઉપર ચેટીની શ્રધા તો હતી જ, અને તે ધનવાન હતો એટલે એણે પાંચ લાખ રૂપિયા એક ટકાની તેરીખે ધીર્યા તરતજ યંત્રો માટે ઓર્ડરો અપાયા, જંગલ સાફ કરી ગામડું વસાવ્યુ, અમેરિકન એન્જિનીઅરે કુવો ખોદવા માંડયો બે હજાર ફૂટ ઉપર તેલ ભભૂકી નીકળ્યુ શરૂઆતમા એટલા જોશથી તેલ નીકળ્યુ કે ફુવારો ચાલ્યો થોડા દિવસ પછી પાઇપથી ખેંચવુ પડે છે જમાલભાઇએ ચાર પાંચ કુવાઓનુ કામ ચાલુ કરાવી દીધુ એમનુ સૂત્ર હતુ 'હિંમતે મર્દા તો મદદે ખુદા' બાંધકામો ખૂબ ધમધોકાર ચાલવા માંડયાં

પરંતુ તિજોરી તળિયુ દેખી ગઈ જમાલભાઇએ ખૂબ ખેંચ્યુ પણ નાણા વગર

એમણે એ બુધી ભાડે લીધી. ચોખાનો વેપાર એમણે ખુબ વધારી દીધો એમણે કાગળની મિલો પણ ઊભી કરી. આમ પાંચ ચોખાની અને બે કાગળની મિલો ચલાવવા માંડી તાંબાની કેટલીક ખાણો માટે જગ્યા પટે લીધી બીજાં પણ કેટલાંક સાહસો કર્યાં આમ એમની પાસે હવે કરોડ રૂપિયાની મૂડી ગણાતી હતી. પરંતુ એમને મોટી તિજોરી જોવાનો શોખ નહોતો. એમની પાસે રોકડ તો બહુ ઓછું હશે. ઘણું ખરૂં તેઓ સાહસોમાંજ પાથરતા હતા તેલની કંપનીમાં અને મિલોમાં ખૂબ નાણું રોકાયેલું હતું

ઓચિંતા એમણે ચોખાનો સટ્ટો ઉપાડ્યો. રંગુનમાં ચોખાની છત નથી એવી એમની ગણતરી હતી, એટલે ૧૦૦ ટોકરી-૭૫૦૦ રતલ-ચોખાના રૂ ૩૦૦ લગભગ ભાવ હતા, તે વધારીને એમણે રૂ. ૬૦૦ બોલાવ્યા આથી લાખો ગુણી ચોખા એમના હાથમાં આવ્યા આ તૈયાર માલ તેઓ મુંબઇ કલકત્તે ચડાવી, ત્યાં ઓછા ભાવે વેચવા માંડયા રંગુનમાં બજાર ટકાવી રાખતા હતા, પરંતુ યુરોપિયન મિલોએ જંગલમાં પુષ્કળ ધાન ખરીદી લઇ તેના ચોખા બનાવીને એમને વેચ્યા એટલી મોટી રકમનો માલ તેઓ સંભાળી સક્યા નહિ બજાર તુટી અને લાખો રૂપિયાનું નુકસાન થયું, જમાલભાઇ પણ તુટયા. એમને પોતાના શેરો બજાર ભાવે વેચવા પડયા તેથ કંપની ઉપરથી એમનો અંકુશ ઉઠી ગયો આ વખતે એમની ઉંમર ૫૫ વરસની લગભગ હતી જબરી સાહસી અને જબરી શાખવાળા જમાલભાઇને આ ફટકો સખ્ત લાગ્યો તેઓ થોડા સમયમાં મૃત્યુ પામ્યા.

જમાલભાઇના પરિચયમાં હું આવ્યો છું. એ વખતે હું રંગુન હતો. ખરેખર તેઓ સાહસિક હતા મુશ્કેલીઓ સામે તેઓ સદાય હસતા. યુરોપિયન કંપનીઓ જેવી જ સદ્ધર કંપનીઓ ઉભી કરવાની એમને ભારે હોંશ હતી. એક સ્ટીમર કંપની કાઢવાની તેમને બહુજ મુરાદ હતી એમને કુદરતી બક્ષિસ હતી એ ગુજરાતી ભણ્યા છતા મોટા સરવાળા, બાદબાકી. ગુણાકાર, ભાગાકાર તેઓ પટપટ મોઢે ગણી કાઢતા તેઓ મોટા ગણિતશાસ્ત્રી હતા. એમનો હિસાબ બહુ ચોખ્ખો રહેતો, દર અઠવાડિયે પોતામેળ જોઇ લેતા.

—'નવરચના'

## પોસ્ટ બોકસની ઉપયોગિતા

ટપાલ દ્વારાના વેપારમાં પોસ્ટ બોકસની સગવડે જે ક્રાન્તિકારી ફેરફાર કર્યો છે, તે અભ્યાસીઓ સારી પેઠે જાણે છે કે એક કરતા વધુ લાભોએ એ સગવડને હવે ખુબજ લોકપ્રિય બનાવી દીધી છે

અને પોસ્ટ બોકસની સગવડ એટલે શું ? ટપાલ માટે તમારૂં પૂરૂં નામ ઠામ લખવાને બદલે કેવળ પોસ્ટ બોકસનો નંબર અને શહેર લખવાની પદ્ધતિ એથી ફાયદો એ થાય છે કે–

૧. પુરૂં નામ ઠામ લખવાની કડાકુટ મટે છે.
૨. વેપારીનું દુકાન યા ઑફિસનું શિરનામું બદલાય તોય પોસ્ટ બોકસ નંબર જુનો કાયમ રહી શિરનામાની વારંવાર ફેર બદલી કરવી પડતી નથી
૩. જાહેરાતમાં પુરૂં નામ ઠામ આપવાને બદલે પોસ્ટ બોકસ નંબર આપવાથી જગ્યા ઓછી રોકાય છે અને ખર્ચમાં બચાવ થાય છે
૪. ટપાલી કાગળપત્રો ઑફિસે યા દુકાને આપી જાય તે કરતા ઘણા જલદી પોસ્ટ બોકસમાંથી મળી જાય છે
૫. ટપાલી ભુલચુક કરી, કાગળપત્રો ગુમ કરે એવી ધાસ્તી રહેતી નથી.

—અને—

૬. પોસ્ટ બોકસનું શિરનામું બીજા લાંબા, મકાન મુહલ્લાના શિરનામા કરતા લોકોને વધુ સારી રીતે યાદ રહે છે.

ટુંકમાં, પોસ્ટ બોકસની સગવડ અને ઉપયોગિતાઓ અનેક છે–અને તેથી તેની સામે ફક્ત–

૧. વાર્ષિક ભાડાનો ખર્ચ.

તથા

૨. ટપાલ દરરોજ ટપાલ ઑફિસથી લઈ આવવાનો નકરનો ખર્ચ મોઘો પડતો નથી–સસ્તોજ લાગે છે

## રૂપ શૃંગારની પરદેશી બનાવટો

યુરપી લડાઈ શરૂ થતાજ, એક તરફ તો રૂપ શૃંગારની પરદેશી બનાવટો આવતી બંધ થઈ ગઈ છે અને બીજી તરફ હિન્દમાં એમાનો જે માલ મવજુદ છે, તેના ભાવ દોઢા બમણા થઈ ગયા છે!

આ સુન્દરી તક છે. રૂપ શૃંગારને લગતી વિવિધ બનાવટો, જેવી કે: કોલ્ડ ક્રીમ, ક્રીમ જેલી, સ્નો, ટોઈલેટ પાવડર, લોશન અને મિલ્ક, ફ્રુથ વૉશ, દંતમંજન, ટુથ પેસ્ટ, પોમેડ, બ્રીલીયન્ટાઈન, રૂઝ (પ્રવાહી, પાવડર અને મલમના ત્રણે સ્વરૂપો), લાઈમ જ્યુસ ગ્લીસરીન, લિપસ્ટીક, તરલ અલ્ટા, વાળ કાઢનાર ક્રીમ, પ્રવાહી, ભૂકીઓ, સાબુઓ વ., વાળ–ક્રીમ, વાળ–તેલ, વાળ–લોશન, વાળ–શેમ્પુ, વાળ । મુચ્છાદાર બનાવનાર દવા, ટોઇલેટ સાબુઓ, બાથ સોલ્ટ, નેલ પોલિશ, કલફ વ. વ. બનાવવાનો ઉદ્યોગ શરૂ કરો અને ટુંક સમયમા તમે મહિને ૧૦૦ થી ૨૦૦ રૂપિયાની આવક મેળવતા થઈ જશો

## આઇ. ઓ. યુ.

આઇ ઓ યુના ત્રણ અક્ષરો કોણ નહિ જાણતું હોય કે એ શેના બદલ છે?

આઇ ઓ યુના ત્રણ અક્ષરો સંક્ષિપ્ત રૂપ છે I Owe You નું અને એનો અર્થ છે હું તમારો દેવાદાર છું!

અંગ્રેજી રિવાજ મુજબ ઘણી પ્રોમિસરી નોટોમાં કેવળ એ ત્રણ શબ્દો અને રકમ લખી સહી કરવામાં આવે છે. નમૂનો:—

I O U Rs One Hundred only

સહી

આ થયું દેવા–ના પ્રમાણિકપણા માટે તો કહેવાનું ન હોય પણ ઘણા નરમ ગરીબ ભોળા અને બિનઅનુભવી પુરુષોને ઊંધું ચત્તું સમજાવી આઇ ઓ યુ લખાવી લે છે જેને પરિણામે તેઓ પાછળથી દુઃખી થઇ જાય છે તેમ ન થાય તે માટે દરેકે એ ત્રિઅક્ષરી સંજ્ઞાથી સાવધાન રહેવું જોઇએ

---

## તમારી સહી

તમારી સહી કેવી છે?

તે વાંચી અને ઉકેલી શકાય એવી છે, ખરી?

ઘણા વેપારીઓ પોતાની સહિ સંબંધી અત્યંત બેદરકાર જણાયા છે એ ખરું છે કે એક શરની સહિ સરળ હોવી જરૂરી નથી તે બીજા જલદી ન ઉકેલે એવી હોય પણ કાગળપત્રો પરની સહિ તો ઉકેલી શકાય એવી હોવી જ જોઇએ

જેમના હસ્તાક્ષર ખરાબ હોય તેમને તો એ સંબંધમાં માફ પણ કરી શકાય પરંતુ જેમના હસ્તાક્ષર સારા હોવા છતાં મહાનના સમજી અસ્પષ્ટ સહિ કરે છે તેઓ ખરેખર અક્ષમ્ય જ છે

કાગળપત્રો પર સ્પષ્ટ સહિ કરવાની ટેવ રાખો જો સહિ સ્પષ્ટ ન હોય તો હરહંમેશ તમારી સહિની નીચે તમારું નામ ટાઇપ કરાવવાનો નિયમ બનાવી લો.

## સાબુના ભાવ વધી ગયા છે!

યુરપમાં લડાઇ શરૂ થતાં જ દિવસોમાં એકદમ મોંઘવારી થઇ ગઇ છે. સાબુના ભાવ માત્ર ૨૦ થી ૩૦ ટકા ઉછળ્યા આ તો છે

પરદેશી માલની હરીફાઇ સામે ટકી પોતાના સ્વદેશી ઉદ્યોગને પગભર કરવાની આ કીમતી તક છે. લડાઇ લંબાઇ રહી છે એ દરમિયાન દેશનો સાબુનો વિભાગ સ્વાશ્રયી બનાવી વધતી મોંઘવારી પણ ઓછી કરો અને પોતા માટે એક સ્વતંત્ર ઉદ્યોગ પણ સ્થાપો

નિષ્ણાતોનીય નિષ્ણાત સમાન

## સાબુની બનાવટ

એમાં દરેકે દરેક પ્રકારના સાબુ બનાવવાને લગતી વિવિધ પદ્ધતિઓની વિગતવાર માહિતી આપવા ઉપરાંત તેમાં વપરાતા તેલ, ક્ષાર, રંગ, સુગંધી વગેરેની પુરી વિગતો પણ દર્શાવી છે અને સૌથી છેલ્લે—

**સાબુ બનાવવાના સેંકડો સાચા નુસ્ખા**

આપેલા છે. એટલું જ નહિ બલ્કે એ ઉદ્યોગમાં વપરાતા યંત્રોની સચિત્ર સમજણ પણ આપી છે

ગુજરાત કાઠિયાવાડમાં પાછલાં ૭ વર્ષમાં આ પુસ્તકની સહાયે સાબુના ૧૦૦ કરતાં વધુ કારખાના ખુલ્યા છે અને તે બધા અતિ ઉન્નતિ કરી રહ્યાં છે

તમે આજે જ નિશ્ચય કરો

૨૦૦ પાનાનું પાકી બાંધણીનું સચિત્ર પુસ્તક હોવા છતાં **કીમત માત્ર બે રૂપિયા** (ટપાલ ખર્ચ છ આના) પરદેશ માટે શિલિંગ ચાર

ચાલુ આવૃત્તિની થોડી જ પ્રતો બાકી છે તમારા શહેરના બુકસેલર પાસેથી ખરીદી લો અથવા લખો—

**કુમાર ઓફિસ, સોનગરવાડ સુરત.**

## પોતીકું મકાન.

દરેક પ્રગતિવાંચ્છુ વેપારીઓ માટે આવશ્યક છે કે, તેના વેપાર-સ્થાન માટે તેનું પોતીકું મકાન હોય

વેપારની શરૂઆતમાં દરકોઈ કને પોતીકું મકાન ન હોય, એ બનવાજોગ છે પણ જેમ જેમ વેપાર પ્રગતિમય થતો જાય તેમ તેમ વેપારીને મકાનમા પોતાને બરની ખાસ સગવડો અનિવાર્ય થતી જશે અને દેખીતું છે કે, પોતીકા મકાનમા જેટલી સગવડો મળી શકે છે, તેટલી સગવડો ભાડેના મકાનમા મળી સકતી નથી

વળી પોતીકા મકાનનું હોવુ વેપારી માટે એક પ્રકારની 'ગુડ વિલ રૂપ છે પોતીકું' મકાન ધરવું, વેપારીની આટને મજબુત કરે છે

આજ કાલ ઘણા વેપારીઓ આવકની દ્રષ્ટિએ યા બીજા કારણોસર પોતીકા મકાનને બદલે ભાડાનું મકાન પસંદ કરી, પોતીકી મુડી બીજા સાધનોમા રોકે છે, પણ હકીકતમા એ ગભીર ભુલ છે. પોતીકા મકાનની બરોબરી ભાડાનું મકાન કરી સકેજ નહિ

ભાડાનું મકાન તો બે પાંચ વર્ષે ખાલીય કરવું પડેજ. અને તેમ થતાં, તેની આસપાસ બીજૂ મકાન ન મળે તો, પોતાના વેપારને દૂર ખસેડવો પડે જે, બેશક વેપારીને પરવડે નહિ

તેથી, એ વાતની એક વાત યાદ રાખો: મકાન પોતીકું હોવું જોઇએ.

---

## જાહેરાત-દોરી

જાહેરાત-દોરી એટલે તે દોરી, જેની ઉપર જાહેરાત છપાયલી હોય

જાહેરાત-દોરી પહેલા તો પરદેશથી આવતી હતી, હવે તે હિન્દમાં બને છે અને ચાહો તેવી જાડી પાતળી, ચાહો તેવા રંગની અને ચાહો તેવી જાહેરાતની છપાઇ સાથે મળે છે

જાહેરાત-દોરી સુતરના છુટા છુટા તારોને સપાટ સપાટીએ ગોઠવી, કાજી સાથે ચોટાડીને બનાવવામા આવે છે, તેથી તે મજબુત પણ હોય છે પાતળી પણ અને પહોળી પણ

 

# શ્રી જીવન


| | | |
|---|---|---|
| વર્ષ ૧ લું<br>અંક ૬ ઠો | સંપાદક<br>મનુભાઈ જોધાણી | ચૈત્ર<br>૧૯૯૬ |

[આ માસિક વડોદરા રાજ્ય પુસ્તકાલયો માટે નં. ૭૧૫/૧ તા ૩૧-૧-૪૦થી અને વેસ્ટર્ન ઈન્ડીઆ સ્ટેટસ એજન્સીમાં નં ૪૫૭ તા ૨૦-૧૨-૩૯થી મંજુર થયેલ છે મુંબઈ ઈલાકામાં શાળાલાયબ્રેરી માટે મે એ ઈ સા ના નં. ૧૭૯ તા ૧૨-૧૨-૩૯ મુજબ શાળાના અધિકારીઓ ખરીદી શકે છે]


## આવતે અંકે

*

મહાકવિશ્રી ન્હાનાલાલનું રાસગીત, શ્રી ધુમકેતુનું ગદ્ય ગીત શ્રી રમણલાલ વ. દેસાઈ, શ્રી મધુસૂદન મોદી અને મનુભાઈ જોધાણીની વાર્તાઓ, શ્રી ગુણવંતરાય આચાર્યના અંકથી 'ભુલાએલી પ્રતિમાઓ'ની લેખમાળા એતિહાસિક વાર્તાઓનો પહેલો હપ્તો 'કુંભારની જાન' રજુ કરે છે શ્રી રતિલાલ મો. ત્રિવેદી નો પ્રવાસ લેખ. પ્રો. રાવળે રજુ કરેલ કવિપત્ની શ્રી માણેકબહેનનું જીવનચરિત્ર, અને શ્રી ચિકિત્સક કસુવાવડ માટેના ઉપાયો બતાવે છે શ્રી યશવંત શુક્લનો નિબંધ અને જાણીતા લેખકોના ગીતો આપશે રસોઈઘર. ડોશીમાનું વૈદું મને ઘર સાચવતા આવડે છે, મોસમના શાકભાજી અને હુન્નરઉદ્યોગ નોંધ, સમચર્ચા અને પુસ્તક પરિચય તો ખરાજ બાળવિભાગ પણ જાણીતા લેખકોના હાથે તૈયાર થાય છે

*

## આ અંકમાં




ભેટ પુસ્તક સાથે વાર્ષિક લવાજમ

| દેશમાં | બ્રહ્મદેશમાં | પરદેશ માટે |
|---|---|---|
| ૪-૦-૦ | ૪-૮-૦ | (આઠ શીલીંગ) |

'શ્રીજીવન' કાર્યાલય : ઝવેરીવાડ : અમદાવાદ

રૂબરૂ લવાજમ ભરવાનું સ્થળ : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો . અમદાવાદ

# પૂછપરછો

'કમર'ને લગતા વિષયોના પ્રશ્નોના જવાબો અત્રે ક્રમવાર મુફત પ્રગટ થાય છે. એથી જેઓ બધુમાં બધુ ત્રણ પ્રશ્નોનાજ જવાબ મળી શકશે

ટપાલ દ્વારા ખાનગી જવાબ જોઇએ તો દરેક સવાલ દીઠ પાંચ આનાની (બર્મા: આઠ આના અને પરદેશ નવ પેની) ટીકીટો યા પોસ્ટલ ઓર્ડર બીડવા. [વી પી ના ઓર્ડર સ્વીકારતા નથી ]

૨૫૪૫–એ. ક. મા: મુંબઇ–(૧) જેમ જેમ પૂછપરછો આવતી જાય છે, તેમ તેમ તેને ક્રમવાર નંબર આપી તે નંબરના ક્રમેજ છપાય છે. અમુક પૂછપરછો અમુક માસમાં છપાવીજ જોઇએ, એવું કશું નથી (૨) નાઇટ્રો-સેલ્યુલોઝ તે તત્વ છે, જેમાંથી દારૂગોળો અને બીજી કેટલીક ચીજો બને છે (૩) નાઇટ્રો–ગ્લિસરીનથી ડાયનામાઇટ બનાવાય છે

૨૫૪૬–ગ. મુ. ક. હૈદરાબાદ–મટર કેમેન્સ બનાવવાની રીત હવે પછી અવકાશે છપાશે

૨૫૪૭–મ ઇ. હ: બોગીર–(૧) પતરાના નાના મોટા ડબ્બા બનાવવાના હુન્નર માટે કેટલી પુંજી રોકવી પડશે, તે આજની અચોક્કસતાના ઝમાનામાં કહી શકાય નહિં આપ એ માટે એ વિષયના ખાસ નિષ્ણાતોની સલાહ લઇ શકશો. (૨) એ માટે જોઇતા યંત્રો *C W Bliss & Co., Procick Street, Blackfriar Road, London S.E 1.* અને *Moon Bros Ltd, Beaufort Road, Birkenhead* (ઇંગ્લાંડ) પાસેથી મળશે. (૩) એ માટે જોઇતું સફેદ–પતરું નના એન્ડ સન્સ, મુંબઇ યા અમૃતસર પાસેથી મળશે.

૨૫૪૮–મે હુ ઇ. અંમતર–(૧) કાસ્ટુ મર એન્ડ સિંપ્રેટ એન્જીનીઅર્સ, માઉન્ટ રોડ, કોર્ન બિલ્ડીંગ, મદ્રાસ પાસેથી મળશે (૨) ગેન્ઝાઇન જે એચ વકીલ, મંગળદાસ રોડ, મુંબઇ ૨ પાસેથી મળશે. (૩) સોડિયમ સલ્ફાઇડ પણ ઉપલા વેપારી પાસેથી મળશે.



૨૫૪૯–નિ. મો: હાગીજ–(૧) જર્મનીથી જ્યારે માલ આવતો બંધ થઇ ગયો છે, ત્યારે ત્યાંના શિરનામા છાપે શો અર્થ? વળી, એનો ગયર ઉપયોગ કરવામાં આવતાં ગુનો લેખાય એમ છે. (૨ અને ૩) અહિં આપેલા શિરનામા બધા તપાસ કરીને અપાય છે અને તે ખરાજ હોય છે જો વેપારી જવાબ ન આપે તો યા તો તેને તમારો કાગળ મળ્યો ન હોય, તમે પોતાના કાગળમાં પોતાનું પુરૂં શિરનામું ન લખ્યું હોવાથી તે જવાબ લખી શકતો ન હોય તેને તમારી પૂછપરછ અસંગત લાગી હોય, તે નાના જથ્થાના વેપાર માટે નાખુશ હોય યા વળી તે કેવળ બેદરકાર પણ હોય એમ, કારણો ઘણા હોય એ મે બાકી. જો શિરનામું ખોટું હોય તો પત્ર પાછો આવેજ.

૨૫૫૦–જ. ચી મો: રાજપીપળા–(૧) સંદલનું તેલ એટલે ચંદન તેલ. (૨) બધા તેલાજ અને બીજી દવાઓ પેક શીશીમાંય મળે છે અને છુટક માંગો તો છુટક પણ.

વર્ષ દશમું
માસ સાતમો
અંક ૧૧૫ મો

# કુમાર

જુલાઇ ૧૯૪૦

—: લવાજમ :—
હિન્દ: રૂપિયા ત્રણ
બર્મા: રૂપિયા સવા ત્રણ
વિદેશ: શિલિંગ ૭

## ચિત્રો



## તંત્રી સ્થાનેથી



## ખેતી, હુનર અને ઉદ્યોગ



## વેપારી કળા



## પરચૂરણ

# અંગત સદમો

સાડા ચાર મહિનાની લાંબી અને અત્યંત ચિંતાતુર બીમારી ભોગવી, મ્હારા વાલિદ મુહતરમ અતે તારીખ ૧૩મી જુન ૧૯૪૦ને રાત્રે ૮-૪૦ વાગે આ ફાની દુન્યાથી કુચ કરી ગયા. ઈન્ના લિલ્લાહ...........

મ્હારે માટે તેમજ મ્હારા કુટુંબ માટે આ સદમો અત્યંત કારમો છે. વાંચકો દુઆ કરે કે અલ્લાહ પાક મર્હુમને પોતાની ઉત્તમોત્તમ જન્નતી નિઅમતોથી નવાઝે અને અમ સૌને સબ્ર આપે. આમીન.

મર્હુમની બીમારીના એ સાડા ચાર મહિનાના અરસા દરમિયાનની મ્હારી પરેશાની અને ચિંતાઓ સહજે કલ્પી શકાશે. ખુદાજ બિહતર જાણે છે કે, કેવા કેવા કસોટીભર્યા સંજોગોમાંથી આ લખનાર પસાર થયો છે.

એમ છતાં, ખુદાનો ફઝલ છે કે, ગમે તેમ કરીનેય 'કમર'ની નિયમિતતામાં તો ફેર પડવા નથીજ દીધો. અલબત્ત, એના સંપાદનમાં ઘણી ઉણપો રહી ગઈ છે, તેનો મ્હને ઇન્કાર નથી. વળી છેલ્લા દોઢ બે માસના અરસા દરમિયાન પત્રવ્યવહારમાં પુષ્કળ અનિયમિતતા આવી ગઇ છે. એ બધું અનિવાર્ય હતું વાંચકો મ્હને દરગુજર કરે.

મ્હારા એ સદમાના પ્રસંગે જે જે સંબંધીઓ અને સ્નેહીઓએ દિલાસા-પત્રો લખ્યા છે, તે બધાનો હું દિલપૂર્વક આભારી છું.

મુહમ્મદ ઉસ્માન

[૧]

આપણા દેશમાં સોડા લેમનના પીણાં પીવાનો ઉપયોગ વધુ અને વધુ પ્રચાર પામી રહ્યો છે વળી એ ગરીબ અને તવંગર સર્વને પોષાય છે, માટે એ હુનર ઘેર બેઠા કરી, ગરમીની મોસમમાં નજીવી મૂડી રોકી, માત્ર ચાર મહિનાની ટૂંક મુદતમાં પણ સારું પેદા કરી શકાય છે.

સોડા, લેમન, જીન્જર, રાસ્પબરી ઇત્યાદિ બનાવવા માટે કાર્બોલિક ગેસની જરૂરત હોય, સર્વે પીણાં તે મારફત તૈયાર થાય છે એ ગેસના 'બી' અને 'સી' ટાઇપના સિલિન્ડરો આવે છે, જેમાં અનુક્રમે ૪૦ અને ૨૦ રતલ ગેસ રહે છે 'બી' ટાઇપના સિલિન્ડરોમાંથી ૩૦૦ ડઝન ને 'સી' ટાઇપમાંથી ૧૫૦ ડઝન માલ ભરાય છે, જે સિલિન્ડરોની કીમત અનુક્રમે રૂપીઆ ૩૯ અને ૨૨ છે એ સિલિન્ડરો પહેલી વખત ખરીદતી વેળા ભરેલા આવે છે, પણ ખાલી થયા બાદ ભરાવવાનો ચાર્જ માત્ર રૂપીઆ ૧૦ અને ૫ થાય છે અગાઉના વખતમાં ઉપલા ગેસ સિલિન્ડરો મોંઘા ભરાવવા પડતા હતા અને તેનો ચાર્જ હમણાં કરતાં લગભગ ત્રણથી ચાર ગણો આપવો પડતો હતો, પણ હાલના જમાનામાં એનો ચાર્જ બિલકુલ નજીવો થઇ પડયો છે, તેથી હાલમાં ગેસ સિલિન્ડરો વાપરવા ફાયદાકારક છે. અગાઉ ગેસ જેનેરેટરો (*Gas Generators*) વાપરવાની ભલામણ કરવામાં આવતી હતી, જે અગાઉના જમાના માટે પોષાણકર્તા લેખાતા હતા, પણ હાલની હરીફાઇના જમાના માટે ખર્ચાળ થઇ પડે છે. મોટા મોટા શહેરોમાં ઘણા મોટા પાયા ઉપર સોડા, લેમનના કારખાના છે તેઓમાંના લગભગ સૌએ ગેસ જેનેરેટરો કાઢી નાખી, કાર્બોલિક ગેસ સિલિન્ડરો વાપરવા માંડયા છે. હાલ નાનામાં નાની સાઇઝનું ગેસ જેનેરેટર રૂપીઆ ૨૦૦ થી ૨૫૦ એ મળે છે, પણ અગાઉ કીમત ઘણી મોંઘી હતી

ગેસ જેનેરેટરમાં ગેસ ઉત્પન્ન કરવાની રીત

સોડા બાઇકાર્બ (થાઇ છાપ) ૧૦ રતલ, ગંધકનો તેજાબ (ચોખ્ખો) ૨ બાટલી

પહેલા ૧૦ રતલ સોડા બાઇકાર્બને એક વાસણમાં લઇ તેમાં ૧૫ રતલ પાણી નાખી મિશ્ર કરી જેનેરેટરના સોડા બોક્ષમાં નાખો. પછી તેજાબ બે બાટલી લઇ, જેનેરેટરમાં ખાસ રાખેલા એસિડ-બોક્ષમાં રેડો, પણ એ નાખતી વેળા યાદ રાખવું જરૂરી છે, કે એસિડ વાલ્વ બંધ હોવો જોઇએ, નહિં તો આગ યા કપડાં ઉપર એસિડ પડશે, કારણ કે સોડા બાઇકાર્બ સાથે એસિડ મળતાંજ તુરતજ ગેસ ઉત્પન્ન થાય છે તેથી વાલ્વ બંધ રાખી, તેજાબ નાખવો પછી ઉપલા નટો ટાઇટ કરી, એસિડ વાલ્વ ખોલવો અને જેનેરેટરનો પંખો ફેરવવો. એથી પુરતી ગેસ આવવા બાદ એસિડ વાલ્વ બંધ કરી, પંખો ફેરવવો મોકુફ રાખવો ઉપની ક્રિયા દરમિયાન પીણાં માટેની ગેસ તૈયાર થશે અને તેમાંથી લગભગ ૩૫ થી ૪૦ ડઝન માલ ભરાશે તેજાબના બે બાટલાની એક પેટી આવે છે, જેના લગભગ રૂપીઆ ૧૧ થશે સોડા બાઇકાર્બની એક હંડ્રવેટની ગુણ આવે છે, તેના લગભગ રૂપીઆ ૧૦ થશે (બનતા સુધી માલ ઉંચો લેવો, જેથી ગેસ વધુ પાવર આપશે અને માલના ખર્ચમાં ફાયદો થશે)

[૨]

સાદું શરબત

૪½ રતલ ખાંડ, ૧ ગેલન મીઠું પાણી

પહેલા પાણીને ગરમ કરી ઉપલી ખાંડ ઉમેરવી પછી જ્યારે એ ઉકળાને ચોકાસ ઉપર આવે અને શરબત જેવું થ ય ત્યારે ચુલેથી ઉતારી ઠંડુ પાડવું અને સેકરીન (*550 Key Brand*) તોલે ½ નાખવી પછી એકરસ થયા પછી કાચના યા માટીના વાસણમાં ભરી રાખવું (જ્યારે નુસખામાં ગેલન શરબત જોઈએ ત્યારે ઉપલું શરબત વાપરવું ) જો મીઠાસ વધારે જોઈએ તો ખાંડ વધારે વાપરવી.

## ઍસિડ સોલ્યુશન

પ્રથમ ૨ રતલ ગરમ પાણી લઇ તેમાં ૧ રતલ એસિડ સાઇટ્રીક નાખો. મિશ્ર થાય કે ગાળીને બાટલીઓ ભરી રાખવી જોઇએ ત્યારે નુસ્ખામાં લખ્યા મુજબ માપીને નાખવુ

## લેમન

(૧) ૧ ગેલન તૈયાર કરેલો શરબત, ૧ ઔંસ એસેન્સ લેમન નંબર ૧ (બુશ), ½ ડ્રામ એસેન્સ ઓરેન્જ (બુશ), ½ ડ્રામ એસેન્સ રોઝ નંબર ૧ (બુશ), ૧ ડ્રામ ઓઇલ ઑફ લેમન (બુશ). ૨ ડ્રામ ફોમ સીરપ (*Foam Syrup*) ફીણ માટે (જર્મની), ૨ ડ્રામ પ્રિઝરવેટીવ (બુશ). ૧½ ઔંસ એસિડ સોલ્યુશન

(૨) સાદું શરબત ૧ ગેલન, ઍસિડ સોલ્યુશન ૩ થી ૪½ ઔંસ, એસેન્સ લેમન ૧ ઔંસ.

## રોઝ. (ગુલાબ)

૧ ગેલન શરબત, ૧ ઔંસ એસેન્સ રોઝ નંબર ૧ (બુશ), ૧ ઔંસ એસિડ સોલ્યુશન, ૧ ઔંસ રોઝ કલર (પ્રવાહી). ૨ ડ્રામ ફોમ સીરપ, ૧ ડ્રામ પ્રિઝરવેટીવ (બુશ)

## આઇસ્ક્રીમ સોડા

૧ ગેલન શરબત. ૧ ઔંસ એસેન્સ આઇસ્ક્રીમ સોડા (બુશ), ૧ ડ્રામ એસેન્સ રોઝ ૧ (બુશ). ૧ ડ્રામ એસેન્સ આમંડ (બુશ), ૧ ઔંસ એસિડ સોલ્યુશન, ½ ડ્રામ ફોમ સીરપ, ૧ ડ્રામ પ્રિઝરવેટીવ (બુશ)

## ટૉનિક

(૧) સાદું શરબત ૧ ગેલન, એસિડ સોલ્યુશન ૩ ઔંસ, લેમન કલર ½ ઔંસ, એસેન્સ ટૉનિક ૧½ ઔંસ

(૨) ૧ ગેલન શરબત, ૧ ઔંસ એસેન્સ ટૉનિક (બુશ), ૧૦ ટીપાં ઓઇલ ઑફ નેરોલી (બુશ), ૧૫ ટીપાં એસેન્સ રોઝ નંબર ૧ (બુશ)

## વિન્ટો

૧ ગેલન શરબત, ૨ ઔંસ એસેન્સ વિન્ટો (બુશ), ½ ઔંસ એસેન્સ રાસ્પબરી (બુશ), ½ ઔંસ એસેન્સ ગ્રેપ (બુશ), ૨½ ઔંસ કલર ગ્રેપ (બુશ), ½ ઔંસ ફોમ સીરપ, ૧ ઔંસ એસિડ સોલ્યુશન, ૧ ડ્રામ પ્રિઝરવેટીવ (બુશ)

## કાસ્ટો

૧ ગેલન શરબત, ૧ ઔંસ એસેન્સ કેપેલ (બુશ), ૨ ઔંસ જીંજર કલર (બુશ), ૧½ ઔંસ એસિડ સોલ્યુશન, ½ ઔંસ ફોમ સીરપ, ૨ ડ્રામ એસેન્સ રોઝ ૧ (બુશ) ૧ ડ્રામ પ્રિઝરવેટીવ (બુશ).

## પાઇનેપલ

(૧) સાદું શરબત ૧ ગેલન, ઍસિડ સોલ્યુશન ૨½ થી ૩ ઔંસ, લેમન કલર ½ ઔંસ, એસેન્સ પાઇનેપલ ½ ઔંસ

(૨) ૧ ગેલન શરબત, ૧ ઔંસ એસેન્સ પાઇનેપલ (બુશ), ૨ ઔંસ કલર પાઇનેપલ (બુશ) ૧½ ઔંસ એસિડ સોલ્યુશન, ૨ ડ્રામ ફોમ સીરપ, ૧ ડ્રામ પ્રિઝરવેટીવ (બુશ)

## લાઇમજ્યુસ સોડા

૧ ગેલન શરબત, ૧ ઔંસ એસેન્સ લાઇમજ્યુસ સોડા (બુશ), ૧ ડ્રામ એસેન્સ

રોઝ નં ૧ (ખુશ), ૧ ઔંસ લાઇમજ્યુસ ફ્લેવર (ખુશ), ૧ ઔંસ એસિડ સોલ્યુશન, ૧ ડ્રામ ફોમ સીરપ, ૧ ડ્રામ પ્રિઝરવેટીવ (ખુશ)

ઓરેન્જ (નારંગી)

(૧) ૧ ગેલન શરબત, ૧ ઔંસ એસેન્સ ઓરેન્જ (ખુશ), ૨ ડ્રામ ઓઈલ ઑફ ઓરેન્જ (ખુશ), ૨ ઔંસ ઓરેન્જ ફ્લેવર (ખુશ) ૧½ ઔંસ એસિડ સોલ્યુશન, ૧ ડ્રામ ફોમ સીરપ, ૧ ડ્રામ પ્રિઝરવેટીવ (ખુશ)

(૨) સાદું શરબત ૧ ગેલન, ટાર્ટરીક એસિડ ½ થી ૧ ઔંસ, લેમોનેડ ફ્લેવર ૧ ડ્રામ વિકવિડ સેક્રન ૧ ડ્રામ, એસેન્સ ઓરેન્જ ૧½ ઔંસ

રાસ્પબેરી

(૧) ૧ ગેલન શરબત, ૧ ઔંસ એસેન્સ રાસ્પબરી (ખુશ), ૧ ડ્રામ એસેન્સ રોઝ નં ૧ (ખુશ), ૨ ઔંસ રાસ્પબેરી ફ્લેવર (ખુશ), ૧½ ઔંસ એસિડ સોલ્યુશન, ૨ ડ્રામ ફોમ સીરપ, ૧ ડ્રામ પ્રિઝરવેટીવ (ખુશ)

(૨) સાદુ શરબત ૧ ગેલન ટાર્ટરીક એસિડ ૧થી ૧½ ઔંસ પેલ રાસ્પબેરી ફ્લેવર ½થી ¾ ઔંસ, લેમોનેડ ફ્લેવર ½ ઔંસ એસેન્સ રાસ્પબરી ૩ ઔંસ

પિક મી અપ

(૧) ૧ ગેલન શરબત, ૧ ઔંસ એસેન્સ વેનીલા (ખુશ), ½ ઔંસ એસેન્સ રોઝ (ખુશ), ૧ ઔંસ ઓરેન્જ ફ્લેવર, ૧ ઔંસ એસિડ સોલ્યુશન, ૩ ડ્રામ ફોમ સીરપ, ૨ ડ્રામ પ્રિઝરવેટીવ (ખુશ)

(૨) સાદુ શરબત ૧ ગેલન ટાર્ટરીક એસિડ ½ ઔંસ, લેમોનેડ ફ્લેવર ½ ઔંસ એસેન્સ પિક મી અપ ૧½થી ૨ ઔંસ

જીંજર બીર

(૧) ૧ ગેલન શરબત, ૧ ઔંસ એસેન્સ જીંજર (ખુશ), ૨ ડ્રામ કેપ સીરપ (ખુશ), ૧½ ઔંસ એસિડ સોલ્યુશન, ½ ડ્રામ ફોમ સીરપ, ૧ ડ્રામ પ્રિઝરવેટીવ (ખુશ)

(૨) સાદું શરબત ૧ ગેલન, ટાર્ટરીક એસિડ ½ થી ૧ ઔંસ, લેમોનેડ ફ્લેવર ૧ ઔંસ, એસેન્સ જીંજર ૧½ ઔંસ, એસેન્સ કેપસિકાઇન ½ ડ્રામ

(૩) સાદુ શરબત ૧ ગેલન, ટાર્ટરીક એસિડ ૧ ઔંસ, લેમોનેડ ફ્લેવર ૧ ઔંસ, એસેન્સ જીંજરેલ ૧ ઔંસ, એસેન્સ કેપસિકાઇન ½ ઔંસ

સ્ટ્રોબેરી

સાદુ શરબત ૧ ગેલન, ટાર્ટરીક એસિડ ૧ ઔંસ, પેલ રાસ્પબરી ફ્લેવર ½ ઔંસ, લેમોનેડ ફ્લેવર ૧ ડ્રામ એસેન્સ સ્ટ્રોબેરી ૨ થી ૨½ ઔંસ

પિપરમિન્ટ

સાદુ શરબત ૧ ગેલન, એસેન્સ મિટ્સામ પિપરમિન્ટ ૩ ઔંસ

લવેંજ

સાદુ શરબત ૧ ગેલન, ટાર્ટરીક એસિડ ૧ ઔંસ, લેમોનેડ ફ્લેવર ૧ ઔંસ, એસેન્સ લવેંજ ૧ થી ૨ ડ્રામ

એરોમેટિક

સાદુ શરબત ૧ ગેલન, ટાર્ટરીક એસિડ ૧ ઔંસ, લેમોનેડ ફ્લેવર ૧ ઔંસ, એસેન્સ એરોમેટિક ½ થી ૧ ઔંસ

સોડા

સોડામા શરબત યા એસેન્સ પડતુ નથી, પણ સોડા સારો અને સ્ટ્રોંગ બનાવવા માટે મેસર્સ ખુશ કંપનીનુ સોડા સોલ્ટ (*Soda Salt*) વાપરવું જોઇએ, જે લગભગ ૫૦ થી ૬૦ ગેલન પાણીમાં ફક્ત ½ થી ૧ ઔંસ વપરાય છે ઉપલા સર્વે નુસખા

મુજબ એક એક ગેલન શરબતો બનાવી ભરી રાખવા અને તે ઉપર જે જે નામ આપેલા છે, તેના લેબલ માગવા પછી જે પીણું બનાવવું હોય તે માટેનુ શરબત એક ઔંસ માપી ઘોઈને સાફ કરેલી સોડા વૉટરની બાટલીમા નાખો અને ગોળી અન્દર ડુગે એટલુ પીવાનું ચોકખું પાણી ભરો પછી એ ક્રિયા કરી રહયા બાદ, બ્રી વે ગેસ કોક બંધ રાખી સિલિન્ડરનો ગેસ કોક ખોલો એટલે ગેસ રેગ્યુલેટરમા આવશે હવે રેગ્યુલેટરને પાના વડે ફેરવી, ગેજમા દબાણ ૧૪૦ રહે તેમ કરો. પછી ઉપના પીણાની ભરેલી બાટલીઓ વારાફરતી મુકી હાથ મશિનને ૩૦ થી ૩૫ આંટા ફેરવો ૩૦ યા ૩૫ને આંટે મશિન બંધ કરતી વેળા ઉધુ રાખવુ અને તે પહેલા બ્રી વે ગેસ કોક બંધ કરવો, જેથી ગોળી બેસી જશે પછી થોડી વારમા સીધુ કરવુ, જેથી ઉત્તમ ગેસ ભરેલો માલ તૈયાર થશે

(નોંધ—અમારા અનુભવ મુજબ દબાણ ૧૨૦ થી ૧૦૦ સુધી રાખી આંટા ૫૦ થી ૫૫ ફેરવવાના માન મુજબ સારો સ્વાદિષ્ટ થશે )

અલબત આ રીત તો માત્ર નાના હાથ વડે ચાલતા મશિનની છે મોટા સર્વિસ ગાડપ મશિનોમા તો બાટલીઓ ખાલી મુકવામા આવે છે ને તેમા એક પંપ વડે શરબત અને બીજા પંપ વડે પાણી ગેસ સાથે ભળીને આવે છે ને એ બેઉ ક્રિયાઓ ફક્ત એકજ આંટામા થઇ જાય છે

## અગત્યની સુચનાઓ

(૧) ઘડી ઘડી સીલીન્ડરનો ગેસ કોક બંધ કરી બાટલીઓ ભરી પાછી ચાલુ નહિ કરતા, બધી બાટલીઓ પહેલાજ ભરી શરબત નાખી, એક પછી એક વારાફરતી ભરી લેવાથી ગેસ પાણીમા સારી રીતે મિશ્ર થશે અને પીણાં આહ્લાદક બનશે પણ તેમ ન કરતા, ઉલટું ફરશો તો માલ બગડશે ને તેથી ગ્રાહક બગડશે વળી બાટલીઓ મશિનમાથી કાઢયા પછી ઉંધી મુકી તે ઉપર પાણી છાંટવુ પછી મનપસંદ લેબલો છપાવ્યા હોય યા તૈયાર લીધા તે લગાડવા

(૨) બનતા સુધી રંગો પ્રવાહી વાપરવા તથા એસેન્સો ઉંચી જાતના વાપરવા એસેન્સો હલકા બજારૂ લેશો તો ડબલ નાખવા પડશે તો પણ સુગંધી રહેશે નહિ ને જલ્દી ખલાસ થવાથી ખર્ચમા ફાયદો થશે નહિ કારણ સુગંધી ન રહેવાથી પીણા સારા લાગતા નથી એસેન્સોને ઠંડી જગ્યામા રાખવા, જેથી બગાડનો સંભવ થોડો રહેશે બાટલીઓ સુવડાવીથી ધોવી જોઇએ, જેથી પીનાર સુગાય નહિ

[૩]

### નફાનો અંદાજ

**પ્રાથમિક રોકાણ**

| | રૂ આ પા. |
|---|---|
| ૧ આરામા સારી કંપનીનુ હાલની ઢબપર આખુ ફોલ ડીંગ થતુ ૩ બાટલીવાળું મોટા મશિન | ૧૧૦— ૦—૦ |
| ૧ ૪૦ રતલી 'સી' ટાઇપનુ ગેસ સિલિન્ડર | ૨૨— ૦—૦ |
| ૨ ગ્રોસ ૧૦ ઔંસવાની સોડાની બાટલીઓ | ૧૬— ૦—૦ |
| ૨ રતલ એસેન્સ લેમન નંબર ૧ | ૩— ૦—૦ |
| ૨ રતલ એસેન્સ ઓરેન્જ | ૩—૧૦—૦ |
| ૨ રતલ એસેન્સ જીંજર બીર (સફેદ) | ૪— ૮—૦ |
| ૩ રતલ પ્રવાહી રંગો (લાલ પીળો, લીલો ) | ૪—૧૪—૦ |
| ૧ રતલ ક્રીમ સીરપ (ફીણ લાવવા માટે) | ૨— ૦—૦ |
| ૧ રતલ સાઇટ્રીક એસિડ | ૦—૧૫—૦ |
| ૨ રતલ સેકરીન | ૩— ૦—૦ |
| ૩ નંગ બાટલીઓ સાફ કરવાના ઈ વીશ બ્રશ | ૦—૧૦—૦ |

કરોલાં કંદ અને બીની રોપણી કરવાની રીત રાનીપરજના લોકો સારી રીતે જાણે છે તેથી એની ખેતી કરવી હોય તો રાનીપરજના ભાઈઓ પાસેથી માહિતી લેવી જરૂરી છે.

હિંદુસ્થાનના પ્રત્યેક ડુંગરાળ જંગલી પ્રદેશોની જમીનોમાં કરોલાં કંદો હોય છે અને વરસાદના છાંટા પડતાંથી કુદરતી રીતે તરતજ પીલા ફુટી, તેના વેલાઓ વધવા માંડે છે ગુર્જર દેશની ભુમિમાં પણ એના કરોલાઓ જંગલોમાંથી રાનીપરજના લોકો તોડી લાવીને વેચે છે અને સરકાર તેમજ દેશી રાજકર્તાઓ ઇમારતી લાકડાં ઉછેરવા માટે જંગલોના કુપો અમાનત રાખે છે તેમાં પડતર જમીનમાં પુષ્કળ કરોલીના કંદો ઉગી નીકળી, વેલા જમીન ઉપર પથરાય છે તે વેલા ઇજારાની પ્રથાથી દર સાલે જુદા જુદા જાહેર લીલામથી વેચવામાં આવે છે અને જેની વધુ માગણી હોય તેને વેલા ઉપરથી કરોલાં તોડવા અને વેચવાની પરવાનગી આપી, લાયસન્સ આપવામાં આવે છે.

ગામડાના લોકો વાડાઓની જમીનમાં એના કંદો ચોમાસામાં ઉગે કે ઉખેડી લાવીને નાના વેલા અને ઉઘા કંદ સાથે રોપવામાં આવે છે પછી તેના વેલા ચઢાવવા માટે સુમારે ફુટ ૪ થી ૬ ફુટની ઉંચાઇનો ૭ x ૭ હાથનો લાંબો પહોળો માંડવો બાંધે છે, જેના ઉપર વેલા પથરાયા પછી ફુટ બમના કળીઆ પડી કરોલાં ને લાગા લાગે છે તેનું શાક કરી ખાય છે અગર વેચે છે.

## ખોટાં ફુલ

કરોલાના બીમાંથી કરોલીના કંદ ધીમે ધીમે જમીનમાં બાઝી મોટા થાય છે એટલે ફણગ ઉગે છે પ્રથમ તો વેલા પડી, પછી પીળાં ફુલો આવે છે, તે ખોટાં આવે છે અને એને કરોલાં બીલકુલ લાગતા નથી એ ફુલો કરમાઇને ખરી પડે છે એમ ત્રણ ચાર ફેરા સુધી એના વેલાઓને ખોટાં ફુલો આવ્યા કરે છે, ત્યાર બાદ જ્યારે કંદ જમીનમાં બાઝી પોષાય છે, ત્યારેજ ફુલોને ફુંપણો પડી, કરોલાં લાગવા માંડે છે.

કેટલાક ગામડાઓમાં કરોલી વાડે ઉગી, વાડ ઉપર વેલા ચઢીને પથરાય છે તેને 'વાડ કરોલી' કહે છે.

કરોલીના કંદ ત્રણ જાતના હોય છે (૧) જેને કરોલાં લાગે છે તે ખરી કરોલી (૨) જેને કરોલાં નથી લાગતાં તેને વાંઝીઆ ઉર્ફે ખોટી કરોલી કહે છે અને (૩) એક ઝેરી કરોલી ઉગે છે, જેના ફુલ કરોળીઆની જાળી જેવા સફેદ થાય છે અને ઝીણા ઝીણા કરોલા લાગે છે એ દવાના ઉપયોગમાં આવે છે. એના કંદમુળ, વેલા, પાંદડાં અને રસ તેમજ કરોલાંનું વૈદકશાસ્ત્રમાં વર્ણન કરેલ છે.

## બે પ્રકાર

કરોલાના બે પ્રકાર પાડેલા છે (૧) જે કરોલાં મોટાં થાય છે તે અને (૨) કરોલીઆ નાના લાગે છે તે પહેલા પ્રકારના કરોલાં સુમારે ૨થી ૩ આંગળ જાડા બરાબર લાંબા અને લંબગોળ ને રેતરડીની માફક ઉપર ઝીણા ઝીણા કંટાળા કાંપણ થાય છે અને બીજા પ્રકારના કરોલીઆ ૧ થી ૨ આંગળ લાંબા, નાના પાતરા ને લંબગોળ રેતરડીની પેઠે ઉપર નાના નાના કાંટાળા કાંપણ હોય છે. એના વેલા જમીન ઉપર પથરાય છે અગર વાડે ચઢે છે. એના પાન સુમારે ૧ થી ૧॥ આંગળ આસરે પહોળાં અને ૧॥ થી ૨ આંગળ આસરે લાંબા થાય છે. એને પીળાં ફુલો આવે છે. પ્રથમ ફુલો આવીને ખરી પડીને બીજી વખતે ફુલો લાગે છે તે ફુલોની

[ ગયા અંકથી સંપૂર્ણ ]

[ ૩ ]

ધાતુ-પૉલિશ મલમ (ચાલુ)

૨૪-રોટન સ્ટોન પાવડર ૩૦ રતલ, બાથ બ્રીક પાવડર ૨૮ રતલ, રેડ ઓકર ૨૬ રતલ, એમેરી પાવડર ૧૪ રતલ, ક્રોકસ માર્ટિસ (*Crocus Martis*) ૧૪ રતલ, ઑક્ઝેલિક ઍસિડ ૧૦½ રતલ, પેટ્રોલિયમ જેલી ૫૦ રતલ, ઘાસતેલ ૧½ ગેલન, ઑઇલ સિટ્રોનેલા ૬ ઔંસ

બધી નકકર દવાઓને બારીક દળી, ઘાસતેલ અને પેટ્રોલિયમ જેલીમાં મેળવો (જો પોલિશ ઘણું કઠણ લાગે તો પેટ્રોલિયમ જેલી અને ઘાસતેલનું પ્રમાણ સહજ વધારી સકાશે )

૨૫-સિસ્કવિઑકસાઇડ ઑફ આયર્ન ૪૦ રતલ, વેનેશિયન રેડ ૩૬ રતલ, પામ ઑઇલ ૨૦ રતલ, પેટ્રોલિયમ જેલી ૨૦ રતલ, લુબ્રીકેટિંગ ઑઇલ ½ ગેલન, ઑઇલ મિરબેન ૪ ઔંસ.

પેટ્રોલિયમ જેલીને બેઉ તેલો સાથે મેળવી, પીગળાવી લઇ, તેમાં બધી ચીજો ઉમેરી, છેવટે ઑઇલ મિરબેન મેળવી, ઘુટી લો

૨૬-કવાર્ટ્ઝ રેતીની ભૂકી ૨ તોલા, પેરીસ રેડ ૩ તોલા, પેટ્રોલિયમ જેલી ૫ તોલા

૨૭-એમેરી પાવડર ૫ ઔંસ, પેરીસ રેડ ૫ ઔંસ, ચરબી ૪ ઔંસ, ઑલિક ઍસિડ ૪ ઔંસ

૨૮-ટેલો-ચરબી ૩૬ રતલ, સફેદ પેટ્રોલિયમ જેલી ૨૦ રતલ ચૉક ૩૦ રતલ, લેવિગેટેડ ફ્લિન્ટની ભુકી ૪ રતલ, પુમીસ પાવડર ૩ રતલ, ઑક્ઝેલિક ઍસિડ ૨½ રતલ

બનાવવાની રીત પ્રયોગ નંબર ૧ પ્રમાણે

૨૯-સફેદ પેટ્રોલિયમ જેલી ૯૦ ભાગ, કિઝલગુર ૩૦ ભાગ, પેરેફીન વેક્સ ૧૦ ભાગ, સ્વચ્છ ચૉક યા સફેદો ૧૦ ભાગ, સોડા હાયપોસલ્ફાઇટ ૮ ભાગ.

૩૦-પામ ઑઇલ ૧૬ ઔંસ પેટ્રોલેટમ ૧૬ ઔંસ, જ્વેલર્સ રૂઝ ૮ ઔંસ ટ્રીપોલી પાવડર ૭ ઔંસ, ઑક્ઝેલિક ઍસિડ ૧૫૦ ગ્રેન.

[ ૪ ]

ધાતુ-પૉલિશ ક્રીમ

આ કંઇક ફેન્સી બનાવટ છે. ક્રીમ ટ્યુબોમાં ભરાય છે અને વાપરતી વેળા આંગળી પર સહજ કાઢી જે તે વસ્તુ પર લગાડીને ઘસી લેતાં, પોલિશ થાય છે.



ટ્યૂબ યંત્ર

૧–વ્હાઇટ ઓલીન ૧૦ રતલ, સ્ટિઅરીક એસિડ ૧૦ રતલ, વ્હાઇટ કિઝલગુર ૨૦ રતલ, તર્પેન્ટાઇન તેલ ૨૦ રતલ બેન્ઝાઇન ૨૫ રતલ સ્પિરિટ (૯૬%નું) ૫ રતલ, સ્પિરિટ ઓફ સાલ એમોનિયાક (૦.૯૬૦ સ્પે. ગ્રે. નું) ૬ રતલ પાણી ૫ રતલ

ક્રીમ બનાવી ટ્યુબ–પાત્ર વડે ટ્યુબોમાં ભરી લો

૨–ટેલો–ચરબી ૧૦ રતલ, લાર્ડ–ચરબી ૧૦ રતલ જાપાન વેક્સ ૧૦ રતલ આયર્ન ઓક્સાઇડ ૮ રતલ, સોડિયમ હાયપોસલ્ફાઇટ ૧ રતલ

## [૫]

## ધાતુ–પૉલિશ સાબુ

આ પણ જાણીતો પ્રકાર છે સાબુને સહજ પાણીમાં ઓગળાવી એ પર પ્રવાહી જે તે વસ્તુ પર લગાડી ખૂબ ઘસી લેતા ચકચકિત પૉલિશ થાય છે

૧–સાબુની કાતરણ ૧૬ ઔંસ, પ્રિસિપિટેટેડ ચૉક ૨ ઔંસ જ્વેલર્સ રેડ ૧ ઔંસ, ક્રીમ ઓફ ટાર્ટર ૧ ઔંસ, પાણી ખપ પુરતુ

સહજ પાણીમાં વૉટર–બાથ પર સાબુ ઓગળાવી, પછી તેમાં બાકીની ચીજો મેળવી, મેળવણી ઘટ્ટ થયા બાદ ઉતારી ફ્રેમમાં ભરી



સાબુની ફ્રેમ

લો અને ઠર્યા પછી, ચોરસ કટકા કાપી લો

૨–કોપરેલ તેલનો સાબુ ૧૦૦ રતલ, ટ્રીપોલી પાવડર ૧૦ રતલ, ક્રીમ ઓફ ટાર્ટર ૫ રતલ, સફેદો ૫ રતલ, ફટકડી ૫ રતલ પાણી ખપ પુરતું

સાબુની કાતરણ કરી, ખપ પુરતા પાણીમાં નાખી, ઓગળાવી લો પછી બાકીની બધી ચીજોને બારીક વાટી સાબુના મિશ્રણમાં મેળવી, ઘુટીને, યંત્ર વડે સાબુની ગોટીઓ બનાવી લેવી

૩–પ્રવાહી કડ સાબુ ૨૦ થી ૨૫ રતલ, ચૉક ૩૦ રતલ, વેનેશિયન રેડ ૩ રતલ

પ્રવાહી સાબુમાં ક્રમવાર એકેક બુકીઓ મેળવી, સાબુને ઠારી ગોટીઓ બનાવી લો

૪–કોપરેલ તેલનો પ્રવાહી સાબુ ૨૬ તોલા ટ્રીપોલી પાવડર ૧૨ તોલા, ફટકડી ૧ તોલો, ટાર્ટરીક એસિડ ૧ તોલો, વ્હાઇટ લેડ ૧ તોલો

૫–કોપરેલ તેલ ૨૫ રતલ, કૉસ્ટીક સોડાનો દ્રવ ૩૮ થી ૪૦° $Be$નો ૧૨ રતલ, રૂઝ ૩ રતલ, પાણી ૩ રતલ, એમોનિયા ૨ ઔંસ

તેલને ગરમ કરી, તેમાં કૉસ્ટીક સોડાનો દ્રવ ઉમેરી સાબુ પેઠે તેને સખત કરી લઇ, પછી બાકીની ચીજો ઉમેરી એકત્ર કરી ઠરીને ગોટીઓ બનાવો

૬–પાઇપ ક્લે પાવડર ૧૧૨ ઔંસ, ચરબીનો સાબુ ૧૬ ઔંસ, ટાર્ટરીક એસિડ ૧½ ઔંસ

બધાને મેળવી ખુબ ઘુંટીને એકત્ર કરી ફરી વર ગોટીઓ બનાવી લો

૭–રેફ્રિજરેટર ફ્લિન્ટ ૬૦ રતલ સફેદો ૧૨ રતલ ચરબી ૨૦ રતલ, કૉસ્ટીક સોડા ૫ રતલ પાણી ૨ ગેલન

પાણીમાં કૉસ્ટીક સોડા ઓગળાવી દ્રવ બનાવો પછી ચરબી પીગળાવો, તેમાં એ દ્રવ ઉમેરી, સાબુ પેઠે ચરબી પુરેપુરી સંબદ્ધ થઇ જાય

ત્યારે તેમાં બાકીની ચીજો ઉમેરી, ખુબ ઘુંટી, ઠારી લો અને પછી ગોટીઓ બનાવી લો.

૮–કોપરેલ તેલનો અર્ધ–તૈયાર પ્રવાહી સાબુ ૫૭ રતલ, ક્રિઝલગુર ૧૨ રતલ, ફટકડી ૫૩/૪ રતલ. ફ્લેક વ્હાઇટ ૫૩/૪ રતલ, ટાર્ટરીક એસિડ ૧૩/૪ રતલ.

બનાવવાની રીત પ્રયોગ નંબર ૩ પ્રમાણે.

૯–ટેલો–ચરબીનો સાબુ ૯૮ તોલા, ગ્લિસરીનનો પ્રવાહી સાબુ ૧૪ તોલા, સફેદો ૧૮ તોલા, લેવિગેટેડ ફ્લિન્ટ ૧૪ તોલા, પાઇપ કલે પાવડર ૧૪ તોલા.

બનાવવાની રીત ઉપર પ્રમાણે.

૧૦–કોપરેલ તેલનો અર્ધ–તૈયાર પ્રવાહી સાબુ ૩૭૩/૪ રતલ, ટ્રીપોલી પાવડર ૩ રતલ, ફટકડી ૧૩/૪ રતલ, ટાર્ટરીક એસિડ ૧૩/૪ રતલ, વ્હાઇટ લેડ ૧૩/૪ રતલ.

બનાવવાની રીત ઉપર પ્રમાણે

૧૧–કોપરેલ તેલ ૪૦ રતલ, કોસ્ટીક સોડાનો દ્રવ ૩૮ થી ૪૦°નો ૨૦ રતલ, કોલ ટોર્યાર ૫ રતલ, પાણી ૫ રતલ, સ્પિરિટ ઓફ સાલ એમોનિયક ૨૩/૪ ઔંસ.

પ્રથમ કોપરેલ તેલ ગરમ કરી, તેમાં દ્રવ નાખી, તેલને સંઘટ્ટ કરી લો. બીજા હાથે, એ દરમિયાન પાણીમાં કોલટોચાર ઓગળાવી રાખી તેને સંઘટ્ટ થયેલી મેળવણીમા મેળવી. છેવટે સ્પિરિટ ઓફ સાલ એમોનિયક મિશ્ર કરી, બધાને ખુબ ઘુંટી નિયમસર સાબુ બનાવી લો

૧૨–કોપરેલ તેલના સાબુની કાતરણ ૧૧ રતલ, પાણી ખપ પૂરતું, ચોક ૧૩૩/૪ ઔંસ, ફટકડી ૬૩/૪ ઔંસ, ટાર્ટરીક એસિડ ૬૩/૪ ઔંસ, વ્હાઇટ લેડ ૬૩/૪ ઔંસ.

સાબુની કાતરણને સહજ–જેમ બને તેમ ઓછા–પાણીમાં ઓગળાવી, પછી તેમાં બાકીની દવાઓ મેળવી, ઘુટીને સાબુ બનાવી લો.

૧૩–કોસ્ટીક સોડાનો ૨૩°નો દ્રવ ખપ પુરતા પ્રમાણમાં, કોપરેલ તેલ ૧૦ રતલ, ટ્રીપોલી પાવડર ૨ રતલ, ફટકડી ૧ રતલ, ક્રીમ ઓફ ટારટર ૧ રતલ, સફેદો ૧ રતલ.

બનાવવાની રીત પ્રયોગ નંબર ૧૧ પ્રમાણે.

૧૪–પીળો સાબુ ૫૬ રતલ, પાઇપ કલે પાવડર ૨૦ રતલ, સોડા હાયપોસલ્ફાઇટ ૩ રતલ, રોઝ પીંક રંગ ખપ પૂરતા પ્રમાણમાં

બનાવવાની રીત પ્રયોગ નંબર ૧ પ્રમાણે

૧૫–કોલટોચાર ૮ ઔંસ, એમોનિયમ કાર્બોનેટ ૫૩/૪ ઔંસ, કોકો સાબુ ૬૩/૪ રતલ, પાણી ખપ પૂરતા પ્રમાણમાં

પ્રથમ કોલટોચારને ૬ થી ૮ વાર પાણીમાં ધોઇ સુકવી લો. પછી સહજ પાણીમાં સાબુ ઓગળાવી જુદું રાખો. બીજા હાથ પર સહજ પાણીમાં એમોનિયમ કાર્બોનેટ અને કોલટોચાર મેળવી, લાહી બનાવી, તેમાં સાબુની મેળવણી ઉમેરી, મિશ્ર કરી લો.

આ પ્રવાહી સાબુ થશે.

[૬]

## ધાતુ–પૅાલિશ સોગઠી

આ પ્રકાર પણ ફેન્સી બનાવટના સબ-કાનો માટે છે વાપરવાની રીત સાબુ જેવીજ છે.

૧–પ્રિસિપિટેટેડ સિલિકા ૧૪ રતલ, એમેરી પાવડર ૧૪ રતલ, ચરબી ૨૧ રતલ, કાચું ઑાલિક ઍસિડ ૭ રતલ.

ચરબી અને ઑાલિક ઍસિડ પીગળાવી, તેમાં બેઉ ભુકાઓ નાખીને મિશ્ર કરી, સોગ-ઠીઓ બનાવી લો.

[૭]

## ધાતુ–પૅાલિશ રૂમાલ

આ પૅાલિશ કરનાર રૂમાલ એક નવી ચીઝ છે. એના ઉપયોગથી કામ સહેલું અને જલદી થવા ઉપરાંત, ઉમ્દા પણ થાય છે.

૨–આ પૉલિશ કરનાર રૂમાલ બનાવવા માટે સૌથી પહેલાં સફેદ રંગની ફ્લેનલ લાવી, તેના એક યા અર્ધા અર્ધા વારના કટકા કરી લો. હવે મિશ્રણ તૈયાર કરવાનું કામ બાકી છે

ચોખ્ખી ચાંદી ૧ એવોર્ડ્યુપોઇઝ ઔંસ, સુરાખારનો તેજાબ ૧ ઔંસ પારો ૧ ઔંસ અર્ક–પાણી (ડીસ્ટીલ્ડ વૉટર) ૧ ક્વાર્ટ

સૌથી પહેલાં એક કાચનું વાસણ લઇ–આ મિશ્રણ બનાવવા માટે બધાં વાસણો અને બીજાં સાધનો કાચનાંજ લેવાં જોઇએ. ધાતુનાં વાસણો વાપરવાં નહિં—સાફ કરી લો. પછી ચાંદીની ઝીણી છીણ ઉતારી, કાચના વાસણમાં નાખી તેમાં સુરાખારનો તેજાબ ઉમેરી, એ ચાંદીને ઓગળવા દો. ચાંદી ઓગળી જાય ત્યારે તેમાં પારો મેળવી, એકજીવ કરી લો.

હવે એક બીજા મ્હોટા કાચના વાસણ યા બરણીમાં ૧ ક્વાર્ટ ઠંડુ અર્ક–પાણી ભરી લઇ, જ્યારે ઉપનું મિશ્રણ એકજીવ થઇ ચુકે ત્યારે તે પણ તેમાં ઉમેરી દઇ કાચના સળિયા વડે મિશ્ર કરી લો. (મિશ્રણ ઝેરી છે)

મિશ્રણ તૈયાર થયા પછી એક મ્હોટી કાચ યા ચીનીની રકાબીમાં થોડુંક કાઢી તેમાં આગળથી તૈયાર રાખેલી ફ્લેનલને સારી પેઠે ભીંજવી લો (યાદ રહે કે બનતા લગી મિશ્રણને હાથ–સ્પર્શથી બચાવવું જરૂરી છે



કપડાં નીચોવનાર યંત્ર

તેથી કાચના સળિયા વ ... કપડાંને ફેરવવું ... ફ્લેનલ બરાબર ભીંજાઇ ચુકે ત્યારે બહાર કાઢી હાથ વડે (હાથ પર રબરના મોજાં પહેરી લેવાં જોઇએ) યા આ યંત્ર વડે ફ્લેનલને નીચોવી દેવી પછી તેને સુકવી લઇ ૩ ઇંચ પહોળા અને ૬ ઇંચ લાંબા યા ૬ ઇંચ પહોળા અને ૯ ઇંચ લાંબા રૂમાલના કટકા કાપી લઇ, પરબીડીયામાં મુકી, વેચવા

આ રૂમાલ વડે પૉલિશ કરવાની રીત તદ્દન સાદી છે સૌથી પહેલાં તાંબા પિત્તળ બ્રોન્ઝ યા જર્મન સિલ્વરની જે ચીજ પર પૉલિશ કરવું હોય તેને ખુબ સારી રીતે સાફ કરી લેવી પછી એક ન્હાની કાચની રકાબીમાં એક ન્હાની ચમચી જેટલું સાદું સ્વચ્છ પાણી રેડી[1], તેમાં ઉપના રૂમાલનો એક છેડો ભીંજવી જે ચીજને પૉલિશ કરવી હોય તેની ઉપર ઘસરી જોવી, તે ચીજ પર તરતજ ચાંદીના ઢોળ જેવું પૉલિશ–જે ખરેખર ઢોળજ છે–આવી જશે હવે તે ચીજને સાદા પાણી વડે ધોઇ કપડા વડે લુછી લો

આ રૂમાલ એક વેળાના વપરાશથી કંઇ બગડી નથી જતો તે વારંવાર વાપરી શકાય છે જ્યારે તેમાંનું પૉલિશ–મિશ્રણ છેક ખતમ થઇ જાય ત્યારેજ તે નકામો થાય છે

( અનુસંધાન પૃષ્ઠ ૨૬૩ )

(૧) રૂમાલ ભીંજવવા માટે રકાબીમાં રેડેલુ પાણી કામ પત્યા પછીથી ફેંકી ન દેતા તેમાં રૂમાલ ભીંજવી સુકવી દેવો જોઇએ, કારણ કે એ પાણીમાંય રૂમાલ ભીંજવવાને કારણે પૉલિશ મિશ્રણના તત્વો મિશ્ર થઇ જતા હોઇ, પાણી ફેંકી દેવાથી તે રદ જાય છે જ્યારે પાણી રૂમાલમાં શોષી લેવાય, તો તે સચવાઇ રહે છે

વળી, રૂમાલને કદીયે મોઢાના થુંક વડે ભીંજવવો નહિ, કારણ કે રૂમાલમાંનું પૉલિશ–મિશ્રણ ઝેરી હોઇ, તેની અસર ઘણીજ ખરાબ અને ઘાતક છે

ચામડી ખુબસુરત બનાવનારી દવાઓમાં 'ફેઇસ લોશન'—

## ચિહરા માટેના લોશન

—ને પહેલી જગ્યા આપી સકાય તે બનાવટને અંગ તદન સરળ હોય છે છતાં ગુણોને અંગે બીજી અનેક બનાવટોથી ચઢિયાતા હોય છે એમનો ઉપયોગ હવે ઓછો થતો છે એ ખરૂં, પરંતુ તે છેકજ નકામા બન્યા નથી અને કદાચ, હજી લાબા કાળ લગી તેમની જગ્યા બીજી કોઇ બનાવટ એટલી સફળતા અને સરળતાપૂર્વક મેળવી સકશે નહિ ચામડી પરના ખીલ, ડાઘ વગવરહ માટે એ અત્યંત ગુણકારી હોય છે

(૧)—ફટકડી ૧૦ ગ્રેન, ઝીંક સલ્ફેટ ૧ ગ્રેન, ગ્લિસરીન ૧ ફ્લ્યુઇડ ડ્રામ, એસેન્સ ઑફ ઓ ડ કોલોન ૩૦ ટીપા, ડિસ્ટીલ્ડ પાણી—કુલ મિશ્રણ ૧ પાઉન્ટ થાય તેટલું

પ્રથમ ફટકડી અને ઝીંક સલ્ફેટને સહજ પાણીમા ઓગળાવી, પછી થોડુ પાણી અને ગ્લિસરીન ઉમેરી ખૂબ મિશ્ર કરી લઇ, બાકીની વસ્તુઓ ઉમેરી વસ્તુ પાણી ઉમેરો

(૨)—બેન્ઝોઇક ઍસિડ ૪૦ ઔંસ લઇ ૮૦ ઔંસ ચોખ્ખા ગ્લિસરીન સહિત પાંચ ગેલન ડિસ્ટીલ્ડ પાણીમાં મેળવો પછી ૩ ઔંસ ડિસ્ટીલ્ડ પાણીમાં ૧ ઔંસ કમર્શિયલ ગ્લિસરીન અને ½ ઔંસ એમોનિયા મેળવીને બનાવેલું મિશ્રણ ઉપલા પ્રવાહીમા મેળવી, એમોનિયા ઉડી જાય તે માટે સહજ ગરમી આપો પછી એક દહાડા લગી રહેવા દઇ, ફિલ્ટર કરી ૧ ડ્રામ સોલ્યુશન ઑફ આયોનોન અને સહજ ચાઇના કલે મેળવો છેવટે ખૂબ મિશ્ર કર્યા પછી ગાળી લો

(૩)—એન્જેલિકા રૂટ ૫૦ ગ્રામ, ઓરિસ રૂટ ૫૦ ગ્રામ, ગ્લીસરીન ૨૦ ગ્રામ, બર્ગેમોટ ઓઇલ ૧૦ ગ્રામ, લેમન ઓઇલ ૧૦ ગ્રામ, આલ્કોહલ ૨ લિટર

(૪)—પોટાસિયમ કાર્બોનેટ ૨૦૦ ગ્રામ, ખાંડ ૨૦ ગ્રામ, ઓરેન્જ ફ્લાવર વૉટર ૨ લિટર આલ્કોહલ ૨૦૦ ગ્રામ

(૫)—ગુલાબજળ ૨ લિટર, ઓરેન્જ ફ્લાવર વૉટર ૧ લિટર, ગ્લિસરીન ૫૦૦ ગ્રામ, પોટાસિયમ કાર્બોનેટ ૧૦૦ ગ્રામ, ટીંક્ચર બેન્ઝોઇન ૩૫ ગ્રામ

(૬)—ટંકણખાર ૪ ભાગ, સેલિસિલિક ઍસિડ ૪ ભાગ બોરીક એસિડ ૧ ભાગ, ગ્લિસરીન ૧૬ ભાગ, આલ્કોહલ ૧૬ ભાગ

પરસેવાથી હાથ ભીના રહેતા હોય તે માટે એ ઉપયોગી છે

(૭)—સફેદ માર્સેઇલ્સ સાબુ ૧૧૫ ગ્રામ, પાણી ૧૭૦ ગ્રામ, ગ્લિસરીન ૧૬૦ ગ્રામ, ઓઇલ લવેન્ડર ૫ ટીપા, ઓઇલ બર્ગેમોટ ૧૦ ટીપા

સાબુની કાતરીઓને પાણીમા નાખી, વૉટરબાથ દ્વારા ઓગળાવી લઇ, પછી બીજી

---

(અનુસંધાન પાનું ૨૬૨ નું)

### ધાતુ-પૉલિશ

૨—પાણી ૨૦ ભાગ, સફેદ ટેરપેન્ટાઇન સાબુ ૪ ભાગ ટ્રીપોલી પાવડર ૨ ભાગ

પાણીમા સાબુ ઓગળાવી, પછી ટ્રીપોલી પાવડર મેળવી લો.

રૂમાન બનાવના તથા વાપરવાની રીત ઉપર મુજબજ એટલો ફેર ખરો કે, આ રૂમાન માટે ફ્લેનલ સફેદ નહિ, લાલ વપરાય છે અને એથી ફક્ત પૉલિશ થાય છે, ચાદીનુ ડાઘ નથી ચઢતું

દવાઓ મેળવી

(૮)-ફોર્મસિડિહાઇડ ૪૦% ૮ર્ડ્ડે ગ્રામ, ટીંકચર સેફ્રન ૧% ૧ ગ્રામ, કાર્બોનેટ ઓફ પોટાશ ૨ ગ્રામ, ટર્પિનિયોલ ૨ ગ્રામ, ડિસ્ટીલ્ડ પાણી ૧૦૦૦ ગ્રામ

(૯)-માત્ર હાયડ્રોજન પેરઓક્ષાઇડ વાપરવાથી પણ ચામડીના ખીલ ડાઘ વગરનુ મટે છે

(૧૦) હાયડ્રોજન પરઓક્સાઇડ ૬૦ તોલા, ટીંકચર બેન્ઝોઇન ૩ તોલા, વિચ હેઝલ ૩૩ર્ડ્ડે તોલા, સુગધી ર્ડ્ડે તોલા

(૧૧) લેકટિક એસિડ ૩ તોલા, એસેટિક એસિડ ૨ તોલા, સાઇટ્રીક એસિડ ૪ તોલા, ઇથર ૧૦ તોલા, અલકોહલ ૧૦ તોલા સુગધી ર્ડ્ડે તોલો પાણી ૭૦ર્ડ્ડે તોલા

સાઇટ્રીક એસિડને અલકોહલમા અને એસેટિક એસિડને ઇથરમા ઓગળાવી, પછી લેકટિક એસિડને પાણીમા મેળવી, પછી તેમા સાઇટ્રીક એસિડવાળી મેળવણી ઉમેરી ખૂબ મિશ્ર કરી, પછી એસેટિક એસિડવાળી મેળવણી ઉમેરી, ફરી વાર મિશ્ર કરી, છેવટે સુગધી ઉમેરે

(૧૨) એમોનિયમ ફ્લોરાઇડ ૧૦ ગ્રામ, ગ્લિસરીન ૮૦૦ ટીપા, અલકોહલ ૨૦૦૦ ટીપા, સાઇકર કાર્માઇન ૨૦ ટીપા, મિમોસા (બનાવટી) ૪૦ ટીપા, અમ્બર લિકવિડ ૪૦ ટીપા, ગુલાબજળ લોશન ૨૦૦૦૦ ટીપા જેટલુ બને તે પુરતુ

(૧૩) એસેટિક એસિડ ૩ ટકા લાઇમ જ્યુસ ૧૦ ટકા, ગ્લિસરીન ૬ ટકા, પાણી ૭૦ર્ડ્ડે ટકા, સુગધી ર્ડ્ડે ટકા, અલકોહલ ૧૦ ટકા

લાઇમજ્યુસને પાણીમા અને એસેટિક એસિડને અલકોહલમા ઓગળાવી, પછી ગ્લિસરીનમા સુગધી મેળવી, તેમા લાઇમજ્યુસવાળી મેળવણી ઉમેરી મિશ્ર કરો છેવટે એસેટિક એસિડવાળી મેળવણી ઉમેરી, બધાને મેળવી, ફિલ્ટર કરી લો

(૧૪) પોટાસિયમ ક્લોરેટ ૧ર્ડ્ડે ભાગ, ટંકણખાર ૧ ભાગ પોટાસિયમ કાર્બોનેટ ૩ર્ડ્ડે ભાગ, ખાંડ ૩ર્ડ્ડે ભાગ, ગ્લિસરીન ૯ ભાગ, ગુલાબજળ ૨૦ ભાગ, અલકોહલ ૧૦ ભાગ, અર્ક-પાણી ૫૧ ભાગ, સુગધી ર્ડ્ડે ભાગ

ચાર જુદા જુદા વાસણોમા થોડુ થોડુ અર્ક-પાણી કાઢી, તેમા પોટાસિયમ ક્લોરેટ, ટંકણખાર, ખાંડ અને પોટાસિયમ કાર્બોનેટનુ જુદુ જુદુ મિશ્રણ બનાવી લો પછી ગુલાબજળમા ગ્લિસરીન મેળવી, તેમા એ ચારે મિશ્રણો એક પછી એક મેળવી, છેવટે અલકોહલ ઉમેરી, સુગધી મેળવો

## ચિહરા માટેના પાવડર

'ફેઇસ પાવડર' યા 'ટોઇલેટ પાવડર'ને નામે વિખ્યાતી પામેલા આ પદાર્થનો ઉપયોગ ગુણને માટે નહિ બલકે દેખાવને માટેજ થાય છે ફાયદાને અગે ફાયદો હોય તોય સહજ માત્ર હોય છે, નિકર મોટે ભાગે સાવ નિર્થક યા કદી કદી હાનિકર્તા પણ અલબત્ત, કાગળના બાકસ અથવા પતરા યા સેલ્યુલોઇડની ડબ્બીઓમા પેક થઈ, જુદા જુદા રગ અને સુગધીઓને કારણે તે ખૂબ વેચાય છે અને હવે તો હિન્દમાંય ગામડે ગામડે તે પહોચી ગયા છે

(૧)-ચોખાનો બારીક લોટ ૭ કીલો કોર્નફ્લોર ૩ કીલો, મેગ્નેસિયમ કાર્બોનેટ ૩ કીલો, ઓરીસ પાવડર ૧ કીલો, ઓઇલ બર્ગામોટ ૫૦ ગ્રામ, લિનાલોલ એસિટેટ ૫ ગ્રામ ઓઇલ રોઝ ૫ ગ્રામ, ઓટો સ્વીટ ઓરેન્જ ૧૨ર્ડ્ડે ગ્રામ સેન્ટેલોલ ૭ર્ડ્ડે ગ્રામ, ઓઇલ પામરોસા ૭ર્ડ્ડે ગ્રામ ટર્પિનિયોલ ૨૫ ગ્રામ, યુજેનોલ ૧૦ ગ્રામ, મસ્ક ઇનફ્યુઝન ૫૦ ગ્રામ.

પ્રથમ બધા લોટ વગેરેને વાટીને વસ્ત્રગાળ કરી, તેમા સુગધીઓ મેળવી, ફરી વાર

મિશ્ર કરી વૈશ્રગળ કરી લો જેથી તે મનપસંદ રંગ પણ ઉમેરી સકો છો

(૨)–સ્ટાર્ચ ૮ કીલો કેલ્સિયમ સલ્ફેટ ૨ કીલો, ઓઇલ બર્ગેમોટ ૨૦ ગ્રામ, ઓઇલ લેમન ૨૭ ગ્રામ, ઓઇલ કનવ્ઝ ૮ ગ્રામ, ઓઇલ સિન્નેમન ૧૦ ગ્રામ

(૩) ચોખાનો લોટ ૨ કીલો, કાર્નફ્લોર ૨ કીલો, મેગ્નેસિયમ કાર્બોનેટ ૧ કીલો, ઓઇલ રોઝ ૪ ગ્રામ, ઓઇલ રોઝ જિરેનિયમ ૪ ગ્રામ ઓઇલ ક્લવઝ ૨ ગ્રામ, ઓઇલ મૈન્નલ ૨ ગ્રામ, ઓઇલ સેડાર ૩ ગ્રામ

(૪)–સ્ટાર્ચ ફ્લાવર ૧૯ કીલો, વેનેશિયન ટેલ્ક ૨ કીલો, મરક ૭૫ ગ્રામ

(૫)–ઓટમીલ ૫ કીલો, ઓરીસ પાવડર ૧ કીલો, ઓઇલ બર્ગેમોટ ૭૫ ગ્રામ ઓઇલ લેમન ૧૦ ગ્રામ ઓઇલ મેન્ડેરીન (બનાવટી) ૫ ગ્રામ

(૬)–કાર્નફ્લોર ૧ કીલો, મેગ્નેસિયમ કાર્બોનેટ ૮૦૦ ગ્રામ, ઝીંક વ્હાઇટ ૪૦૦ ગ્રામ, મુગુએન્ટાઇન ૮ ગ્રામ, લિનાનોલ ૩ ગ્રામ ઇનફ્યુઝન ઓફ ગમ બેન્ઝોઇન ૧૫ ગ્રામ, વેનિલીન ૧ ગ્રામ

(૭)–ઝીંક વ્હાઇટ ૨૦૦ ભાગ, પ્રિસિપિટેટેડ ચૅાક ૩૦૦૦ ભાગ, રિઅટાઈટ પાવડર ૫૦૦ ભાગ ઘઉંનો સ્ટાર્ચ ૧૦૦૦ ભાગ એસેન્સ આફ વ્હાઇટ રોઝ ૩૦ ભાગ જૅસમિન એક્ષ્ટ્રેક્ટ ૩૦ ભાગ ઓરેન્જ ફ્લાવર એક્ષ્ટ્રેક્ટ ૩૦ ભાગ, કાસ્સિયા એક્ષ્ટ્રેક્ટ ૩૦ ભાગ, ટીંકચર મરક ૭૨ ભાગ

(૮)–મેગ્નેસિયમ કાર્બોનેટ ૮ ભાગ, ટેલ્ક પાવડર ૧૬ ભાગ, ગુલાબનું તેલ જોઇતા પ્રમાણમાં.

(૯)–ઝીંક વ્હાઇટ ૫૦ ગ્રામ, વેનેશિયન ટેલ્ક ૫૦ ગ્રામ, મેગ્નેસિયમ કાર્બોનેટ ૫૦ ગ્રામ, ઓઇલ રોઝ ૨૦ ટીપા, ઓઇલ ઓરીસ ૩૦ ટીપા, કાર્માઇન ½ ગ્રામ

# નફાવંત હુનરો

હુનરો કેટના બધા નફાકારક હોય છે? તમેય આજેજ પોતાને અનુકુળ એવો એકાદ હુનર કરવા મંડી પડો તે તમને સારી કમાણી કરી આપશે

અને એ હુનરની ગુપ્ત માહિતી માટે તો કમરની સેવાઓ તૈયારજ છે ને? આજેજ નીચની ટુંક યાદીમાથી તમારા મનપસંદ હુનરના અંકો મગાવી લો

**ફાલસા–રોપણી** કમરનો અંક ૧૦૨મો ફી ૪ આના

**ફુલાદલ–**છત્રી, પ્રવાહી અને ગોળીઓ બનાવની અંક ૨૪, ૩૫, ૩૬, ૪૪ અને ૮૪મો ફી રૂપિયો એક

**ફેરોપ્રુસીએટ કાગળ–**બ્લુ પ્રિંટ કાગળની બનાવટ અંક ૯૭મો ફી ૪ આના

**ફોસફરસ તેલ–**બે સરળ છતા સચોટ પ્રયોગો અંક ૬૪મો ફી ૪ આના

**બટન–**કપડા, શીંગડા, કાચોડાં અને હાથીદાતના બટન બનાવવા અંક ૮૮, ૯૦ અને ૯૪મો ફી ૧૨ આના

**બટાટા–**તેનુ વાવેતર, ખાતર, સુકવણી અને તેની ઉપર પડતી રોગોના ઇલાજની માહિતી અંક ૨૯, ૭૨, ૭૩ અને ૯૯ મો ફી ૧૫ આના

**બદામનું તેલ–**બનાવવા વિષે અંક ૯૮ મો ફી ૪ આના

**બનાવટી રત્નો–**નકલી અકીક નીલમ, પરવાળા, હીરા, લસણીયા વ. વ. બનાવવા અંક ૫૬ મો. ફી ૩ આના

**બરફ–**સામાન્ય અને સુકુ બરફ બનાવવુ અંક ૯૧ અને ૯૨મો ફી ૮ આના

[જુઓ પાનું ૨૬૬]

(૧૦)-પિરર્ટશિઓ મીલ ૫ કીલો, ર્ગ્રૅએ-ટાઇટ ૫ કીલો, ઑઇલ લવેન્ડર ૨૦ ગ્રામ, ઑઇલ રોઝ ૧૫ ગ્રામ, ઑઇલ સિનેમન ૫ ગ્રામ

(૧૧)-સ્ટાર્ચ ૫૦૦ ભાગ, સેલિસિલિક ઍસિડ ૧૦ ભાગ

(૧૨)-બિસ્મથ વ્હાઇટ ૧ ભાગ, ફ્રેંચ ચૉક ૧ ભાગ, ખુશબો જુરૂરત જેટલી

(૧૩)-ટૅલ્ક પાવડર ૧ રતલ, ઑઇલ રોઝ જિરેનિયમ ૩ ડ્રામ

(૧૪)-ઝીંક ઑક્સાઇડ ૨૫½ ભાગ, ટૅલ્ક ૭૪½ ભાગ

આ એક સુવિખ્યાત ફ્રેંચ બનાવટનો નુસખો છે, જેના તે સહજ હાનિકર્તા હોવાનું જણાવાય છે

(૧૫)-સ્ટાર્ચ ૫ કીલો, વાયોલેટ રૂટ ૫ કીલો, ઑઇલ બર્ગેમોટ ૨૦ ગ્રામ ઑઇલ લેમન ૨૦ ગ્રામ, ઑઇલ કનંગ ૧૦ ગ્રામ, ઑઇલ નેરોલી ૧૦ ગ્રામ

(૧૬) રાઇસ સ્ટાર્ચ ૬૦૦ ભાગ, મેઇઝ સ્ટાર્ચ ૨૦૦ ભાગ, ટેલ્કમ ૧૦૦ ભાગ, ઝીંક સ્ટિઅરેટ ૫૦ ભાગ ઝીંક ઑક્સાઇડ ૫૦ ભાગ

(૧૭) ટેલ્કમ ૪૦૦ ભાગ, પ્રિસિપિટેટેડ ચૉક ૩૦૦ ભાગ, ઝીંક ઑક્સાઇડ ૧૦૦ ભાગ, બેરીયમ સલ્ફેટ ૧૦૦ ભાગ, ઑરીસ રૂટ પાવડર ૧૦૦ ભાગ, સુગંધી ખપ પૂરતી

(૧૮) રાઇસ સ્ટાર્ચ ૪૦૦ તોલા, ઝીંક ઑક્સાઇડ ૪૦૦ તોલા, ફ્રેંચ ચૉક ૧૦૦ તોલા, મેગ્નેસિયમ સ્ટિઅરેટ ૧૦૦ તોલા, સુગંધી ખપ પૂરતી.

(૧૯) રાઇસ સ્ટાર્ચ ૩૦૦ ગ્રામ, મેઇઝ સ્ટાર્ચ ૨૦૦ ગ્રામ, કેવલિન ૧૦૦ ગ્રામ, ટેલ્ક ૧૦૦ ગ્રામ, ઝીંક ઑક્સાઇડ ૨૦૦ ગ્રામ, કેલસિયમ કાર્બોનેટ ૧૦૦ ગ્રામ, ઑરેન્જ ક્રીમ ૫ ગ્રામ, હેલિયોટ્રોપિન ૫ ગ્રામ, ઑઇલ બર્ગેમોટ ૪૦ ટીપાં, આયોનોન આલ્ફા ૪૦

[ પાના ૨૬૫ થી આગળ ]

**બર્મીઝ લાખ-રંગકામ**-બર્માની હુન્નર કળાની માહિતી અંક ૧૦૪મો ફી ૪ આના

**બ્લીચીંગ પાવડર**-બનાવટ અંક ૮૯ મો ફી ૪ આના

**બાજરો (શિરતાજ)**-નવા પાકની માહિતી અંક ૬૩ મો ફી ૪ આના

**બાનુઓ માટે ઘરગથ્થુ હુન્નરો**-ઝરી, કારચોબી કામ, નેતરકામ, ભરત ગુંથણ, મોતીનું ગુંથણકામ, રજાઈ, શિવણકામ, વગેરેના ૨૨ હુન્નરોની રૂપરેખા અંક ૭૩ અને ૭૮ મો ફી ૮ આના

**બિસ્કીટ**-બનાવટ અને ઉદ્યોગ વિષે અંક ૪૮, ૯૮, ૧૦૨ અને ૧૦૭ મો. ફી ૧૫ આના

**બીયાંનો વેપાર**-જાત જાતના ફૂલઝાડ અને શાક ભાજીના બીયાંના વેપાર વિષે અંક ૧૧૩ મો ફી ૪ આના

**બીલીયર્ડના દડા**-હાથીદાંતની સુંદર કારીગરી અંક ૭૨ મો ફી ૪ આના

**બુક બાઇન્ડીંગ કાપડ**-બનાવટ વિષે. અંક ૪૯ મો ફી. ૩ આના

**બુચ**-વિષે અગત્યની માહિતી. અંક ૬૦ મો ફી ૪ આના

**બુટ પૉલિશ**-દરેક રંગના બુટ પૉલિશ અને ક્રીમ બનાવવા. અંક ૭, ૩૩, ૭૪, ૭૬, ૮૦ અને ૮૯મો ફી ૧-૬-૦

**બુટની દોરી**-બનાવટ સંબંધી. અંક ૭૧મો ફી ૪ આના

**બેકીંગ પાવડર**-પ્રમાણભુત ૧૨ પ્રયોગો અંક ૧૧૪મો ફી ૪ આના

**બેકેલાઇટ**-જાણવાજોગ વિગતો અંક ૬૪ અને ૬૭ મો ફી ૮ આના

**બોલતી થાળીઓ કિંવા ગ્રામોફોન રેકોર્ડ્સ**-એની શોધ અને બનાવટ વિષે સંપૂર્ણ લેખ અંક ૬૦ મો. ફી. ૪ આના

[ હજી જુઓ પાના ૨૬૭ પર ]

ટીપાં ઓફેન યલાન્ગ યલાન્ગ ૨૦ ટીપા, ઓઇલ સેન્ડલવુડ ૨૦ ટીપાં.

(૨૦) ટેલ્ક ૯૦૦ ગ્રામ. ઝીંક સ્ટિઅરેટ ૨૫ ગ્રામ, મેગ્નેસિયમ કાર્બોનેટ (લાઇટ) ૭૫ ગ્રામ, ગુલાબનું અત્તર ૪૦ ટીપાં, આઇસો બ્યુટિલ ફેનિલ એસિટેટ ૧૦ ટીપાં, સિટ્રોનેલ્લોલ ૨૦ ટીપાં, પામરોસા ઓઇલ ૨૦ ટીપાં, બેન્ઝોઇન આર ૪૦ ટીપાં.

(૨૧) ટેલ્ક ૮૦૦ ગ્રામ, બોરીક એસિડ ૧૦૦ ગ્રામ, ઝીંક સ્ટિઅરેટ ૨૦ ગ્રામ, મેગ્નેસિયમ કાર્બોનેટ (લાઇટ) ૮૦ ગ્રામ, આયેનોન બેટા ૨૦ ટીપાં, હેલિયેટ્રોપિન ૧ ગ્રામ, ઓઇલ ઓરીસ ૧૦ ટીપા, વાયેલેટ રેઝિન ૫૦ ટીપાં, ઇથિલ માઇરિસ્ટિનેટ ૨ ટીપાં

(૨૨) કોર્ન સ્ટાર્ચ ૨૦૦ ગ્રામ, ઓરીસ રૂટ પાવડર ૭૫૦ ગ્રામ, ઝીંક સ્ટિઅરેટ ૨૦ ગ્રામ, ફુલ્લર્સ અર્થ પાવડર ૩૦ ગ્રામ, વાયોલેટ (બનાવટી) ૪૦ ટીપાં.








[ પાના ૨૬૬ થી આગળ ]

**ભીંડાં**-ફિતાવળી જાતનું વાવેતર અંક ૪૫મો. કી. ૩ આના

**મકાઇ**-વાવેતર સંબંધી. અંક ૧૦૭ મો. કી. ૪ આના

**મધમાખ ઉછેર**-વિસ્તૃત લેખમાળા. અંક ૩૧, ૩૩, ૩૫, ૩૭, ૩૯ અને ૪૧ મો. કી. ૩ ૧-૨-૦

**મરઘાં ઉછેર**-જાણો છો, 'મરઘી સોનાના ઇંડાં આપે છે' એ કહેવત ? ટુંક પુંજીમાં ગામ યા શહેરમાં થઇ સકે એવા આ સાદા છતા ખરેખર ખુબજ નફાબંત ઉછેર-ઉદ્યોગની પુરી વિગતો અંક ૪, ૫૧ અને ૧૦૧ મો. કી ૧૦ આના

**મરચાં**-રોપણી અને ખાતરની વિગતો. અંક ૪૧ અને ૮૯ મો કી. ૭ આના

**માખણ અને પનીર**-બનાવવા અને વેચવા વિષે (૧ શેરમાંથી ૨ શેર માખણ બનાવવાના કીમતી ભેદ સહિત) અંક ૪૮, ૮૫ અને ૧૦૩ મો. કી. ૧૧ આના

**માખી-કાગળ**—માખીઓ દુર કરવા માટેના *Fly Papers*ની બનાવટ. વિષે અંક ૧૦૩ મો કી. ૪ આના

**મિઠાઇઓ**-પ્રકાર પ્રકારની ડઝનબંધ મિઠાઇઓ બનાવવી. અંક ૭૦ અને ૭૧ મો. કી ૮ આના

અને, યાદ રહે કે આ તો એક ટુંકીજ યાદી છે આવા ૩૦૦ જેટલા ખાસ હુનરોની માહિતી કમરમાથી મળી સકે છે. ૨૮ પાનાનું સુચિપત્ર મુફત મંગાવો

જોઇતા અંકોનો ઓર્ડર આજેજ મોકલી દજો રખે, તમને જોઇતા અંકો ખતમ થઇ જાય અને તમને પસ્તાવું પડે ઓર્ડર સાથે ટપાલની ટિકિટો યા મનીઓર્ડરથી પૈસા મોકલતાં અંકોનું ટપાલ ખર્ચ કિંમમા મઆફ થશે

લખોઃ-**કમર ઓફિસ, સોદાગરવાડા, સુરત.**

અળસીના તેલને મેળવવા અગાઉ સાફ કરીને ઉકાળી લેવુ પડે છે સાફ કરવા માટે તેને ફેરનાય ફ્યફ લગી ૨૧૨° ઍઇફ ડીગ્રી ગધકના તેઝાબના મિશ્રણ સહિત રહેવા દેવામા આવે છે અને પછી તેને ગરમ પાણી વડે બે ત્રણ વાર ધોઇ લેવાય છે એમ કરવાથી તે હલકા નિ ભોઇ રગનુ અને તદ્દન વાસરહિત થઇ જાય છે

[૩]

થોડાક ઉપયોગી નુસખા આ રહ્યા —

કાળી શાહી

(૧) કાર્બન બ્લેક ૨૦ રતલ બિથેચ્યુમિક વારનિશ ૩૦ રતલ રોઝીન ઑઇલ ૩૦ રતલ કોબાલ્ટ ડ્રાયર ૧૦ રતલ રિઅરાઇન પીચ ૫ રતલ

બધાને પત્થરા ખૂબ મેળવી ઘુટો

(૨) રાજન ૨૫ રતલ અળસીનુ તેલ (ઉકાળેલુ) ૧૦૦ રતલ રાજનનો સાબુ ૩ રતલ અળસીનુ તેલ (સહજ ઉકાળેલ) ૭ રતલ બત્તીની મેશ ખપ પૂરતી

(૩) રાજન ૨૫ રતલ અળસીનુ તેલ (ઉકાળેલુ) ૧૦૦ રતલ રાજનનો સાબુ ૩ રતલ અળસીનુ તેલ (સહજ ઉકાળેલ) ૪ રતલ બત્તીની મેશ ખપ પૂરતી

(૪) રાજન ૨૫ રતલ અળસીનુ તેલ (ઉકાળેલુ) ૧૦૦ રતલ, રાજનનો સાબુ ૨ રતલ બત્તીની મેશ ખપ પૂરતી

(૫) રાજન ૨૫ રતલ અળસીનુ તેલ (ઉકાળેલુ) ૫૦ રતલ રાજનનો સાબુ ૫ રતલ અળસીનુ તેલ (સહજ ઉકાળેલુ) ૪½ રતલ બત્તીની મેશ ખપ પૂરતી

(૬) રાજન ૨૫ રતલ અળસીનુ તેલ (ઉકાળેલ) ૫૦ રતલ રાજનનો સાબુ ૩ રતલ, અળસીનુ તેલ (સહજ ઉકાળેલુ) ૩ રતલ, બત્તીની મેશ ખપ પૂરતી

(૭) રાજન ૨૫ રતલ, અળસીનુ તેલ (ઉકાળેલુ) ૫૦ રતલ, રાજનનો સાબુ ૫ રતલ બત્તીની મેશ ખપ પૂરતી

(૮) રાજન ૨૫ રતલ, રેઝિન ઑઇલ ૫૦ રતલ અળસીનુ તેલ (ઉકાળેલુ) ૫૦ રતલ, રાજનનો સાબુ ૩ રતલ અળસીનુ તેલ (સહજ ઉકાળેલુ) ૭ રતલ, બત્તીની મેશ ખપ પુરતી

(૯) રાજન ૫૦ રતલ રેઝીન ઑઇલ ૫૦ રતલ, અળસીનુ તેલ (ઉકાળેલુ) ૫૦ રતલ રાજનનો સાબુ ૫ રતલ અળસીનુ તેલ (સહજ ઉકાળેલુ) ૬ રતલ બત્તીની મેશ ખપ પૂરતી

(૧૦) રાજન ૨૫ રતલ રેઝિન ઑઇલ ૫૦ રતલ અળસીનુ તેલ (ઉકાળેલુ) ૫૦ રતલ રાજનનો સાબુ ૩ રતલ બત્તીની મેશ ખપ પૂરતી

(૧૧) પેરેફિન ૨૫ રતલ રાજન ૪૫ રતલ બત્તીની મેશ ૧૫ રતલ પીળો સાબુ ½ રતલ

(૧૨) ચારથી પાચ ગેલન તેલ રહે એવડી મોટી લોઢાની કઢાઇમા ૭ ક્વાર્ટ અળસીનુ તેલ નાખી ત્યા સુધી ઉકાળો કે નીકળતી વરાળ સળગી ઉઠે આ વેળા સાવ ચેતી પૂર્વક કઢાઇને ચુલા પરથી ઉતારી લઇ, તેલને ત્યા લગી સળગવા દો કે જ્યારે એક ટીપુ લઇ ઠડુ પાડતા અર્ધા ઈંચ જેટલો લાબો તાર પયદા થઈ જાય એ વેળા કઢાઈ પર ઢાકણુ વાસી દો જેથી આગ ઓલવાઇ જાય પછી તેમાનુ ફીણ સમી જાય ત્યા લગી હલાવી તેમા ૭ રતલ રાજન નાખી, જ્યારે તે ઓગળી જાય કે પછી ૧½ રતલ સુકા સાબુની કાતરીઓ નાખી ખૂબ હલાવો છેવટે ફરી કઢાઇને ચુલા પર મુકી ઉકાળીને ઉતારી લો આ સુન્દર શાહી થઇ હવે એમા—

પ્રુસીયન બ્લુ ૫ ઔંસ, ખનિજ બતી ની મેશ ૪ રતન, સાધારણ બતીની મેશ ૩½ રતન, નાખી, ખૂબ મેળવીને ઘુંટો

(૧૩) બાનસમ કોપાઇબા ૯ ઔંસ, બત્તીની મેશ ૩ ઔંસ ઇન્ડિગો અથવા પ્રુસીયન બ્લુ ૧½ ઔંસ, ઇન્ડિયન રેડ ¾ ઔંસ, તરપેન્ટાઇન સાબુ (સુકો) ૩ ઔંસ, મુળભુત શાહી (પ્રયોગ) નંબર ૧૨ની ઉપલા પ્રમાણમા.

બધાને મેળવી ખૂબ ઘુંટો

(૧૪) બાનસમ કોપાઇબા ૩૬ ઔંસ બત્તીની મેશ ૧૨ ઔંસ, પેરિસ બ્લુ ૫ ઔંસ, ઇન્ડિયન રેડ ૩ ઔંસ, રાજનનો સાબુ ૧૨ ઔંસ

બધાને બારીક કરી, ઉપર મુજબ જોઇતા પ્રમાણની મુળભુત શાહીમા મેળવી ઘુંટી લો

(૧૫) બાલસમ કોપાઇબા ૯ ઔંસ, બત્તીની મેશ ૩ ઔંસ, ઇન્ડિગો ¾ ઔંસ પ્રુસીયન બ્લુ ¾ ઔંસ, ઇન્ડિયન રેડ ¾ ઔંસ, પીળો સાબુ ૩ ઔંસ

બધાને અત્યંત બારીક ખરલ કરી જોઇતા પ્રમાણમા મુળભુત શાહી સાથે મેળવી ખુબ ઘુંટો આ શાહી ઉત્તમ પંક્તિની થશે

લાલ શાહી

(૧) અળસીનું તેલ ૮ પાઉન્ડ, રાજન ૪ રતન સુકો બ્રાઉન સાબુ ૨ રતલ, વર્મિલિયન અથવા ક્રોમ રેડ રંગ જોઇતા પ્રમાણમા

સૌથી પ્રથમ, પહેલા લખ્યુ છે તેમ તેલ અને રાજન અને સાબુની મુળભુત શાહી બનાવી લો પછી તેમા જોઇતા-આછા ઘેરા રંગ માટે વધતા ઓછા-પ્રમાણમા રંગ મેળવી ખુબ ઘુંટો સહેજે રંગ વગર ઘુટાયો રહી જશે તો શાહી ખરાબ થશે

(૨) બાનસમ કોપાઇબા ૧૨ ઔંસ, પીળો સાબુ (સુકો) ૩ ઔંસ, વરમિલિયન અથવા ક્રોમ રેડ રંગ જોઇતા પ્રમાણમા

બધાને મેળવી, સહજ ગરમ કરી, બારીક ખરલ કરી લો છેવટે મુળભુત શાહીમા મેળવી ઘુંટો

(૩) લિથોલ રેડ ૪૫ રતન, લિથોગ્રાફિક વાર્નિશ ૫૦ રતલ, ડ્રાયર ૫ રતન

(૪) અળસીનુ તેલ ( મોનસ ઉકાળેલી પંક્તિનુ ) ૬૦ રતન, હાયડ્રેટ ઑફ એલ્યુમિના ૧૦ રતન, પેરિસ વ્હાઇટ ૧૪ રતલ, વર્મિલિયન ૬૪ રતન

બ્લુ શાહી

અળસીનુ માખું તેલ ૧૦૦ ગેલન, રાજન ૨૦ રતન, સાબુ ૨ રતલ

ત્રણેને મેળવી બે કલાક લગી ઉકાળો આ થયુ બ્લુ વાર્નિશ પછી નીચે પ્રમાણે શાહી બનાવે

બ્લુ વારનિશ ૫૮ રતન, અળસીનુ ઉકાળેલું તેલ ૧૪ રતલ, અલ્ટ્રામરીન બ્લુ ૭૨ રતન, પેરીસ વ્હાઇટ ૭ રતલ

પીળી શાહી

ક્રોમ યલો ૭૫ રતલ, લિથોગ્રાફિક વાર્નિશ નંબર ૦ ૨૫ રતન, લેડ-મેન્ગેનિઝ ડ્રાયર ૨ રતન.

---

## કસ્ટર્ડ પાવડર

કસ્ટર્ડ પાવડર, કસ્ટર્ડ અને બીજી મીઠી વાનીઓમા વપરાય છે. તે યૂરપ અમેરીકાથી તૈયાર આવે છે, જે બેશક મ્હોંઘો પડે છે

હિન્દમાંય કસ્ટર્ડ પાવડર બનાવી સકાય છે હકીકતમા એની બનાવટ સાવ સરળ છે. જે વેપારીઓ પોતાના ધંધાર્થે—અને ઘરધ-ણિયાણીઓ પોતાના કુટુંબિક ઉપયોગાર્થે—એ બનાવે તો એક સારી કમાઇ કરી સકે છે અને બીજા, ખુબ કરકસર.

આ રહયા, ત્રણ પ્રયોગો —

૧—આરારૂટ ૮ ઔંસ, કોર્નફ્લોર ૭ ઔંસ, કેશર ૧૦ ગ્રેન જાયફળનું તેલ ૧૨ ટીપા, કડવી બદામનું તેલ ૨૪ ટીપા

નક્કર ચીજોને ખુબ ખરલ કરી, પછી તેમા થોડું થોડું તેલ મેળવી, મિશ્ર કરતા જઇ, છેવટે વસ્ત્રગાળ કરી લો

૨—આરારૂટ ૮ ઔંસ, ચોખાનો લોટ ૮ ઔંસ, ગમ ટ્રાગાકાન્થ ૧½ ઔંસ, હળદરની ભુકી ૨½ ડ્રામ કડવી બદામનું તેલ ૨૦ ટીપાં, જાયફળનું તેલ ૧૦ ટીપા, લિંબુનું તેલ ૨૦ ટીપા.

૩—કોર્નફ્લોર ૭ રતલ, આરારૂટ ૮ રતલ, કડવી બદામનું તેલ ૨૦ ટીપા, ટીંક્ચર સેફરન રંગ માટે ખપ પુરતું



## લજ્જતદાર હલવાઓ

[ વિવધ વાનીમાથી ]

<u>અનનસનો હલવો</u>

સારા અનનસ નંગ ત્રણ લઇ, ઉપરની છાલ બરાબર કાઢી નાખી, બધી આંખો પણ કાળજીપુર્વક કાઢી નાખવી. પછી એ અનનસના વજન જેટલીજ ખાંડ લઇ જુદી રાખવી અને અનનસને ઊંડી થાળીમા મુકી બરોબર ખમણી નાખી, અંદરનો જાડો ડાંડો તથા બીજ કાઢી લેવા અને રસ હોય તે રહેવા દેવો પછી કલાઇવાળા વાસણમા તે ખમણેલા અનનસ, ખાંડ તથા ઘી ૩।। તોલા અને પાણી ૭ તોલા નાખી, ચુલા ઉપર મુકો. જયારે ઘટ્ટ થવા આવે ત્યારે તેમા ગુલાબજળ ચાર નાના ચમચા જેટલું નાખી, ચુલા પરથી ઉતારી લઇ તેમાં ભુકો કરેલી એલચી તોલો અડધો અને વાટેલું જાયફળ તોલો ¼ મેળવી, ઘી વા માખણ લગાડેલા ખૂન્ચામા તે હલવો નાખી ઘી વા માખણ લગાડેલા કાસ્તોયા વડે પોણા ઇંચ જાડો થર થાપી લેવો સહજ ઠરે ત્યારે કટકા કાપી, ખૂન્ચામાથી ઉપાડી લેવા

<u>દુધનો હલવો</u>

ભેંસનું ચોખ્ખું દુધ સાત રતલ લઇ, પછી બે આનીભાર કેશર સેકીને બારીક વાટી, નવટાક દુધમા બરાબર મેળવી દેવી પછી બધું દુધ કલઇવાળા વાસણમા ભરી ચુલે ચઢાવી તળિયે સહજે બળે નહિ તેમ હલાવ્યા કરવું. જયારે દુધ ઘાડું થાય ત્યારે તેમા કેશરવાળુ દુધ મેળવી, ૧।। રતલ ખાંડ નાખી, દુધને હલાવ્યા કરવુ. જયારે તે લગ-ભગ માવા જેવું થઇ જાય ત્યારે, સહજ કઠણ થવા આવે તે પછી—વધારે કઠણ કરવું નહિં, નિકર હલવો સારો થશે નહિં—ચુલા પરથી ઉતારી લઇ, બોખરા એલચીદાણા ૧ તોલો

(અને જો ઈચ્છા હોય તો પિસ્તા, ચારોળી વગેરે મેવા પણ ઉમેરી સકાય છે) નાખી, નાની કથરોટમાં ઘી લગાડી હલવો નાખી, થાપી દેવો. પછી બીજે દહાડે કટકા કાપીને ઉપાડી લેવા

## માહીમનો હલવો

પ્રથમ ઘઉંનું તાજું–સુકવ્યા વિનાનું–દુધ (નિશાસ્તો) ૩૫ તોલા લઈ, બે રતલ પાણી મેળવી એક વાસણમાં ઢાંકી મુકવું. પછી સાડા ત્રણ રતલ ખાંડ લઈ, દોઢ રતલ ઠંડા પાણી સાથે કલઈવાળા વાસણમાં મુકી ચુલે ચડાવો એ પછી બીજું દોઢ રતલ પાણી લઈ, તેમાં ૧૫ તોલા ભેંસનું તાજું ચોખ્ખું દુધ નાખી, ઉકળતી ખાંડની ચાસણીમાં ફીણ આવે ત્યારે દુધવાળા પાણીમાંનો થોડો ભાગ તેમાં નાખવો અને જે મેલ ચાસણી ઉપર જામવા લાગે તેને ચમચા વડે કાઢી લેવો. એમ થોડી થોડી વારે ઉપર મુજબ દુધવાળું પાણી નાખતા જવું, બધો મેલ કાઢી લેવો. ઉતરે ચાસણીને ગાળી લઈ ફરી વાર ચુલે ચડાવી એક માણસે સહજ પણ અટક્યા વિના ચમચ વડે તે હલાવ્યા જ કરવી અને બીજા માણસે પેલા ઘઉંના દુધ (નિશાસ્તા) વાળું મિશ્રણ બરાબર મેળવીને ચાના પ્યાલા જેટલું પાંચ પાંચ મિનિટને આંતરે ચાસણીમાં નાખતા જવું. વળી એ દરમિયાન બીજા ચુલા પર ચોખ્ખું ઘી ૫૬ તોલા બીજા વાસણમાં મુકી પીગળાવી લઈ–વધુ કકડાવવું નહિ–જુદું રાખવું જ્યારે ઉપર મુજબ ચાસણીમાં નિશાસ્તાવાળી મેળવણી એક એક પ્યાલો કરી આખી મેળવી ચુકાય કે અડધુ ઘી ચાસણીમાં નાખી દેવું અને ચાસણીવાળી મેળવણીને તો એક માણસે અટક્યા વિના હલાવ્યા જ કરવી પછી ફરી વાર એક એક પ્યાલો કરી બાકીની નિશાસ્તાવાળી મેળવણી મેળવી, ઉપર બાકીનું ઘી નાખી, હલવો તૈયાર થયો કે નહિ તે જાણવા માટે સહજ હલવો હાથમાં લઈ, ગોળી બનાવી આંગળીની ચપટી વડે દબાવી જોવી જો તે દબાણને પાછી ઉપસી આવે તો હલવો તૈયાર સમજવો. જો ઉપસે નહિ તો કાચો જાણવો અને વધુ પકાવ્યા કરવો. પણ બળીને લાલ ન થાય તેનું ધ્યાન રાખવું. પછી હલવો તૈયાર થતા કથરોટમાં કાઢી, તવેથા વડે ઉપર તળે કરતા કરતા ખુબ મસળ્યા કરવો પછી ઘી લગાડેલા પતરા ઉપર કાગળથી સહજ જાડો થર થાપી ચોવીસ કલાક રહેવા દેવો. બીજે દહાડે મોટા ચોરસ કટકા કાપી, ઉપર પિસ્તા, બદામ યા જાવંત્રિની કાતરીઓ ભભરાવી દેવી. ગમે તો હલવો તૈયાર થાય તે વેળા તેમાં બે નાના ચમચા ભરી વેનીલા, નારંગી યા ગુલાબનું એસેન્સ પણ મેળવી સકાશે

## અંજીરનો હલવો

તાજા ધોયેલા અંજીર એક રતલ લઈ, તેમાં લગભગ ૧ રતલ ખાંડ નાખી, ખુબ ગાભરીને એક પણ ગાંગડો રહેવા દેવો નહિ. પછી કલઈવાળા વાસણમાં નાખી, ધીમે ધીમે ચુલા પર મુકી સહજ જોશ આવે કે તરત ખોલીને ચમચ વડે હલાવી દેવું એમ અવારનવાર હલાવતા રહી. અંજીરના બીજ છુટા પડતા જાય તે કાઢતા જવું, સહજ ઘટ્ટ થાય કે ઘી પાવ તોલો નાખી ઘૂંટવું વધારે ઘટ્ટ થતાં ગુલાબજળ ૩।। તોલા નાખી, તે બળી રહે કે તુરત એલચી તોલો ૧ અને જાયફળ તોલો ૧ નાખી ઉતારી લઈ, ઘી લગાડેલા વાસણમાં ૧ ઈંચ જાડો થર થાપી દેવો અને બીજે દહાડે કટકા કાપી લેવા

## કેરીનો હલવો

સારી જાતની કાચી કેરી લઈ, તેના કટકા કરી બે રતલ લેવા પછી તેને કાચની બરણીમાં ભરી ઉપર આવી રહે તેટલું પાણી

(અનુસંધાન પૃષ્ઠ ૨૮૪)

## અગરબત્તી

લોબાન ૮ તોલા, કપુર ૧ તોલો, સફેદ ચંદનનો ભુકો ૨ તોલા, કલમી શોરો ૧ તોલો, ધુપની લાકડી ૫ તોલા, લાકડાના કોલસા ૨ તોલા, તજ ૧ તોલો, જાયફળનું તેલ અને પાણી થોડુંક

બધી નક્કર ચીજોને બારીક વાટી તેમાં જાયફળનું તેલ અને પાણી ઉમેરી, અગરબત્તીઓ બનાવો

■

## આંખ-બિન્દુ

ઝીંક સલ્ફેટ ૪ ગ્રેન ગુલાબજળ ૧ ઔંસ

ગુલાબજળમાં ઝીંક સલ્ફેટ ઓગાળી લો

આ દવા આંખમાં નાખવાથી આંખની લાલાશ, બળતરા દુર થાય છે

■

## ઊની વસ્ત્ર-રક્ષક

ઊની કપડાં નાની મુંગા તેને જંતુઓ ખાઈ જાય છે તેમ ન થાય તે માટે આ તેલ યુરોપ-ઈંગ્લેન્ડમાં ખુબ વપરાય છે કપડાંઓમાં એ તેલ સહજ છાંટી દો બસ હવે જ્યાં લગી એ તેલની વાસ કાયમ રહેશે ત્યાં લગી જંતુઓ પડશે નહિ

ટર્પેન્ટાઇન તેલ ૧૦ રતલ કપુર ૧½ રતલ

કપુરને ટર્પેન્ટાઇનમાં ઓગળાવી નો

■

## કબજિયતની દવા

નેટ્રમ મ્યુર (૬X) ૧૦૦ ગ્રેન નેટ્રમ સલ્ફ (૬X) ૧૦૦ ગ્રેન કેલકેરીયા ફોસ (૩X) ૧૦૦ ગ્રેન

ત્રણેને મેળવી પાંચ પાંચ ગ્રેનના પડીકા બનાવી લો

દરેક જમણ પહેલા તથા પછી તેમજ રાત્રે સુતી વેળા એકેક પડીકું દવા જીભ પર મુકી ગળી જવી

■

## કમળાની દવા

અંઘેડાના મુળની ભુકી ૧ તોલો, ખીજડાની છાલની ભુકી ૧ તોલો

બેઉને મેળવી લો

માત્રા ½ તોલો ભુકી છાશ સાથે

■

## ખુજલી માટે તેલ

કોપરેલ તેલ ૧૦ તોલા, ગંધકનો તેઝાબ ½ તોલો

તેનમાં તેઝાબ મેળવી ખૂજલી થતી હોય ત્યાં લગાડો

■

## ચિહરાના મસા કાઢવા

ગંધક ૧ તોલો ગ્લિસરીન ૨ તોલા, પાણી ૩ તોલા

બધાને મેળવી, ચિહરા પર જ્યાં મસા હોય ત્યાં લગાડો ચાર પાંચ દહાડામાં મસા નીકળી જશે

■

## તાકતની દવા

કૌચના બીજ, ગળોનું સત્વ, ગોખરૂ સાલમ મુસલી, સફેદ મુસલી આમળા અને સાકર દરેક ૨૫ તોલા

બધાની બારીક ભુકી કરી, વજન કરીને મેળવો અને સવાર સાંજ ½ તોલો ભુકી ખાંડ મેળવેલા દુધ સાથે ફાકો થોડાકજ દહાડામાં નબળાઇ જતી રહી તાકતના ચિન્હો દેખાવા માંડશે

■

## દંતમંજન

માયા ૪ તોલા, સફેદ કાથો ૨ તોલા, બાળેલું મોરથુથું ૧ તોલો, નાના એલચી દાણા ½ તોલો, બાળેલી ફટકડી ½ તોલો,

જાયફળ ½ તોલો, અકરકરો ૨ તોલા, તેજપાત ½ તોલો, હીરાકસી ½ તોલો, ધ્રાવણીની જડ ½ તોલો, મોલશ્રીની છાલ ૧ તોલો

બધાને બારીક વાટી, શીશીઓમા ભરી લો ઉમદા દંતમંજન બનશે

■

## નકલી 'બ્રાસો' પૉલિશ

નમક ૫ ઔંસ, ફટકડી ૫ ઔંસ ક્રીમ ઑફ ટારટર ૩ ઔંસ ફેરીક ઑક્સાઇડ ૨ ઔંસ, ઇન્ફ્યુસોરિયલ અર્થ (માટી) ૫ ઔંસ, પાણી ½ ગેલન, મીઠું તેલ ૧૦ ઔંસ

પ્રથમની ચાર દવાઓને પાણીમા ઓગળાવી લઇ, પછી માટી અને તેલ મેળવો

તાંબા પિત્તળ અને બીજી ધાતુઓ માટેનુ આ પ્રવાહી પૉલિશ બ્રાસો જેવુ બનશે

■

## નાકના કીડાની દવા

ટર્પેન્ટાઇન તેલ ૨½ તોલો, એસિડ કાર્બોલિક ૫ ટીપા

નાકમા ટીપાં નાખવાથી તેમાના કીડા મરી જાય છે તેમજ પીનસ રોગ મટાડે છે.

■

## પ્રમેહની દવા

કુવારપાઠાનો ગર ૨ તોલા શેકેલો કલમી શોરો ૧ તોલો

કુવારપાઠાના ગરમા કલમી શોરો ઉમેરવા, પ્રવાહી થઇ જશે બસ દવા તૈયાર છે!

■

## બ્લુબ્લેક શાહી

૧–આયર્ન સલ્ફેટ ૨ ઔંસ મોરથુથુ ૧ ઔંસ મેથિલિન બ્લુ રંગ ૨ ઔંસ, બાવળનો ગુદર ૨ ઔંસ ફટકડી ૧ ઔંસ, પાણી ૧૦ રતલ

પ્રથમ આયર્ન સલ્ફેટ અને મોરથુથાને પાણીમા નાખી, ધીમી આંચે પોણા કલાક સુધી પકાવો પછી તેમાં રંગ સિવાની બાકીની ચીજો મેળવી, તે બધી ઓગળી જાય ત્યારે તેમાં રંગ ઉમેરી, પછી શાહી ચુલા પરથી ઉતારી લઇ, બધ વાસણમા પંદર દહાડા સુધી ઠરવા દો છેવટે ગાળી લેતાં, ઉમદા બ્લુબ્લેક શાહી બનશે

૨–હરડાં બહેડા અને આમળા ત્રણે ચાર ચાર તોલા, માયા ૨ તોલા લોખડનું ચુર્ણ ૨ તોલા, હીરાકસી ૪ તોલા, કાર્બોલિક એસિડ યા ગધકનો તેજાબ થોડાક ટીપા, બ્લુ રંગ ખપ પુરતા પ્રમાણમાં, પાણી ૪ રતલ

ત્રિફળા અને માયાને અધકચરા વાટી, થોડાક કલાક સુધી પાણીમાં પલાળી રાખો પછી તેમા લોખડનુ ચુર્ણ ઉમેરી, ચુલે ચઢાવી અર્ધું સુધી પકાવો કે માત્ર અર્ધો રતલ જેટલુ પાણી બાકી રહે હવે તેમા હીરાકસી ઉમેરી, તે ઓગળી જાય પછી થોડીક મિનિટો સુધી પકવી ચુલા પરથી ઉતારી લો અને શાહી ઠડી પડે ત્યારે તેને ગાળી લઇ, તેમા કાર્બોલિક એસિડ યા ગધકનો તેજાબ અને બ્લુ રંગ મેળવી શાહીને થોડાક દહાડા સુધી ઠરવા દે છેવટે તળિયે જે તલછટ બેસી હોય તેને રહેવા દઇ, ઉપરથી નિતરી શાહી કાઢી લઇ, વાપરો

૩–હરડા ૧ ઔંસ, બહેડા ૧ ઔંસ આમળા ૧ ઔંસ, માયા ૨ ઔંસ, હીરાકસી ૧ ઔંસ, બ્લુ રંગ ½ ઔંસ પાણી ૩ રતલ, કાર્બોલિક એસિડ ૧૫ ટીપા

બનાવવાની રીત ઉપર પ્રમાણે

■

## લિંબુનુ શરબત

૧–લિંબુનો રસ ½ રતલ, ખાંડ ૨ રતલ, પાણી ૧ રતલ

પાણીમા ખાંડ મેળવી, ચાસણી બનાવી લો પછી તેમા લિંબુનો રસ ઉમેરી, થોડી વાર સુધી પકવી, પ્રચિઝત પદપણાનુ શરબત તૈયાર થયે ઉતારી, ઠડુ પાડી લો

૨–સાદી'ચાસણી કે રતલ, સાઇટ્રીક એસિડ ૧ ડ્રામ, એસેન્સ લેમન ૧૫ ટીપાં, શરબતનો પીળો રંગ ૧૦ ગ્રેન.

સાઇટ્રીક એસિડ તથા બીજી ચીજો ચાસણીમાં મેળવો, એટલે શરબત તૈયાર.

■

## વાયુનાશક ગોળીઓ

હીંગ ૧ તોલો, ખુરાસાની વજ ૨ તોલા, વાવડીંગ ૩ તોલા, સિંધાલુણ ૪ તોલા, જીરું ૫ તોલા, સુંઠ ૬ તોલા, મરી ૭ તોલા, પીપર ૮ તોલા, સાજીખાર ૯ તોલા, હરડે ૧૦ તોલા, ચીરાયતા ૧૧ તોલા, અજમોદ ૧૨ તોલા.

બધાને બારીક વાટી, લિંબુના રસમાં ખરલ કરી, ૪–૪ રતીની ગોળીઓ બનાવી લો

માત્રા: ૧/૨ થી ૨ ગોળીઓ ગરમ પાણી સાથે.

પેટના દર્દ, વાયુ વિકાર વ ને ફાયદો કરે છે.

■

## વાળ કાઢવાની ભુકી

બેરીયમ સલ્ફાઇડ ૧ તોલો, ખડી માટી ૩ તોલા.

બારીક ભુકી બનાવી, તુરત વેળા પાણીમા મેળવી, લગાડો.

■

## વીંછીના ડંખની દવા

પ્યાઝનો રસ ૪ તોલા, નવસાદર ૨ તોલા

બેઉને મેળવી, વીંછી ડંખ્યો હોય ત્યાં લગાડો.

■

## સીલ કરવાની લાખ

ઉમ્દા લાખ ૨૧/૨ તોલા, રાજન ૭૧/૨ તોલા, લાલ ઈંટની બારીક વસ્ત્રગાળ ભુકી ૫ તોલા.

પ્રથમ લાખ અને રાજનને એક વાસણમાં પીગળાવી લો. પછી તેમાં ઈંટની ભુકી મેળવી, એકઠ્ઠું કરી, ઠારી લો

■

## સુરમો

ફટકડી ૫ તોલા, ગાયનું ઘી ૨૧/૨ તોલા, સાકર ૨૧/૨ તોલા.

લોઢાના એક સારૂ તવામાં ઘી અને ફટકડી નાખી, ચુલે ચઢાવો. થોડીક વારમાં દવામાં આગ ભડકી ઉઠશે. તેને બળી જવા દો અને જ્યારે તેમાંની ચિકાશ જતી રહે ત્યારે તેને ચુલા પરથી ઉતારીને ઠંડી પાડી, પછી સાકર સહિત ખુબ ખરલ કરી લો.

આ સુરમો મમીરાના સુરમા જેવા ગુણો ધરાવે છે.

■

## સેલ્યુલોઈડ–સિમેન્ટ

ચપળા લાખ ૧ તોલો, સ્પિરિટ કેમ્ફર ૧ તોલો, અલકોહલ ૪ તોલા.

લાખને અલકોહલ અને સ્પિરિટમાં ઓગળાવી લો.

■

## હાયડ્રોજન પરઓક્ષાઈડ

પ્રથમ હાયડ્રોક્લોરીક ઍસિડને બેરિયમ ડિઓક્ષાઇડના સંસર્ગમાં એટલા પ્રમાણમાં લાવવામા આવે છે કે તેજ્રાબ લગભગ નિર્ગુણ થઇ જાય છે. પછી તે મિશ્રણમાં *Baryta Water* મેળવતાં સફેદ પદાર્થ તળિયે જઇ બેસે છે. એ પદાર્થ હાયડ્રેટેડ બેરિયમ ડિઓક્ષાઇડ છે.

હવે એ પદાર્થને ખુબ ધોઇ, ગંધકના તેજ્રાબના મિશ્રણ (૧ ભાગ તેજ્રાબ ને ૫ ભાગ પાણી)માં એટલા પ્રમાણમાં મેળવે છે કે મિશ્રણની તેજ્રાબની અસર લગભગ નિર્ગુણ થઇ જાય. પછી તળિયે બેસેલા પદાર્થને જુદો કાઢી, પ્રવાહીને ગાળી લે છે. એજ હાયડ્રોજન પરઓક્ષાઇડ.

# રેનોલ્ટ અને મીટન

## [૧] લુઇસ રેનોલ્ટ

આ કથા એક ડાહ્યો બાપ અને હોશ્યાર દીકરાની છે આવા બાપ દીકરાની જોડી મળવી મુશ્કિલ છે ૧૮૯૩ના સાલમા પેરિસ શહેરની બહાર એક પદર વરસના છોકરાએ નાનકડી વર્કશોપ ખોલી હતી તે એન્જીનો બનાવવાની આશાએ કામ કરતો હતો તેનુ કારખાનુ એક પુરાની ન્હાનકડી ગોદામ હતી તેની પાસે થોડાક હથ્યારો અને ખપ પુરતુ લોઢુ હતુ તેના બે નાના ભાઇઓ તેના મદદ નિશ તરીકે તેને કામમા સાથ આપતા હતા

તેઓ વેચવા માટે એન્જીનો બનાવતા ન હતા, માત્ર રમવા માટેજ એવી રીતે વખત ગાળતા હતા! તેમને એજ કામમા આનદ મળતે, અને દરરોજ તેમનો બાપ ત્યા આવી તેઓ શુ કરે છે તે જોતો રહેતે

### પુત્રોને ઉત્તેજન

બાપ પૈસાદાર હતો એન્જીનો વિષે તે સહેજ પણ જાણતો ન હતો, પરતુ તે છોકરાઓના સ્વભાવથી પુરી રીતે વાકિફ હતો અને તેમને કેવી કેળવણી આપવી એ પણ તે સારી રીતે જાણતો હતો તેનો વડીલ પુત્ર લુઇસ મશિનોમા બેહદ રસ લેતો હતો અને એન્જીનો પાછળ તો તે જાણે ઘેલોજ બની ગયો હતો એટલે બાપે તેને કોલેજે નહિં મોકલવાનુ નક્કી કર્યું અને તેને એક વર્કશોપ બનાવી આપી આમ કરીને બાપે સાબિત કર્યું કે તે ખરેખરો હમદર્દ બાપ હતો પુત્રની પ્રગતિ અને આશાઓની ત કદર કરતો હતો તે પુત્ર પ્રત્યે દિલસોઝી દાખવતો હતો અને તેણે પોતાના પુત્રો પોતાની મેળે શીખતા શીખવ્યો

આવા બાપો જગતમા ઘણાજ થોડા પ્રમાણમા હોય છે. દીકરાઓ ચાહે તે કામ તેમને કરવા દેવાની છુટ આપનારો મા-બાપો તો સેંકડે એકાદ-જવલ્લેજ મળશે, પરંતુ પોતાની મરજી મુજબ, પુત્રની મરજીની લેશ માત્ર પણ પરવાહ કર્યા વિના, ગમે તે કામ કરાવવા તેમને મજબુર કરતા મા-બાપોનો તોટો નથી એવા મા બાપો પુત્રોની ઉલટ અને હોંસને તોડી નાખે છે અને તેમને અણગમતુ કામ આપી, તેમનુ આખુ જીવન બરબાદ કરી મુકે છે.

### ખરી મોટરકાર

લુઇસ રેનોલ્ટ જ્યારે વીસ વર્ષની વયે પહોચ્યો ત્યારે તેણે પોતાની પહેલી મોટરકાર બનાવી તે તેનાથી એક રેસ પણ જીત્યો. આના પરિણામે તેને ચાર મોટરોના ઓર્ડરો મળ્યા

આ ઓર્ડરો તેણે તેના બાપને બતાવ્યા અને બાપે તેને વધુ ઉત્તેજન આપવા ખાતર આઠ હજાર પોંડ આપી કારખાનુ ખોલવા માટે મદદ કરી

આ કારખાનુ શરૂઆતથીજ વધતુ ગયુ. ૧૯૧૪ મા એ કારખાનામા અઢાર હજાર માણસો કામ કરતા હતા અને તેઓ બધાજ રેનોલ્ટ મોટરકારો બનાવવામાં રોકાતા હતા.

### રેનોલ્ટ ટેન્કો

લડાઇ દરમ્યાન રેનોલ્ટે ટેન્ક બનાવવાની એક યોજના ફ્રેંચ સરકાર સમક્ષ મુકી, પરતુ સરકારે તે પ્રત્યે ધ્યાન આપ્યુ નહિં છતા રેનોલ્ટે નિરાશ નહિં થતાં એકસો ટેન્કો બનાવી નાખી, અને પછી તેમાની એક ફ્રેંચ સરકારના અમલદારોને બતાવી

અમલદારોએ તેના વખાણ કર્યા અને એકસો ટેન્કો બનાવી આપવા ઓર્ડર આપ્યો,

અને કેટલી ઉતાવળે ટેન્કો બનાવી સેકાય એ પૂછ્યું.

"ટેન્કો તો બની ચુકેલી છે," રેનોલ્ટે જવાબ આપ્યો "તમે એક મહીના ઉપર ટેન્કો લેવા ઇન્કાર કર્યો, ત્યારથી મેં એ એકસો ટેન્કો બનાવવાનો ઓર્ડર આપી પણ દીધો હતો."

## ફ્રાંસનો રોલ્સ રોઇસ

આજે રેનોલ્ટ મોટરકારો આખા જગતમા વિખ્યાત છે. પેરિસ શહેરમા ૪૩૦૦ રેનોલ્ટ કારો ટેક્સીઓ તરીકે ફરે છે અને તેમાની કેટલીક તો ચઉદ વર્ષોથી ચાલતી હોવા છતા આજેય જેવી અને તેવીજ મજબુત છે

ટુંકમા રેનોલ્ટ ફ્રાંસનો રોલ્સ રોઇસ છે તોના નોકરોમા તેની લોકપ્રિયતા અપૂર્વ છે તેનુ મહાન કારખાનું ૧૨૦ એકર જેટલી જગા રોકે છે

એ બધુ એક ડાહ્યા બાપ અને હોસ્યાર દીકરાના પ્રતાપે થયું હતું એક બાપે પોતાના દીકરાને ઉત્તેજવા માટે બનાવી આપેલી વર્કશોપે આટલી જબ્બર ખીલવણી કરી હતી જો બાપે દીકરાને ઉત્તેજન આપ્યુ ન હોત તો —?

## [૨] ટોમ મીટન

૧૮૭૫ ના સાલમા બ્રાઇટન શહેરમા ટોમ મીટન નામનો એક મજબુત અને સાહસિક છોકરો જન્મ્યો હતો

તે જ્યારે અગ્યાર વર્ષનો થયો ત્યારે તેનો બાપ અમેરીકા ખાતે વસવાટ કરવા ગયો અને ઇન્ડીઆના પ્રાંતમા તેણે શરૂ કરેલા ખેતીના કામમા ટોમીએ પણ કામ કરવા માડ્યું પરંતુ ટોમી ગામના જીવન કરતા શહેરના જીવનને વધુ પસંદ કરતો હતો. એટલે મોટો થતા તેણે રેલ્વેમા નોકરી મેળવી

તે ઘણોજ મહેનતુ હતો અને સખત કામથી કદી પણ ગભરાતો નં હોવાથી તે મેનેજરના પદે પહોચ્યો.

જ્યારે મજદૂરોના તોફાનો થતાં ત્યારે મેનેજીંગ ડાયરેકટર ટોમ મીટનનેજ, મજદૂરો સાથે સમાધાની કરવાનું કામ સોપતો. શરૂ આતમા તેણે ટ્રેડ યુનિયનો સાથે બાથ ભીડી પરંતુ વખત જતા તેને લાગ્યું કે કોઇ પણ વેપારી સંસ્થાએ પોતાના મજદૂરો સાથે લડતા રહેવુ નુકસાનકારક છે

## સહકાર કરો

તેણે મજદૂરો સાથે લડવાને બદલે તેમના સાથે સહકાર કરવા વિચાર્યું. તેને વિચાર કરતા જણાયુ કે મજદૂરોની હડતાલ મક્કમતા અને ન્યાયી વર્તનથી અટકાવી સકાય છે કામ કરાવનારાઓની નબળાઇ અને મજદૂરો સાથે અન્યાય કરવાથી હડતાલો પાડવામા આવતી હતી

તેણે પોતાની યોજના અમલમાં મુકી મજદૂરો સાથે સહકાર સાધવાના પગલા લીધા પરિણામે થોડાજ વર્ષોમા ટોમ મીટનના હાથ નીચે કામ કરનારા મજદૂરો સતેષીત અને હડતાલો નહિં પાડવા માટે પ્રખ્યાત થઇ ગયા અને એ ખ્યાતિએ ટોમી મિટનને દવલત અર્પી

## ટ્રામવેનો અધિકાર

આખા ક્લિવાડેલ્ફીયા શહેરની ટ્રામવે ઉપર ટોમ મીટનને અધિકાર અપાયો એ ટ્રામવે એક ખાનગી કંપનીની માલિકીની હતી કુંપનીએ એ ટ્રામવે પાછળ સાઠ લાખ પૌંડ ખરચ્યા હોવા છતાં તે દીવાળુ કાઢવાની અણી ઉપર હતી મીટને કબજો લીધો તેના આગલા વર્ષે કુંપનીએ બે હજાર પૌંડની ખોટ કરી હતી

પણ પછી તો ટોમ મીટને કબ્જો લીધો!

મઝદુરોની સભા

કબ્જો સંભાળી તેણે પોતાના તમામ મઝદુરોની એક સભા બોલાવી. ૩૦૦૦ માણસોની એ ગંજાવર સભા રાતના બાર વાગે મળી.

"આ કંપનીમાં આપણે બધા જંજાળમાં પડયા છીએ. હવે આપણે,–તમારે અને મારે,–એમાંથી નીકળવાનું છે," તેણે સભાને સંબોધી કહ્યું "આ ટ્રામ પધ્ધતિ નિષ્ફળ નીવડી છે તેનાથી તમને કે કોઇને ન્યાય નથી મળ્યો, જનતાને ઉત્તમ સગવડ નથી મળી, અને તમને પગારો પણ ઓછા મળ્યા છે હવે મને ખાત્રી છે કે તમે મારી સાથે થાઓ તો આપણે ટ્રામ પદ્ધતિને ખીલવી શકીએ એ માટે સખત મહેનત કરવી પડશે પણ મને ખાત્રી છે કે આપણે–તમારો સહકાર મળે તો–એને ઝરૂર પહોંચી વળીએ તમે મને સાથ આપશો ?"

ઉત્સાહ અને સફળતા

એ પછી બધા એકીમતે કામે વળગ્યા તેમણે એક પછી એક સુધારાઓ કરવા માંડયા

ટ્રામોના અકસ્માતના પ્રમાણમાં તેમણે પચાસ ટકા ઘટાડો કરી નાખ્યો તે વખતથી ટ્રામવેમાં કોઇ પણ પ્રકારની હડતાલ પડી નહિં અને ૧૯૨૮માં તો એ કંપનીએ ૭ લાખ પૌંડ નફો કર્યો!

દશ વર્ષ સુધી સર્વોત્તમ રીતે સંતોષકારક કામ બદલ કુંપનીના ૧૦૨૧૪ નોકરોએ ટોમ મીટનના માનમાં એક જલસો કર્યો હતો. અને દરેક નોકરે કુંપનીનો એક એક શેર ખરીદયો. અને તેમણે એ શેરો શા માટે ખરીદ્યા? એટલી સંખ્યામાં શેરો ખરીદવાથી કુંપનીનો કોઇ પણ ડાયરેકટર મઝદુરોના વડા, ટોમ મીટનના કામમાં દખલગીરી કરી સકવા પુરતી શક્તિ ધરાવી ન સકે!

આજે જગતમાં એજ એક કુંપની છે કે જેનો દરેક નોકર કુંપનીનો શેર હોલ્ડર છે.

નોકરોને પગારો ઉપર દર વર્ષે દશ ટકા બોનસ અપાય છે.

ઉત્તમ દાખલો

મિત્રતા અને સાહસથી એક માણસ શું કરી સકે છે, એનો દાખલો ટોમ મીટનનું જીવન સફળ રીતે પુરો પાડે છે.

મીટનને મચ્છી પકડવાનો ભારે શોખ હતો અને એ શોખને ખાતરજ ૧૯૨૯ના સપ્ટેંબર મહીનામાજ તેનુ મરણ નિપજ્યું હતું. મચ્છી પકડતાં ખડકો ઉપરથી પગ સરી પડતાં ટોમ મીટન ડુબી ગયો હતો.

ને સાહસિક અને દયાળુ હતો બળજબરીથી જે નહિં થઇ સકે, તે તેણે મિત્ર ભાવનાથી કરી બતાવ્યું હતું. તેના જીવનમાથી આપણે ઘણું શીખી સકીએ છીએ.

---

અને કેટલી ઉતાવળે ટેન્કો બનાવી સેકાય એ પુછ્યું.

'ટેન્કો તો બની ચુકેલી છે," રેનોલ્ટે જવાબ આપ્યો 'તમે એક મહીના ઉપર ટેન્કો લેવા ઇન્કાર કર્યો, ત્યારથી મેં એ એકસો ટેન્કો બનાવવાનો ઓર્ડર આપી પણ દીધો હતો."

ફ્રાંસનો રોલ્સ રોઇસ

આજે રેનોલ્ટ મોટરકારો આખા જગતમા વેચાય છે પેરિસ શહેરમા ૪૩૦૦ રેનોલ્ટ કારો ટેક્સીઓ તરીકે ફરે છે અને તેમાની કેટલીક તો ચઉદ વર્ષોથી ચાલતી હોવા છતા આજેય જેવી અને તેવીજ મજબુત છે

ટુંકમા રેનોલ્ટ ફ્રાંસનો રોલ્સ રોઇસ છે તેના નોકરોમા તેની લોકપ્રિયતા અપૂર્વ છે તેનુ મહાન કારખાનું ૧૨૦ એકર જેટલી જગ્યા રોકે છે

એ બધુ એક ડાહ્યા બાપ અને હોસ્સાર દીકરાના પ્રતાપે થયુ હતું એક બાપે પોતાના દીકરાને ઉત્તેજવા માટે બનાવી આપેલી વર્કશોપે આટલી જબ્બર ખીલવણી કરી હતી જો બાપે દીકરાને ઉત્તેજન આપ્યુ ન હોત તો—?

## [૨] ટોમ મીટન

૧૮૭૫ ના સાલમા ઓનટન શહેરમા ટોમ મીટન નામનો એક મજબુત અને સાહસિક છોકરો જન્મયો હતો

તે જ્યારે અગ્યાર વર્ષનો થયો ત્યારે તેનો બાપ અમેરીકા ખાતે વસવાટ કરવા ગયો અને ઇન્ડીઆના પ્રાંતમા તેણે ચાર કરેખાં ખેતી॥ કામમા ટોમીએ પણ કામ કરવા માગ્યું પરંતુ ટોમી ગામના જીવન કરતા શહેરના જીવનને વધુ પસંદ કરતો હતો એટલે મોટો થતા તેણે રેલ્વેમા નોકરી મેળવી

તે પ્રમાણેજ મહેનતુ હતો અને સખત કામથી કદી પણ ગભરાતો નહિ તેથી તે મેનેજરના પદે પહોંચ્યો

જ્યારે મજદુરોના હુલ્લડો થતા ત્યારે મેનેજીંગ ડાયરેક્ટર ટોમ મીટનનેજ મજદુરો સાથે સમાધાની કરવાનુ કામ સોંપતો શરૂઆતમા તેણે ટ્રેડ યુનિયનો સાથે બાથ ભીડી પરંતુ વખત જતા તેને લાગ્યું કે કોઇ પણ વેપારી સંસ્થાએ પોતાના મજદુરો સાથે લડતા રહેવુ નુકસાનકારક છે

સહકાર કરો

તેણે મજદુરો સાથે લડવાને બદલે તેમના સાથે સહકાર કરવા વિચાર્યું, તેને વિચાર કરતા જણાયુ કે મજદુરોની હડતાલ મક્કમતા અને ન્યાયી વર્તનથી અટકાવી સકાય છે કામ કરાવનારાઓની નબળાઇ અને મજદુરો સાથે અન્યાય કરવાથી હડતાળો પાડવામા આવતી હતી

તેણે પોતાની યોજના અમલમા મુકી મજદુરો સાથે સહકાર સાધવાના પગલા લીધા પરિણામે થોડાજ વર્ષોમા ટોમ મીટનના હાથ નીચે કામ કરનારા મજદુરો સંતોષીન અને હડતાળો નહિ પાડવા માટે પ્રખ્યાત થઇ ગયા અને એ ખ્યાતિએ ટોમી મિટનને દરજ્જો અર્પી

ટ્રામવેનો અધિકાર

આખા ફિલાડેલ્ફીયા શહેરની ટ્રામવે ઉપર ટોમ મીટનનો અધિકાર અપાયો એ ટ્રામવે એક ખાનગી કંપનીની માલિકીની હતી કંપનીએ એ ટ્રામવે પાછળ સાડ લાખ પૌંડ ખર્ચ્યા હોવા છતા તે દીવાળુ કાઢવાની અણી ઉપર હતી મીટને કબજો લીધો તેના આગલા વર્ષે કંપનીએ બે હજાર પૌંડની ખોટ કરી હતી

પણ પછી તો ટોમ મીટને કબજો લીધો!

જાહેરાત માટે એક ઉપયોગી અને ખૂબ નફાવંત સાધન જાહેરાત-પોસ્ટરોનું છે. વર્ષો લગી આપણે ત્યાં જાહેરાત-પોસ્ટરોનું નામ નહિં જેવુંજ જણાતું હતું. પછી તેનું આગમન થયું......પણ, તે કોઇ વેપારી માલની જાહેરાત માટે નહિં, સિનેમાની ફિલ્મોની જાહેરાત માટે! સિનેમા ફિલ્મોના એ જાહેરાત-પોસ્ટરોથી કોણ આજે અણજાણ હશે!

સિનેમાની ફિલ્મોના જાહેરાત-પોસ્ટરો પછી હવે વારી આવી છે, બીજા પ્રકારના—પ્રકાર પ્રકારના માલના વેચાણ માટેના—જાહેરાત પોસ્ટરોની એના જેમ જેમ તેમનો પ્રચાર વધી રહ્યો છે, તેમ તેમ હવે નેમા અવનવી બાતો અને તરહો પણ ઉપજાવાઇ રહી છે.

મ્હારી નજરે એક જાહેરાત-પોસ્ટરની યોજના કરતી વેળા ધ્યાનમા રાખવાના મુખ્ય મુદ્દા ફક્ત આટલા છેઃ—

૧, તે ખૂબજ આકર્ષક હોય.
૨, તે આંખને ગમે તેવું રંગીન અને સચિત્ર હોય.
૩, તેનું લખાણ ટુંકું હોય
૪, તેનું લખાણ ખૂબજ સરળ હોય
૫, તે યોગ્ય કદનું હોય

એ તો દેખીતું છે કે, જો જાહેરાત—પોસ્ટર આકર્ષક નહિં હોય, તેની તરફ કોઇ આંખોને જોગેય નહિં. પ્રજા તેને જુએ, ખૂબ કાળજીપૂર્વક જુએ, વારંવાર અને ફરી ફરી જુએ તે માટે જરૂરી છે કે તે આકર્ષક હોય.

અને આકર્ષક એટલે શું! ને આંખને ગમે તેવું રંગીન અને સચિત્ર હોવું જોઇએ. આપણે કોઇ ભયાનક ચિત્ર રજુ કરી, પ્રજાને આકર્ષી અવશ્ય શકીએ છીએ, પણ પ્રજાને એ ચિત્ર ગમતું નથીઃ તે તેને કાળજીપૂર્વક વારંવાર જોતી નથી, બલ્કે તેનાથી ગભરા લાગે છે. એટલેજ, એક સફળ જાહેરાત-પોસ્ટરની યોજનામાં મ્હેલા બે તત્વો આકર્ષકપણું અને મનપસંદગી છે. જ્યાં એ બે તત્વોમાં પુરો સુમેળ હોય ત્યાં જાહેરાત-પોસ્ટરના સફળ રચના થઇ સમજવી. જ્યાં તે બેઉ ન હોય, યા એક બરાબર હોય અને બીજું નહિં હોય તો જાહેરાત પોસ્ટર કેવળ રદ ગયલુ સમજવુ તેની પાછળ ખર્ચાયલા નાણા એળે ગયલા જાણવા.

એ પણ જરૂરી છે કે જાહેરાત-પોસ્ટરોમાં જે લખાણ લખાય તે ખૂબ ટુંકું હોય. યાદ રહે કે, જાહેરાત-પોસ્ટરો સામાન્ય ચોપાનિયા નથી કે તેને ગજવામાં મુકી, ઘરે યા દુકાને જઇ નિરાંતે વાંચવામાં આવે વળી, દરકોઇને ન એટલી ફુરસત હોય છે કે રસ્તામાં ગમે ત્યાં અને ગમે તે વેળા, બે પાંચ મિનિટ લગી ઉભા રહી, પોસ્ટરનું લાંબું લચ લખાણ વાચવાની માથાકુટ કરે. આજના યુગમાં એવો નવરો કે ફુરસતીઓ ખરેખર કોઇજ નથી.

અને જ્યારે લખાણ ટુકું હોવું જરૂરી છે, ત્યારે એ પણ દેખીતું છે કે તે સરળ હોય, જેથી રસ્તે ચાલનાં હરકોઇ તેને વાંચી, તરતજ સમજી શકે—કોઇનેય ભાષા—કોષ યા જ્ઞાન-ચક્ર સાથે રાખવાની જરૂરત ન પડે. વસ્તુત: એવા મ્હોટા પુસ્તકો કોઇ ગજવામાં રાખી ફરતું આજ લગી જણાયુંજ નથી!

છેવટે આવી વારી કદની. પોસ્ટરમાંના લખાણ અને ચિત્રને મુકાબલે તેનું કદ યોગ્ય હોવુંજ જોઇએ. છેકજ ન્હાના યા ખૂબજ મ્હોટા કદના પોસ્ટરો કંઇ સરતા યા વધુ નફાકારક નથી થતા. મધ્યમતા એજ ઉત્તમ સુત્ર છે.

## રૂપ શૃંગારની પરદેશી બનાવટો

યુરપી લડાઇ શરૂ થતાંજ એક તરફ તો રૂપ શૃંગારની પરદેશી બનાવટો આવતી બંધ થઇ ગઇછે અને બીજી તરફ હિન્દમા એમાંનો જે માલ મવજુદ છે, તેના ભાવ દોઢા બમણા થઇ ગયા છે!

આ સુન્હરી તક છે. રૂપ શૃંગારને લગતી વિવિધ બનાવટો, જેવી કે: કોલ્ડ ક્રીમ, ક્રીમ જેલી, સ્નો, ટોઇલેટ પાવડર, લોશન અને મિલ્ક, ટુથ પૉશ, દંતમંજન, ટુથ પેસ્ટ, પોમેડ, બ્રિલિયન્ટાઇન, રૂઝ (પ્રવાહી, પાવડર અને ગલગના ત્રણે સ્વરૂપો), લાઇમ જ્યુસ ગ્લિસરીન, લિપસ્ટિક, તરલ અલ્ટા, વાળ કાઢનાર ક્રીમ, પ્રવાહી, ભૂકીઓ, સાબુઓ વ., વાળ–ક્રીમ, વાળ–તેલ, વાળ–લોશન, વાળ–શેમ્પુ, વાળને ગુચ્છાદાર બનાવનાર દવા, ટોઇલેટ સાબુઓ, બાથ સોલ્ટ, નેલ પોલિશ, કલફ વ. વ. બનાવવાનો ઉદ્યોગ શરૂ કરો અને ટુંક સમયમા તમે મહિને ૧૦૦ થી ૨૦૦ રૂપિયાની આવક મેળવતા થઇ જશો.

## કોસ્મેટિકસ

કિંવા

### શણગાર–સામગ્રિયો

એકલુંજ તે પુસ્તક છે, જે તમને ઉપલી બધી બનાવટોના ખરા પ્રયોગો બતાવવા ઉપરાંત તે અંગેની પુરેપુરી સમજણ પણ આપશે.

બીજી આવૃત્તિ ૨૬૬ પ્રયોગો. ૧૦૦ પાના જાડા કાગળ કીમત રૂપિયો એક

(હિન્દમાં સાદું ટ. ખ બે આના)

[પરદેશ બે શિલિંગ]

હમણાજ તમારા શહેરના બુકસેલરને ત્યાંથી ખરીદી લો યા પરબારો ઓર્ડર આપો.

કમર ઓફિસ, સોદાગરવાડ, સુરત.

## મરઘાં ઉછેરનું શિક્ષણ

બરકીના ગવર્નમેન્ટ જનરલ પોલ્ટ્રી ફાર્મમાં મરઘા બતકાંના ઉછેરની તાલીમ માટેનો ટુંકો અભ્યાસક્રમ ત્રણ માસનો છે, જે જાન્યુઆરીની તા. ૧લી થી માર્ચની તા ૩૧ સુધી અથવા જુલાઇની તા. ૧ લીથી સપ્ટેમ્બરની તા. ૩૧મી સુધી અથવા ઓક્ટોબરની તા. ૧થી ડીસેમ્બરની તા. ૩૧ સુધીનો છે. મેનેજરશીપનો પૂરેપૂરો અભ્યાસક્રમ ૯ માસનો છે, જે દર વરસે જુલાઇની તા. ૧ લે શરૂ થાય છે.

ભણવાની ફી માસિક પાંચ રૂપિયા તથા ભાડા પેટે માસિક બે રૂપિયા લેવામાં આવે છે, પણ મુંબઇ ઇલાકાના બ્રિટિશ હિંદના ગરીબ વિદ્યાર્થીઓને–જો તેઓ ખરેખર ખેડુત માબાપના પુત્ર છે એવું રેવેન્યુ ઓફિસર અથવા ખેતીવાડી ખાતાના ઓફિસરોનું પ્રમાણપત્ર લાવે તો તેઓને–માફી આપવામાં આવે છે.

દરેક સત્રમાં વધુમા વધુ ૩૦ વિદ્યાર્થીઓ લેવામાં આવે છે બીજા ઇલાકાના વિદ્યાર્થીઓને, મુંબઇ ઇલાકાના વિદ્યાર્થીઓને દાખલ કર્યા પછી જો ખાલી જગ્યા હશે તોજ લેવામા આવશે

૩૦ વિદ્યાર્થીઓ માટે હિંદી ઢબની સગવડવાળું છાત્રાલય છે. ખાધાખોરાકીનો ખર્ચ રૂ. ૧૦ થી ૧૨ આવે છે.

અભ્યાસક્રમ પુરો થતાં પરીક્ષા લેવામાં આવે છે અને જેઓ પાસ થાય છે, તેઓને પ્રમાણપત્ર આપવામાં આવે છે દરેક વર્ગના પહેલા ચાર વિદ્યાર્થીઓને રૂ. ૫૦, ૪૦, ૩૦ અને ૨૦ના રોકડ ઇનામો આપવામાં આવે છે.

---

વર્ષ દશમું
માસ આઠમો
અંક ૧૧૬ મો

# કુમાર

ઑગસ્ટ ૧૯૪૦

—: લવાજમ :—
હિન્દ રૂપિયા ત્રણ
બર્મા રૂપિયા સવા ત્રણ
વિદેશ : શિલિંગ ૭

## ચિત્રો



■

## ખેતી, હુન્નર અને ઉદ્યોગ



■

## વેપારી કળા



■

## પરચૂરણ

આ બેઉ પદાર્થો પણ વાળ-તેલ પેઠે વાળની ખુબસુરતી વધારવા માટેજ વપરાય છે ગુણોને અંગે એમા ખાસ નોંધવાપાત્ર તત્વ કશું નથી પોમેડ ઘણી હલકી ભારી જાતના બને છે

## ૧
## પોમેડ

(૧) સફેદ પેટ્રોલિયમ જેલી ૧૨ કીનો બળદની ચરબી ૨૦ કીલો, અમેરિકન ચરબી ૩૨ કીનો, ઓઇલ મીરબેન (રંગ વિનાનું) ૧૨૦ ગ્રામ, ઓઇલ નિયોબે ૧૬૨ ગ્રામ, ઓઇલ સિટ્રોનેલા ૮૦ ગ્રામ

પ્રથમની ત્રણે વસ્તુઓને પીગળાવી લઇ, તેમા સુગંધી મેળવો સારા પ્રકારનું પોમેડ બનાવવું હોય તો પ્રથમ ચરબીને થોડાક પાણી અને નમક સાથે ચુલે ચઢાવી, ખુબ ઉકાળી પછી પાણી જુદુ કરી, એસિડ બેન્ઝોઇક અને એસિડ બોરીકના મિશ્રણની એક કપડાની પોટલી બનાવી ચરબીમા નાખી, ૨૪ કલાક લગી રહેવા દો એથી ચરબી ખોરી થવાની ખામી જતી રહેશે પછી ચરબીને ઉકાળી, સ્વચ્છ થતા વાપરો

(૨) અમેરિકન ચરબી ૧૫ કીલો, ગાય બળદની ચરબી ૭ કીનો પેટ્રોલિયમ જેલી ૩ કીનો ઓઇલ જિરેનિયમ ૧૨૩ ગ્રામ, ઓઇલ કલવઝ ૨૦ ગ્રામ ઓઇલ બર્ગેમોટ ૧૦ ગ્રામ, ઓઇલ કાસિયા (ચાઇનીઝ) ૫ ગ્રામ, ઇનફ્યુઝન ઓફ મસ્ક પોડ (નિનનું) ૩ ગ્રામ, ઇનફ્યુઝન ઓફ બેન્ઝોઇન (નિવનું) ૧૦ ગ્રામ

(૩) સફેદ પેટ્રોલિયમ જેલી ૧૨ કીનો, ગાય બળદની ચરબી ૨૦ કીનો, અમેરિકન ચરબી ૩૨ કીનો ઓઇલ પામરોઝા ૧૦ ગ્રામ, ઓઇલ કલવઝ ૮૦ ગ્રામ, પીળો રંગ જોઇતા પ્રમાણમા

(૪) ઝનતુનનું તેલ ૮ ઔંસ, ચરબી ૪ ઔંસ ગાય બળદની ચરબી ૮ ઔંસ ઓઇલ કેનનઝ ૧૦ ટીપા, ઓઇલ નેરોલી ૨૦ ટીપા, ઓઈલ લવેન્ડર ૧૦ ટીપા, ઓઇલ બર્ગેમોટ ૯૦ ટીપા એસેન્સ મસ્ક ૫૦ ટીપા

(૫) તાઝી ચરબી ૨૫૦ ભાગ, સફેદ મીણ ૨૫ ભાગ, પેટ્રોલિયમ જેલી ૨૦ ભાગ, ઓઇલ બર્ગેમોટ ૧૫ ભાગ, ઓઇલ લવેન્ડર ૩ ભાગ, ઓઇલ જિરેનિયમ ૨ ભાગ, ઓઇલ લેમન ૨ ભાગ

(૬) ચરબી ૪ કીનો, ગાય બળદની ચરબી ૧ કીલો, ઓઇલ રોઝ ૫ ગ્રામ, ઓઇલ જિરેનિયમ ૭ ગ્રામ, ઓઈલ બર્ગેમોટ ૧૦ ગ્રામ, ઇનફ્યુઝન ઓફ મસ્ક ૫ ગ્રામ, લાલ રંગ ૬૫ ગ્રામ

(૭) ટેજિન (*Tegin*) ૮ ઔંસ, લિક્વિડ પેરેફિન ૨૦ ઔંસ, સોયા બીન ઓઇલ ૨ ઔંસ, અર્ક-પાણી ૭૦ ઔંસ, મનપસંદ સુગંધી ખપ પૂરતી

પ્રથમ ટેજિન, પેરેફિન અને તેલને વૉટર બાથ પર પીગળાવી, પછી તેમા ગરમ કરેલુ અર્ક-પાણી રેડી ખૂબ મિશ્ર કરો એકરસ થઇ જતા વૉટર બાથ પરથી ઉતરી લઇ, સુગંધી મેળવો

(૮) સ્પરમેસિટિ ૨ ઔંસ, એરંડિયુ તેલ ૪ ઔંસ અનકોહલ ૪ ઔંસ, ઓઇલ બર્ગેમોટ ૧ ડ્રામ, ઓઇલ નેરોની ૩૦ ટીપા, ઓઇલ કલવઝ ૧૦ ટીપા

અનકોહલમા સુગંધી તેલો ઉમેરી, પછી સ્પરમેસિટિને વૉટર બાથ પર પીગળાવી, તેમા એરંડિયુ તેલ અને અનકોહલ મેળવી, ઉતારીને હલાવ્યા વિનાજ શીશીઓ ભરી લો

(૯) રપરમેસિટિ ૧ ઔંસ પેટ્રોલેટમ ૪ ઔંસ, એરંડિયું તેલ ૪ ઔંસ, ઓઇલ કાસિયા ૩૦ ટીપાં, ઓઈલ કલવઝ ૧૦ ટીપાં, ઓઇલ બર્ગેમોટ ૧ ડ્રામ

બનાવવાની રીત ઉપર પ્રમાણે

(૧૦) પિનોકાર્પિન હાયડ્રોક્લોરેટ ૧૦ ગ્રેન, બાલસમ પેરૂ ૩૦ ગ્રેન, પ્રિસિપિટેટેડ સલ્ફર ૧ ડ્રામ, બેન્ઝોએટેડ લાર્ડ ૧ ઔંસ

પિનોકાર્પિનને થોડાંક ટીપાં પાણીમાં ઓગળાવી, પછી બધાંને ખરલમાં નાખી, એકત્ર કરો

(૧૧) એરંડિયું તેલ ૮ તોલા, પેટ્રોલિયમ જેલી ૨ તોલા, પીળું મીણ ૧ૢ તોલા, ઓઇલ બર્ગેમોટ ખપ પુરતું

મીણ અને પેટ્રોલિયમ જેલીને વૉટર બાથ પર પીગળાવી, તેમાં એરંડિયું તેલ મેળવી, પછી સુગંધી ઉમેરો

(૧૨) સ્વચ્છ કોપરેલ તેલ ૮ ઔંસ, સફેદ મીણ ૨ૢ ઔંસ ઓઇલ બર્ગેમોટ ૧૫ ટીપાં, ઓઇલ હિના ૯ ટીપાં, આલકાનેટ રંગ ખપ પૂરતા પ્રમાણમાં

બનાવવાની રીત ઉપર પ્રમાણે

(૧૩) સફેદ મીણ ૫ તોલા, સ્વચ્છ કોપરેલ તેલ ૩૦ તોલા, ઓઇલ રોઝ જિરેનિયમ ૫ ટીપાં ટીકચર કાર્માઇન ખપ પૂરતા પ્રમાણમાં

બનાવવાની રીત ઉપર પ્રમાણે

(૧૪) એરંડિયું તેલ ૮ ઔંસ સફેદ મીણ ૩ ઔંસ, ઓટો રોઝ ૫ ટીપાં, ટીકચર મસ્ક ખપ પૂરતા પ્રમાણમાં

બનાવવાની રીત ઉપર પ્રમાણે

(૧૫) એનહાયડ્રસ લાનોલિન ૨ ઔંસ, પેટ્રોલિયમ જેલી ૧૧ ડ્રામ, સિરેસાઇન (*Ceresine*) ૭૫ ગ્રેન, અર્ક–પાણી ૧ ઔંસ

પ્રથમની ત્રણે ચીજોને વૉટર બાથ પર પીગળાવી, એકત્ર કરી, પછી પાણી મેળવો

(૧૬) એરંડિયું તેલ ૮ ઔંસ સફેદ મીણ ૩ ઔંસ, ઓટો પોલિનેયસ ૫ ટીપાં, ઓટો રોઝ ૨ ટીપાં, ટીંકચર મસ્ક ખપ પૂરતું,

બનાવવાની રીત પ્રયોગ નંબર ૧૪ મુજબ

(૧૭) કોપરેલ તેલ ૨૦ રતલ, બેન્ઝોઇન ૧ રતલ, કારનુબા વેક્સ ૧ રતલ, સિરેસાઇન ૧ રતલ, લિકવિડ પેરેફીન ૫ રતલ, મનપસંદ સુગંધીઓ ખપ પુરતી

કોપરેલ તેલમાં બેન્ઝોઇન નાખી, બે કલાક લગી વૉટર બાથ પર રાખી પછી ગાળી લઇ, આગળથી પીગળાવી રાખેલ બીજી મીણવાળી મેળવણીમાં રેડીને મિશ્ર કરો અને સૌથી છેવટે સુગંધીઓ ઉમેરો

(૧૮) બદામનું તેલ ૪૦૦ ગ્રામ, બેન્ઝોએટેડ લાર્ડ ૫૫૦ ગ્રામ વ્હાઇટ વેક્સ ૫૦ ગ્રામ, કૌમરિન ૫ ગ્રામ, મેથિલ એસિટોફિનોન ૨૦ ટીપાં, બેન્ઝાલ્ડિહાઇડ ૧૦ ટીપાં, બાલસમ પેરૂ ૭૦ ટીપાં

પ્રથમ બદામનું તેલ, ચરબી તથા મીણને વૉટર બાથ પર પીગળાવી, કપડામાંથી ગાળી લઇ, પછી તેમાં બાકીની ચીજો ઉમેરો

## ૨

## પ્રવાહી બ્રિલિયન્ટાઇન

બ્રિલયનટાઇન બે પ્રકારના બને છે પ્રવાહી અને ઘટ્ટ

(૧) એરંડિયું તેલ ૬ તોલા ગ્લિસરીન ૬ તોલા, આલ્કોહલ ૨૦૦ તોલા, બેન્ઝોઇન ૨ તોલા, ઓઇલ રોઝ થોડાંક ટીપાં

(૨) એરંડિયું તેલ ૨ ઔંસ રેક્ટીફાઇડ સ્પિરિટ ૮ ઔંસ, ઓઇલ નેરોલી ૫ ટીપાં, ઓઇલ રોઝ જિરેનિયમ ૧૦ ટીપાં, ઓઇલ વર્બેના ૫ ટીપાં, ઓઇલ લેમન ૧/૨ ડ્રામ

(૩) ઝતુનનું તેલ ૪ ઔંસ, ગ્લિસરીન ૩ ઔંસ, અનક્રોહલ ૩ ઔંસ, ઑઇલ નેરોલી ૨૦ ટીપાં, ઑઇલ વર્ગેમોટ ૫ ટીપાં, ઑઇલ લેમન ૫૦ ટીપાં, ઑઇલ રોઝ જિરેનિયમ ૫ ટીપાં

(૪) નાઇટ વ્હાઇટ મિનરલ ઑઇલ ૭૩ તોલા મીઠી બદામનું તેલ ૧૫ તોલા એરંડિયું તેલ ૩ તોલા પેરાહાઇડ્રૉક્સિબેન્ઝોઇક ઍસિડ ૧૩ તોલા, અનક્રોહલ ૫ તોલા, મનપસંદ સુગંધી ૧ તોલો

પ્રથમ અનક્રોહલમાં સુગંધી અને પેરા હાઇડ્રૉક્સિબેન્ઝોઇક ઍસિડ ઓગળાવી, પછી તેમાં બદામનું તેલ મેળવો હવે ખનિજ તેલ અને એરંડિયું તેલ જુદા વાસણમાં મેળવી, પછી તેને ય ઉપલી મેળવણીમાં ઉમેરી, નવું બ્હાડા લગી ઠરવા દઇ, ગાળી લો

(૫) નિકવિડ પેરેફિન ૬૦૦ ગ્રામ, અનક્રોહલ ૪૦૦ ગ્રામ, ઍક્સટ્રૅક્ટ ઑફ હેલિયોટ્રોપ ૫૦ ગ્રામ, ઍમેગ્રેઝ હેલિયો ટ્રૅપિન ૧ ગ્રામ, વેનિલિન ક્રિસ્ટલ્સ ૧ ગ્રામ

(૬) ગ્લિસરીન ૪૦ ભાગ અનક્રોહલ ૪૦ ભાગ, પાણી ૧૯ ભાગ, મનપસંદ સુગંધી ૧ ભાગ

(૭) એરંડિયું તેલ ૨ ડ્રામ બદામનું તેલ ૪ ઔંસ, મનપસંદ સુગંધી ૧૫ ટીપાં. અનક્રોહલ ૧૩ ઔંસ

(૮) એરંડિયું તેલ ૧ કીલો, અનક્રોહલ (૯૦%) ૧ લિટર ઑઇલ મનાન્ગ મનાન્ગ ૫ ગ્રામ, લિનાલોલ ૧૦ ગ્રામ, ટર્પિનિયોલ ૫ ગ્રામ, ઇ કયુઝન ઑફ ગમ બેન્ઝોઇન ૩૫ ગ્રામ

બધાને મેળવીને ખૂબ મિશ્ર કરો

(૯) એરંડિયું તેલ ૧ કીલો અનક્રોહલ (૯૦%) ૧ લિટર, ઑઇલ રોઝ (ગુલાબી) ૨ ગ્રામ, ઑઇલ જિરેનિયમ ૫ ગ્રામ, જિરેનિયોલ ૫ ગ્રામ

(૧૦) ગ્લિસરીન ૧૦ ભાગ, અનક્રોહલ ૧૦૦ ભાગ, ગુલાબજળ ૧૦૦ ભાગ

(૧૧) એરંડિયું તેલ ૬ ભાગ, ગ્લિસરીન ૬ ભાગ, ઍસિડ બેન્ઝોઇક ૨ ભાગ, અનક્રોહલ ૨૦૦ ભાગ, સુગંધી જોઇએ તે જોઇએ તેટલા પ્રમાણમાં

૩

ઘટ્ટ બ્રિલિયન્ટાઇન

(૧) ઝયતુનનું તેલ ૧ કીલો, સ્પરમેસિટિ ૩૦૦ ગ્રામ, ઑઇલ બર્ગેમોટ ૨૫ ગ્રામ ઑઇલ કનનઝ ૨૯ ગ્રામ ઑઇલ જિરેનિયમ ૧૦ ગ્રામ.

(૨) સ્પરમેસિટિ ૨૫૦ ગ્રામ, બદામનું તેલ ૧૨૫૦ ગ્રામ, ઑઇલ લેમન ૧૦૦ ગ્રામ

બદામનું તેલ અને સ્પરમેસિટિને મેળવી તેમાં ઑઇલ લેમન નાખી, સહજ ગરમ કરી ઠારી લો

(૩) સફેદ મીણ ૯૦ ભાગ, એરંડિયું તેલ ૧૦ ભાગ ઍસેન્સ ટ્રીપલ રોઝ ૩૦ ભાગ અનક્રોહલ (૯૩%) ૬૦ ભાગ, ગુલાબજળ ૭૦ ભાગ

(૪) લાનોલિન ૧ કીલો, નિકવિડ વ્હાઇટ પેરેફીન ૩ કીલો સફેદ સિરેસાઇન ૫૦૦ ગ્રામ, ઑઇલ જિરેનિયમ ૧૦૦ ગ્રામ, ઑઇલ રોઝ (ગુલાબી) ૪૦ ગ્રામ, વેનીલીન ૩ ગ્રામ

(૫) એરંડિયું તેલ ૪ ઔંસ, પ્રિપેર્ડ લાર્ડ ૨ ઔંસ, વ્હાઇટ વેક્સ ૨ ડ્રામ, ઑઇલ બર્ગેમોટ ૨ ડ્રામ, ઑઇલ લવેન્ડર ૨૦ ટીપાં

(૬) ચરબી ૪૦ તોલા, મીણ ૪૦ તોલા, તલનું તેલ ૪૦ તોલા એરંડિયું તેલ ૨૧ તોલા, ટ્રાગાકાન્થ ગુંદર ૨૦ તોલા

પ્રથમ ચરબી, મીણ અને તલના તેલને વૉટર બાથ પર એકત્ર કરી પછી તેમાં બાકીની ચીજો મેળવો

(૭) સૉફ્ટ પેરેફિન ૯૨૩ તોલા, હાર્ડ પેરેફિન ૬ તોલા, સુગંધી ૩ તોલા

( અનુસંધાન પૃષ્ઠ ૨૯૮ પર )

[૧]

૧૭૭૯માં ગ્લિસરીનની શોધ થઈ એનું માન મળે છે એક સ્વીડીશ રસાયણ શાસ્ત્રી સ્કીલેને.

એ પછીનાં પચાસ વર્ષ ગ્લિસરીનના ઉદ્યોગના ઈતિહાસમાં પ્રગતિમય લાગી શકાય એમ નથી તે વેળા ગ્લિસરીનનો ઉપયોગ માત્ર થોડાકજ ઉદ્યોગોમાં થતો તેની બનાવટ પણ એને લગે કેવળ નાના પાયા પર અને જૂની શોધની રીતિએ થતીજ હતી પરંતુ તે પછી વાસ્તવમાં ઓગણીસમી સદીના છેલ્લા અર્ધા ભાગમાં ગ્લિસરીનનો ઉપયોગ ઝડપભેર વધવા લાગ્યો બનાવટની પદ્ધતિઓ પણ નવી નવી શોધાવા લાગી અને આજે ગ્લિસરીન ઓછામાં ઓછી પાંચ છ જુદી જુદી રીતો અનુસાર બનાવાય છે હવે તેનો મુખ્ય ઉપયોગ દવાકામમાં થવા ઉપરાંત દારૂગોળો બનાવવામાં કપડાં રંગવા—છાપવામાં ચામડાની બનાવટમાં યંત્રમાં નાખવાના તેલ તરીકે અને માટીની કાચમાં અને બીજા ઉદ્યોગોમાં થાય છે વળી ગેસ મિટરમાંય ગ્લિસરીન અને પાણીનું મિશ્રણ બનાવી ભરવામાં આવે છે

હિન્દમાં દર માસે લગભગ ૨૫૦ ટન ગ્લિસરીન વપરાય છે જેમાંથી લગભગ ૨૫ ટન તો માત્ર મુંબઈના બજારમાંજ વેચાય છે આટલી બહોળી ખપત છતાં હિન્દમાં થોડા કાળ લગી એક નાનું યા મ્હોટું કારખાનું ગ્લિસરીન બનાવવા માટે ન હતું, એ ખરેખર અત્યંત દિલગીરીની વાત હતી ખાસ કરીને જ્યારે તે બનાવવાના મુખ્ય પદાર્થો લેખેના વનસ્પતિ તેલો હિન્દમાં પુષ્કળ પ્રમાણમાં થાય છે એનો વિચાર કરાય છે ત્યારે તો આપણા ઉદ્યોગપતિઓની આવી બેપરવાઈ માટે લાગી આવ્યા વિના રહેતુંજ નથી આજે જ્યારે યુરપ ખુનખાર લડાઈના વમળમાં ફસાઈ પડ્યું છે, ત્યારે ગ્લિસરીનના ભાવ કુદકે ભુસકે વધી રહ્યા છે તે જોતાં હજી હમણાંજ તાતા મિલે ગ્લિસરીન બનાવવાની શરૂઆત કરી છે છતાં એ પ્રયાસ હિન્દની બહોળી ખપતો લક્ષમાં લેતાં કાંઈ નથી કાશ કોઈને સુઝે તો તે ધોબતબ નકામા પડી જતા સાબુના વધારાના દ્રવમાંથી કેટલુંય ગ્લિસરીન કેમ ગેરવાજબી ન સકાય ? પરદેશમાં એવા વધારાના દ્રવ માટે થોડાક મધ્યસ્થ કારખાના છે જેઓ સાબુના કારખાનામાંથી વધતો દ્રવ ખરીદી તેમાંથી ગ્લિસરીન બનાવે છે કારણ કે દરકોઈ સાબુના કારખાનાને ગ્લિસરીન જુદું પાડવા માટેની કીમતી મશીનરી વસાવવી અને એ કામ વેપારી ધોરણે કરવું પોસાતું નથી એટલે અહિંના કારખાના જેમ એ દ્રવ ફેંકી દે છે તેમ ત્યાં ફેંકી ન દેતાં ગ્લિસરીનના મધ્યસ્થ કારખાનાને વેચી દે છે

---

(અનુસંધાન પાનું ૨૯૩નું)

(૮) સફેદ મીણ ૫ ભાગ સ્પરમેસિટી ૪ ભાગ સ્ટિઅરિક એસિડ ૧૦ ભાગ લાઈટ મિનરલ ઓઈલ ૮૦ ભાગ મનપસંદ સુગંધી ૧ ભાગ

પ્રથમ એક વાસણમાં બધા પ્રકારના મીણ અને ચરબીઓ નાખી વૉટર બાથ પર મુકી પીગળાવો અને એ દરમિયાન બીજા વાસણમાં બધું તેલ નાખી તેને ય ગરમ કરી લો પછી બંને ભેગું ભેગી સહજ ટાઢું પડે સુગંધી ઉમેરો

(૯) વ્હાઈટ મિનરલ ઓઈલ ૬૭ તોલા પેટ્રોલેટમ ૨૨ તોલા સિરેસાઈન ૧૦ તોલા મનપસંદ સુગંધી ૧ તોલા

બનાવવાની રીત ઉપર પ્રમાણે

વર્ષો અગાઉ ગ્લિસરીનનું એક કારખાનું બીલીમોરામાંય શરૂ થયુ હતુ ખરૂ, પરંતુ એક યા બીજા કારણે તે આજે ચાલુ નથી એટને આજે તો તાતાના એક પેટા-સાહસ સિવા બીજું સ્વતંત્ર કારખાનુ અસ્તિત્વમા નથીજ જો કોઇ સાહસિક દનતમંદ હિમ્મત કરે તો પાચ લાખ રૂપિયાની પુજી રોકી એક સફળ કારખાનુ ખોલી સકે છે યા ઓછી પુજીમા નાનું કારખાનુય શરૂ કરી સકે છે અથવા કોઇ ભાઇ કોશિશ કરે તો એક નાની સરખી લિમિટેડ કંપની સ્થાપીનેય કામ કરી સકાય છે

[ ૨ ]

ગ્લિસરીન વનસ્પતિના તેનો યા ચરબી ઓમાથી બને છે તે એક પેટા-પદાર્થ છે અને તેની બનાવટ દરમિયાન નીપજતા બીજા પેટા-પદાર્થોય પુષ્કળ ઉપયોગી છે ફેટી એસિડો સાબુ બનાવવા કે કાપડને આપવાની કાઞ્જી બનાવવામા વપરાય છે ગ્લીઅરીન મીણબત્તીઓની બનાવટમા વપરાય છે અને ઓઇલિન વારનિશ, છાપકામની શાહી કે કપડાને વૉટરપ્રુફ બનાવવામા ઉપયોગી છે

વેપારી ધોરણે ગ્લિસરીનનું કારખાનુ ઉઘાડાય અને માત્ર એજ પ્રકારે ગ્લિસરીન બનાવાય તો બસ એક તો, દરેક પ્રકારના વનસ્પતિના તેનોમાથી અને બીજા સાબુ બનાવતા વધેના દ્રવના મિશ્રણમાથી વનસ્પતિના લગભગ દરેક જાતના તેલમાથી ગ્લિસરીન બને છે, એટને તે વિષે કાચા માલની ખાસ મોઘવારી કે તકલીફ જેવુ કશુજ નથી સાબુની બનાવટમાથી વધેનો દ્રવ તો હરકોઇ સાબુના કારખાનાવાના પાસેથી ખુશીથી સસ્તામા મળી સકે છે, કારણ લગભગ દરેક કારખાનાવાના તેને નકામી બચત લેખે ફેકી દે છે એ માટે, એક મધ્યસ્થ સ્થળે કારખાનુ ઉઘાડાય અને આસપાસના વિસ્તારના કારખ નાઓમાથી વધેલો દ્રવ ત્યા લાવી ગ્લિસરીન બનાવાય એવી ગોઠવણ થઈ શકે જેઇએ પરદેશમા મીણબત્તીઓના કારખાનામાય એ મુજબ ગ્લિસરીન બનાવાય છે અને કેટલીક વેળા તેના કારખાના પોતે ગ્લિસરીન ન બનાવતા પોતાની માલની બચત સાબુના કારખાનાવાળાઓ પેઠે મધ્યસ્થ સ્થળેજ મોકલી દે છે અહિં પણ એમ શા માટે ન કરાય?

[ ૩ ]

ગ્લિસરીન બનાવવાની પહેલી અને મુખ્ય રીતિ, સ્કીલેની શોધ મુજબ, એ છે કે ઝરતુનના તેનનો મુરદારશિંગની સહાયથી સાબુ બનાવતા, તેલમા જે ફેટી એસિડો હોય છે તે સાબુના દાણા રૂપે જુદા પડી જાય, બાકીના પ્રવાહીમા પાણી અને ગ્લિસરીન બાકી રહે છે એ પ્રવાહીમાથી પાણી જુદું કરી, ગ્લિસરીનને શાસ્ત્રીય રીતે ગાળી લેતા ચોખ્ખું ગ્લિસરીન બને છે પરંતુ હવે એ રીત છેકજ જુની થઇ ગઇ હોઇ, વ્યવહાર રીતે તદ્દનજ ત્યાગી દેવાય છે જે નવી રીતોએ હવે ગ્લિસરીન બને છે, તે આ રહી—

(૨)—જે તે પ્રકારના તેલ યા ચરબીને વરાળ વડે ૨૦૦°થી ૨૩૦° $C$ ડીગ્રી લગી ગરમ કરી, મિલ્ક ઓફ લાઇમનુ મિશ્રણ મેળવતા તેનો સાબુ જેવો પદાર્થ બની બાકીનુ મિશ્રણ પ્રવાહી રૂપે છુટું પડી જાય છે એ છૂટા પડેલા પ્રવાહીમાથી ગ્લિસરીન જુદુ કરવા માટે તેને વરાળ વડે ઉકાળતા, તેમાનું પાણી વરાળ થઇ ઉડી જાય, ચોખ્ખું ગ્લિસરીન બાકી રહે છે એ ગ્લિસરીન દેખાવે અને ગુણે અશુદ્ધ હોઇ, તેને હાડકાના કોલસાની સહાય વડે ફિલ્ટર કરવું પડે છે

વ્યવહાર રીતે આ પ્રયોગ પણ, જો કે સફળ થયો છે છતાં ખુબ મોઘો હોઇ, માત્ર ગ્લિસરીન બનાવવાની એક નેમ માટે કેવળ નકામો છે.

(૩)—આ નવો પ્રયોગ 'ટનીચ્યચ'નો છે, જે સહાયભૂત પ્રયોગ લેખે વિખ્યાત છે એમા

ઇતિહાસ

ઇન્સાનની પયદાઇશ પછી ઘણીજ ઝડપથી તેની બીમારીઓ પણ અસ્તિત્વ પામી, તેમના ઇલાજ—અકસ્માતિક રીતે યા વિચારપૂર્વક—શોધાવા લાગ્યા અને એમ દુન્યામા ઇન્સાની બદન માટે ઉપચાર–પદ્ધતિ વ્યવહારમા આવી

યૂનાની તિબને વ્યવસ્થિત રૂપ અપાયાને લગભગ ૨૫૦૦ વર્ષ થઇ ગયા ત્યાર પછી તો તેણે ખુબ ખુબ પ્રગતિ કરી વ્હાડકાપની શોધ પણ પાછળથી થઇ અને સમય જતા જર્જરિત બનેલા યુનાની તિબના મુળ દેહ પર લેટિન ભાષી પોશાક પહેરાવી તેને એલોપેથીનુ રૂપ અપાયુ ત્યાર પછી તો બાજી અનેક ઉપચાર–પદ્ધતિયો શોધાવા લાગી ૧૭૯૦મા જર્મનીના ડોકટર હહનિમાને હેમિયોપેથીની શોધ કરી, અને ત્યાર પછી ૮૩ વર્ષ બાદ, એજ જર્મનીના એક નિષ્ણાત ડોકટર શુશલરે બાયોકેમિક પધ્ધતિની જાણ દુન્યાને કરી.

બાયોકેમિક પધ્ધતિની શોધ થયાને ૬૭ વર્ષ વીતી ગયા છે, હજી પધ્ધતિ પોતાના બાળપણમાજ ગણાય છે, છતા તેનો પ્રચાર ખુબ થઇ ચુકયો છે દુન્યાને ખૂણે ખૂણે આજે આ પદ્ધતિના ઉપાસકો પથરાઇ ગયા છે અને હિન્દમા પણ એ પદ્ધતિમર ઇલાજ કયારનોય થવા લાગ્યો છે

સિધ્ધાંત

ઇન્સાની બદનની દરેક રેષા અને દરેક પ્રવાહી તથા તેમની રસાયણિક–તત્વોનું જ્ઞાન અને ભાન તો નિષ્ણાતોને કયારનુય હતું પણ એ જ્ઞાનનો લાભ બીમારીનો ઉપચાર શોધવામા લેવાયો ન હતો એ માન ડોકટર શુશલરને મળે છે, જેમણે ૧૮૭૩ના માર્ચમા બાયોકેમિક પધ્ધતિને જાહિરમા મુકી. શરૂઆતમાં તો તેમની પદ્ધતિમા કોઇએ રસજ ન લીધો પાચ મહિના પછી એક ડોકટર સાહિબે કડક ટીકાઓ અને શંકાઓ રજુ કરી ડોકટર શુશલરે તેનો એક વિસ્તૃત જવાબ આપ્યો, જે જર્મન માસિકના સાત અંકોમા જઇને પુરો થયો. ડોકટર શુશલરનો એ લાંબો લેખ, એજ બાયોકેમિકનો પાયાનો પથર

અને બાયોકેમિક પદ્ધતિ એટલે શું? એનું નામ પોતે સૂચવે છે તેમ[1] એ પધ્ધતિ જીવન–રસાયણશાસ્ત્રનો એક વિભાગ છે અને તેથી કુદરતી નિયમોને પૂરેપૂરી અનુસરતી હોઇ, સહજે હાનિકર્તા નથી નિષ્ણાતો કહે છે કે માનવ શરીરની રચના અત્યંત બારીક અણુઓ (*Cells*) દ્વારા થઇ છે અને એ અણુઓની બનાવટમા ત્રણ પદાર્થો મુખ્યત્વે માલમ પડે છે–

૧, જીવંત પદાર્થો (*Organic Matter*)
૨, પાણી
૩, ખનિજ–ક્ષારો (*Mineral Sals*)

ડોકટર શુશલરે શોધી કાઢયું છે કે એ અણુઓમાના ખનિજ ક્ષારો અમુક અમુક મુકર્રર પ્રમાણમાજ હોય છે અને જ્યારે કોઇ પણ કારણે એ પ્રમાણમા ઘટાડો થાય છે, તો બીમારી પયદા થાય છે. તેથી, જો એ ઘટાડાને પુરો કરવામા આવે–જે ખનિજ–ક્ષારો ઓછા થયા હોય તે પહોંચતા કરાય, તો બીમારી મટી જાય છે

આટલુ નકકી થયા પછી, શોધવાનું બાકી એ હતું કે એ ખનિજ–ક્ષારોની ઓછપ

(૧) યૂનાની ભાષામા Bios શબ્દનો અર્થ છે, જીવન અને Chemic કિંવા Chemistry એટલે રસાયણ સાસ્ત્ર

ટાળવી કેમ અને શી રીતે ? કારણ, શોધાયા પછી ઇલાજ યોજનાની આ વાત હતી ડૉક્ટર શુશલરે સબળ અખ્તરાઓ પછી એ શુશનો ઉકેલ પણ મેળવ્યો અને એ ઉકેલ એટલે જે તે ખનિજ–ક્ષારોને એટલી હદ સુધી બારીક કરવા કે જેથી જીભ ઉપર મુકતાંજ તે હોજરીમાં જવાને બદલે લોહીમાંજ ભળી જાય અને એમ લોહી દ્વારા જે અગમાં તેમની જરૂરત હોય ત્યાં પગથારમાં પહોંચી જાય કારણ કે, માનવ શરીરનો વિકાસ લોહી પરજ અવલંબે છે આપણે જે ખાઇએ પીઇએ છીએ, તે હોજરીમાં જઇ પચીને તેમાંથી અમુક અમુક રસો વ પેદા થાય છે અને તે બધા નાની આંતરડીમાં જતા ત્યાંથી લોહીમાં ભળી જઇ આપણા શરીરના દરેક દરેક ભાગને, કામે પડતો લાભ પહોંચાડે છે

આમ બાયોકેમિક પધ્ધતિ કેવળ કુદરતી પધ્ધતિ છે ખનિજ–ક્ષારોની ઓછપ ટાળવી એજ એનો એક માત્ર મકસદ છે. કારણ કે એ ખનિજ–ક્ષારો પ્રમાણમાં ઓછા બને હોય, માનવ શરીરની તનદુરસ્તીમાં અત્યંત મહત્વનો ભાગ ભજવે છે

બાયોકેમિક પધ્ધતિ આજે કેવળ અખ્તરો નથી, સ્વીકારાતું વિજ્ઞાન છે

## બાયોકેમિક દવાઓ

આપણે આગળ જોઇ ગયા તેમ બાયોકેમિક પધ્ધતિમાં માનવ શરીરમાં મોજૂદ બાર ખનિજ–ક્ષારો વપરાય છે ડૉક્ટર શુશલરની શોધ પ્રમાણે એવા ખનિજ–ક્ષારો કેવળ બાર છે અને તેથી બાયોકેમિક દવાઓ પણ માત્ર બારજ છે એ બાર દવાઓજ દરેકે દરેક માનવ રોગ માટે ઉપયોગી છે —

૧, કેલ્કર ફ્લોર (Calcar Flour)
૨ કેલ્કર ફોસ (Calcar Phos)
૩, કેલ્કર સલ્ફ (Calcar Sulph)
૪, ફેરમ ફોસ (Ferrum Phos)
૫ કાલી મુર (Kali Mur)
૬ કાલી ફોસ (Kali Phos)
૭, કાલી સલ્ફ (Kali Sulph)
૮, મેગ્નેસિયા ફોસ (Magnesia Phos)
૯, નેટ્રમ મુર (Natrum Mur)
૧૦, નેટ્રમ ફોસ (Natrum Phos)
૧૧, નેટ્રમ સલ્ફ (Natrum Sulph)
૧૨, સિલિસિઆ (Silicea)

બાયોકેમિક દવાઓ એટલે એ ખનિજ–ક્ષારોની બનાવટો એની બનાવટ એક ખાસ પદ્ધતિયે થાય છે અને તે ભુકી ટિકડી અને પ્રવાહીના ત્રણ રૂપોમાં બને છે, જો કે એનો ઉપયોગ ભુકી અને ટિકડીના રૂપમાંજ વધુ પ્રચલિત છે

બાયોકેમિક દવાઓ માત્ર બાર છે, છતા દરેક દવા અનેક જુદા જુદા પાવરવાળી[૨] બનાવાય છે એનુ કારણ એ છે કે બીમારી જેટલી જુની અને લાંબી હોય તેટલીજ લોહીમાંની ક્ષાર–શોષણ શક્તિ ક્ષીણ થઇ જાય છે અને તેથી હલકા પાવરની દવાથી લાભ થતો નથી એ માટે ઉચ્ચ પાવર II– બીજા શબ્દોમાં કહેતા વધુ ઘુંટાયલી—દવા વપરાય છે, જેથી બીમારનુ લોહી જે તે ખનિજ–ક્ષાર પોતામાં સહેલાઇથી શોષી લઇ બીમાર અંગને પહોંચાડે છે અને તેથી રોગીને જલદી આરામ થવા લાગે છે

આ પદ્ધતિની એક ખુબી એ છે કે, દવા ઉપર સુનાર રોકને બદલે બીજી યા જરૂરત કરતા વધુ પડતા પ્રમાણમાં લેવાના નુકસાન થવાનો સુદ્ધાં સંભવ નથી કારણ કે એ ખનિજ–ક્ષારો જરૂરત કરતા વધુ હોય યા જરૂરત ન હોય તે હોય તો માનવ–અંગો તેમને ઝાડા પેશાબ પરસેવા વાટે બાહિર કાઢી ફેંકે છે અને તેથી નુકસાન તો થતુંજ નથી

(૨) એ પાવરની સંજ્ઞાઓ X છે અને C એની પૂરી સમજણ આગળ જતા આપશે

કયા રોગ પર કઈ દવા વાપરવી, તેની વિગતવાર માહિતી લેખના બીજા હફતામાં અપાશે. આજે બારે દવાઓ તેના ત્રણે સ્વરૂપમાં કેવી રીતે બનાવાય છે અને તેના અનેક પાવરની યોજના કેવી છે, તેનો ઉલ્લેખ કરીશ.

## [૧] કેલકર ફ્લોર

કેલસિયમ ફ્લોરાઇડ ૧ રતલ, સુગર ઓફ મિલ્ક ૯ રતલ[૩].

બેઉને મેળવી, ખરલ યંત્રમાં નાખી, એક કલાક લગી ઘુંટો. આ ખરલ વેજવુડની બનાવેલી હોવી જોઇએ, કારણ કે એ સિવાની બીજા પથ્થરની ખરલ આ દવાની બનાવટ માટે તદ્દન નકામી છે વળી એ આખી ક્રિયા દરમિયાન-અને પહેલાં અને પછી પણ-દવાને હાથસ્પર્શથી સાવ મુક્ત રાખવી જોઇએ



ખરલ યંત્ર

અને દવા ઘુંટાતી હોય તે દરમિયાન દવામાં ધુળ યા બીજો કચરો બિલકુલ પડી ન શકે તે માટે ખરલ યંત્રને એક એવી કાચ-કબાટમાં ગોઠવવું જોઇએ કે જેથી કાચમાંથી દવા ઘુંટાવાની ક્રિયા જોઇ પણ શકાય અને દવામાં ધુળ યા બીજો કચરો સહજે પડી પણ ન શકે.

આ દવા કેલકર ફ્લોર ૧x થશે

કેલકર ફ્લોર ૨x–કેલકર ફ્લોર ૧x ૧ રતલ, સુગર ઓફ મિલ્ક ૯ રતલ.

બનાવવાની રીત ઉપર પ્રમાણેજ.

કેલકર ફ્લોર ૩x–કેલકર ફ્લોર ૨x ૧ રતલ, સુગર ઓફ મિલ્ક ૯ રતલ.

બનાવવાની રીત ઉપર મુજબ

કેલકર ફ્લોર ૪x–કેલકર ફ્લોર ૩x ૧ રતલ, સુગર ઓફ મિલ્ક ૯ રતલ.

બનાવવાની રીત ઉપર મુજબ

કેલકર ફ્લોર ૫x–કેલકર ફ્લોર ૪x ૧ રતલ, સુગર ઓફ મિલ્ક ૯ રતલ.

બનાવવાની વિધિ ઉપર પ્રમાણેજ.

કેલકર ફ્લોર ૬x–કેલકર ફ્લોર ૫x ૧ રતલ, સુગર ઓફ મિલ્ક ૯ રતલ.

બનાવવાની રીત ઉપર મુજબ.

કેલકર ફ્લોર ૭x–કેલકર ફ્લોર ૬x ૧ રતલ સુગર ઓફ મિલ્ક ૯ રતલ.

બનાવવાની રીત ઉપર મુજબ.

કેલકર ફ્લોર ૮x–કેલકર ફ્લોર ૭x ૧ રતલ, સુગર ઓફ મિલ્ક ૯ રતલ.

બનાવવાની રીત ઉપર પ્રમાણે.

કેલકર ફ્લોર ૯x–કેલકર ફ્લોર ૮x ૧ રતલ, સુગર ઓફ મિલ્ક ૯ રતલ.

બનાવવાની રીત ઉપર પ્રમાણે

કેલકર ફ્લોર ૧૦x–કેલકર ફ્લોર ૯x ૧ રતલ, સુગર ઓફ મિલ્ક ૯ રતલ

બનાવવાની રીત ઉપર પ્રમાણે.

કેલકર ફ્લોર ૧૧x–કેલકર ફ્લોર ૧૦x ૧ રતલ, સુગર ઓફ મિલ્ક ૯ રતલ.

બનાવવાની રીત ઉપર મુજબ.

કેલકર ફ્લોર ૧૨x–કેલકર ફ્લોર ૧૧x ૧ રતલ, સુગર ઓફ મિલ્ક ૯ રતલ.

બનાવવાની રીત ઉપર પ્રમાણેજ.

(૩) આ દવાઓની બનાવટમાં વપરાતી બધી દવાઓ અને દુધની ખાંડ તદ્દન ચોખ્ખી હોવી જોઇએ. એમાં સહજે ખામી હશે તો દવાઓ ખરાબ થઇ જશે.

ટુંકમાં, વાચકો હવે પામી ગયા હશે તેમ, આ છે x પાવરની દવાઓની બનાવટની પધ્ધતિ. એ ક્રમમાળાનો આ ૧૨x પછી અંત આવી જતો નથી, બલકે તે છેક ૧૦૦૦x લગી જારી રહે છે અને એની બનાવટની પદ્ધતિ એજ માત્ર છે કે ૧૨x ની દવામાંથી ૧૩x ની બને અને ૧૩x માંથી ૧૪x ની અને એમ ક્રમવાર ચડતા પાવરની દવાઓ બનાવાતી જાય અનંત, એ ખરું છે, આ ૧૦૦૦ યે ૧૦૦૦ પાવરની દવાઓ વપરાતી નથી, બલકે માત્ર ૧x, ૨x, ૩x, ૬x, ૧૨x, ૨૦x, ૩૦x, ૬૦x, ૧૦૦x, ૨૦૦x અને ૧૦૦૦x નીજ દવાઓનો ઉપયોગ થાય છે, પણ આગળ બતાવ્યું તેમ, બનાવટની પધ્ધતિ એવી છે કે, એકે એક પાવરની દવા બનાવવી અનિવાર્ય છે, પછી ભલે તે પાવરની દવા વાપરવાનો રિવાજ ન હોય એવી હાલતમાંય કશું નુકસાન નો નતીજ થતું, કારણ કે, એવા પાવરની બનાવેલી દવામાંથી બીજા ચડતા પાવરની દવા નિયમસર બનાવી લેવાય છે અને તેથી તેવા પાવરની દવા નિરૂપયોગી થતી નથી.

પરંતુ આ તો માત્ર x પધ્ધતિની વાત થઇ એ ઉપરાંત c પાવરની પણ પદ્ધતિ છે, જેની બનાવટની રીત આ રહી—

કેલકર ફ્લોર ૧c–કેલકર ફ્લોરાઇડ ૧ રતન, સુગર ઓફ મિલ્ક ૯૯ રતન

બેઉને મેળવી, નિયમસર ૧ કલાક લગી ખરલ કરી લો.

કેલકર ફ્લોર ૨c–કેલકર ફ્લોર ૧c ૧ રતન સુગર ઓફ મિલ્ક ૯૯ રતન

બનાવવાની રીત ઉપર મુજબજ

કેલકર ફ્લોર ૩c–કેલકર ફ્લોર ૨c ૧ રતન, સુગર ઓફ મિલ્ક ૯૯ રતન.

બનાવવાની રીત ઉપર પ્રમાણેજ

કેલકર ફ્લોર ૪c–કેલકર ફ્લોર ૩c ૧ રતન, સુગર ઓફ મિલ્ક ૯૯ રતન

બનાવવાની રીત ઉપર પ્રમાણે

કેલકર ફ્લોર ૫c–કેલકર ફ્લોર ૪c ૧ રતન, સુગર ઓફ મિલ્ક ૯૯ રતન

બનાવવાની રીત ઉપર મુજબજ

કેલકર ફ્લોર ૬c–કેલકર ફ્લોર ૫c ૧ રતન, સુગર ઓફ મિલ્ક ૯૯ રતન

બનાવવાની રીત ઉપર પ્રમાણેજ

કેલકર ફ્લોર ૭c–કેલકર ફ્લોર ૬c ૧ રતન, સુગર ઓફ મિલ્ક ૯૯ રતન

બનાવવાની રીત ઉપર પ્રમાણેજ.

કેલકર ફ્લોર ૮c–કેલકર ફ્લોર ૭c ૧ રતન, સુગર ઓફ મિલ્ક ૯૯ રતન

બનાવવાની રીત ઉપર પ્રમાણેજ

કેલકર ફ્લોર ૯c–કેલકર ફ્લોર ૮c ૧ રતન, સુગર ઓફ મિલ્ક ૯૯ રતન

બનાવવાની રીત ઉપર મુજબજ

કેલકર ફ્લોર ૧૦c–કેલકર ફ્લોર ૯c ૧ રતન, સુગર ઓફ મિલ્ક ૯૯ રતન.

બનાવવાની રીત પણ ઉપર પ્રમાણેજ.

અને, x પાવર–ક્રમ પેઠેજ c પાવર–ક્રમનો અંત અહિં આવી જતો નથી તે હજી દૂર સુધી જાય છે, પણ એની બનાવટની રીત ઉપર બતાવેલ પધ્ધતિજ હોઇ, વધુ લંબાણની જરૂરત લાગતી નથી.

આ તો થઇ ભૂકીની વાત હવે ટિકડીઓ બનાવવી હોય તો કરવાનું એટલુંજ કે જે તે પાવરની ભૂકી લઇ, કોઇ પણ જાતની બીજી દવા ઉમેર્યા વિના, તેની એકદમ બાજુએ બરાબર મેળવી ટિકડીઓ બનાવી લેવી.



ટિકડી–૧૧

અને પ્રવાહી દવા એટલે કે દારૂ અર્ક પાણીમાં જે તે દવા ઓગળાવીને બનાવેલી દવા પણ તેનો ઉપયોગ બનતાં ઓછો હોય, તેને અંગે અત્રે વધુ લંબાણની જરૂરત નથી.

## [૨] કેલકર ફોસ

કેલ્સિયમ ફોસ્ફેટ કિંવા ફોસ્ફેટ ઑફ લાઇમ ૧ ભાગ, સુગર ઑફ મિલ્ક ૯ ભાગ

એઉને ખરલ-યંત્રમાં નાખી, નિયમસર એક કલાક લગી ઘુંટી લો. એ થશે કેલકર ફોસ ૧x હવે એ ૧x પાવરની દવામાંથી ૨x થી લઈને ૧૦૦૦x લગીના ચડતા પાવરની દવાઓ બનાવવાની બાકી રહેશે એની પધ્ધતિ કેલકર ફ્લોરના પ્રકરણમાં આપી છે, તે પ્રમાણે જુદા જુદા પાવરની દવાઓ બનાવી લેવી

કેલ્સિયમ ફોસ્ફેટ કિંવા ફોસ્ફેટ ઑફ લાઇમ ૧ ભાગ, સુગર ઑફ મિલ્ક ૯૯ ભાગ

એઉને ખરલ-યંત્રમાં નાખી, એક કલાક લગી ઘુંટી લો. એ થશે કેલકર ફોસ ૧c હવે એમાંથી ૨c અને તેથી વધુ ચડતા પાવરની દવાઓ બનાવવાની રહેશે એની પધ્ધતિ કેલકર ફ્લોરના પ્રકરણમાં આપી છે, તે પ્રમાણે જુદા જુદા પાવરની દવાઓ બનાવી લેવી

ટિકડીઓ અને પ્રવાહી દવા બનાવવાની રીત તો બેશક બધી દવાઓ માટે સર્વસામાન્ય છે, એટલે એ બેઉ માટે પણ કેલકર ફ્લોરના પ્રકરણમાં લખ્યું છે તેમ કરવું

## [૩] કેલકર સલ્ફ

કેલ્સિયમ સલ્ફેટ કિંવા પ્લાસ્ટર ઑફ પૅરિસ ૧ ભાગ સુગર ઑફ મિલ્ક ૯ ભાગ

એઉને ખરલ-યંત્રમાં નાખી, નિયમસર ૧ કલાક લગી ઘુંટી લો. એ થશે કેલકર સલ્ફ ૧x. હવે એમાંથી ૨x થી માંડીને ૧૦૦૦x લગીની ચડતા પાવરની દવાઓ બનાવવાની રહેશે. એની પદ્ધતિ કેલકર ફ્લોરના પ્રકરણમાં આપી છે, તે પ્રમાણે જુદી જુદી પાવરની દવાઓ બનાવી લેવી

કેલ્સિયમ સલ્ફેટ કિંવા પ્લાસ્ટર ઑફ પૅરિસ ૧ ભાગ, સુગર ઑફ મિલ્ક ૯૯ ભાગ.

એઉને ખરલ-યંત્રમાં નાખી, નિયમસર ૧ કલાક લગી ઘુંટી લો એ થશે કેલકર સલ્ફ ૧c. હવે એમાંથી ૨c અને તેથી વધુ ચડતા પાવરની દવાઓ બનાવવાની રહેશે. એની પધ્ધતિ કેલકર ફ્લોરના પ્રકરણમાં આપી છે, તે પ્રમાણે જુદા જુદા પાવરની દવાઓ બનાવી લેવી.

## [૪] ફેરમ ફોસ

ફોસ્ફેટ ઑફ આયર્ન ૧ ભાગ, સુગર ઑફ મિલ્ક ૯ ભાગ

એઉને ખરલ-યંત્રમાં નાખી, નિયમસર ૧ કલાક લગી ઘુંટી લો. એ થશે ફેરમ ફોસ ૧x. હવે એમાંથી ૨xથી લઈને ૧૦૦૦x લગીની ચડતા પાવરની દવાઓ બનાવવાની રહેશે. એની પદ્ધતિ કેલકર ફ્લોરના પ્રકરણમાં બતાવી છે, તે પ્રમાણે જુદા જુદા પાવરની દવાઓ બનાવી લેવી.

ફોસ્ફેટ ઑફ આયર્ન ૧ ભાગ, સુગર ઑફ મિલ્ક ૯૯ ભાગ

એઉને ખરલ-યંત્રમાં નાખી, ૧ કલાક લગી નિયમસર ઘુંટી લો. એ થશે ફેરમ ફોસ ૧c હવે એમાંથી ૨c અને તેથી વધુ ચડતા પાવરની દવાઓ બનાવવાની રહેશે. એની પધ્ધતિ કેલકર ફ્લોરના પ્રકરણમાં બતાવી છે, તે પ્રમાણે જુદા જુદા પાવરની દવાઓ બનાવી લેવી

## [૫] કાલી મુર

પોટાસિયમ ક્લોરાઇડ ૧ ભાગ, સુગર ઑફ મિલ્ક ૯ ભાગ

એઉને ખરલ-યંત્રમાં નાખી, ૧ કલાક લગી નિયમસર ઘુંટી લો. એ થશે કાલી મુર ૧x હવે એમાંથી ૨x થી લઈને ૧૦૦૦x લગીની ચડતા પાવરની દવાઓ બનાવવાની

રહેશે. એનો પદ્ધતિ કેલકર ફ્લોરના પ્રકરણમા બતાવી છે, તે પ્રમાણે જુદા જુદા પાવરની દવાઓ બનાવી લેવી.

પોટાસિયમ કલોરાઇડ ૧ ભાગ, સુગર ઓફ મિલ્ક ૯૯ ભાગ

એકને ખરલ–યંત્રમા નાખી, નિયમસર ૧ કલાક લગી ઘુટી લો એ થશે કાલી મુર ૧c હવે એમાંથી ૨c અને તેથી વધુ ચઢતા પાવરની દવાઓ બનાવવાની રહેશે. એની પદ્ધતિ કેલકર ફ્લોરના પ્રકરણમાં બતાવી છે, તે પ્રમાણે જુદા જુદા પાવરની દવાઓ બનાવી લેવી.

## [૬] કાલી ફોસ

પોટાસિયમ ફોસ્ફેટ ૧ ભાગ, સુગર ઓફ મિલ્ક ૯ ભાગ

એકને ખરલ–યંત્રમાં નાખી, નિયમસર ૧ કલાક લગી ઘુટી લો એ થશે કાલી ફોસ ૧x હવે એમાંથી ૨x થી લઇને ૧૦૦૦x લગીની ચઢતા પાવરની દવાઓ બનાવવાની રહેશે એની પદ્ધતિ કેલકર ફ્લોરના પ્રકરણમા દર્શાવી છે, તે પ્રમાણે જુદા જુદા પાવરની દવાઓ બનાવી લેવી

પોટાસિયમ ફોસ્ફેટ ૧ ભાગ, સુગર ઓફ મિલ્ક ૯૯ ભાગ

એકને ખરલ યંત્રમા નાખી, નિયમસર ૧ કલાક લગી ઘુટી લો એ થશે કાલી ફોસ ૧c હવે એમાથી ૨c અને તેથી વધુ ચઢતા પાવરની દવાઓ બનાવવાની રહેશે એની પધ્ધતિ કેલકર ફ્લોરના પ્રકરણમા બતાવી છે, તે પ્રમાણે જુદા જુદા પાવરની દવાઓ બનાવી લેવી.

## [૭] કાલી સલ્ફ

પોટાસિયમ સલ્ફેટ ૧ ભાગ, સુગર ઓફ મિલ્ક ૯ ભાગ.

એકને ખરલ–યંત્રમાં નાખી, નિયમસર ૧ કલાક લગી ઘુટી લો એ થશે કાલી સલ્ફ ૧x. હવે એમાંથી ૨x થી લઇને ૧૦૦૦x લગીની ચઢતા પાવરની દવાઓ બનાવવાની રહેશે એની પદ્ધતિ કેલકર ફ્લોરના પ્રકરણમા બતાવી છે, તે પ્રમાણે જુદા જુદા પાવરની દવાઓ બનાવી લેવી

પોટાસિયમ સલ્ફેટ ૧ ભાગ, સુગર ઓફ મિલ્ક ૯૯ ભાગ

એકને ખરલ–યંત્રમા નાખી, નિયમસર ૧ કલાક લગી ઘુટી લો એ થશે કાલી સલ્ફ ૧c હવે એમાથી ૨c અને તેથી વધુ ચઢતા પાવરની દવાઓ બનાવવાની રહેશે એની પદ્ધતિ કેલકર ફ્લોરના પ્રકરણમા બતાવી છે, તે પ્રમાણે જુદા જુદા પાવરની દવાઓ બનાવી લેવી

## [૮] મેગ્નેસિયા ફોસ

મેગ્નેસિયા ફોસ્ફેટ[૪] ૧ ભાગ, સુગર ઓફ મિલ્ક ૯ ભાગ

એકને ખરલ–યંત્રમા નાખી, નિયમસર ૧ કલાક લગી ઘુટી લો એ થશે મેગ્નેસિયા ફોસ ૧x હવે એમાથી ૨x થી લઇને ૧૦૦૦x લગીના ચઢતા પાવરની દવાઓ બનાવવાની રહેશે એની પદ્ધતિ કેલકર ફ્લોરના પ્રકરણમા

૪) મેગ્નેસિયા ફોસ્ફેટ બનાવવાની રીત આ પ્રમાણે છે

સલ્ફેટ ઓફ મેગ્નેસિયા ૨ ભાગ, અર્ક–પાણી ૬૪ ભાગ ફોસ્ફેટ ઓફ સોડા ૧ ભાગ

પ્રથમ અર્ક–પાણીના બે સરખા ભાગ કરી, એક ભાગમા સલ્ફેટ ઓફ મેગ્નેસિયા અને બીજા ભાગમા ફોસ્ફેટ ઓફ સોડા ઓગળાવી, બેઉ મિશ્રણોને મેળવી, ઠરવા માટે રહેવા દો, ૨૪ કલાક પછી જોશો તો વાસણને તળિયે નક્કર પદાર્થ –ઝીણી રજકણો, સોયોના સ્વરૂપમા–ઠરી ગયો હશે એજ છે મેગ્નેસિયા ફોસ્ફેટ

બનાવી છે, તે પ્રમાણે જુદા જુદા પાવરની દવાઓ બનાવી લેવી

મેગ્નેસિયા ફોસ્ફેટ ૧ ભાગ, સુગર ઓફ મિલ્ક ૯૯ ભાગ

બેઉને ખરલ-યંત્રમા નાખી, નિયમસર ૧ કલાક લગી ઘૂંટી લો એ થશે મેગ્નેસિયા ફોસ ૧c. હવે એમાથી ૨c અને તેથી વધુ ચડતા પાવરની દવાઓ બનાવવાની રહેશે એની પધ્ધતિ કેલકર ફ્લોરના પ્રકરણમા બતાવી છે, તે પ્રમાણે જુદા જુદા પાવરની દવાઓ બનાવી લેવી.

## [૯] નેટ્રમ મુર

સ્વચ્છ અને ચોખ્ખું ઘરગતુ મીઠું ૧ ભાગ, સુગર ઓફ મિલ્ક ૯ ભાગ

બેઉને ખરલ-યંત્રમા નાખી, નિયમસર ૧ કલાક લગી ઘુંટી લો એ થશે નેટ્રમ મુર ૧x હવે એમાથી ૨x થી લઇને ૧૦૦૦x લગીના ચડતા પાવરની દવાઓ બનાવવાની રહેશે એની પદ્ધતિ કેલકર ફ્લોરના પ્રકરણુમાં બતાવી છે, તે પ્રમાણે જુદા જુદા પાવરની દવાઓ બનાવી લેવી

સ્વચ્છ અને ચોખ્ખું ઘરગતુ મીઠું ૧ ભાગ સુગર ઓફ મિલ્ક ૯૯ ભાગ

બેઉને ખરલ-યંત્રમા નાખી, નિયમસર ૧ કલાક લગી ઘુંટી લો. એ થશે નેટ્રમ મુર ૧c હવે એમાથી ૨c અને તેથી વધુ ચડતા પાવરની દવાઓ બનાવવાની રહેશે એની પધ્ધતિ કેલકર ફ્લોરના પ્રકરણુમા બતાવી છે, તે પ્રમાણે જુદા જુદા પાવરની દવાઓ બનાવી લેવી

## [૧૦] નેટ્રમ ફોસ

ફાસ્ફેટ ઓફ સોડા ૧ ભાગ, સુગર ઓફ મિલ્ક ૯ ભાગ

બેઉને ખરલ-યંત્રમા નાખી, નિયમસર ૧ કલાક લગી ઘુંટી લો એ થશે નેટ્રમ ફોસ ૧x હવે એમાથી ૨x થી લઇને ૧૦૦૦x લગીના ચડતા પાવરની દવાઓ બનાવવાની રહેશે એની પધ્ધતિ કેલકર ફ્લોરના પ્રકરણુમા બતાવી છે, તે પ્રમાણે જુદા જુદા પાવરની દવાઓ બનાવી લેવી

ફોસ્ફેટ ઓફ સોડા ૧ ભાગ, સુગર ઓફ મિલ્ક ૯૯ ભાગ

બેઉને ખરલ-યંત્રમા નાખી, નિયમસર ૧ કલાક લગી ઘુંટી લો એ થશે નેટ્રમ ફોસ ૧c હવે એમાથી ૨c અને તેથી વધુ ચડતા પાવરની દવાઓ બનાવવાની રહેશે એની પધ્ધતિ કેલકર ફ્લોરના પ્રકરણુમા બતાવી છે, તે પ્રમાણે જુદા જુદા પાવરની દવાઓ બનાવી લેવી

## [૧૧] નેટ્રમ સલ્ફ

સલ્ફેટ ઓફ સોડા કિંવા ગ્લોબર્સ સોલ્ટ ૧ ભાગ, સુગર ઓફ મિલ્ક ૯ ભાગ.

બેઉને ખરલ-યંત્રમાં નાખી, નિયમસર ૧ કલાક લગી ઘુંટી લો એ થશે નેટ્રમ સલ્ફ ૧x હવે એમાથી ૨x થી લઇને ૧૦૦૦x લગીના ચડતા પાવરની દવાઓ બનાવવાની રહેશે એની પદ્ધતિ કેલકર ફ્લોરના પ્રકરણુમા બતાવી છે, તે પ્રમાણે જુદા જુદા પાવરની દવાઓ બનાવી લેવી

સલ્ફેટ ઓફ સોડા કિંવા ગ્લોબર્સ સોલ્ટ ૧ ભાગ, સુગર ઓફ મિલ્ક ૯૯ ભાગ

બેઉને ખરલ-યંત્રમા નાખી, નિયમસર ૧ કલાક લગી ઘુંટી લો એ થશે નેટ્રમ સલ્ફ ૧c હવે એમાંથી ૨c અને તેથી વધુ ચડતા પાવરની દવાઓ બનાવવાની રહેશે એની પધ્ધતિ કેલકર ફ્લોરના પ્રકરણુમા બતાવી છે, તે પ્રમાણે જુદા જુદા પાવરની દવાઓ બનાવી લેવી


ખરલ યંત્ર

છે, જેને પરિણામે એસ્બેસ્ટોસના રેષા છુટા પડે છે પછી તેને બાહિર કાઢી, બીજા દળનાર–યંત્રમાં નાખીને દળે છે, જેથી રેષા


દળનાર યંત્ર

બધુ છુટા પડી જાય છે. આ કામ પૂરૂં થતા, એસ્બેસ્ટોસને બીજા ઓરડામાં લઇ જવાય છે

બીજા ઓરડામા એસ્બેસ્ટોસ અને સિમિન્ટ પ્રમાણસર લઇ, એક માવા–યંત્રમા નાખવામા આવે છે, જેમા ગોઠવણ એવી હોય છે કે એસ્બેસ્ટોસ, સિમિન્ટ અને પાણી નાખી, યંત્ર ચાલુ કરતા, તેનો પ્રવાહી માવો બને. જો જરૂરત હોય તો અહિં તેમા રંગ વ. પણ મેળવી સકાય છે એમ, અહિં પ્રવાહી માવો તૈયાર થઇ, એક ડ્રમ, મિક્સર અને બીજા યંત્રમાં થઇ, છેવટે પ્લેઇટ બનાવવાના યંત્રમાં જાય છે.

અને પ્લેઇટ બનાવવાનું યંત્ર એટલે તારની જાળીઓ, પ્રેસ અને બીજા યત્રોનો મેળો સમુહ. એની અદ્‌ભુત બનાવટ અને પધ્ધતિ નજરે જોયા વિના સમજી સકાય એવી નથી. ટુંકમાં તે એવી છે કે તારની જાળી પર એસ્બેસ્ટોસ–સિમિન્ટની મેળવણીનો બારીક થર ઉપાડી, ફેલ્ટ પર મુકવામાં આવે છે અને એમ એ ક્રિયાનું ત્યાં લગી પુનરાવર્તન થતું રહે છે, જ્યાં લગી પૂરતી જાડાઇની પ્લેઇટ તૈયાર ન થાય પછી તેને કાપી, સીધી કરી, બીજા યંત્રમા લઇ જઇ, પ્લેઇટના પ્રચલિત માપ–અર્થાત ૧૨ ઇંચ × ૧૨ ઇંચ. યા ૧૬ ઇંચ × ૧૬ ઇંચ યા ૨૪ ઇંચ × ૨૪ ઇંચ–પ્રમાણે કાપી, તેની કિનારીઓને પણ બરાબર કરી લેવાય છે.

પછી એ પ્લેઇટોને એક પર એક મુકી, મ્હોટી થપ્પી થતાં હાયડ્રોલિક પ્રેસમાં મુકી દબાવે છે, જેથી રહ્યું સહ્યું પાણી નીકળી જાય ત્યાર પછી તેને સુકવનાર ઓરડામાં લઇ જાય છે, જ્યા તેને ૧૨થી ૧૪ કલાક લગી રાખ્યા પછી બાહિર કાઢે છે

હવે માત્ર એકજ ક્રિયા બાકી છે અને તે પ્લેઇટોની કિનારીઓ બરાબર કાપવાની એ ખરૂં છે કે, કિનારીઓ પ્હેલાં કપાઇ ચુકી છે, પણ ત્યાર પછી પ્લેઇટોને દબાવવામાં આવતી હોવાથી તે કિનારીઓ પાછી વાંકી ચુંકી થઇ જાય છે. તેથી તેને બીજી વાર કાપી, પછી એ પ્લેઇટોને એક ઓરડામાં લઇ જઇ ૨૮ દહાડા લગી રહેવા દે છે, જેથી તે કઠણ થઇ, વેચવા અને વાપરવાપાત્ર બને છે.





"વિનાયની સરકો" કિંવા "એસિડવાળા સરકા"ની મિઠ્ઠાનીએ એસેટિક એસિડથી હવે તો લગભગ દરેકોઈ જાણકાર થઈ ગયું છે એ તે તેમજ કે, જે સરકા જેવી નિત દિનની ઉપયોગી વિશાળ ખપત ધરાવતી અને જગતને ખૂણે ખૂણે પ્રચલિત ઝરૂરિયાત બનાવવાના કામ ઉપરાંત રંગકામમાં અને બીજી અનેક ચીજો બનાવટોમાં દિન પ્રતિ દિન વધુ અને વધુ વપરાતો જાય છે

હકીકત કંઈક અનોખી છે એસેટિક એસિડની બનાવટ એ માત્ર રસાયણિક વિષય નથી, જંતુ-રસાયણશાસ્ત્રનો એક સંયુક્ત વિષય છે, જે દ્વારા સામાન્ય અનાજમાંથી આવું તેમાંથી તત્વ ઉપજાવી શકાય છે નથી એને માટે ખુબ મ્હોટા પાયાની યોજના પણ જરૂરી નથી. જે એ યા બીજાં સાધનો જરૂરી છે, તે સામાન્ય કીમતે તૈયાર પણ મળી શકે છે અને ચાહો તો હિન્દમાંય બનાવી શકાય છે. કારણ કે, તેની બનાવટ સાદી અને સાદી છે યંત્રો ઉપરાંત, બીજા જરૂરી સાધનોમાં માત્ર લાકડાના પીપ યા ટબ યા ટાંકીઓ છે, જે તો અહિં બની શકે તેમ એ વિષે વધુ કહેવાનું ન હોય

## બનાવટની પધ્ધતિ

આવો ત્યારે આપણે હવે બનાવટની પધ્ધતિ તરફ વળીએ. એ તો પ્રથમ જ કહી દેવાયું છે કે આ પધ્ધતિ[1] માત્ર રસાયણિક નથી, જંતુ-રસાયણશાસ્ત્રની સંયુક્ત પદ્ધતિ છે પણ રખે કોઈ એમ ભ્રમમાં પડી જાય. ના, આ જંતુઓ નરી આંખે જોઈ શકાય એવા મ્હોટા નથી હોતા; એ તો "બેકટેરિયા"ના સામાન્ય નામે ઓળખાતા અને દુરબીન વિના જોઈ પણ ન શકાતા અત્યંત બારીક જંતુઓની વાત છે.

બનવાજોગ છે કે બેકટેરિયાના નામથીય કોઈક ગભરાઈ ઉઠે પણ એવા ગભરાટની કશી જરૂરત નથી બેકટેરિયા હંમેશ હાનિકર્તા નથી હોતા, કેટલાક પ્રકારના બેકટેરિયા એવા પણ છે, જે યા તો સાવ નિર્દોષ છે યા ઉલટા લાભકારી અહિં જે પ્રકારના બેકટેરિયાની વાત થાય છે, તેય એવા લાભકારી વર્ગના જ છે અને તેથી આપણને-આપણી તનદુરસ્તીને લાભ જ થાય છે, નુકસાન મુદ્દલ નહિં

આટલો ખુલાસો છતાંય કદાચ કોઈના શંકિત હૃદયને પુરો સંતોષ નહિં થાય. તે પૂછશે "એવા નરી આંખે ન જોઈ શકાય એવા જંતુઓની ઓળખ શી? તે જોઈએ તેજ વર્ગના અને લાભકારી છે, એ કેમ જાણી શકાય? ભુલ થાય તો કંઈક ઉલટું તો ન બને?" નહિં, એમાંનું કશું નહિં થાય જો તે જંતુઓ બરાબર મેળવી શકાય છે. એમાં ભુલ થાય એવાનો સંભવ જ નથી. જેમ દૂધ ઘી અને દવાઓ વેચાતી મળે છે, તેમ હવે તો એવા જંતુ-તત્વોય તૈયાર મળે છે. જેથી તેનો ઉપયોગ સાવ સહજ થઈ પડ્યો છે.

## પહેલો તબક્કો

એસેટિક એસિડની બનાવટની ક્રિયાઓ ત્રણ વિભાગોમાં વહેંચી શકાય એમ છે –

૧, અનાજ-તત્વમાંથી ખાંડ-તત્વ બનાવવો.
૨, ખાંડ-તત્વમાંથી આલ્કોહલ-તત્વ બનાવવો.
૩, આલ્કોહલ-તત્વમાંથી એસેટિક એસિડ બનાવવો

(૧) એસેટિક એસિડ આ પધ્ધતિ ઉપરાંત બીજી કેટલીય પધ્ધતિઓએ જેમ-લાકડાં વ ગાળી-બનાવાય છે

મેળવણીને એમજ રહેવા દેતા બીજે દિવસે ક્રિયા સહજ મંદ પડે છે અને ત્રીજે દિને સમાપ્ત થાય છે—એટલે કે મેળવણીના આડ-તાવમાંથી અસ્કોહલ-તત્વ તૈયાર થઇ જાય છે

પણ આ તો પ્હેલા ટબની વાત થઇ બીજા ટબની મેળવણી માટે પ્હેલા ટબમાની મેળવણીમાથી ૧ ઔંસ મેળવણી લઇ, બીજા ટબમા ઉમેરવી. એથી એમાંય તેજ ક્રિયા શરૂ થશે, જે પ્હેલા ટબમાં થઇ હતી ત્રીજે દિને આ બીજા ટબની મેળવણીની ક્રિયાય સમાપ્ત થઇ જશે પછી ત્રીજા ટબની વારી આવશે એ માટે બીજા ટબની મેળવણીમાંથી ૧ ઔંસ મેળવણી ત્રીજા ટબની મેળવણીમાં ઉમેરવી જોઇશે અને એમ ક્રમવાર ત્રીજા, ચોથા અને પાંચમા ટબની મેળવણી તૈયાર થતાં, છઠ્ઠા ટબની વારી આવશે એને માટે પાંચમા ટબની મેળવણી કામ નહિં લાગે. તેથી એ છઠ્ઠા ટબની મેળવણીમાં ફરી વાર લિકવિડ યીસ્ટ ૧ ઔંસ નાખવું જોઇએ ટુંકમા દર છઠ્ઠા ટબે નવું યીસ્ટજ ઉમેરવું જોઇએ

ઉપલી ક્રિયા ખતમ થતા, મેળવણીને લાકડાના પીપમા ભરી કેટલાય સપ્તાહ લગી ઠરવા દે છે, જેને પરિણામે તે વધુ સ્વચ્છ થઇ, તેમાં એસેટિક એસિડના તત્વ પેદા થવા માંડે છે.

## ત્રીજો તબક્કો

આ ત્રીજા તબક્કા માટેય ખાસ સાધન અનિવાર્ય છે. એ સાધન શું છે, લાકડાના વાસણ છે. જેમા બે તળિયા હોય છેઃ એક ખરૂ અને નક્કર તળિયું અને બીજું ખોટું અને કાણાવાળું. વળી એની ભીંતોમાય હવાની આવ જાવ માટે કાણા રખાય છે અને તે ઉપરાંત વાસણમા લાકડાની ચીપોથી બનાવેલી એક બારકેટ પણ હોય છે એની વચ્ચે એક ફરતી સ્પ્રે પણ હોય છે, જેથી મેળવણી સ્પ્રે વડે બારકેટમાં છંટાય છે અને તેમાથી ધીમે ધીમે ગળાઇને નીચે કાણાવાળા તળિયામાં જાય છે અને ત્યાથી ગળાઇને છેક નીચેના ખસ તળિયામાં. લાકડાના આ સાધનને 'એસેટિફાયર' કહે છે અને એમાં મેળવણી બે ત્રણ કલાક લગી એસેટિક એસિડ બેકટેરિયા સહિત રહેવા દેતાં, તે એસિડનું રૂપ લેવા માડે છે.

ટુંકમા, બીજા તબક્કામાં તૈયાર થયલી મેળવણી આ વડે બારકેટમા છંટાઇ, ગળાય છે એ ક્રિયા એક વેળામા નથી પતી જતી. તેથી, ફરી ફરી ત્યા લગી એજ મેળવણીને છાંટતાં રહે છે, જ્યાં લગી ક્રિયા પૂરી ન થઇ જાય આ વેળા મેળવણી ૯૦ થી ૯૫° $F$ લગી ગરમ રહેવી જોઇએ. જો ગરમી વધુ યા ઓછી હશે યા બારકેટના કાણા પૂરાઇ ગયા હશે યા હવા બરાબર આવ જાવ કરતી નહિં હશે તો ક્રિયા બરાબર નહિં થાય તેથી એ બધી વાતો પર ખાસ લક્ષ આપવું જોઇએ

આ ક્રિયા પુરી થતાં, તૈયાર થયલા મિશ્રણને ફરી વાર લાકડાના પીપમાં ભરી કેટલાય અઠવાડિયા કિંવા મહિના લગી પકવ થવા દે છે. અહિંજ તેમા સરકાની વિશિષ્ટ ખુશ્બો પયદા થાય છે, મિશ્રણ વધુ સ્વચ્છ બને છે અને કેટલોક કચરો વ તળિયે જઇ ઠરે છે. પછી એને રેતી યા કિઝલગુરમાંથી ફિલ્ટર કરી લઇ, ૧૫૦° થી ઓછી નહિં એટલી ગરમીએ 'સ્ટિઅરિલાઇઝ' કરે છે.

આટલું થતા, હજી એસેટિક એસિડ તૈયાર નથી થતું. હજી કેટલીક ક્રિયાઓ બાકી છે.

## મોલ્ટનો સરકો

હવે પતરાના બનાવેલા અર્ક-યંત્રમાં આસરે ૧૦૦ ગેલન ઉપલી મેળવણી ભરી, ૧૫-૨૦ ઇંચના દબાણે અર્ક કાઢવામાં આવે છે એ અર્ક એટલેજ મોલ્ટનો સરકો! એમાં સરેરાસ ૬ ટકા એસેટિક એસિડ હોય છે.

( અનુસંધાન પાને ૩૬૮ )

[ ૧ ]

ગેલેલિથ એટલે તે પદાર્થ, જે દૂધના પેટા–પદાર્થ કેસીનમાંથી બને છે.¹ એની ખપત બહોળી છે, અને એના ઉપયોગો પાર વિનાના છે એને હર કોઇ આકાર આપી સકાય છે, એટલુંજ નહિં બલકે ગમે તે મનપસંદ રંગ પણ સરળતાથી કરી સકાય છે. હદ થઇ કે, ગેલેલિથની બનાવેલી ચીઝો ઇચ્છા પ્રમાણે કાપી યા લેથ વડે ઘસી પણ સકાય છે અને, ઉત્તમોત્તમ પૉલિશ પણ કરી સકાય છે.

માનો યા ન માનો જેથી આ બનાવટ, આ સદીની શોધ છે. પોતાના અનેક વિશિષ્ટ ગુણોને લીધે તે ખુબજ લોકપ્રિય થઇ પડયું છે જર્મની, ઇટાલી અને ઝેકોસ્લેવેકિયાથી આવતી ઘણી ખરી ફેન્સી ચીઝો એની બનેલી હોય છે અને હવે તો જાપાન પણ એ દિશામા માથું મારી રહયું છે.

હિન્દમાં ગેલેલિથનો ઉદ્યોગ સારી આશા આપતા ઉદ્યોગોમાંનો એક છે કારણ કે, અહિં કેસીન સસ્તું અને મ્હોટા પ્રમાણમા મળે છે, એટલુંજ નહિ પણ હાલની લડાઇની પરિસ્થિતિને લીધે જ્યારે પરદેશી માલની આવાત લગભગ બંધ જેવી થઇ ગઇ છે ત્યારે તો એની શકયતાઓનું પૂછવુંજ શુ ?

[ ૨ ]

ગેલેલિથના અનેક પ્રકાર છે જેવો ઉપયોગ, તેવી બનાવટ જોઇએ એટલું ઓછું વત્તું કઠણ, જોઇએ એટલુ મજબુત અને વાળી સકાય એવું ગેલેલિથ બને છે એમાં બનાવટના મુળ સિધ્ધાંતોમાં નો કશો ફેર નથી પડતો. અલબત, કાચા માલમાં ફેર પડે છે એમ, ગેલેલિથના મુખ્ય પ્રકાર બે છે.–

(૧) યુનાની ભાષામા Galaનો અર્થ 'દૂધ' છે અને Lithosનો 'પત્થર' Gala-lithosનું અપભ્રંશ છે Galalith · દુધ-પત્થર!

કેચકડા અને હાથીદાંત જેવીજ સુંદર અને સુશોભિત પદાર્થ દુધમાંથી બને છે, એ હકીકત કદાચ વાંચકોને સહેલાઈથી ગળે નહિ ઉતરે પણ આ લેખ દેખાડશે કે, એ હકીકત છે, કલ્પના નથી દુધના પેટા-પદાર્થ કેસીનમાથી ગેલેલિથ બને છે

અને ગેલેલિથમાંથી શું નથી બનતું ? કાસકીઓથી માંડીને રમકડાંઓ લગીની અનેક ન્હાની મ્હોટી ચીઝો ગેલેલિથ-માથી બને છે.

હિન્દમા ગેલેલિથના ઉદ્યોગ માટે વિશાળ ક્ષેત્ર પડેલુ છે, એટલુજ નહિં બલકે એનો કાચો માલ કેસીન પણ હિન્દમા મ્હોટા પ્રમાણમાં મળે છે.

---

૧, એકલી કેસીનમાંથી બનતું ગેલેલિથ
૨, કેસીન ઉપરાંત બીજા સહાયક પદાર્થોની મેળવણીથી બનતું ગેલેલિથ.

કહેવાની જરૂરત ન હોય કે, છેલ્લા પ્રકારના અનેક પેટા–પ્રકાર પણ થઇ સકે છે. જેટલા સહાયક પદાર્થો, તેટલા પેટા–પ્રકારો. પણ મુળ સિધ્ધાંતની નઝરે જોતાં મુખ્ય પ્રકાર બેજ છે.

## ગેલેલિથનો પહેલો પ્રકાર

ગેલેલિથનો પહેલો પ્રકાર એટલે માત્ર કેસીનમાંથી બનતું ગેલેલિથ આ પ્રકારનું ગેલેલિથ સહજ બરડ અને વાળી નહિં સકાય એવું હોય છે તેથી, કુદરતી રીતેજ આ પ્રકારનો ઉપયોગ ઓછો થાય છે. ન્હાની ન્હાની નવિન વસ્તુઓ, થાળીઓ, ટ્રેઓ કે એવીજ બીજી વાળવાપાત્ર નહિં હોય એવી ચીઝો માટે આ પ્રકારનું ગેલેલિથ ઉપયોગી છે.

ગેલેલિથની બનાવટની પદ્ધતિઓ બે છેઃ એક સુકી અને બીજી ભીની. સુકી પધ્ધતિ

હોય છે અને એની ત્રણે બાજુએ—નીચલી ફર્શની સપાટી સિવાય—લોખંડના પતરા યા એસ્બેસ્ટોસના પડ જડેલા હોય છે, આગળ પાછળ મઝબુત દરવાજા બનાવેલા હોય છે અને તળિયામાં હવા દાખિલ થવાનું કાણું હોય છે અને ઉપલી તરફ ચિમની. એમ, આ ભઠ્ઠીમાં ગેલેલિથની વસ્તુઓને, જ્યાં લગી તે પુરેપુરી સુકાઇ ન જાય ત્યાં લગી સુકવવામાં આવે છે કહેવાની જુરૂરત નથી કે એ વેળા તેને ગરમી પહોંચાડવા ઓછી—૧૦૦° $C$ થી વધુ નહિં—અપાય છે

## બીજી પદ્ધતિ

કેસીન ૫૦૦ ગ્રામ, પાણી ૫૦૦ ગ્રામ (વજનથી), કનસેન્ટ્રેટેડ એમોનિયમ હાયડ્રેટ ૩૦૦ ગ્રી સી, અર્ક—પાણી ૭½ લિટર, સોલ્યુશન ઑફ ફૉર્મલડિહાઇડ ૪૦%નું ખપ પુરતું

પ્રથમ પાણીમાં કેસીનને ત્રણ કલાક લગી ભીંજાવા દઇ પછી તેમાં એમોનિયમ હાયડ્રેટ ઉમેરી વૉટર બાથ પર ઓગળાવી લો. આ વેળા તેને સતત હલાવતા રહેવું જોઇએ, જેથી ગાઠો બંધાયા વિના એક સરખા ઘટ્ટપણાની મેળવણી તૈયાર થાય પછી એને નીચે ઉતારી એમાં અર્ક—પાણી ઉમેરી, એસ્બેસ્ટોસમાંથી ફિલ્ટર કરી લઇ, એટલા પ્રમાણમાં સોલ્યુશન ઑફ ફૉર્મલડિહાઇડ મેળવો કે જેથી બધી મેળવણી ફૉર્મલડિહાઇડની ચોખ્ખી વાસવાળી થઇ જાય હવે એને કાચની સાફ પ્લેઇટ પર રેડી ઠરવા દો. ગેલેલિથનો પાતળો પડ તૈયાર થઇ જશે

## ગેલેલિથનો બીજો પ્રકાર

ગેલેલિથનો બીજો પ્રકાર એટલે સહાયક પદાર્થો મેળવીને બનાવેલું ગેલેલિથ એમાં સહાયક પદાર્થો લેખે મેળવાતા મુખ્ય પદાર્થો આ છે.—

૧. આદ્રના ક્યે

[ પાના ૩૪૬ થી આગળ ]

**વિજળીક બેટરીઓ**—સ્વતની, ઘંટડી, ટેલિફોન, ઢોળ ચઢાવવા વ માટે વપરાતી સુકી તથા ભીની બેટરીઓ બનાવવી (ખાસ પેટન્ટ અપ્રાપ્ય પ્રયોગો સહિત) અંક ૬, ૩૬, ૪૪, ૫૦, ૫૨, ૫૭, ૭૪ અને ૮૬મો.
કી. રૂ ૧–૧૦–૦

**વૉટર પેઇન્ટસ**—બનાવવા વિષે. અંક ૩૮મો.
કી. ૩ આના

**શણ**—વાવેતર અને ઉદ્યોગ વિષે અંક ૯૨મો.
કી ૪ આના

**શરબતો**—જાત જાતની ખરી અને બનાવટી ખુસ્બોના શરબતો વિષે અંક ૪૪, ૫૩ અને ૧૦૧મો. કી. ૧૦ આના

**શાહબાદ પથ્થર**—ઉદ્યોગ વિષે. અંક ૭૮મો
કી. ૪ આના

**શાહી ટાંક**—*Nibs* ની બનાવટ વિષે અંક ૯૪મો.
કી ૪ આના

**શિયાળુ પાકો**—તનદુરસ્તી અને તાકત માટે ઉપયોગી શિયાળાની મવસમમાં ખાવા લાયક પાકો બનાવવા અંક ૯૫મો. કી ૪ આના

**શેતુર**—રોપણીની માહિતી અંક ૧૦૧મો.
કી. ૪ આના

**શેરડી**—તેની રોપણી, પીલવા માટે જુદી જુદી જાતનાં કોલુઓ અને તેના કુચાના ઉપયોગ અને ખાતર સબંધી. અંક ૪૨, ૪૩, ૬૧ અને ૭૬ મો કી. ૧૪ આના

**શોષક રૂ**—*Absorbent Cotton*ની બનાવટ અને વેપાર વિષે અંક ૮૯મો. કી ૪ આના

**સકરટેટી**—વાવેતર વિષે અંક ૯૦મો
કી ૪ આના

**સરકો**—જાત જાતના સરકાઓ (*Vinegars*) બનાવવા વિષે અંક ૩૫, ૫૪, ૬૦, ૬૨ અને ૮૩મો. કી. ૧–૨–૦

**સ્લેટ પેન**—બનાવટ અંક ૪૧મો. કી ૩ આના

[ હજી જુઓ પાના ૩૪૮ પર ]

૨, કાગળી માવો
૩, હાડકાની ભુકી
૪, પત્થરની ભુકી
૫, બારીક ઝીણી રેતી
૬, સિમેન્ટ
૭ કેલ્સિયમ કાર્બોનેટ
૮, મેગ્નેસિયમ ઓક્સાઇડ
૯ મેગ્નેસિયમ કાર્બોનેટ
૧૦, આરસપહાણની ભુકી

ટુંકમાં, જેવું ગેનેનિથ બનાવવું હોય, તેવો સહાયક પદાર્થ મેળવવામાં આવે છે, એટલું જ નહિ બનકે એજ સમયસર સહાયક -પદાર્થોનું પ્રમાણ પણ મુકરર નથી, એ પ્રમાણમાંય વધઘટ કરી સકાય છે

**સુકી પદ્ધતિ**

કહેવાની જરૂરત ન હોય કે, બીજા પ્રકારના ગેનેલિયતીય બનાવટ માટે તેજ બે પધ્ધતિયો છે, જે પહેલા પ્રકારના ગેનેનિથ માટે છે એમાં ક્યાંક સહજ ફેરફાર છે ખરો, પણ એ ફેરફાર ખાસ મહત્વનો લેખવો નથી

સૌથી પહેલા આપણે સુકી પદ્ધતિનેજ લઇએ

કેસીન ૧૦૦ રતન, જેને સહાયક પદાર્થ ૫૦થી ૨૫૦ રતન, મનપસંદ રંગ ખપ પૂરતો

પ્રથમ કેસીનને ખરલ યંત્રમાં નાખી, તેને ૧૧૦° C લગી ગરમ કરાય છે અને સાથેજ ખરલ પણ કરવામાં આવે છે પરિણામે એ નક્કર ભુકી નરમ માવાના રૂપમાં બદલાઇ જાય છે જ્યારે કેસીનનો ગાંગડા રહિત માવો તૈયાર થઇ જાય કે તેમાં થોડો થોડો સહાયક પદાર્થ મેળવતા જાઇ,(૪) ખુબ ઘુટતા જાવ ૭ અને ૮ દરમિયાન ગરમી

(૪) એને પ્રથમથી સહજ પાણીમાં ભીંજવી લીધેલો હોય તો ક્રિયા સરળ થશે.

[ પાના ૩૪૭ થી આગળ ]

**સ્પેક્ટ્રોક્રોમ અર્થાત રંગ-કિરણશાસ્ત્ર**— કેમ પણ દવા વિના, ફક્ત રંગીન રેત્રણીના કિરણોથી શરીરની દરેક દરેક બીમારી કેમ સારી થાય છે, તેની માહિતી અંક ૧૦૦મો ફી ૪ આના

**સ્પેનિશ પી નટ**—નગાણીઆ મગફળીનું વાવેતર અંક ૪૯મો ફી ૩ આના

**સ્ત્રે પેઇન્ટીંગ**—એક નવીન રોજગારનો સચિત્ર પરિચય અંક ૩૪મો ફી ૪ આના

**સરેસ**—બનાવટ વિષે અંક ૫૩મો ફી ૩ આના

**સહકારી સંસ્થાન**—ભલેના નવજીવાનો ગરે આદર્શરૂપ અને એવા સહકારી સંસ્થાનની યોજના અંક ૧૦૪મો ફી ૪ આના

**સાઇલેજ**—લીના ઘાસની ગંજી બનાવવી અંક ૯૨મો ફી ૪ આના

**સાગુ દાણા-વાવેતર**—બનાવટ સંબંધી અંક ૧૧૩મો ફી ૪ આના

**સાપ**—ઝહર ઉતાર વિષે અંક ૬૮ મો ફી ૪ આના

**સિગારેટ**—બનાવવાની પુરી માહિતી-ગુપ્ત વિગતો સહિત-અંક ૯૨મો ફી ૪ આના

**સિનેમા સ્લાઇડ**—બનાવવાની પુરી માહિતી અંક ૭૭મો ફી ૪ આના

**સિમેન્ટ-પોર્ટલેન્ડ** સિમેન્ટની બનાવટ અને તેના ઉદ્યોગ વિષે અંક૯૧મો ફી ૪ આના

અને યાદ રહે કે આ મો એક ટુંકીજ યાદી છે આવા ૩૦૦ જેટલા ખાસ હુનરોની માહિતી કમરમાંથી મળી સકે છે ૨૮ પાનનું સૂચિપત્ર મુફત મંગાવો

જોઇતા અંકોનો ઓર્ડર આજેજ મોકલી દેજો રખે, તમને જોઇતા અંકો ખલાસ થઇ જાય અને તમો પસ્તાવું પડે ઓર્ડર સાથે ટપાલની ટિકિટો યા મનીઓર્ડરથી પૈસા મોકલતા અંકોનું ટપાલ ખર્ચ હિસાબમાં મજરે થશે લખો—કમર ઓફિસ, સોદાગરવાડા, સુરત.

૧૧૦° C જેવી માઇમજ રખાય છે અને જ્યારે બધો સહાયક પદાર્થ ફ્રેમીનમા ભળી જાય, એકજીવ થઇ, માવો બની જાય ત્યારે તેમા રગ મેળવી, એ ગરમ માવાને જે તે આકારના ગરમ બીબામા ભરી, મજબુ થવા દે છે કઠણ થતા બાહિર કાઢી લઇ, સુકવવાની ભઠ્ઠીમા મુકી, સહજ સુકવી લઇ–

કઠણ–મિશ્રણ

–મા પનળવા દે છે એ માટે ઇંટ–ચુનાની એક મ્હોટી ટાંકી બનાવવામા આવે છે, જેની અદરની ભીંત પર એસ્ફેલ્ટ લગાડવામા આવે છે અને પછી તેમા અર્ધ–સુકાયલી ગેલેનિથની વસ્તુઓ મુકી, તે બરાબર ઢંકાઇ રહે એટલા પ્રમાણમા ૩૦ થી ૪૦ ટકાનુ ફ્રેર્મલડિહાઇડનુ મિશ્રણ ભરી દે છે અને તેને સતત હલાવતા રહેવાય એવી યાત્રિક ગોઠવણ પણ કરી દે છે એ ક્રિયા મિશ્રણની જલદતા, વસ્તુઓના પ્રમાણ અને કદ વ ને અનુસરી ચારથી માંડીને વીસ દહાડા લગી જાગી રહે છે અને એ દરમિયાન દર ૧૨ કલાકે મિશ્રણને તપાસી, તેની જલદતા જેટલી ઓછી થઇ હોય તેટના પ્રમાણમા ફ્રેમલડિહાઇડ ઉમેરી દે છે કે જેથી મિશ્રણ હરહમેશ મુકરર જલદતાવાળુ રહે

સુકવવાની ક્રિયા

ઉપર કહ્યુ તેમ કઠણ–મિશ્રણમા વસ્તુઓ પલાળ્યા પછી, મુકરર સમય પછી બાહિર કાઢી તેને ભઠ્ઠીમા મુકી સુકવી લેવાય છે [૫] એ ક્રિયા આગળ લખ્યુ છે તે પ્રમાણે પુરી થતા, જે તે ચીજ તૈયાર ગણાય, તેને ગમે તેવું પૅલિશ કરી સકય છે

(૫) જો મ્હાય એ વેળા જે તે ચીજ સકો ચાતી યા આકાર બદલતી માલમ પડે તો, તેને ફરી વાર બીબામા મુકી, બીબાને ભઠ્ઠીમા મુકી, વસ્તુને સુકવી લેવી

ભીની પધ્ધતિ

કેસીન ૫૦ રતલ, પાણી ૫૦ રતલ, સોડિયમ બાઇકાર્બોનેટનું ૫ રતલનુ યા ટંકણખારનુ ૭ રતલનું મિશ્રણ (ગમે તે એક) સહાયક પદાર્થ ખપ પુરતા પ્રમાણમા

પ્રથમ પાણીમા કેસીન નાખી, ૩ કલાક લગી ભીજવી રાખો પછી તેને ખરલ–યત્રમા નાખી, યંત્રને ૭૫°C જેટલુ ગરમ કરી, સોડિયમ બાઇકાર્બોનેટ યા ટંકણખારનું મિશ્રણ થોડું થોડું રેડતા જઇ, મેળવણીને ખુબ ઘુંટવામા આવે છે, અને સાથે સાથેજ ગરમી પણ ૭૫° થી ૧૦૦°C લગી વધારવામા આવે છે અંતે માવો તૈયાર થતા, તેમા જે તે સહાયક પદાર્થ–જો પહેલાથી પાણીથી સહજ ભીજવેલો હોય–થોડો થોડો ઉમેરી, મેળવણીને ખુબ ઘુટી, ફરી વાર જ્યારે માવો તૈયાર થાય કે આગળ કહ્યા પ્રમાણે તેને બીબામા ભરી, સુકવી, કઠણ–મિશ્રણમા રાખી, ફરી વાર સુકવીને પેલિશ કરી લેવાય છે

## ઝમીન તથા હવામાન

બોરને રેતાળ ગોરાડુ કેસર ઝમીન બહુ માફક આવે છે આ ઝાડના મૂળ ઘણા ઊંડા જતા હોવાથી થોડા દળવાળી ઝમીનમાં જો કે એ બહુ સારા થતાં નથી છતાય સાધારણ રીતે તો સારો ફાલ આવે છે જ ચીકણી કાળી ઝમીન પણ એને જેવી જોઈએ તેવી માફક આવતી નથી ખારી ઝમીનમાં બોરડી સારી થવાનો સંભવ ઓછો છે ખાડા ટેકરાવાળી ઝમીનમાં, જ્યાં બીજુ વાવેતર સારૂ ન થઈ શકે ત્યાં, એ ઝાડ થઈ શકે છે કારણ એના મૂળ ઘણા ઊંડા જતા હોવાથી ધોવાઈ જવાની બીક રહેતી નથી ઓછી માવજતવાળી યા મુશ્કેલીવાળી પોચી ઝમીનમાં ખાતર ની મદદથી બોરડી સારી ઉગાડી સકાય છે

## પ્રાથમિક ખેડ

ઝમીન ખાડા ટેકરાવાળી હોય તો તેમાથી ઝાડ ઝાખરા ખોદી કાઢી સાફ કરવી ઉનાળામાં હળથી ત્રણ ચાર વાર ઝમીન ખેડી, સમાર મારી તૈયાર કરવી ઝાડ વાવવા માટે ૨૦ ફુટને અંતરે ૩'x૩'x૩' ફુટના ચોરસ ચોરસ ખાડાઓ કરવા અને છાણનું ગળેલ ખાતર ૪ ટોપલા માટી સાથે ભેગાં, ખાડા પૂરવા પછી પાણી માટે ખામણા તથા ખવાર તૈયાર કરવા

## પ્રકાર

બોરની ઘણી જાતો છે, પણ તેમા મુખ્ય જાતો બે છે એક જાત વધીને વૃક્ષ થાય છે, જ્યારે બીજી ૨ થી ૩ ફુટજ વધે છે બીજી જાત જંગલમા અને ખેતરમા સ્વાભાવિક રીતે ઊગે છે એ ચણી બોરને નામે ઓળખાય છે આનાં ફળ ઘણાં નાના અને ઠળીઆ બહુજ મોટા હોવાથી વેપારી દ્રષ્ટિએ આ જાત ઉપયોગી નથી એના ઝરડાનો ખેતરોની વાડો કરવામા સારો ઉપયોગ કરવામાં આવે છે મોટા ઝાડના બોરના ઘણા વર્ગો છે એમા દેશી અજમેરી, કાઠી અહમદાવાદી મહેસાણા રદિરી વ સારી જાતો છે બોરની ઠળીઆ વગરની પણ એક જાત થાય છે કેટલાક નામ આકાર ઉપરથી પણ પડેલા છે જેવા કે ખારેકીઆ, જમરૂખીઆ વ ચણી બોર ગોળ હોય છે, જ્યારે અજમેરી બોરો લાંબા હોય, ઠળીઆ પણ લાંબા હોય છે તેની ઉપર દળ પણ નથુ હોઈ સ્વાદે રસાળ હોય છે

## રોપા ઉછેર

બોરનુ વાવેતર બે રીતે થઈ શકે છે સારી જાતના બીજ કાયમી જગ્યાએ રોપીને અથવા તો ક્યારામા રોપ તૈયાર કરી કાયમી જગાએ વાવી, તેના ઉપર આંખ ચડાવી અમર કલમ કરીને, અથવા રોપા તૈયાર કરી કુંડામા લઈને તેની ઉપર આંખ અથવા કલમ કરીને બીજ વાવવા માટે ઉંચાણવાળી જગા ૪ ફુટ પહોળી અને ૧૦ ફુટ લાંબી ખોદી તેમા સારૂ છાણીયુ ખાતર ભેળવી તૈયાર કરવી પછી સારા પાકેલા બોર લઈ તેની ઉપરની છાલ તથા ગર કાઢી નાખીને ઠળીઆને એક એક વેંતને અંતરે ચોમાસામા વાવી દેવા બીજ ઘણુ કઠણ હોવાથી ઉગતા વાર લાગે છે, માટે ઠળીઆને પ્રથમ ફોડી તેના બીજ વાવવામા આવે તો તે ઘણા જલદી ઉગી નીકળે છે રોપ ૧॥ થી ૨ ફુટ ઉંચા થયે વાવવા લાયક ગણાય છે, ચોમાસામા છોડ કાયમી સ્થળે ખાડામા વાવી દેવા છોડને એક વર્ષ સુધી જરૂર પ્રમાણે પાણી દઈ ગોડ મારતા રહેવુ બીજે વર્ષે ચોમાસામા

તેની ઉપર આંખો ચઢાવવાને લાયક થશે ચોમાસામાં જ્યારે વર્ષા નહિં હોય તેવો સમય આંખ ચઢાવવા માટે ખાસ અનુકુળ છે આ વખતે ઝાડમાંથી નવિન રસ જોરથી વહેતો હોય છે અને તેની છાલ સહેલાઇથી નીકળી શકે છે આંખ ચઢાવવાને માટે છોડ ઘણો કુમળો અગર પાકટ ન હોવો જોઇએ અતિશય ઠંડી અગર ઉનાળામાં સખ્ત તાપમાં ચઢેલાતથી આંખ ચઢાવી સકાતી નથી. ચોમાસામાં પણ વર્ષાના પાણીથી ચઢાવેલી આંખનું ખાસ રક્ષણ કરવું જોઇએ ઘણે ઠેકાણે આંખના ઉપરના ભાગમાં બોરડીનાંજ પાન બાંધે છે એટલે વર્ષાના બિન્દુ તેની ઉપર પડીને જલ્દીથી નીચે સરી પડે છે

## આંખ ચઢાવવી

આંખ ઉત્તમ જાતના બોરના ઝાડ ઉપરથી ઉતારવી જોઇએ આંખ સહેજ ઉપસેલી, પરંતુ ફુટીને બહાર વધવા માંડેલી ન હોવી જોઇએ ડાળ અને પાન જ્યાં મળે છે, તે ઠેકાણે અણ ઉપસેલી આંખો હોય છે ચઢાવતી વખતે આંખ વચ્ચે આવે એવી રીતે ૧ થી ૧।। ઇંચ જેટલો ડાળનો કટકો કાપી લેવો પછી તે કટકાને ચપ્પુથી વચમાં બનાવટ ચીરવો આંખવાળા ટુકડાનો અંદર ॥ લાકડાનો ભાગ કાઢી નાખવો એટલે આંખ છાલ સહિત ચઢાવવા માટે તૈયાર રહેશે આંખ કાઢવાની બીજી રીત એ છે કે પ્રથમ પ્રમાણે ૧।। ઇંચનો કટકો ડાળીથી જુદો ન કાઢતા ૩-૪ આંખ હોય એવી ડાળ જોઇને આંખ નીચે અર્ધો ઇંચ ચાકુ નીકળે એમ કાપવું, એટલે આંખ સાથે બિનકસ ટુકડો નીકળશે તેની ઉપરથી છાલ સહિત આંખ જુદી પાડી લેવી આંખ કાઢતા ન ફાટે અથવા બીજી રીતે નુકસાન ન થાય એની ખાસ સંભાળ લેવી જોઇએ આંખ ચઢાવવા માટે છોડના થડને જમીનથી દોઢથી દેઢ ફુટ ઉંચે ઊભો અને આડો (T) જેવો કાપ ચાકુથી મુકવો અને તેની અંદર આંખ ઊભારવાના ચપ્પુના દાંડાની પાછળી બાજુ નાખીને છાલ સહેજ ઉપાડી તેને ઉપર જણાવ્યા મુજબ કાઢેલી આંખ સેરવી અગર બેસાડી દેવી ત્યારબાદ કેળના સોપટથી અગર સુતળની દોરીથી આંખ ઉઘાડી રાખી, બાકીનો ભાગ બાંધી દેવો આ સિવાય ભુંગળી પધ્ધતિથી પણ આંખ ચઢાવાય છે.



આંખ ચઢાવવાની ક્રિયા

આ પધ્ધતિમાં આંખની ઉપરની તથા નીચેની છાલ ગોળાકાર કાપી, છાલનો ભાગ જુદો પાડી લેવો એ ભાગ કપડાથી પકડી જોરથી એંચવાથી આંખ જુદી પડી આવશે. આંખ કાઢતી વખતે તે કોઇપણ ઠેકાણેથી ન ફાટે એની ખાસ સંભાળ રાખવી આ આંખની ભુંગળી ચઢાવવા માટે છોડ ૧।। ફીટ ઉપર કાપી નાખવો અને ભુંગળીના કદની હોય ત્યાં, તેની ઉપરથી છાલ કાઢી નાખી, અંદરના લાકડા ઉપર આંખવાળી ભુંગળી બેસાડી દેવી ભુંગળીના નીચે અને ઉપર રહેલા છોડની છાલવાળા ભાગ વચ્ચે સહેજ પણ જગા ખાલી ન રહે એની ખાસ સંભાળ રાખવી આ રીતથી આંખ જલદી ચઢી જાય છે આંખ ચઢાવ્યા પછી ૮ થી ૧૫ દિવસની અંદર તે નોકજીવની ફુટવા માંડશે

અસલ છોડ ઉપરથી તેની પોતાની આંખો ફરી તોનેય ફૂટશે પણ તેને કાપી નાખવી એટલે ચઢાવેલ આંખ જોરમાં આવી જલદી મોટી થશે ચઢાવેલ આંખનું વરસાદથી રક્ષણ કરવાની ખાસ ઝરૂર છે એજ રીતે કુંડામાં રાખેલા રોપાને આંખ ચઢાવી અને બરાબર લાગી ગયા બાદ કાયમી જગ્યામાં રોપવાનો રિવાજ પણ પ્રચલિત છે

## માવજત

આંખ ચઢાવ્યા પછી બોરને બીજે વર્ષે ફાલ આવે છે ઉનાળામાં ઝાડના થડ પાસેની જમીન ખોદી, જરૂર પડે મુળ ઉઘાડાં કરી આરામ આપવો તેમજ થડ ઉપરની નબળી તથા સુકાઇ ગએલી ડાળીઓ કાપી નાખવી પછી સાડું ગળેલું ખાતર ૩–૪ ટોપલા ખામણાની માટી સાથે મેળવી દરેક ઝાડને આપવું.

વરસાદ ન હોય તો ઝરૂરત પ્રમાણે પાણી પાવું

## પાક

બોરને બીજે રોપ્યા પછી ત્રીજે વર્ષે અને આંખ ચઢાવ્યા પછી બીજે વર્ષે ફલ આવે છે અષાઢ માસમાં ફુલ આવી માગશર, પોષ માસમાં ફળ તૈયાર થાય છે બોર ૨૦ ફીટને અંતરે વાવવાથી દર એકરે ૧૦૮ ઝાડ આવશે ઝાડ દીઠ દર વર્ષે પોણાથી એક મણ ફળ મળી શકે છે બોરનો બગીચો ૧૦થી ૧૫ વર્ષ સુધી ટકે છે સારી ફળદ્રુપ જમીનમાં વધુ પણ ટકે છે દર વર્ષે ફળ આવવાની મોસમ પહેલા ડાળીઓની છાંટણી કરવાની ખાસ ઝરૂર છે ખાસ કરીને જ્યાં હલકી જમીન તદ્દન નકામી પડી હોય ત્યાં ઓછા ખર્ચે સારી ઉપજ મળી શકે છે .

## ઉપદ્રવ

બોરના ફળને નાની માખી ઘણું બહુ નુકસાન કરે છે જ્યારે ફુલ આવે છે, ત્યારે આ જીવાતના પતંગીઆ ફુલના ગર્ભાશયમાં ઈંડા મુકે છે અને જ્યારે બોર પાકી મોટું થાય છે, ત્યારે તે ઈયળ પણ અંદરને અંદરજ મોટી થાય છે આવા બોરનો નાશ કરવાથી ઉપદ્રવ વધતો અટકે છે

ઝાડ નીચેની જમીન ગોડવાથી ઈયળના કોશેટાનો નાશ થાય છે તેથી ભવિષ્યમાં થતો ઉપદ્રવ અટકાવી શકાય છે

ઘણે ઠેકાણે ફુલની મોસમમાં તેની ઉપર મારીક ગંધકનો ભૂકો છાંટી, આ રોગ અટકાવવાનો પ્રયત્ન થયો છે

લાખના જંતુઓથી પણ બોરની ડાળીઓને ઘણું નુકસાન થાય છે ઘણેડા જાતના જીવડાં અને બીજી એક બે જાતની ઈયળો કુમળી ડાળના પાનને ખાઈને નુકસાન કરે છે આવું નુકસાન અટકાવવા માટે ઈંડા, ઈયળ કે કોશેટાને વીણી, તેનો નાશ કરવો જોઇએ

કેટલીક વખતે વાંદો વેલ આ ઝાડ ઉપર ઉગી નીકળી તેને નાશ કરતો માલુમ પડે છે વેલના ડાળ કે પાન દેખાય કે તરત તેને મુળમાંથી ઉપાડી લેવી

[ખેતી વિજ્ઞાનમાંથી] બી. એલ. દેશાઈ

## આલ્કોહલની વાસ ઉડાવવી

આલ્કોહલ ૧ ગેલન, બુઝાવેલો ચુનો ૪ ડ્રામ, ફટકડીની ભુકી ૨ ડ્રામ, સ્પિરિટ ઓફ નાઇટ્રસ ઇથર ૧ ડ્રામ.

ચુનો અને ફટકડી મેળવી, તેમાં આલ્કોહલ ઉમેરી, ખુબ હલાવો અને છેવટે સ્પિરિટ નાઇટ્રસ ઇથર ઉમેરી, થોડાક દહાડા લગી મેળવણીને રહેવા દો એ દરમિયાન એને વારંવાર હલાવતા રહી, છેવટે ફિલ્ટર કરી લેવું

■

## ઉધઇ-શત્રુ

કપુર ૪ તોલા, કાળા મરી ૨ તોલા, સુખડનો વ્હેર ૫ તોલા, બેન્ઝોઇન ૧ તોલો

બધાને વાટી, મેળવી રાખો અને જરૂર હોય ત્યાં કપડા પર છાંટો

■

## કોપરેલની વાસ કાઢવી

કોપરેલ તેલ ૧ રતલ, તેજપાન ૨ તોલા

તેલમાં તેજપાત નાખી, દિવસે તડકામાં અને રાત્રે શીતળમાં રાખી મુકો ૧ અઠવાડિયામાં તેની પોતાની ખુશબુ ઉડી જશે

■

## ઠંડો સુરમો

કાચો સુરમો ૫ તોલા, કપુર ૧ તોલો, એલચી દાણા ૧ તોલો, લીમડાના પાદડાનો રસ તથા વરીયાળીનો અર્ક ખપ પુરતો

પ્રથમ કાચા સુરમાને ત્રણ દહાડા લગી સાદા પાણીમાં ભીંજવી રાખો પછી તેમાં કપુર અને એલચી દાણા મેળવી, લીમડાના પાદડના રસમાં ૬ થી ૧૨ કલાક લગી ખરલ કરી, જ્યારે સુકાઇ જાય ત્યારે તેને વરીયાળીના અર્કમાં ૭ થી બાર કલાક લગી ખરલ કરી, સુકાયા બાદ નીચીશીશીમાં ભરી રાખો

આંખોને ઠંડક આપે છે

■

## તાકતની દવા

(૧) મધ ૧/૨ તોલો, આદાનો રસ ૧ તોલો

રોજ સવારે એ મેળવણી પીવાથી તાકત વધે છે

(૨) મધ ૧ ન્હાની ચમચી, ઇંડાની ઝરદી ૧ નંગ, દુધ થોડુંક.

દુધને સહજ ગરમ કરી, તેમાં મધ અને ઇંડાની ઝરદી નાખી, ખુબ ફુંગી, રોજ સવારે પી જાવ

તાકતની આ દવા અત્યંત ગુણકારી છે

■

## તાવની ગોળીઓ

સિન્કોના ૧/૨ તોલો, એસિડ આર્સેનિક ૧ ગ્રેન, એસિડ કાર્બોલિક ૫ ગ્રેન, કપુર ૫ ગ્રેન, મરચાની ભુકી ૨૦ ગ્રેન

બધાને મેળવી, ગુંદરવાળું પાણી ઉમેરી, એ મેળવણીમાંથી ૫૦ ગોળીઓ બનાવો અને પછી તેની ઉપર ખાંડનો પડ (*Sugar Coating*) ચડાવી લો, જેથી તૈયાર ગોળીઓ ૭ ગ્રેનના વજનની થશે

■

## દમનો ઇલાજ

તાજું નારિયેળ ૧ નંગ, આકનું દુધ ખપ પુરતું.

પ્રથમ નારિયેળમાં ઝીણું કાણું કરી, પાણી કાઢી લો. પછી તેમાં સમાય તેટલું આકનું દુધ ભરી, છાંયડામાં મુકી સુકાવા દો. જ્યારે બધું દુધ સુકાઇ જાય ત્યારે ફરી વાર તેમાં બીજુ આકનું દુધ ભરી, ફરી વાર છાંયડામાં સુકાવા દો જ્યારે તેય સુકાઇ જાય ત્યારે ત્રીજી વાર પણ તેમાં આકનું દુધ ભરી, છાંયડામાં સુકાવા દો જ્યારે ત્રીજી વાર સુકાઇ જાય ત્યારે નારિયેળને કપડમાટી કરી, ૮૦ રતલ જેટલા છાણાની આગમાં પંકી

દો, પછી તેને બહાર કાઢી, કપડામાં ખોલી, નાળિયેલના ગરને વાટી કાઢો

માત્રા બે રતી દવા, પતાસામાં મુકીને થોડાક અર્ક ગાવઝબાન સાથે

પુરાણી ખાંસી અને દમનો ઉમદા ઇલાજ છે

—હકીમ હામિદઅલી

■

## દાઝયાનો ઇલાજ

બાવળના ફુલ ખપ પુરતા

ફુલને છાપરામાં સુકવી નાખી, ભુકી કરી લેવી

જુરૂર વેળા દાઝેના ભાગ એ ભુકી ભભરાવવાથી ઝડપથી આરામ થાય છે

■

## દાદરનો ઇલાજ

કપીનો ૨ ડ્રામ, અળસીનુ તેલ ૨ ઔંસ

તેલને ગરમ કરી, તેમાં કપીનો મેળવી, ઠંડુ થવા બાદ લગાડો

## પાચન-ભુકી

સુંઠ ૧૦ ગ્રેન, અજવાન ૧ ડ્રામ, એલચી દાણા ૩૦ ગ્રેન

બધાને વાટી, ૧ પડીકુ બનાવી, ખાધા પછી લો

■

## પેન બામ

મધમાખનુ મીણુ ૪ ઔંસ, મધ ૨ ઔંસ, સ્પિરિટ તર્પેન્ટાઇન ૧/૨ ઔંસ, ઓઇલ વિન્ટરગ્રીન ૧ ઔંસ, લેનોલીન ૧ ઔંસ, ચરબી-લાર્ડ ૧૨ ઔંસ, જમાલગોટાની ભુકી ½ ઔંસ

બધાને એકત્ર કરી, પકાવો.

■

## ફાઉન્ટેન પેનની બ્લ્યુ શાહી

૧—ગેલિક એસિડ ૮૦ ગ્રેન, હીરાકસી ૧૨૦ ગ્રેન, ગંધકનો તેજાબ, (ડાયલ્યુટ) ૪ ડ્રામ, બાવળનો ગુંદર ૧૬૦ ગ્રેન ગ્લિસરીન ૧૪૦ ટીપા, લિક્વિડ ફેનોલ ૩૦ ટીપા અર્ક-પાણી ૪૦ ઔંસ, બ્લ્યુ રંગ ખપ પૂરતો

પ્રથમ અર્ક-પાણીના બે ભાગ કરી, એક ભાગમાં ગેલિક એસિડ નાખી, ધીમી આંચે ઓગળાવી, ઠંડુ થવા આપીને ઉતારી લો અને બીજા ભાગમાં રંગ સિવાયની બધી ચીજો ક્રમવાર મેળવી, રહેવા દો બીજે દિને બેઉ મેળવણીઓ મેળવી, રંગ ઉમેરી, ફિલ્ટર પેપરમાંથી ગાળી લો.

૨—બ્લ્યુ રંગ ૧૦ ભાગ હીરાકસી ૫ ભાગ, ખાંડ ૪ ભાગ, ફટકડી ૧ ભાગ, અર્ક-પાણી ૩૫૦ ભાગ

પ્રથમ પાણીમાં હીરાકસી અને ખાંડ ઓગળાવી, પછી બાકીની બધી ચીજો ઉમેરી તેને ત્રણ ચાર દહાડા લગી રહેવા દો પાછળથી ગાળી લેજો

■

## અરોળનો ઇલાજ

સમુદ્રફીણ ૧ તોલો, સાકર ૧ તોલો

બેઉની ભુકી બનાવી, એકત્ર કરી રાખો.

માત્રા અર્ધો તોલો દવા સવાર સાંજ, પાણી સાથે

■

## બાલામૃત

હાયપોફોસ્ફેટ ઓફ સોડા ૧ ડ્રામ, હાયપોફોસ્ફેટ ઓફ લાઇમ ૧ ડ્રામ થાડી ચાસણી ૧½ રતલ, વાયડીંગનો અર્ક ½ ઔંસ, સુંઠનો અર્ક ½ ઔંસ, શરબતનો રંગ ખપ પૂરતો

૧ બધાને મેળવી રાખો બાળકોને આપવાની ઉત્તમ દવા છે

■

મરડાનો ઇલાજ

ઇસબગોળની ભુકી ૫ રતલ, સાકરની ભુકી ૫ રતલ.

એઉને એકત્ર કરી રાખો.

માત્રાઃ દિવસમાં ત્રણ વાર, વય પ્રમાણે ½ તોલાથી ૧ તોલા લગી. પાણી સાથે.

માથાના દર્દનો ઇલાજ

કોરો ચુનો ૧ તોલો, ખરો નવસાદર ૧ તોલો.

બન્નેને વાટી, એક શીશીમાં ભરી રાખો અને જ્યારે માથાનું દર્દ થાય ત્યારે શીશીનો બુચ ખોલી, દવા સુંઘો.

લસ્ટર પૉલિશ

સ્વચ્છ ટેલો–ચરબી ૮ ઔંસ, આયર્ન ઓક્સાઇડ ૧ ઔંસ, ઓક્ઝેલિક એસિડ ૧½ ડ્રામ, પુમીસ પાવડર ૧ ઔંસ.

ઓક્ઝેલિક એસિડને વાટી, આયર્ન ઓક્સાઇડ અને પુમીસ સાથે મેળવી, પછી પીગળાવેલ ચરબી મિશ્ર કરી, બીબામા ભરી લો

પુમીસ અને આયર્ન, ઓક્સાઇડ તદ્દન સ્વચ્છ હોવા જોઇએ, નિકર પૉલિશ બગડશે

વધરાવળનો ઇલાજ

વધરાવળ કિંવા સોજા માટે આ ઉપાય આઝમાવવાઃ—

(૧). નવસાદર ૧ ડ્રામ, મેથીલેટેડ સ્પિરિટ ૧ ઔંસ, પાણી ૬ ઔંસ.

મેળવણીમાં કપડું ભીંજવી, સોજા પર મુકો.

(૨) એક્સટ્રેક્ટ બેલાડોના ખપ પુરતા પ્રમાણમાં.

વધરાવળ પર એ દવા લગાડી, ૨૪ કલાક પછી ધોઇ કાઢો

વાળ કાળા કરનાર તેલ

નાગરમોથ ૧૦ તોલા, જટામાસી ૧૦ તોલા, પડી પાંદડી ૧૦ તોલા, વાળો ૧૦ તોલા, ધકુંલો ૧૦ તોલા, નખલો ૧૦ તોલા, ષ્ટકચુરો ૧૦ તોલા, સુખડનો વ્હેર ૧૦ તોલા, એલચી ૫ તોલા, વજ ૫ તોલા, લિંબુનાં પાંદડાં ૨૦ તોલા, દગડફુલ ૫ તોલા, ચિંઓળીની મીંજ ૫ તોલા, આમળાં ૮૦ તોલા, અશ્વગંધા ૨૦ તોલા, ગુલાબ–ફુલ ૧૦ તોલા, લોઢાનો કાટ ૮૦ તોલા, કાળા ભાંગરાનો રસ ૬૩૦ તોલા, કાળા તલનું તેલ (તે નહિં મળે તો સાદું મીઠું તેલ) ૪૬૫ તોલા.

બધી દવાઓ, તેલ, રસ વ ને એકત્ર કરી, ૨૪ કલાક લગી રહેવા દો. પછી તેને ચુલે ચઢાવી, ૪ કલાક લગી ધીમી આંચે પકાવી, પછી જોશ આપી ત્યાં લગી ઉકાળતા રહો કે જ્યાં લગી તેલમાં પાણીનો અંશ બાકી ન રહે પછી તેને ઉતારી, ઠંડુ પડે ગાળી લો.

વૉશિંગ પાવડર

કઠણ સાબુની ભુકી ૬ રતલ, સોડિયમ કાર્બોનેટ ૨ રતલ, પર્લએશ ૧ રતલ, સોડિયમ સલ્ફેટ ૧ રતલ.

બધાને મેળવી, વાપરો.

હરસનો ઇલાજ

પ્રિસિપિટેટેડ સલ્ફર ૫ તોલા, કાર્બોનેટ ઓફ મેગ્નેસિયા ૩½ તોલા, પોટાશ બાઇ ટારટ્રેટ ૫ તોલા, પલવ. સિન્નેમન કમ્પાઉન્ડ ૧½ તોલો

બધાને મેળવી રાખો અને દરરોજ સવારે ૧ ડ્રામ ભુકી દુધમાં નાખી, ફાંકી જાઓ.

જેમ જેમ વીમાનો ધંધો વિકસતો જાય છે, તેમ તેમ નવી નવી વીમા કમ્પનીઓ સ્થપાતી અને જુની કમ્પનીઓ ઠેર ઠેર શાખાઓ ખોલતી જાય છે. પણ વીમાનો-ખાસ કરીને ઝિન્દગીના વીમાનો-ધંધો કંઇક એવો છે કે માત્ર વીમા કમ્પની સ્થાપી, ઑફિસો ખોલીને બેસી રહેવાથી કશું વળે એમ નથી એમ કરવા જતા તો બીજેજ અઠવાડિયે નાદારી નોંધાવવી પડે !

વાત દિલચસ્પીથી ખાલી નથી પણ નરી હકીકત છે કે ઝિન્દગીનો વીમો પોતાની મેળે, કમ્પનીની ઑફિસે જઈ ઉતરાવનારા ભાગ્યેજ ૧ ટકા જેટલા જણ નથી હોતા, બાકીના ૯૯ ટકાને ઘેર યા દુકાને એજન્ટો દોડી જઇ-અને, વારંવાર ધક્કા ખાઇ-સમજાવી અને દલીલોથી લલચાવી વીમો મેળવે છે તેથી, વીમા કમ્પનીના ધંધામાં એજન્ટો એક અગત્યનું અનિવાર્ય અંગ છે, જેમના વીમા કોઇ પણ કમ્પની-થોડા સમય માટેય ચલાવી લેવાની કલ્પના પણ કરવાની હામ બીડી સકતી નથી.

ઝિન્દગીનો વીમો પોતાના જે ગુણો અને અવગુણો ધરાવે છે, તેની ચર્ચા આ મર્યાદિત પાનાઓમાં થઇ ન સકે દરેક સમજદાર જણ વિચારપૂર્વક તુલના કરી, પોતાનો આઝાદ અને સચોટ મત બાંધી સકે છે.

■ ◆ ■

વીમાની એજન્સીનો ધંધો વિના પુંજીએ થઇ સકતા થોડાક ધંધાઓમાંનો એક છે વીમાના એજન્ટે એમાં એકે પાઇની પુંજી રોકવાની ઝુરૂરત નથી. તેણે તો ગજવા યા બેગમા થોડાક પ્રોસ્પેક્ટસ, અરજી-ફૉર્મ અને બીજું સાહિત્ય રાખી, કામે નીકળી પડવાનું છે. અને આ મિત્ર, પેલા ભાઇ કે તે શેઠીઆને ત્યાં જઇ સમજાવી, વીમો મેળવવાનો છે. શરૂ શરૂમાં કદાચ તેને જોશીલા સત્કારને બદલે ઠળવો કંટાળાભર્યો આવકાર પણ મળે-કયારેક ખુલ્લો તિરસ્કાર પણ મળે,-એ બનવાજોગ છે. પણ જો તે ધીરજપૂર્વક ચિવટથી પોતાના કામ પર વળગી રહેશે નો, તેની કોશિશો એક દિવસે રંગ લાવ્યા-ફળ પામ્યા વિના રહેશે નહિ તેને વીમાનું કામ મળશે અને તે દ્વારા પાછળથી હમેશની કાયમી આવકનું સાધન પણ થતું જશે કારણ કે ઝિન્દગીના વીમાની એજન્સીના ધંધામા કાઇમી કમીશન મળતું રહે છે.

■ ■ ■

કેટલાક વર્ષો પર એક વિચિત્ર વીમાની યોજનાનો ઉપદ્રવ ફાટી નીકળ્યો હતો, તે વાચકોને યાદ હશે. એ અને એવા બીજા ઢોંગોને લીધે હવે સરકારે વીમાનો એક નવો-અને ખરેખર, કડક-કાનુન કર્યો છે, જેને પરિણામે એજન્ટો માટેની શર્તો અને નિયમો પણ નવી ઢબે ઘડવા પડયા છે અને આગળ વીમો ઉતરાવવા માટે ગ્રાહકને લાલચ રૂપી જે કમીશન અપાતું હતું, તે બંધ થયું છે.

આપણને એ કાનુન સાથે અહિં ખાસ નિસબત નથી, માત્ર એજન્ટો માટેના નિયમો અને શર્તો જોઇએ, જેથી એજન્ટ થવા ઇચ્છનારાઓને ધંધાના આ અગત્યના વિષયની માહિતી મળે.

## નિયમો અને શર્તો

## Terms & Conditions

1. REMUNERATIONS —(a) The following remunerations will be paid to the Agent on the business solicited or procured by him:—

| TABLE | 1st year Commission | Renewal Commission |
|---|---|---|
| II, III, IV, V, VI, X, XIV and XIVA | 10/ | 5/ |
| VII. | 5/ | Nil |
| VIII | 2/. | 2/ |
| IX | 2/ | Nil |
| XII | 10/ | 5/ |
| XIIIA | 15/. | 2/ |
| Pension Scheme (Complete Protection) | 5/ | 5/ |
| Short Term Endowment Assurances (Special Table) | 1/ | Nil |

(b) New Business Bonus —In addition to the rates mentioned above the Agent will be paid Bonus as under —

5/ on 1st year premiums if they amount to or exceed Rs 1,000/ in an agency year

10/ on 1st year premiums if they amount to or exceed Rs 2,000, in an agency year

For purposes of calculating the amount of premium income during an agency year, the premiums received in respect of business under Tables VII, VIII, IX XII XIIIA Short Term Assurances and Pension Scheme and policies resulting into claim in the first policy year, will not be taken into account, nor any bonus is payable thereon

It is expected that at least two third of the total first year premium income, which is taken into account for payment of bonus shall arise out of policies issued on lives not exceeding age 45.

2 GENERAL RULES PERTAINING TO PAYMENT OF REMUNERATIONS —

(a) An Agent will be entitled to remunerations only after he has completed at least 2 paid for cases on 2 different lives and the same have resulted into policies within six months of the date of his application for appointment

(b) For the purposes of payment of first year commission, new business bonus or renewal commission, only such premiums will be taken into account which are actually received and adjusted by the Company

(c) First agency year will consist of the period from the date of appointment till 31st December of that year and the subsequent agency years will be the calender years

(d) On policies under which *premiums are payable for a period* of less than 15 years the rate of first year commission and bonus shall be calculated on the corresponding premium for policies on which premiums are payable for 15 years

(e) No remuneration shall be payable on extra premiums charged on sub standard and female lives and on account of hazardous occupations, war risk, etc., etc.

(f) The Agent will be liable to repay to the Company any remuneration he may have received on a

policy which is subsequently cancelled by the company and premiums whereof are returned to the policy holder

(g) If a policy stands lapsed for more than six months and is not got revived by the securing Agent in accordance with the rules of the Company, he will forfeit all claims to remunerations in respect of such policies or premiums subsequently paid by the policyholder

(h) The renewal commission in any agency year is payable if the Agent is alive and has completed in the preceding agency year policied business of not less then Rs 5,000/ or three fresh policied cases for not less than Rs 1,000/ each on three different lives with at least quarterly premiums paid thereon in both cases

(i) No renewal commission shall be allowed on premiums that may be advanced by the Company under non forfeiture clause, or paid as advance to the policyholder

(j) The Company will have the first lien on the remunerations of the Agent or any money due from the Agent to the Company and the Company may deduct its dues before making the payment

(k) The Agent's appointment is subject to rules and regulations of the Company and the Agent is not at liberty to go beyond them or commit the Company in any way beyond its regulations embodied in the prospectus and policy conditions The provisions of this contract are subject to alteration or modification without the consent of the Agent if they conflict with any State laws or rulings of the proper authority

3 MEDICAL EXAMINATION OF CLIENTS —No Agent is authorised to get any proponent medically examined unless the examiner is on the approved list of the Company, and deposit towards premium in terms of the scale, mentioned in the next paragraph has been got remitted to the Company The Company has the right to increase this amount at any time

If an applicant whose proposal has been accepted at ordinary rates without any modification, does not pay the first premium within 2 months of the date of acceptance or if he fails to answer any queries about his personal or family history or to appear again before the Company's Medical Examiner, if so required, the Agent will be held responsible for the amounts mentioned below —

(a) On a proposal up to Rs 5,000/
  (i) Single Life Rs 10/
  (ii) Joint Life Rs 20/

(b) On a proposal exceeding Rs 5,000/
  Actual cost plus Rs 3/-

4 REINSURANCE —If in any case the sum assured is to be reinsured, the Agent will receive, on the portion reinsured, such commission



# સ્ત્રી જીવન




વર્ષ ૧ લું
અંક ૮ મો

સંપાદક
મનુભાઇ જોધાણી

જેઠ
૧૯૯૬


[આ માસિક વડોદરા રાજ્ય પુસ્તકાલયો માટે નં ૭૨૫/૧ તા ૩૧-૧-૪૦થી અને વેસ્ટર્ન ઈન્ડીઆ સ્ટેટ્સ એજન્સીમાં નં ૪૫૭ તા ૨૦-૧૨-૩૯થી મંજુર થએલ છે મુંબઇ ઈલાકામા શાળા-લાયબ્રેરી માટે મે એ ઈ સા ના નં. ૧૭૯ તા ૧૨-૧૨-૩૯ મુજબ શાળાના અધિકારીઓ ખરીદી શકે છે]

## આવતે અંકે

*

શ્રી ધૂમકેતુનું ગદ્યગીત અને લેખ શ્રી. મજમુદાર, શ્રી. રમણલાલ સોની, ડૉ કદમ, શ્રી. રમણિકલાલ જ દલાલ અને શ્રી મનુભાઇ જોધાણીની વાર્તાઓ. શ્રી હંસાબહેન મહેતાનું શ્રી જયશ્રીબેન રાયજીએ લખેલ જીવનચરિત્ર, નોબલ પ્રાઇઝ મેળવનાર મહિલાઓના જીવન અને કાર્યક્ષેત્રનો પરિચય. શ્રી રતિલાલ ત્રિવેદીનો પ્રવાસલેખ વગેરે. ઉપરાંત ડોશીમાના વેદામાં પાયેરીયા અને રસોડા ઘર તથા શાન્તાબહેન દેસાઈનું લખેલ શાકભાજી અને શ્રી ચિકિત્સકે લખેલ લોહીવાનો બાકીનો હપ્તો આવશે ઉપરાંત બાળવિભાગ પણ આપવામાં આવશે

❀

## આ અંકમાં



(આ અંકમાં સ્થળ સંકોચને કારણે તથા મોડી પડવાથી રહી ગયેલી વાર્તાઓ હવે પછી આપવામાં આવશે.)

ભેટ પુસ્તક સાથે વાર્ષિક લવાજમ

| દેશમાં | પરદેશમાં | પરદેશ માટે |
|---|---|---|
| ૪-૦-૦ | ૪-૮-૦ | (આર્ટ ગાંઘીંગ) |


'સ્ત્રીજીવન' કાર્યાલય : ઝવેરીવાડ : અમદાવાદ

રૂબરૂ લવાજમ ભરવાનું સ્થળ : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય ગાંધી રસ્તો અમદાવાદ

and bonus (but not exceeding terms mentioned hereinabove) as may be allowed to the Company, by the reinsuring company or companies

5 TERMINATION OF AGENCY.- If an Agent resigns, his agency he shall not be entitled to any remunerations *after the date of resignation*

The agency is terminable without notice if the Agent is found guilty of fraud, rebating, misconduct or misappropriation or is adjudicated insolvent or convicted to imprisonment by a Criminal Court, for an offence involving moral turpitude or acts against the interests of the Company. In the event of such termination, the Agent hereby expressly authorise the Company without any objection on his part, to communicate the fact of such termination of his services to the Indian Life Association, of which the Company is a member, or to other sister companies and the Company will not be held responsible for any loss or damage that may be caused to him by reason of the Company notifying the termination of his services to the Association or other sister companies.

The appointment is subject to termination by three months' notice in writing from the Company, if the Agent fails to put in business of Rs. 5,000/ at least or three cases of at least Rs 1,000/ each on three different lives in any agency year, with at least quarterly premiums paid thereon in both cases All commission will cease after resignation or termination of the agency. Payment of renewal commission, however, will not be stopped by reason only of termination of agency except for fraud, provided the Agent has served the Company continually and exclusively for at least ten years, or has given to the Company policied business, income wherefrom by way of first year premiums is Rs 20,000/- or more and provided further that after his ceasing to act as agent of the Company, he does not directly or indirectly solicit or procure insurance business for any other Life Insurance Company

RENEWAL OF LICENCE —The authority to canvass business and solicit proposals for the Company shall be auotmatically withdrawn from the day, the Agent's licence expires or ceases to be valid. He must get it renewed before the 1st day of April each year as per sub clause (3) of clause 42 of the Insurance Act, 1938

6 COLLECTION OF PREMIUMS.—The Agent is not authorised to collect premiums or other moneys on behalf of the Company.



## ચાર નિયમો

જો એક વેપારીને સફળતા સહિત પોતાનો વેપાર વધારવો હોય તો અનિવાર્ય છે કે:

૧ તેણે પોતાના વેપારનો અત્યંત બારીકાઇ અને લક્ષપૂર્વક અભ્યાસ કરવો જોઇએ વેપાર-વર્તુળના દરેકે દરેક મુદ્દાથી તેણે જાણકાર થવુંજ જોઇએ, એટલુંજ નહિ બલ્કે રોજ રોજ બદલાતી જતી વેપારી પરિસ્થિતિથી નિરંતર માહિતગાર રહેવાની ટેવ અને ચિવટ રાખવી જોઇએ.

૨ પોતાના વેપારને વિકસાવવાની દરેક પધ્ધતિનું તેણે બારીકાઈથી પૃથક્કરણ પણ કરવું જોઇએ અને મળતી દરેક તક બનતા લગી ઝડપી લેવી જોઇએ.

૩ પોતાના નવકરોને વેપારી કળાથી માહિતગાર કરવા જોઇએ તેમને અંધારામા રાખવાથી તેઓ તેના ગુલામ રહેશે-નવકરજ રહેશે-કદી સ્વતંત્ર વેપારી થવાનો સંભવ રહેશે નહિ, એવો વાહિયાત વાનો તેણે પોતાના દિમાગમા કદી પ્રવેશવા દેવી ના જોઇએ. તેના નવકરો, તેની પોતાની પેઠેજ વિચારવંત, લાભ અને હાનિને સમજી સકનાર અને વેપારમાં સચ્ચો રસ ધરાવનાર હોવા જોઇએ.

૪ નવકરોના કામ પર દેખરેખ તો રાખવી જોઇએ, છતા તેમના સામાન્ય દૈનિક કાર્યવ્યવહારમા બિનજરૂરી દખલ કરવી ન જોઇએ યાદ રાખવુ જોઇએ કે એક માણસ ગમે તેટલો નવરો યા ગમે તેટલો કાર્યદક્ષ કેમ ન હોય, અંતે તો તે બધા કામમા માથું મારી સકતો નથીજ; જો તેમ કરવા જાય તો તે અવશ્ય અમુક તમુક કામ બગાડીનેજ રહેશે અને જ્યા તે પોતે એ કામમાં માથું મારશે ત્યાં તેની નફા તોટાની બધી જવાબદારી પણ તેનીજ રહેશે, નવકરોની નહિંજ.

## વિવેકી નવકરો

તમારા નવકરો વિવેકી છે?

દરેક દુકાનદાર અને તેનો દરેક નવકર વિવેકી હોવો જોઇએ. હઝારોની ખરીદી કરનાર મ્હોટા ગ્રાહકથી માંડી ચાર આનાનો માલ લેનાર ન્હાના ગરીબ ખરીદદાર લગી હર કોઇ ગ્રાહક-બલ્કે પૃછપરછ કરનારાઓ સુધ્ધાં-પ્રત્યે તેમનો વર્તાવ વિવેકભર્યો હોવોજ જોઇએ.

ગમે તેવા અટપટા સવાલો પૂછવામાં આવે તોય તેમણે દિમાગ પરનો કાબુ ગુમાવ્યા વિના વિવેકપૂર્ણ જવાબ આપવા જોઇએ.

ગમે તેટલો માલ જોવા માંગાય તોય તેમણે કંટાળ્યા વિના યા ટાણાનો એકે શબ્દ ઉચ્ચાર્યા વિના, તે બતાવવો જોઇએ.

અને સૌથી છેવટે, જ્યારે ગ્રાહક ખરીદી કરીને યા ખરીદી કર્યા વિનાય પાછો જવા લાગે કે તેનો આભાર માનવો જોઇએ. એક ન્હાનો વિવેક શબ્દ, તે કીમતી અસર કરે છે, જે બીજી કોઇ ચીઝ કરી સકતી નથી.

કહે છે કે અંગ્રેઝ બસ-ડ્રાઇવરો સુધ્ધાં એટલા વિવેકી છે કે, બસના દરેક ઉતારૂને ટીકીટ આપ્યા પછી, *Thank You* ઉચ્ચારવાનું ભૂલતા નથી.

આપણે ત્યાં એટલા વિવેકી નવકરો છે?

---

એ હકીકત આપ ભુલી ગયા લાગો છો. બાકી દવાની ખોરાક-માત્રા 'ભોગ'માં લખાય એવી મુર્ખાઈ તો કોઈ નહિં જ કરે તેવી હાલતમાં તો ચોક્કસ વૈજનજ લખાય છે (૨) પતરાની ડબ્બીઓ બનાવવા માટે Metal Box Co of India Ltd, Post Box 5:4. Bombayને લખશો. (૩) પેટન્ટ દવાઓ ઉપર ઘણી કેટલીક કિતાબો અંગ્રેજીમાં છપાઈ છે ખરી, જેમાંની એકનું નામ Secret Remedies છે એ સિવાય કેટલીક લેબોરેટરીઓ જે તે દવાનું પૃથક્કરણ કરી, તેનો નુસ્ખો શોધી આપે છે, પણ હાલ લડાઈને લીધે ટપાલ વ્યવહાર અનિયમિત થયો હોવા ઉપરાંત પૈસા મોકલવામાં ખુબ કડાકુ પડે છે [નોંધ. આ ભાઈ એક હિન્દી ઔદ્યોગિક માસિકની અનિયમિતતા બાબત કુમારના વાચકોનું લક્ષ દોરે છે કે તેનો મે નો અંક ઑગસ્ટમાં પ્રગટ થયો છે અને ૮ માસમાં પાંચજ અંક નીકળ્યા છે ....તેથી, કુમારની નિયમિતતા માટે વધુ કહેવાનું શું હોય ?]

---

## 'કુમાર'નો ૧૧૮ મો અંક

(કેટલાક મુખ્ય લેખો)

અલ્ટ્રામરીન બ્લુ-બનાવટ

બાયોકેમિક દવાઓ-બાકીનો હફતો

તાડપત્રી-બનાવટ

તાંબાનો ઢાળ-નાદિર હુનર

નકલી ઊન-બનાવટ વિષે

માર્જેરાઈન કિંવા નકલી માખણ-બનાવવા વિષે અને બીજુ ઘણું ઘણું

---

## એસેટિક એસિડ

(અનુસંધાન પૃષ્ઠ ૩૩૬થી)

### ચોખ્ખું એસેટિક એસિડ

ચોખ્ખું એસેટિક એસિડ બનાવવા માટે હવે એ સરકામાં ચુનો ઉમેરવામાં આવે છે, જેને પરિણામે એસેટિક એસિડના તત્વો ચુના સાથે ભળી કેલસિયમ એસિટેટ તરીકે તળિયે જામ બેસે છે એ પદાર્થને ગંધકના તેજાબ સાથે મેળવી, તેનો અર્ક કાઢતાં એસેટિક એસિડ બને છે

Registered No B. 2800. The Kamar Magazine, SURAT. R



પ્રમાણભુત અને શાસ્ત્રીય

# "કમર"-પ્રકાશનો

૧

## વેચાણ કળા
કિંવા
### સેલ્સમેનશિપ
[ વેપાર સૂચનો સહિત ]

■ ગ્રાહકોનું લક્ષ આકર્ષી, જિજ્ઞાસા ઉશ્કેરી, માલ ખરીદવાની ઇચ્છા ઉત્પન્ન કરાવવી અને એ ઇચ્છાને અમલમાં મૂકાવવી, એ માટેની સમજાવટ વેપારી અને ગ્રાહકના દ્રષ્ટિએ માલની તુલના, સોદા કરવાની કળા, વેપારીની માનસિક શકિતઓ, વાધાઓના વ્યવહાર જવાબો, વેચાણ વિભાગની રચના વ વ. માલ વેચવાની કળાના બધા વિષેયોનું સુંદર પૃથકકરણ કરતી ગુજરાતી ભાષામાં પહેલીજ પુસ્તિકા.

■ વેપારીઓને નિત નિત ઉપયોગી એવા ૧૭ કીમતી વેપાર–સૂચનો પણ એમાં છે

કીમત : દશ આના
(ટ. ખ. સહિત)
(વી. પી. ખર્ચ જુદો)
[ વિદેશ : એક શિલિંગ ]

૨

## કેશ શૃંગાર

■ વાળ રંગવા કિંવા સફેદ યા ભુરા થઇ ગયલા વાળને ફરી વાર અસલ રંગના–કાળા કે સુન્દરી—કરવા માટેના ખિઝાબ યા કલફના વિદેશી, યુનાની અને આયુર્વેદિક પદ્ધતિના તેલ, પાણી યા ભુકીના રૂપના અને આંતરિક ઉપાયના ૭૨ પ્રમાણભુત–અનેક અપ્રકટ અને કીમતી પ્રયોગો સહિત–નુસખાઓનો અજોડ સંગ્રહ તોલમાપની માહિતી, બનાવટ, વેપાર અને ઉપયોગની સૂચનાઓ સહિત.

■ ગજવામાં રહી સકે એવું નાનકડું કદ : એન્ટિક કાગળ. ૪૮ પાના

કીમત. ચાર આના
(ટ. ખ. સાથે પાંચ આના)
વિદેશ ૭ પેની

૩

## 'કમર'નો આખો સટ

■ છુટક છુટક અંકો ખરીદવા કરતાં આખો સટ જ ખરીદી લેવો બેહતર છે કારણ કે તે એક પૂરી અને સચિત્ર "ઔદ્યોગિક એનસાઇકલોપિડીઆ"ની ગરજ સારે છે.

■ અંક ૨, ૩, ૪, ૫, ૬, ૭, ૮, ૯, ૨૪, ૨૯, ૩૦, ૩૧, ૩૨, ૩૩, ૩૫ અને ૩૬–કુલ સોળ અંક છુટા.

■ અંક ૩૭ થી ૪૮, અંક ૪૯ થી ૬૦, અંક ૬૧ થી ૭૨, અંક ૭૩ થી ૮૪, ૮૫થી ૯૬ અને ૯૭ થી ૧૦૮ એમ બાર બાર અંકની ૭ બાંધેલી ફાઇલો અને–

■ અંક ૧૦૯ થી ૧૨૦ લગીના બાર અંકનું–એટલે ૧૯૪૦ના પૂરા વર્ષનું–હિન્દનું લવાજમ ભરી કીમત રૂ૫–૦–૦
(ટ. ખ. યા રેલ્વે નુર જુદું)
પરદેશ માટે–
કીમત રૂ. ૩૬–૦–૦
યા £ 2 0-8
(ટ. ખ. સહિત)

[ પૂરું સુચિપત્ર મફત મંગાવો ]

સરનામું : કમર ઑફિસ, સોદાગરવાડ, સુરત.

તંત્રી ને પ્રકાશક: મુહમ્મદ ઉસ્માન, કમર ઑફિસ, સોદાગરવાડા, સુરત પ્રકાશન તા ૧-૯ ૧૯૪૦
મુદ્રક અને મુદ્રણાલય: અબ્દુલકાદિર હાફિઝ વ્રાહીન, "રફક" પ્રિન્ટીંગ પ્રેસ, રાનીતાલાબ-સુરત




## ઔદ્યોગિક સામયિકનો ફેલાવો

હિન્દમાં પ્રગટ થતા એક અંગ્રેજી ઔદ્યોગિક સામયિકે હમણાંજ પોતાના ગ્રાહકોના પ્રાંતવાર આંકડા નીચે પ્રમાણે બહાર પાડ્યા છે

| | | | | | |
|---|---|---|---|---|---|
| મુંબઈ ઇલાકો | ૨૫૦૦ | રાજપુતાના | ૪૩૫ | કાશ્મીર | ૧૦૫ |
| મદ્રાસ ઇલાકો | ૨૨૬૫ | મધ્ય હિંદ | ૩૬૫ | ત્રાવણકોર | ૧૦૦ |
| સંયુક્ત પ્રાંતો | ૧૮૪૦ | સિંધ | ૩૪૦ | નેપાળ | ૮૫ |
| પંજાબ ઇલાકો | ૧૭૫૫ | પરદેશ ખાતે | ૩૨૫ | વડોદરા | ૭૫ |
| બંગાળ ઇલાકો | ૧૧૫૦ | હૈદ્રાબાદ(દક્ન) | ૩૧૫ | પોર્ટુગીઝ હિંદ | ૭૦ |
| બિહાર પ્રાંત | ૭૫૦ | સિલોન | ૨૭૦ | બલુચિસ્તાન | ૬૫ |
| બર્મા | ૫૭૫ | ઓરીસા | ૨૦૦ | બિકાનેર | ૫૦ |
| મધ્ય પ્રાંત | ૫૦૦ | મ્હેસુર | ૧૬૫ | પતીયાળા | ૩૫ |
| આસામ | ૪૫૦ | સરહદ પ્રાંતો | ૧૨૦ | સિકીમ | ૧૫ |

કુલ ૧૪૯૮૦

એક બીજી વેપારી ખબર-પત્રિકાનો ફેલાવો ૧૫૮૨૩ છે ગુજરાતી પ્રજા આ આંકડાઓનું મહત્વ સમજશે ખરી ?

ઑક્ટોબર ૧૯૪૦

છુટક નકલની કીંમત ચાર આના

## તમને કઈ ચીઝ જોઈએ છે?

આ ચીઝો વાંચી જુવો અને જોઇતી ચીઝ અસલી
અને ચોખ્ખી, છુટક તથા જથાબંધ નીચે
જણાવેલા સરનામેથી મેળવો.





— યુનાની ને વૈદક ઉપચાર પદ્ધતિમાં વપરાતી છુટી દવાઓ ને જડીબુટીઓ
— ચાટણ જેવા કે:—ઇતરીફલ, જવારિશ, ખમીરહ, યાકુતી વિગેરે.

| | |
|---|---|
| — પાક (હલવો), | — ટિકડી, |
| — ગોળી | — મુરબ્બા, |
| — ચુર્ણ, | — શરબત, |
| — અર્ક, | — ભસ્મ |
| — સુરમા | — અત્તર, |
| — દંતમંજન | — સાબુ, |
| — તેલ, | — કસ્તુરી, |
| — કેસર, | — અગર, |
| — બરાસ કપુર, | — લોબાન, |
| — મલમ | — સિલાજીત, |
| — આખા ને ધુટેલા ઝવેરાત, | — અંબર, |
| — સોના ચાંદીના વરક, | — ગોરૂચન, વગેરે |
| — દરેક જાતના ઉકાળાના પડીકા | — રંગદાર મહેંદી |

વર્ષ દશમું
માસ દસમો
અંક ૧૧૮ મો

# કમર

ઑકટોબર ૧૯૪૦

—: લવાજમ :—
હિન્દ: રૂપિયા ત્રણ
બર્મા: રૂપિયા સવા ત્રણ
વિદેશ: શિલિંગ ૭

## ચિત્રો



■

## ખેતી, હુનર અને ઉદ્યોગ



## વેપારી કળા



## પરચુરણ

મોતી જેવા મનહર દાત! કોને ન ગમે એ? દાત મોતી જેવા સફેદ, સ્વચ્છ અને નિર્મળ રાખવા એ દરકોઇના બસની વાત છે કુદરતે દાત આપ્યા, તેનો ઉપયોગ મુકર્રર કરી આપ્યો, હવે તેને સાચવવાની ફર્જ આપણી છે એ ફર્જ–મજામણી બરાબર થાય–બની રહે તો દાત મોતી જેવા રહી સકે

માનવ માત્રના અનેક રોગોનુ મુળ દાતમાથીજ પયદા થાય છે, એમ હવે પ્રજા મોટા પ્રમાણમા માનતી થઇ છે દાંત સાફ નહિં રાખવાથી તેમા અનેક પ્રકારના રોગો–ખાસ કરીને જીવનેણુ પાયોરીઆ–ઉત્પન્ન થાય છે, એટલુ જ નહિં પરતુ તેને પરિણામે શરીરના બીજા રોગો પણ જન્મે છે પરિણામે, શરીરનુ આરોગ્ય સાચવવા માટે દાતનુ જતન કરવુ જરૂરી છે અને એ માટેજ દતમંજનનો ઉપયોગ પણ

દતમંજનોની પ્રખ્યાતિ તેમના કેટલાક ગુણોને અગે છે એ ગુણોમા દાત સાફ કરવાના, હાલતા દાતો દૃઢ કરવાના સડો સાફ કરવાના, મોઢાની દુર્ગંધ દૂર કરવાના અને રોગવાહક જતુઓનો નાશ કરવાના ગુણ મુખ્ય છે શ્રેષ્ઠ દતમંજને એ બધા ગુણો ધરાવવા જોઇએ, એટલુ જ નહિ બલકે દાતના 'એનેમલ'ને નુકસાન ન કરે એવા તત્વોની મેળવણી તેમા હોવી જોઇએ કારણ જો 'એનેમલ'ને સહેજ હાની પુગે તો દાતને લાભને બદલે ઉલટુ નુકસાન પહોચે છે અને એવા દંતમંજન વેપારી સાહસ તરીકે સફળતા પામી સકતા નથી

કોલસા અને પુમીસ યા કટલફીશ જેવા પદાર્થવાળા દંતમંજનોની ઉપયોગિતા વિષે મતભેદ છે પ્રો જે પી ફુરવેનનો મત એ ઉપયોગની વિરૂધ્ધ છે તે કહે છે કે કોલસામા દાતને સાફ કરવાના ગુણો પૂરતા નથી હોતા, જ્યારે પુમીસ વગયરહ પથરી પદાર્થો દાંતના 'એનેમલ'ને હાનિકર્તા છે બેશક, એ વાત કોરે રખાય તોય દતમંજનની ભુકી અત્યંત બારીકજ હોવી જોઇએ–સહજે ઝાડી ચાવી નજ સકે, એ ધ્યાનમા રાખવુ અત્યંત જરૂરી છે

દતમંજનો ત્રણ સ્વરૂપના બને છે

૧ ભુકી
૨, લાહી
૩, પ્રવાહી

એ ત્રણેના થોડાક પ્રયોગો કમરમા અત્યાર આગમચ–કમરના ૪૧ અને ૧૧૪મા અંકોમા –છપાઇ ચુકયા છે આજે થોડાક વધુ પ્રયોગો જુઓ

## દતમંજન–ભુકી

૩૭–રૂમી મસ્તગી ૨૫૦ ગ્રામ, બાઇકાર્બોનેટ ઓફ સોડા ૫૦૦ ગ્રામ, કાર્બોનેટ ઓફ પ્રિસિપિટેટેડ ચોક ૩¾ કીલો, કાર્બોનેટ ઓફ મેગ્નેશિયા ૨¾ કીલો, સેલિસિલિક એસિડ ૧૦૦ ગ્રામ, ઓઇલ પિપરમિન્ટ ૫૦ ગ્રામ, ઓટહોન ૧૦ ગ્રામ

ખરલ–યત્રમા બધાને વાટી, વસ્ત્રગાળ ભુકી કરો



ખરલ–યત્ર

૩૮–કાથો ૨ તોલા, કાળા મરી ૨ તોલા સુંઠ ૨ તોલા કપુર ૧ તોલો, મેગ્નેસિયા કાર્બ ૧૦ તોલા ચાકનો ભુકો ૨૪ તોલા, સીંધાલુણ ૨½ તોલા ફુલાવેલ ટંકણખાર ૨½ તોલા ફુલાવેલ ફટકડી ૨½ તોલા માયા ૨½ તોલા કાશીર ૨½ તોલા સગે જરાહત ૨½ તોલા બાળેલ મોરથુથુ ૩ માસા હરડે ૨½ તોલા આમળા ૨½ તોલા

બધાને બારીક વાટી તેમા ગુલાબનું અત્તર ૪૦ ટીપા મેળવો

૩૯–ફુલાવેલું મોરથુથુ અર્ધો ભાગ ફુલાવેલો ટંકણખાર ૨ ભાગ ફુલાવેલ ફટકડી ૩ ભાગ ચૉક ૮ ભાગ માયો ૨ ભાગ માયાં ૨ ભાગ કપુર ૧ ભાગ, સિંધવ ૪ ભાગ

બધાને વાટી વસ્ત્રગાળ મંજન બનાવો

૪૦–સમુદ્રફીણ ૧ રતલ ફુલાવેલી ફટકડી ૧ રતલ સોડા બાઇકાર્બ ½ રતલ ખાવાનો ગુલાબી રંગ ½ તોલો અમૃતધારા (યા તેવીજ બીજી દવા) ૧૦–૧૫ ટીપા સુગંધી માટે અત્તર જોઇતા પ્રમાણમાં

પ્રથમ સમુદ્રફીણ ફટકડી અને સોડા બાઇકાર્બની બારીક ભુકી બનાવી, તેમા રંગ મેળવો પછી જોઇએ તે સુગંધી મેળવી છેવટે અમૃતધારા કે બીજી તેવીજ દવાના દસ પંદર ટીપા નાખો

૪૧–મસ્તગી ફટકડી સફેદ નાની એલચીના દાણા અકલકરો તબાશીર સફેદ અને કાળી મરી એ બધી વસ્તુઓ સરખે ભાગે લઇ વાટીને દંતમંજન બનાવો (પાયોરીઆ હોય તો એમા સહજ કપુર મેળવવુ)

૪૨–ચૉક ૨૦ તોલા કાથો ૨ll તોલા. રૂમી મસ્તગી ૧l તોલો હીરાબોળ ll તોલો કપુર ૧l તોલો યુકલિપ્ટસ ઑઇલ ll તોલો

બનાવવાની રીત નિયમસર

૪૩–સોપારી (બાળીને ભુકો કરેલી) ૫ તોલા બદામના છોડાની રાખ ૫ તોલા ખડી ૫ તોલા રૂમી મસ્તગી ૧ તોલો

બધાને બારીક વાટી તેમા ૨૦ ટીપા દાલચીનીનુ તેલ અને ૨૦ ટીપા લવિંગનો અર્ક મેળવો

૪૪–બદામના છોડીઆ અને સોપારીને બાળીને કરેલો કોલસા અડધો તોલો ફટકડી (ફુલવેલી) ٥l તોલો ગેરુ મીઠુ ٥l તોલો બાળેલુ સારીઅ એક

બનાવવાની રીત નિયમસર

૪૫ ઘીલનો કોલસો ૪ ઔંસ હેવી મેગ્નેસીઆ ૮ ઔંસ ખાંડ ૪ ઔંસ ક્રીમ ઑફ ટારટર ૧ ઔંસ ઑઇલ ઑફ પિપરમિન્ટ ૧ ડ્રામ

બધાને વાટી દંતમંજન બનાવો

૪૬–ગેરૂ ૩ તોલા કાળી મરી ૨ તોલા. કપુર ૧½ તોલો

બધાને વાટી લો

૪૭–કપુર ૧ તોલો કાથો ૨ તોલા તાજા જાયફલ ૩ તોલા ચૉક ૧૫ તોલા

કપુર સિવાની બધી ચીજોને બારીક વાટી તેની વસ્ત્રગાળ ભુકી બનાવો પછી તેમા કપુર મેળવી ફરી વાર ખરલ કરી મંજન તૈયાર કરો

૪૮ હીરદખણ ૨ ભાગ કબાબચીની ૧ ભાગ વંશલોચન ૨ ભાગ નાની એલચીના દાણા ૨ ભાગ રૂમી મસ્તગી ½ ભાગ

બધાને બારીક વાટી લો

૪૯–કોલસો ૨૦ ભાગ, બાવળના કોલ ૨૦ ભાગ પ્રિસિપિટેટેડ ચૉક ૬૦ ભાગ લીમડાના પાંદડા ૧૦ ભાગ કપુર ૩ ભાગ પિપરમિન્ટ ક્રિસ્ટલ ૩ ભાગ ઑઇલ રોઝમરી ૧ ભાગ, લીલો રંગ સહજ

લીમડાના પાંદડાને સુકવી, બારીક વાટો અને પછી બાકી બધી નક્કર ચીજોને જુદી

જુદી બારીક વાટી, એ સૌને વસ્ત્રગાળ કરી મેળવી, છેવટે તેલ અને સહજ રંગ ઉમેરી દો.

આ થશે "લીમડાનું દંતમંજન"

૫૦–પ્રિસિપિટેટેડ ચૉક ૧૬ રતલ, કેવડાની જડની ભુકી ૪ રતલ, કટલના હાડકાની ભુકી ૨ રતલ, અલ્ટ્રામરીન ૯½ ઔંસ, જિરેનિયમ લેઇક ૩૪૦ ગ્રેન, ચમેલીનુ તેલ ૧૧૦ ટીપાં, ઑઇલ નેરોલી ૧૧૦ ટીપાં, કડવી બદામનું તેલ ૩૫ ટીપાં, વેનીલિન ૫૦ ગ્રેન, બનાવટી કસ્તુરી ૬૦ ગ્રેન, સેકેરીન ૧૪૦ ગ્રેન, અલ-કોહલ ૨ ઔંસ.

પહેલાં સેકેરીનને સહજ ગરમ પાણીમાં અને બધી સુગંધીઓને અલકોહલમાં મેળવી રાખો. પછી સેકેરીનવાળા પાણીમાં કેવડાની જડની ભુકી નાખી, તેને સુકવી લો અને ત્યાર પછી રંગને ચૉકમાં મેળવી, પછી બાકીની બધી ચીઝો મેળવી, ખુબ મિશ્ર કરી, દંતમંજનને ચાર પાંચ વાર ફરી ફરી વસ્ત્રગાળ કરી લો.

૫૧–પ્રિસિપિટેટેડ ચૉક ૭૫૦ ભાગ, ક્રીમ ટારટર ૨૫૦ ભાગ, કેવડાની જડની ભુકી ૨૫૦ ભાગ, નવસાદર ૬૦ ભાગ, અંબર ૪ ભાગ, તજ ૪ ભાગ, ધાણા ૪ ભાગ, લવેંગ ૪ ભાગ, રોઝવુડ ૪ ભાગ.

બનાવવાની રીત સામાન્ય નિયમ પ્રમાણે.

૫૨–કપુર ૫ ગ્રેન. થાઇમોલ ૨ ગ્રેન, ફટકડી ૧૦ ગ્રેન, લવેંગ (શેકેલા) ૧૦ ગ્રેન, ગ્રુટી માટી ૧ ઔંસ, મેગ્નેસિયમ કાર્બ ૨ ડ્રામ.

બનાવવાની રીત ઉપર મુજબ

૫૩–બાવળના ઝાડની છાલની ભુકી, ફટકડી, અકરકરો અને લાજવંતીની જડની ભુકી એ સૌ સરખે વજને લઇ, વાટીને મિશ્ર કરો

૫૪–પોટાસિયમ કલોરેટ ૧૫૦ ગ્રેન, સાબુની ભુકી ૩૦૦ ગ્રેન, ટંકણખાર ૬૦ ગ્રેન, પ્રિસિપિટેટેડ ચૉક ૧૦ ઔંસ, ઓઇલ વિન્ટર ગ્રીન ૨૦ ટીપાં, ઓઇલ પીપરમિન્ટ ૨૦ ટીપાં.

ચૉકના બે ભાગ કરી, એક ભાગ ચૉકને કાગળ પર કાઢી, લાકડાના ચમચા વડે તેમાં પોટાસિયમ કલોરેટ મેળવો. પછી બીજા ભાગના ચૉકને ખરલમાં નાખી, તેમાં બીજી બધી ચીઝો મેળવી, ખરલ કરી, છેવટે ચૉકની બેઉ ભુકીઓને મેળવો

આ દંતમંજન પાયેરીઆ માટે ખાસ અકસીર છે.

૫૫–પ્રિસિપિટેટેડ ચૉક ૫ રતલ, કટલફીશ બોન (પાવડર) ૨ રતલ, ટંકણખાર ૧ રતલ, સુગંધી ½ ઔંસ

બનાવવાની રીત નિયમ પ્રમાણેજ.

૫૬–શંખજીરું ૫ તોલા, સમુદ્ર શોષ ૫ તોલા, ફટકડી ફુલાવેલી ૨½ તોલા, માયાં (કાણા વિનાના, ઉમદા) ૧ તોલો, અકલકરો ૧ તોલો, એલચી દાણા ૧ તોલો, અજમો ૧ તોલો, કાળી મરી ૧ તોલો, મસ્તગી ½ તોલો, કપુર ¼ તોલો પિપરમિન્ટના ફુલ ½ તોલો, અજમાના ફુલ ½ તોલો.

છેલ્લી ત્રણ ચીઝો સિવા બાકીની ચીઝોને બારીક વાટી, પછી એ ત્રણે ચીઝો ઉમેરો.

૫૭–ચુનો ૧ તોલો, કપુર ૧ તોલો, કોલસો ૧ તોલો, મીઠું ૧ તોલો.

બધાને વાટી લો.

૫૮–મસતગી ૨ તોલા, સુંઠ ૪ તોલા, કાળી મરી ૪ તોલા, ગુલે અર્માની (માટી) ૧૮ તોલા, ગેરૂ ૨૦ તોલા, સફેદ મરી ૪ તોલા, લાહોરી નમક ૪ તોલા, તંબાકુ (શેકેલો) ૩૨ તોલા.

બધાને બારીક વાટી, મિશ્ર કરો.

૫૯–ફટકડી ૬ તોલા, નમક ૬ તોલા.

પહેલાં ફટકડીને વાટી લઇ, પછી થોડાક સરકામાં નાખી, પલાળીને બાહિર કાઢી લો. ત્યાર પછી તેને નમક સાથે મેળવી, બારીક ભુકી બનાવો.

આ દંતમંજન પાયેરીઆ તથા દાતના અવાડુ માટે ઘણું લાભદાયી છે.

૬૦–અરીઠાના બીજ ૧ રતલ, ફટકડી ૧ રતલ

અરીઠાની અંદરથી જે બીજ નીકળે છે, તેને બાહિર કાઢી આગમા બાળી લેવા પછી તેને બારીક વાટી ૧ રતલ લઇ, બારીક ફટકડી ૧ રતલ સાથે મેળવી, જિરેનિયમની યા બીજી કોઇ ખુશબો કે ઓઅ મેળવી લેવી

૬૨–માવા ૪ તોલા સફેદ કાથો ૨ તોલા, બાળેલું મોરથુથુ ૧ તોનો ન્હાના એલચી દાણા ½ તોલો, બાળેલી ફટકડી ½ તોલો, જાયફળ ½ તોલો, અકરકરો ૨ તોલા તેજ પાત ½ તોલો હીરાકસી ½ તોનો ઇન્દ્રાવર્ણાની જડ ½ તોનો, મોલશ્રીની છાલ ૧ તોનો

બધાને બારીક વાટી લો

૬૨–પ્રિસિપિટેટેડ ચૉક ૪ ઔંસ સમુદ્ર શોપ ૨ ઔંસ, સોડિયમ કાર્બોનિટ ૨ માસા, ઓઇલ રોઝ જિરેનિયમ ૧ ડ્રામ સેકેરીન ૪ યા ૫ ગ્રેન ગુનાબી રંગ સહજ

પહેલાં સમુદ્રશોષને બારીક વાટી વસ્ત્રગાળ કરી લો પછી તેમા ચૉક મેળવી, તેમાથી ૧ ઔંસ જેટલી ભુકી જુદી કાઢી, તેમા સહજ ગુલાબી રંગ મેળવી પછી તેને બધી ભુકામા મેળવી, બાકીની ચીઝો નાખી, થોડીક મિનિટો સુધી યાંત્રિક–ખરલ વડે ખુબ ખરલ કરી લો

૬૩–પ્રિસિપિટેટેડ ચૉક ૧૨ ઔંસ, થાયમોલ ૧૦ ગ્રેન, કપુર ૨૦ ગ્રેન, સેકરીન ૧૦ ગ્રેન, કેવડાની જડની ભુકી ½ ઔંસ, મેગ્નેસિયા કાર્બ ૪ ડ્રામ, ઓઇલ રોઝ જિરેનિયમ ૨૦ ટીપા, ઓઇન વિન્ટરગ્રીન ૩ ગ્રેન, કાર્મા ઇન સહજ

બનાવવાની રીત ઉપર પ્રમાણેજ.

૬૪–ચીયનો ચૉક ૧ રતલ એસેન્સ કલવર ૧ ઔંસ, ટેરા રોઝ પાવડર ૧ ઔંસ

બધાને વાટી, મેળવો

૬૫–ચૉક ૧૨ તોલા, ગેરુ ૩ તોલા, ફટકડી ૧ તોનો, ઍનમી ૧ તોવો, કપુર ૧ તોનો

બધાને વાટી, વસ્ત્રગાળ મંજન બનાવો

૬૬–સુકા ગુલાબ–ફુલ ½ તોલો કબાબ ચીની ½ તોલો ફટકડી ૩ તોલા, તબાશીર ½ તોલો માવા ૨ નગ

પ્રથમ ચોકાના તવાને ચુલા પર મુકી, ફટકડી નાખી તેને ફુલાવી લેવી તે પુરેપુરી ફુલાવી રહયા બાદ ઠંડી કરી, બાકીની ચીઝો સાથે વાટી, વસ્ત્રગાળ મંજન બનાવો

૬૭–ખાંડ ૩૦ તોલા, ફટકડી ૪ તોલા, ક્રીમ ઓફ ટારટર ૫ તોલા.

બધાને વાટી, મેળવો

૬૮–ચૉક ૧ રતલ, કપુર ૨ તોલા, હીરાબોળ ૨ તોલા કાથો ૩ તોલા, ટેનિન ઍસિડ ૨½ તોલા

બધાને વાટી, વસ્ત્રગાળ મંજન બનાવો

૬૯–પ્રિસિપિટેટેડ ચૉક ૭ તોલા, ટંકણખાર ૧ તોલો, ગુલાબનું અત્તર ખપ પુરતું

બનાવવાની રીત સામાન્ય નિયમસર

૭૦–મેગ્નેસિયા કાર્બોનિટ ૧૦ તોલા, પ્રિપેર્ડ ચૉક ૨½ તોલા, મેન્થોલ ૫ ગ્રેન નિરોર્લ લાલ રંગ ૬ ગ્રેન, રેક્ટીફાઇડ સ્પિરિટ ૩૦ ટીપા ઓઇલ રોઝ જિરેનિયમ ૩૦ ટીપા, પાણી ૩૦ થી ૪૦ ટીપા

પહેલા પાણીમા રંગ ઓગળાવી, જુદું રાખો પછી સ્પિરિટમા મેન્થોલ ઓગળાવી, તેમા ઓઇલ રોઝ જિરેનિયમ ઉમેરો, તેનેય જુદું રાખો અને ખરલમાં મેગ્નેસિયા કાર્બોનિટ અને ચૉક નાખી, ખરલ કરી લો પછી રંગ વાળું પાણી અને સ્પિરિટની મેળવણી મેળવીને ખરલની ભુકામા નાખી, ખુબ ખરલ કરો, જેથી હલકા ગુલાબી રંગનુ જાપાનથી આવતા "લાયન છાપ દંતમંજન" જેવુ દંતમંજન થશે

૭૧-પ્રિપ્રેડ ચૅાક ૧૦ તોલા, મેગ્નેસિયા કાર્બોનેટ ૧૫ તોલા, ઉત્તમ સફેદ સાબુની ભુકી ૧ તોલો, ખાંડ ૨ તોલા, ઑરીસ રૂટ પાવડર ૨½ તોલા, યુજેન્ઝ ઑઇલ ૩૦ થી ૪૦ ટીપાં.

પ્રથમ ચૅાક અને સાબુની ભુકી તથા મેગ્નેસિયા કાર્બોનેટને જુદા ખરલ કરી, પછી બીજી ખરલમાં ઑરીસ રૂટ પાવડર અને ખાંડને ખરલ કરી, બેઉ ભુકીઓ મેળવી, તેમાં સુગંધી ઉમેરી, ફરી વાર ખરલ કરી લો.

આ દંતમંજન "કોલગેટ" જેવું બને છે.

અને હવે થોડાક પ્રયોગો કાર્બોલિક દંતમંજનનાય જુઓ:–

૭૨-પ્રિસિપિટેટેડ ચૅાક ૧ રતલ, ઉમ્દા સાબુની ભુકી ½ ઔંસ, એસિડ કાર્બોલિક ૧ ડ્રામ, પિપરમિન્ટ ક્રિસ્ટલ ૧ ડ્રામ, થાયમોલ ૩૦ ગ્રેન.

બનાવવાની રીત, સામાન્ય નિયમ પ્રમાણેજ

૭૩-પ્રિપ્રેડ ચૅાક ૨૦ ઔંસ, કાર્માઇન ૨૦ ગ્રેન, ટંકણખારની ભુકી ૬૦૦ ગ્રેન, હીરાબોળની ભુકી ૬૦૦ ગ્રેન, કાર્બોલિક એસિડની ભુકી ૬૦ ગ્રેન, ઑઇલ વિન્ટરગ્રિન ૧ ડ્રામ, ઑઇલ પિપરમિન્ટ ½ ડ્રામ, એમોનીઆ વૉટર–કાર્માઇન ઓગળાવવા પૂરતા પ્રમાણમા

પ્રથમ કાર્માઇનને સહજ એમોનીઆ વૉટરમાં ઓગળાવી, થોડાક ચૅાકમાં મેળવી મિશ્ર કરો પછી તેને સુકવવા માટે મોટા કાગળ પર પાથરી, સુકાઇ જતા બાકીનો ચૅાક મેળવો. પછી એક પછી એક દવા મેળવતા જાવ અને મિશ્ર કરતા જાવ. છેવટે તેલ ઉમેરો પછી પાંચ છ વેળા ખુબ ઝીણી વસ્ત્રગાળી ભુકી ચાળી લો

૭૪-પ્રિસિપિટેટેડ ચૅાક ૩ કીલો, લેકટોસ ૨ કીલો, ક્રીમ ઑફ ટારટર ૧½ કીલો, કાર્બોલિક એસિડ ૮૦ ગ્રામ, ઑઇલ રોઝ (બનાવટી) ૨ ગ્રામ, ઑઇલ જિરેનિયમ ૧૫ ગ્રામ.

બનાવવાની રીત ઉપર પ્રમાણે

## દંતમંજન-લાહી

દંતમંજનની ભુકી કરતાં લાહીનો ઉપયોગ હવે વધતો જાય છે. એ વાપરવામાં ભુકી કરતાં વધુ સરળતા અને સ્વચ્છતા અર્પે છે અને ટ્યૂબોમાં પેક થતી હોઇ બગાડ થતો નથી.

બનાવટમાં ભુકી કરતાંય આમાં વધુ કાળજી રાખવી પડે છે. એક સરખા રૂપનું ક્રીમ બનાવવું, જરૂરત પ્રમાણે પાતળું યા ઘટ્ટ રાખવું એ પણ અનુભવેજ સમજી સકાય એમ છે બનાવટની અને પેકીંગની ઘણી ખરી ક્રિયાઓ તો યંત્ર વડેજ થાય છે.

૭૫-પ્રિસિપિટેટેડ ચૅાક ૨ રતલ, સાબુની ભુકી ૧ ઔંસ, મેન્થોલ ૧૦ ગ્રેન, થાયમોલ ૧૦ ગ્રેન, વરિયાળીનો સત્વ ૫ ગ્રેન, મેકરીન



ટ્યુબ યંત્ર

૨૦ ગ્રેન, કાર્માઇન રંગ ખપ પુરતો, ગ્લિસરીન ખપ પૂરતી

પ્રથમ ચૉક અને સાબુની ભુકીને વાટીને મેળવો પછી બીજી ખરલમા ગ્લિસરીન સિવાની બાકીની ચીજો મેળવી, પછી તેમા ચોક-સાબુની મેળવણી નાખી પુરતી ઘટ્ટ પેસ્ટ બને તે માટે કારી થાય તેટલી ગ્લિસરીન ઉમેરી, એકજીવ કરી નો

૧૨–રેડ કોરલ ૫૦ ભાગ તજ ૧૨ ભાગ, કોચીનીઅલ ૬ ભાગ, ફટકડી ૨૨ ભાગ, મધ ૧૨૫ ભાગ, પાણી ૬ ભાગ

પ્રથમ ફટકડી અને કોચીનીઅલને વાટી, પાણી મેળવી ૨૪ કલાક રહેવા દો પછી બાકીની ચીજો મેળવી પેસ્ટ બનાવી, ૪૮ કલાક લગી ઠરવા દીધા પછી, પેગ્ય સુગંધી મેળવી, ટ્યુબોમા ભરી લો

૧૩–માર્સેઇલ્સ સાબુ ૫૦૦ ગ્રામ, કાર્બો-નેટ ઑફ લાઇમ ૫૦૦ ગ્રામ, ઓરીસ રૂટની ભુકો ૫૦૦ ગ્રામ, ખાંડ ૨૫૦ ગ્રામ, ગુલાબ જળ ૨૫૦ ગ્રામ, ઑઇલ પિપરમિન્ટ ૧૦ ગ્રામ, ઑઇલ કલવઝ ૧૦ ગ્રામ, એનેટહોલ ૨ ગ્રામ

બનાવવાની રીત ઉપર મુજબ

૧૪–સફેદ સાબુ ૧ કીલો, કાર્બોનેટ ઑફ લાઇમ ૧ કીલો, ગ્લિસરીન ૧ કીલો, ઓરીસ રૂટની ભુકી ૫૦૦ ગ્રામ, ઑઇલ પિપરમિન્ટ ૧૦ ગ્રામ, એનેટહોલ ૫ ગ્રામ

બનાવવાની રીત ઉપર મુજબજ

૧૫–મધ ૫૦૦ ગ્રામ, સાબુની ભુકી ૫૦૦ ગ્રામ, મેગ્નેસિયા ૨૭૫ ગ્રામ, પાણી ૧૫ ગ્રામ, ઑઇલ પિપરમિન્ટ ૧૫ ગ્રામ, કાર્માઇન ૧ ગ્રામ, એમોનિયા જુરુરત પૂરતુ

બનાવવાની રીત ઉપર પ્રમાણે

૧૬–કાર્બોનેટ ઑફ લાઇમ ૬૦૦ ગ્રામ, રાઇસ સ્ટાર્ચ ૨૦૦ ગ્રામ, સાબુની ભુકી ૨૫ ગ્રામ, ઓરીસ રૂટની ભુકી ૨૦ ગ્રામ, કાર્માઇન ૧ ગ્રામ, એમોનિયા ૨ ગ્રામ, પાણી ૮ ગ્રામ, ગ્લિસરીન ૧૦ ગ્રામ, સાદી ચાસણી ૫૦ ગ્રામ, ઑઇલ પિપરમિન્ટ ૧૫ ગ્રામ, ઑઇલ યુકલિપ્ટસ ૨ ગ્રામ, યુજેનોલ ૨ ગ્રામ

બનાવવાની રીત ઉપર પ્રેકેજ

૧૭–પ્રિસિપિટેટેડ ચોક ૧૦૦૦ ગ્રામ, ગ્લિસરીન ૧૫૦૦ ગ્રામ, સાબુની ભુકી ૭૦૦ ગ્રામ, ઑઇલ પિપરમિન્ટ ૫૦ ગ્રામ, ઑઇલ લવેન્ડર ૧૦ ગ્રામ, થાયમોલ ૧૫ ગ્રામ, મેન-થોલ ૧૫ ગ્રામ

બનાવવાની રીત ઉપર મુજબ

૧૮–ક્લોરેટ ઑફ પોટાશ ૫૦૦ ગ્રામ, ગ્લિસરીન ૯૮૦ ગ્રામ, સાબુની ભુકી ૧૨૦ ગ્રામ, સાબુનું ક્રીમ ૨૫૦ ગ્રામ, કાર્બોનેટ ઑફ લાઇમ ૧૦૦૦ ગ્રામ, ઑઇલ પિપરમિન્ટ ૧૦ ગ્રામ, એનેટહોલ ૩ ગ્રામ, ઑઇલ સિન્નેમન ૫ ગ્રામ, ઑઇલ લવેન્ડર ૨ ગ્રામ

બનાવવાની રીત ઉપર મુજબ

૧૯–કાર્બોનેટ ઑફ લાઇમ ૧ કીલો, કાર્બોનેટ ઑફ મેગ્નેસિયા ૧ કીલો, સાબુની ભુકી ૨૦૦ ગ્રામ, ગ્લિસરીન ૬૦૦ ગ્રામ, ટીંક્ચર કોચીનીઅલ ૧૦૦ ગ્રામ, ક્રિનસોલ ૫ ગ્રામ, ઑઇલ પિપરમિન્ટ ૨૫ ગ્રામ

બનાવવાની રીત ઉપર મુજબ

૨૦–મધ ૫૦૦ ગ્રામ, સાબુની ભુકી ૫૦૦ ગ્રામ, મેગ્નેસિયા ૨૭૫ ગ્રામ, પાણી ૧૫ ગ્રામ સેલોલ ૫૦ ગ્રામ, ઑઇલ પિપર-મિન્ટ ૧૦ ગ્રામ, ઑઇલ કલવઝ ૫ ગ્રામ, ઑઇલ રોઝ ૧ ગ્રામ ઑઇલ નેરોલી ૧ ગ્રામ, એનેટહોલ ૨ ગ્રામ

બનાવવાની રીત ઉપર મુજબ

૨૧–ગ્લિસરીન ૧ કીલો, કાર્બોનેટ ઑફ લાઇમ ½ કીલો, ટૅલ્ક ૫૦૦ ગ્રામ, બાય-કાર્બોનેટ ઑફ સોડા ૫૦૦ ગ્રામ, ટેનિન (આલ્કોહોલ મિશ્રિત) ૫ ગ્રામ, ઑઇલ પિપરમિન્ટ ૧૦ ગ્રામ

બનાવવાની રીત ઉપર પ્રમાણે

(અનુસંધાન પૃષ્ઠ ૩૭૭ પર)

આ પ્રકારની શાહીઓ એટલા માટે ગુપ્ત શાહીઓ કહેવાય છે કે એ વડે લખેલ લખાણ સામાન્ય દ્રષ્ટિએ ગુપ્ત રહે છે ખાનગી સંદેશાઓ કિંવા પ્રેમ-પત્રો માટે એની ઉપયોગીતા સ્પષ્ટ છે આ શાહી વડે લખેલ સંદેશો કિંવા પત્ર ત્યાં લગી વાંચી કે જાણી સકાતો નથી, જ્યાં લગી દરેક શાહી માટે લખ્યા મુજબની પ્રતિક્રિયા કરવામાં ન આવે

૧-ફેરોસીઅ પોટાશના જલદ મિશ્રણ વડે લખો[1] કાગળને પુષ્કળ ગરમી આપવાથી લખાણ વાંચી સકાશે

૨-૧૫ ટકાના હાયડ્રોક્લોરેટ ઓફ એમોનિયાના મિશ્રણ વડે લખેલું લખાણ પણ ઉપર મુજબ ગરમી આપવાથી વંચાશે

૩-નાઇટ્રેટ ઓફ કોપરના મિશ્રણ વડે લખેલુ લખાણ કાગળને ગરમી આપવાથી લાલ થઇ વાંચી સકાય છે

૪-પરક્લોરાઇડ ઓફ કોપરના ઘણાજ હલકા મિશ્રણથી લખેલું લખાણ, કાગળને ગરમી આપતા પીળા રંગનું થઇ જાય છે

૫-સુગાખારના પાણીથી લખવાથી સુકાયા બાદ અક્ષરો દેખાશે નહિ, પણ સહેજ તપાવતા સુવાથી અક્ષરો માલમ પડશે

૬-નવસાર અને દુધને મેળવી લખવાથી અક્ષરો દેખાશે નહિ. પણ તપાવતા અક્ષરો જણાશે

૭-ડુંગળીના રસથી લખી, પાછળથી તેને તપાવતાં પીળા અક્ષરો જણાશે

૮-સાબુથી અગર તો તેના પાણીથી લખી સુકાયા બાદ પાણીમાં બોળતા, સફેદ અક્ષરો જણાશે

૯-હરડાંની છાલના પાણીથી લખી સુકાયા બાદ હિરાકસીનું પાણી ફેરવવાથી કાળા અક્ષરો જણાશે.

૧૦-નિંબુના રસથી લખી સુકાયા બાદ તપાવવાથી કાળાશ પડતા અક્ષરો જણાશે

૧૧-મોરથુથું ૧ માશો, નવસાદર ૧ માશો, પાણી ખપ પૂરતું.

આ શાહી વડે લખેલા લખાણને ગરમી આપતાં અક્ષરો પીળા થઇ જશે

૧૨-કલોરાઇડ ઓફ નિકલ ૧૦ ગ્રેન, ક્લોરાઇડ ઓફ કોબાલ્ટ ૧૦ ગ્રેન, અર્ક-પાણી ૧ ઔંસ

બધાને મેળવી, લખાણ લખો સુકાઇ ગયા બાદ લખાણ લીધા ક્ષણે તેને ગરમી આપતા, લખાણ લીલો રંગ લઇ લેશે

૧૩-કલોરાઇડ ઓફ કોબાલ્ટ ૨૫ ગ્રેન, અર્ક-પાણી ૧ ઔંસ

વાપરવાની રીત ઉપર મુજબ

૧૪-પોટાસિયમ બ્રોમાઇડ ૧ ઔંસ, મોરથુથું ૧ ઔંસ, પાણી ૮ ઔંસ

વાપરવાની રીત નિયમસર.

## દંતમંજન

(અનુસંધાન પૃષ્ઠ ૩૩૬ થી)

૨૨-ફોર્મેલિન ૩ ગ્રામ, લેવિગેટેડ ચૉક ૧૦૦ ગ્રામ, વાયોલેટ રૂટની ભુકી ૨૦ ગ્રામ, મેગ્નેસિયમ કાર્બોનેટ ૫ ગ્રામ, સાબુની ભુકી ૧૦ ગ્રામ, ઓઇલ પિપરમિન્ટ ૧ ગ્રામ, ઓઇલ બર્ગેમોટ ½ ગ્રામ, ઓઇલ સિટ્રોનેલા ૨૦ ગ્રામ, ગ્લિસરીન ૭૦ ગ્રામ

બનાવવાની રીત ઉપર મુજબ.

૨૩-સાબુની ભુકી ૭૦ ગ્રામ, ચૉક ૧૦૦ ગ્રામ, બેન્ઝોઇક એસિડ ૫ ગ્રામ, થાયમોલ ૧ ગ્રામ, મિન્ટોલ ૧ ગ્રામ, ઓઇલ પિપરમિન્ટ ૪ ગ્રામ, ગ્લિસરીન ૧૪૦ થી ૧૫૦ ગ્રામ.

બનાવવાની રીત ઉપર મુજબ

અપૂર્ણ.

(૧) કહેવાની જરૂરત નથી કે, આ બધી શાહીઓના ઉપયોગ માટે તદન નવી-નહિં વપરાયેલી ટાંક વાપરવી જોઇએ

આ પેન્સિલો કાચ અને ચીનીકામ પર લખવા માટે વપરાય છે

કાળી–(૧) ટેનો (ચરબી) ૩ ઔંસ, સ્પરમેસિટી ૪ ઔંસ સફેદ મીણ ૨ ઔંસ, બત્તીની મેશ ૧ ઔંસ

ચરબી અને સ્પરમેસિટીને ગરમ કરી પીગળાવી, તેમા બત્તીની મેશ ઉમેરી, પેન્સિનો ઢાળી લો

(૨)–બત્તીની મેશ ૧૦ ભાગ સફેદ મીણ ૪૦ ભાગ, ચરબી ૧૦ ભાગ

બત્તીની મેશને ગરમ કરેલી ચરબી તથા મીણમા મેળવી, પછી મિશ્રણ ઠંડુ પડે ત્યારે તેને ચત્રમા ભરી, સામાન્ય પેન્સિલની બનાવટની પધ્ધતિએ એ પેન્સિલો પણ બનાવી લેવાય છે

બ્લુ–ટેલો ૩ ઔંસ, સ્પરમેસિટી ૪ ઔંસ, સફેદ મીણ ૨ ઔંસ પેરીસ બ્લુ ૧ થી ૧½ ઔંસ, (જેવો હલકો ઘેરો રંગ જોઇએ તે પ્રમાણે)

બનાવવાની રીત કાળી (૧) પેન્સિલ પ્રમાણે

આછી બ્લુ–પ્રુશીઅન બ્લુ ૧૦ ભાગ, સફેદ મીણ ૨૦ ભાગ, ચરબી ૧૦ ભાગ

બનાવવાની રીત કાળી (૨) પેન્સિલ પ્રમાણે

ઘેરી બ્લુ–પ્રુશીઅન બ્લુ ૧૫ ભાગ, ગમ અરેબિક ૫ ભાગ ચરબી ૧૦ ભાગ

બનાવવાની રીત ઉપર પ્રમાણેજ

લાલ–ટેલો ૩ ઔંસ સ્પરમેસિટી ૪ ઔંસ, સફેદ મીણ ૨ ઔંસ, રેડ સિનાબાર ૧ ઔંસ

બનાવવાની રીત કાળી (૧) પેન્સિલ પ્રમાણે

પીળી–ટેલો ૩ ઔંસ, સ્પરમેસિટી ૪ ઔંસ, સફેદ મીણ ૨ ઔંસ ક્રોમ યલો ૨ ઔંસ

બનાવવાની રીત ઉપર પ્રમાણેજ

(૨)–ક્રોમ યલો ૧૦ ભાગ, મીણ ૨૦ ભાગ, ચરબી ૧૦ ભાગ

બનાવવાની રીત કાળી (૨) પેન્સિલ પ્રમાણે

સફેદ–ઝીંક વ્હાઇટ ૪૦ ભાગ સફેદ મીણ ૧૦ ભાગ, ચરબી ૧૦ ભાગ

બનાવવાની રીત ઉપર પ્રમાણે

(૨) ટેલો ૩ ઔંસ, સ્પરમેસિટી ૪ ઔંસ, સફેદ મીણ ૨ ઔંસ ઓક્સાઇડ ઓફ ઝીંક ૨ ઔંસ

બનાવવાની રીત કાળી (૧) પેન્સિલ પ્રમાણે

અલ્ટ્રામરીન બ્લુ એ ને ઉમદા બ્લુ રંગ પ્રથમ તો તે *Lapis Lazuli* વાટીને મેળવાતો હતો, પણ એ મોંઘી રીત કયા સુધી પરવડે ? રસાયણીઓએ માથુ ઉચક્યું તેમણે મુળ રંગનું પૃથક્કરણ કરી, તેમાના રસાયણિક તત્વોની તપાસ શરૂ કરી અને પરિણામે આજે આપણે ત્યા વેચાય અને વપરાય છે એ અલ્ટ્રામરીન ની શોધ થઇ.

એ હકીકત છે કે આજે બજારમા વેચાતુ અલ્ટ્રામરીન બ્લુ રંગ "નકલી" છે–રસાયણો વડે બનાવાય છે–"ખરો" કિંવા *Lapis Lazuli*નો રંગ નથી

અલ્ટ્રામરીન બ્લુ રંગ પોતાના રંગતત્વો અપ્રતિમ ગુણો અને વિશાળ ઉપયોગિતાને કારણે દુન્યા ભરમા પુષ્કળ વપરાય છે બ્લુ રંગની ઝરૂર હોય ત્યા ત્યા તો એ વપરાય છેજ, એ ગ્લુજ નહિં બનકે પીળાશ પડતા કાગળ, કપડા વગયરહને સફેદ કરવા માટેય અલ્ટ્રામરીન બ્લુનો ઉપયોગ જાણીતો છે આપણા પહેરવાના કપડાના સફેદ રંગ માટેય આપણે અલ્ટ્રામરીન બ્લુના આભારી છીએ એ ન હોય તો, કદાચ આપણને પીળાશ પડતા કપડા પહેરવા પડે યા પછી, વધુ પૈસા આપીને સફેદ કપડા મેળવી સકીએ!

## રંગના ત્રણ પ્રકાર

અલ્ટ્રામરીન બ્લુ રંગ ત્રણ ગ્રેડ ઉત્તર પ્રકારના બને છે

**સોડિયમ સલ્ફેટ અલ્ટ્રામરીન**–આ રંગ સૌથી ફિક્કો હોય, સહજ લીલાશ ધરાવે ફટકડીની વિનાશક અસર આ રંગ પર ઘણી ઝડપથી થાય છે

**સોડા અલ્ટ્રામરીન**–ઉપના પ્રકાર કરતા સહજ વધુ પેરો રંગ

**સિલિકા અલ્ટ્રામરીન**–એ સૌથી વધુ અને ફટકડીની વિરોધી અસર સામે વધુ ટકી સકનો રંગ છે એ સહજ લાલાશ ધરાવે છે મ્હોટે ભાગે એ કાગળની બનાવટમાં ખૂબ વપરાય છે

## કાચા પદાર્થો

અલ્ટ્રામરીન બ્લુ બનાવવા માટે નીચના કાચા પદાર્થો મેળવવા અનિવાર્ય છે —

૧, એલ્યુમિનિયમ સિલિકેટ કિંવા ચાઇના ક્લે.
૨, કેલ્સાઇન્ડ સોડિયમ સલ્ફેટ
૩, કેલ્સાઇન્ડ સોડા એશ
૪ સોડિયમ સલ્ફાઇડ,
૫ ગંધક
૬, કોલસાનો ભુકો

અને એ તો કહેવાનું હોયજ નહિ કે, આ માટે જોઇતિ દરેક કાચો પદાર્થ તદ્દન સ્વચ્છ અને ચોખ્ખોજ હોવો જોઇએ જો તે અશુદ્ધ યા અસ્વચ્છ હોય તો પછી પ્રયોગમા નિષ્ફળતા મળવાનો ભય રહેશે

## બનાવટની પધ્ધતિયો

અલ્ટ્રામરીન બ્લુ બનાવવાની પધ્ધતિયો બે છે

૧, સીધી પદ્ધતિ
૨, આડકત્રી પધ્ધતિ

સીધી પદ્ધતિ એટલે, એકજ તબક્કાની પદ્ધતિ, પણ એ પધ્ધતિ જે પ્રયોગોમા ચાઇના ક્લે, સિલિકા અને ગંધકનુ પ્રમાણ વધુ હોય તે માટે અનુકુળ હોય, જેમા એ ત્રણેનુ પ્રમાણ ઓછુ હોય તેમને માટે આડકત્રી–બે તબક્કા કાચા માલમાથી અલ્ટ્રામરીન ગ્રીન બનાવી, પછી તેમાથી અલ્ટ્રામરીન બ્લુ બનાવવાની પદ્ધતિ અખત્યાર કરતી હોય, તે પ્રચલિત છે. ટુંકમા, જેવો કાચો માલ, તેવી પદ્ધતિ

**સા**માન્ય રીતે સુગંધીદાર તેલોની બનાવટમાં મૂળભૂત ક્રિયાઓ બધા તેલો માટે એક સરખીજ હોય છે. તાજા ફૂલો સુંઘી, તેના ડાંખળા ઇત્યાદી કાઢી નાખી, તેને તેલમાં નાખી કાં પાણીની ગરમીએ ગરમ કરવામાં આવે છે. કા સૂર્યના તડકામાં રાખી મૂકવામાં આવે છે, જેથી ફુલના સુગંધીદાર તત્વો તેલમાં ભળી જાય અને પરિણામે તેલ સુવાસિક થઈ જાય.

તેલ મોટે ભાગે તલનુંજ વપરાય છે છતાં ગમે તો કોઇ બીજી સારી જાતનુંય તેલ વાપરી સકાય છે. ફૂલ હમેશાં તાજા અને ડાંખળા ઇત્યાદીથી જુદા પાડેલાજ લેવા જોઇએ.

## કમળનું તેલ

કમળના ફુલની સફેદ પાંખડીઓ પાંચ રતલ અને તલનું તેલ પાચ રતલ લઇ, વાસણમાં મુકી એક કલાક સુધી વૉટર બાથ[1] પર ઉકાળો પછી વાસણને ૨૪ કલાક સુધી ઠરવા દઇ નીચોવીને તેલ કાઢી લો., અને બીજી અઢી રતલ પાંખડીઓ લઇ, ફરી વાર અર્ધો કલાક સુધી તેલને વૉટર બાથ પર મુકી રાખો પાછળથી વાસણને ૨૪ કલાક સુધી રહેવા દઇ, ફરી એક વાર એક રતલ પાંખડીઓ નાખી. અર્ધા કલાક સુધી તેલને વૉટર બાથ પર રહેવા દો. છેવટે ૨૪ કલાક સુધી તેલને ઠંડુ પડવા દઇ, ગાળી લઇને તેમાં બીજી અર્ધી રતલ પાંખડીઓ નાખી ૧૫ દહાડા સુધી તેમને સૂર્યના તડકામાં રહેવા દઇ, પાછળથી ગાળી લેજો.

## કેવડાનું તેલ

કેવડાના ફુલના પરાગ તંતુઓ એક રતલ, કેવડાના ફુલની સફેદ ને કુમળી ટુંપેલી પાંખડીઓ અર્ધો રતલ અને તલનું તેલ ૨ રતલ લઇ, બરણીમાં ભરી દો. એ બરણીને એક મહિના સુધી દિવસે સૂર્યના તડકામાં ને રાત્રે ચાંદનમાં મુકી રાખી, છેવટે કપડાંમાંથી તેલ નીચોવી કાઢી, ગાળી લઇ, બાટલીમાં ભરી લો.

## અલ્ટ્રામરીન બ્લુ

[ અનુસંધાન પૃષ્ઠ ૩૮૦થી ]

થઇ, ક્રિયા લગભગ પુરી થાય છે ક્રિયા પુરી થઇ યા નહિ, તે જાણવાની રીત એ છે કે, અંદરથી કાચા માલનો નમૂનો કાઢી તેની પરિક્ષા કરવામાં આવે. એ વેળાય સલ્ફર ડાયોક્સાઇડ છુટથી નીકળે છે, પણ ભડકા થતા જણાતા નથી મિશ્રણનો રંગ લીલો-બ્લુ[1] થઇ ગયો હોય અને મિશ્રણને એક સ્વચ્છ ટાઇલ પર પાથરી દેતા, તે ઝડપથી હડું પડી જાય તો ક્રિયા પુરી થઇ સમજવી.

જ્યારે એ ક્રિયા પુરી થયલી જણાય કે, ભઠ્ઠીમાંની આગ ખેંચી લઇ, ભઠ્ઠીમાંની દરેક ઠેકાણેની ફાટ અને સાંધાઓને સિમિન્ટ વડે બંધ કરો દઇ, તેને આપમેળે ઠંડી પડવા દેવાય છે. મેળવણી ઠંડી પડી ગયા બાદ તેને બાહિર કઢી જોતાં ને ઘેરા બ્લુ રંગની થઇ હશે[2] અને જો કે હવે અલ્ટ્રામરીન બ્લુની બનાવટ લગભગ પુરી થઇ છે. છતાં હજી તે વાપરવાપાત્ર બનવાને વાર છે

(આ લેખનો બાકીનો હફ્તો, પ્રયોગે વ આવતા અંકમાં છપાશે)

---

(૧) કાચા માલનો મુળ રંગ પીળો—લે હોય છે, પણ પાછળથી તે બ્રાઉન થઇ, લીલો અને છેવટે બ્લુ થાય છે

(૨) મેળવણીના ઉપલા થર અને નીચલા થર વચ્ચે રંગમાં ફેર હોય છે. એથી ગભરાઇ જવાની જરૂરત નથી

**ખસનું તેલ**

બે રતલ ખસના મૂળ અને એક રતલ તલ લઈ, બેઉને બારીક વાટો બેઉ તદ્દન સુકા હોઈ, કુદરત હોય તો સહજ તલનું તેલ ભીનાશ માટે નાખી શકાશે પછી એ મિશ્રણને બરણીમાં ભરી, બે રતલ તલનું તેલ રેડી, બરણીનું મોઢું માટીથી બંધ કરી, એક એક માસ સુધી જમીનમાં દફન કરી દો પાછળથી ખુબ નીચોવીને તેલ કાઢી લઈ, પહોળા મોઢાની બાટલીમાં ભરી લો પછી એક રતલ ખસ લઈ, સાફ કરી બારીક વાટી, પેલી બાટલીમાં નાખીને તેને બંધ કરી, સૂર્યના તડકામાં ૧૬ દહાડા સુધી રહેવા દો છેવટે તેલ ગાળી લેજો

**ગંધરાજનું તેલ**

અઢી રતલ તલને બારીક વાટી તેની સાથે અઢી રતલ ગંધરાજના ફુલ મિશ્ર કરી વાસણમાં મુકી, બંધ કરી સાત દહાડા સુધી સૂર્યના તડકામાં રહેવા દો પાછળથી તેમાં ૨ રતલ તલનું તેલ મેળવી એક કલાક સુધી વોટર બાથ પર ઉકાળી વાસણ ફરી બંધ કરી ૨૪ કલાક સુધી ઠરવા દો છેવટે તેલ નીચોવી કાઢી ગાળી લો

**ગુલહિનાનું તેલ**

મેંદીના ફુલ ૪ રતલ કેશર ૧½ તોલો, તલ ૨૦ તોલા તલનું તેલ ૩ રતલ

પહેલા કેશર અને તલને બારીક વાટી, લુગદી બનાવો પછી તેને એક વાસણમાં મુકી, તેલ તથા અર્ધા ફુલ સાથે વોટર બાથ પર ચઢાવી અર્ધો કલાક લગી ગરમ કરો અને પછી તેલ ૨૪ કલાક લગી રહેવા દઈ, પછી ફુલને દબાવીને બધું તેલ કાઢી લઈ, પહોળા મોંઢાની શીશીમાં ભરી, તેમાં બાકીના અર્ધા તાજા ફુલ નાખી શીશી બંધ કરી ૨૦ દહાડા લગી તડકે રાખી મુકો છેવટે તેલ ગાળી, જુદુ પાડી લો

**ગુલછડીનું તેલ**

ઝેતુનનું તેલ ૩ રતલ અને ગુલછડીના ફુલ દોઢ રતલ લઈ, એલ્યુમિનિયમના વાસણમાં મુકી વાસણ બંધ કરી અર્ધો કલાક સુધી વોટર બાથ પર રાખી ગરમી આપો પછી એને ઉતારી લઈ, ૨૪ કલાક સુધી ઠરવા દઈ, તેલ નીચોવી કાઢી, પહોળા મોઢાની બાટલીમાં ભરી લો પાછળથી એ બાટલીમાં ૨ રતલ તાજા ફુલ નાખી બાટલી બંધ કરી એક માસ સુધી રહેવા દો છેવટે તેલ નીચોવી કાઢી, ગાળી લો

**ગુલાબનું તેલ**

એક વાસણમાં એક રતલ તલનું તેલ નાખી, તેમાં એકજ રંગની એક રતલ ગુલાબના ફુલની પાદડીઓ નાખી, વાસણને બંધ કરી અર્ધો કલાક સુધી વોટર બાથ[1] પર ગરમ કરો પછી એ તેને ૨૪ કલાક સુધી ઠરવા દઈ, સાફ કપડામાંથી ગાળી લો પાછળથી એજ તેલમાં ફરી વાર બીજા તાજા એક રતલ ગુલાબના ફુલ નાખી, ઉપલીજ રીતે તેલ ગરમ કરી ઠરવા દઈ, ગાળી લો

જો આ રીતે સાત આઠ વેળા એકજ તેલ પર ફરી ફરી વાર પ્રયોગ અજમાવવામાં આવશે તો અત્યુત્તમ પ્રકારનું અને કીમતી ગુલાબનું તેલ તૈયાર થઈ જશે

**ચમેલીનું તેલ**

એલ્યુમિનિયમના વાસણમાં એક રતલ ચમેલીના ફુલ પાથરી દઈ, તે પર એક રતલ

---

1 Water bathની સાદી પધ્ધતિ એ છે કે એક મોટા વાસણમાં પાણી ભરીને ચુલે ચઢાવી, તે પાણીની અંદર એક નાનું વાસણ જેમાં તેલ વા બીજા પદાર્થ મુકેલા હોય મુકવામાં આવે છે એથી પેલા મોટા વાસણનેજ ગરમી લાગે છે અને તે વાસણનું પાણી ગરમ થતા તે ગરમ પાણીની ગરમી નાના વાસણમાના પદાર્થને ગરમી પહોંચાડે છે

તલ પાથરો. પછી તેમા એક રતલ તલનું તેલ નાખી, વાસણને બંધ કરી, ત્રણ દહાડા સુધી સૂર્યના તડકામા રાખી મુકો. પાછળથી તેમાથી વાસી થઇ ગયલા ફુલ કાઢી નાખી તેને બદલે ૧ રતલ તાઝા ફુલ નાખી ફરી વાર વાસણ બંધ કરી, સાત દહાડા સુધી સૂર્યના તડકામાં રાખી મુકો. ફરી એક વાર તે વાસી ફુલ કાઢી નાખી, બીજા તાઝા ફુલ ૧ રતલ નાખી, વાસણ બંધ કરી, ૧૫ દિવસ સુધી સૂર્યના તડકામા રહેવા દો. છેવટ ફુલ તથા તલ કાઢી નાખી, તેલ ગાળી લો. સરસ પ્રકારનું તેલ બનશે.

## ચંપાનું તેલ

એક બરણીમા ચંપાના ફુલ નંગ ૨૦૦ મુકી, તેમાં ૫ રતલ તલનુ તેલ રેડી, બરણી બંધ કરી, સાત દહાડા સુધી દિવસે સૂર્યના તડકામાં અને રાત્રે શબનમમા રાખી મુકો. આજ પ્રમાણે આઠ વેળા આજ પ્રયોગ ફરી ફરી કરવાથી અત્યુત્તમ પ્રકારનું તેલ તૈયાર થશે

## ઝહુરી ચંપાનું તેલ

ઝહુરી ચંપાના તાઝા ફૂલ અર્ધો રતલ લઈ, તેમાનો લીલો ભાગ કાઢી નાખી, ૧૦ રતલ બદામના તેલ સાથે બરણીમાં ભરી, ૧૫ દહાડા સુધી દિવસે સૂર્યના તડકામા અને રાત્રે શબનમમા રાખી મૂકો. પાછળથી તેલ નીચોવી કાઢી, તેમા ફરી વાર તાઝા ફૂલ અર્ધો રતલ નાખી, બરણીને ૧૫ દહાડા સુધી સૂર્યના તડકામા રહેવા દો. છેવટે તેલ નીચોવી કાઢી ગાળી લો.

## ડોલર ચંપાનું તેલ

ડોલર ચંપાના તાઝા ફૂલ ૨૫૦ લઈ, ૫ રતલ તલના તેલ સાથે પહોળા મોઢાની બાટલીમા ભરી, ૧૫ દિવસ સુધી સૂર્યના તડકામાં રાખી મૂકો. પાછળથી ગરણીમાંથી ગાળી તેલ જુદું પાડી, તેમાં ફરી વાર ૨૫૦ તાઝા ફૂલ નાખી ૧૫ દિન સુધી બાટલીને સૂર્યના તડકામાં રહેવા દો. ફરી વાર અગાઉ પેઠેજ તેલ જુદું પાડી, તેમાં બીજા તાઝા ફૂલ ૨૫૦ નાખી, બાટલીને સાત દહાડા સુધી સૂર્યના તડકામા રહેવા દો. છેવટે તેલ જુદું પાડી લઇ, ભીંજવેલા ફૂલને ફલાનેલના કપડામાં મુકી હલકા હાથે નીચોવી, તેલ કાઢી લો. છેવટે એ બેઉ તેલ મિશ્ર કરી, બાટલીમા ભરી લેજો.

## નાગ ચંપાનું તેલ

૧ રતલ નાગ ચંપાના ફુલ લઇ, ૧ રતલ તલના તેલ સાથે પહોળા મોઢાની બાટલીમાં ભરી બે દિવસ સુધી દિવસે સૂર્યના તડકામાં અને રાત્રે શબનમમાં રાખી મુકો પછી તેલ નીચોવી કાઢી, તેમાં ફરી વાર અર્ધો રતલ તાઝા ફુલ, નાખી, ૨ કલાક સુધી રહેવા દઇ, તેલ નીચોવી કાઢો. પાછળથી ફરી એક વાર તેજ તેલમા તાઝા ફુલ અર્ધો રતલ નાખી ૨૪ કલાક ઠરવા દઇ, તેને નીચોવી કાઢી ગાળી લો.

## બેલાનું તેલ

એક રતલ તાઝા બેલાના ફુલ અને અઢી રતલ તલનું તેલ લઇ, પહોળા મોઢાની બાટલીમાં ભરી બંધ કરી, સાત દહાડા સુધી દિવસે સૂર્યના તડકામાં અને રાત્રે શબનમમા રાખી મુકો પછી ફુલ છુંદાઇ ન જાય તેની કાળજી રાખી, તેલને ફલાનેલના કપડામાંથી ગાળી લો અને ફુલને ગરણીમાં ભરી તેમાથી તેલ નીતરી જવા દો. પછી બધા તેલને એલ્યુમિનિયમના વાસણમાં ભરી તેમાં એક રતલ તાઝા ફુલ નાખી, એક કલાક સુધી વોટર બાથ પર ઉકાળી, વાસણમાં ૨૪ કલાક સુધી એમજ રહેવા દો. પાછળથી તેલ ગાળી લઇ, તેમાં બીજા તાઝા ફુલ એક રતલ નાખી અર્ધા કલાક સુધી વોટર બાથ પર ઉકાળી, છેવટે તેલ ઠંડુ પડે ત્યારે ગાળો લેવાથી ઘણી જ ઉમદા સુવાસવાળું તેલ તૈયાર થશે.

## ઓરસલીનું તેલ

એક રતલ તલનું તેલ અને એક રતલ ઓરસલીના ફૂલ લઇ, બરણીમા ભરી, બરણી બંધ કરી એક માસ સુધી સૂર્યના તડકામા રાખી મુકો પાછળથી તેલ ગાળી લેજો

## મધુમાલતીનું તેલ

બે રતલ ડાખળા વિનાના મધુમાલતીના તાજા ફુલ અને બે રતલ તલનું તેલ લઇ, એલ્યુમિનિયમના મોટા વાસણના તળિયામા ટુ રતલ ફુલ બરાબર પાથરી દઇ તે પર રુનુ રૂનું એક પડ પાથરી દો કે જેથી ફુલ બધા ઢંકાઇ જાય હવે તે પર ટુ રતલ તેલ છાંટી ફરી ટુ રતલ ફુલ પાથરી બીજી વેળા રૂની ગાદી પાથરો એ મુજબ ફુલ આઠ પડ પાથરો જેથી બે રતલ તેલ પૂરૂ થઇ જાય પછી વાસણને બંધ કરી ૨૪ કલાક સુધી સૂર્યના તડકામા રાખી પાછળથી તેલ ગાળી લો

એ પછી એની રૂની ગાદલીઓને ફેંકી ન દેતા બે રતલ તાજા ફુલ લઇ, ફરી એક વાર અગાઉ મુજબ આઠ પડ પાથરો આ વેળા એ તેલ ને રૂની ગાદલીઓ જુનીજ લઇ, વાસણને ૨૪ કલાક સુધી સૂર્યના તડકામા રહેવા દઇ અગાઉ પેઠેજ તેલ ગાળી લો

## મુશ્ક હિનાનું તેલ

મેંદીના તાજા ફુલ ૪ રતલ, તલનુ તેલ તેલ ૫ રતલ, મુશ્ક ૧½ માશો

પ્રથમ તો પાવ તોલા તેલમા મુશ્ક નાખી ખરલ કરો પછી તેને બાકીના તેલ અને મેંદીના ફુલ સાથે એલ્યુમિનિયમના વાસણમા ભરી, ઢાંકણું બંધ કરી ૧ કલાક લગી વોટર બાથ પર ગરમ કરો છેવટે તેને બંધ વાસણમા સાત દહાડા લગી દિવસે તડકામા અને રાત્રે શયનમમાં રાખી મુકો

## મોગરાનું તેલ

સફેદ સુતરાઉ કપડાના યોગ્ય માપના ત્રણ કટકા લઇ, તેને જેતુનના તેલ (*Olive Oil*)મા બોળવી નીચોવી કાઢો પછી એક રકાબી વાસણના તળિયામા ઉપલું એક કપડુ પાથરી, તે પર મોગરાના તાજા ફુલનું એક પડ પાથરી દો પછી તે પર બીજું કપડુ એવીજ રીતે પાથરી, ફરી તે પર ફુલ પાથરો ફરી ત્રીજી વાર પણ એવીજ રીતે કપડું પાથરી દઇ, તે કપડા પર-ઉપલા બે પડમા જેટલા ફુલ પાથર્યા હોય તેથી બમણુ-ત્રમણુ તેલ રેડી, વાસણને ૨૪ કલાક સુધી એમજ રહેવા દો પાછળથી તેલ ગાળી લઇ, એજ ક્રિયા સાત વેળા ફરી ફરી વાર તેજ તેલ પર કરી, છેવટે તેલ ગાળી લઇ, બાટલીમાં ભરી રાખો

## લિંબુના ફુલનુ તેલ

એક રતલ તાજા લીંબુના ફુલ અને અઢી રતલ તલનુ તેલ લઇ, બેઉને બરણીમા બંધ કરી, એક માસ સુધી તે બરણીને સૂર્યના તડકામા રહેવા દો પાછળથી તેલ ગાળી લઇ, તેમા બીજા એક રતલ તાજા ફુલ નાખી, બંધ વાસણમા અર્ધો કલાક સુધી વોટર બાથ પર ઉકાળી, ૨૪ કલાક સુધી ઠરવા દઇ, તેલ ગાળી લો

## હિનાનુ તેલ

તલનુ તેલ ૫ રતલ મેંદીના ફુલ ૭ રતલ

પ્રથમ તેલને એલ્યુમિનિયમના વાસણમા ભરી ઢાંકણુ બંધ કરી એક કલાક લગી વોટર બાથ પર ગરમ કરો પછી તેને નીચે ઉતારી લઇ, તેમા ૨ રતલ મેંદીના ફુલ નાખી વાસણ બંધ કરી, ૨૪ કલાક લગી રહેવા દો ત્યાર પછી ભીંજાયેલા ફુલને નીચોવી કાઢી નાખું તેલ જુદુ કાઢી તેને ફરી વાર અર્ધો કલાક લગી વોટર બાથ પર ગરમ કરો અને પછી તેમા ૨ રતલ તાજા ફુલ ઉમેરી, વાસણ બંધ કરી, ૨૪ કલાક લગી રહેવા દો ત્યાર પછી ફરી વાર ફુલને દબાવી, બધુ તેલ જુદુ કાઢી લઇ, પહોળા મોઢાવાળી બાટલીમાં ભરો અને તેમા ૩ રતલ તાજા ફુલ ઉમેરી, બાટલી બંધ કરી, ૧૫ દહાડા લગી તડકે રાખી મુકો છેવટે ફુલને દબાવી બધુ તેલ કાઢી નાખી તેને ફિલ્ટર કરી લે.

દવાખાના અને બીજે સ્થળે દેખાવ માટે ખુબસુરત રંગના પ્રવાહીથી ભરેલી શીશીઓ કબાટોમાં ગોઠવાય છે. એવી શીશીઓ પોતેજ નાજુક ઘાટની ખુબસુરત હોવા ઉપરાંત તેમાંના પ્રવાહીનો રંગ પણ અત્યંત મનહર હોય છે એ પ્રવાહી કોઈ દવા નથી હોતી. બલ્કે માત્ર રંગીન પાણીજ હોય છે. એવા રંગીન પાણીના થોડાક પ્રયોગો આ રહયા.—

બ્લુ-ડિસ્ટીલ્ડ પાણી ૯૨૦ ભાગ, મોરથુથું ૩૦ ભાગ, ગંધકનો તેઝાબ ૨૦ ભાગ, ફટકડી ૩૦ ભાગ.

કિરમઝી-આયોડીન ૩૦ ગ્રેન, આયોડીડ ઓફ પોટાશ ૩૦ ગ્રેન, મીઠાનો તેઝાબ ૧ ડ્રામ, ડિસ્ટીલ્ડ પાણી ૧ ગેલન.

લીલો-મોરથુથું ૨ ઔંસ, નવસાદર ૪ ઔંસ, ડિસ્ટીલ્ડ પાણી ૧ પાઇન્ટ

સુન્દરી-સુરાખારનો તેઝાબ ૮ ભાગ, બાયક્રોમેટ ઓફ પોટાશ ૩૨ ભાગ, ડિસ્ટીલ્ડ પાણી ૯૬૦ ભાગ

ગુલાબી-ઓક્ષાઇડ ઓફ કોબાલ્ટ ૧ ભાગ, સુરાખારનો તેઝાબ ૪૯ ભાગ, ડિસ્ટીલ્ડ પાણી ૯૫૦ ભાગ

લાલ-કેરમીનીઅલ ૬ ભાગ, બાયકારબોનેટ ઓફ પોટાશ ૪ ભાગ, ગંધકનો તેઝાબ ૨૦ ભાગ, ડિસ્ટીલ્ડ પાણી ૯૭૦ ભાગ.

પ્રથમ પાણીમાં કેરમીનીઅલ અને પોટાશ ઉમેરી, ઉકાળો. પ્રવાહી ઠંડું પડે ત્યારેજ તેઝાબ ઉમેરજો.

આસમાની-સેલ સ્પિરિટ ૩ ઔંસ, કેરમીનીઅલ ૧ ડ્રામ, ડિસ્ટીલ્ડ પાણી-રંગ આછો ઘેરો જોઈએ તે માટે ઓછા વત્તા જરૂરત પૂરતા પ્રમાણમાં.

પીળી-પોટાસિયમ બાયક્રોમેટ અને પાણી આછા ઘેરા રંગ માટે યોગ્ય પ્રમાણમાં.

[નોંધ-જો રંગ ફીકો કરવો હોય તો પાણી વધુ નાખવું-ઘેરો કરવો હોય તો પાણી ઓછું ઉમેરવુ આ પ્રવાહીને બનતા સુગી પ્રથમ ઠરવા દઈ પછી નિર્મળ પ્રવાહી ઉપરથી નિતારીને શીશીમાં ભરવું, જેથી મોડે વહેલો કચરો ઠરે નહિં.]

દ્રાક્ષાસવના નામથી કોણ અજાણ્યું છે? લાખો શીશીઓનું વાર્ષિક વેચાણ ધરાવતી આ વસ્તુ તમે ઘરમેળે બનાવી કરકસર પણ કરી શકો છો અને તેનો વેપાર કરી, ધંધો પણ

૨

દ્રાક્ષાસવ

દરાખ રતલ ૩ રતલ, તજ રતલ, એલચી રતલ, તમાલપત્ર રતલ, નાગકેસર રતલ, વાવડીંગના ફુલ રતલ, મરી નવટાક, પીપર નવટાક વાવડીંગ નવટાક, ગોળ ૧૦ રતલ પાણી ૪૦ રતલ

પહેલાં દરાખને ૪૦ રતલ પાણીમાં નાખી, એક દહાડા સુધી ભીંજવી રાખવી પછી તેમાંથી બીજ કાઢી નાખી, તેજ પાણીમાં નાખી ખુબ ઉકાળો કરવો જ્યારે આસરે ૧૨-૧૫ રતલ પાણી બાકી રહે ત્યારે ચુલા પરથી ઉતારી લઇને ટહુ પાડી તેમાં ગોળ-એક યા બે વર્ષ જુનો હોય તો વધારે સારુ-નાખી, તે મિશ્ર થઇ જાય ત્યા સુધી મિશ્રણ હલાવ્યા કરવું પછી એક કોરૂં માટલું યા ચીનાઇ બરણી લઇ તેમાં ઉપલો ઉભરો ગાળીને ભરી તેમાં બાકીની બધી દવાઓ ભુકો કરીને નાખવી અને માટલું કે બરણી બંધ કરી, ઉપર કપડું ઢાંકી તે પર માટી ચોપડવી અને માટલા કે બરણીને ૧ માસ સુધી તડકે રાખી મુકવી જો જમીની સગવડ હોય તો માથાસપુર ઊંડો ખાડો ખોદી અને તેમાં ઉપલી માટલી કે બરણી-માટી લગાડેલી-મુકી ઉપરથી માટી નાખી ખાડો બંધ કરી દેવો. એક માસ બાદ વાસણ બહાર કાઢી, દ્રાક્ષાસવ ગાળીને બાટલીઓમાં ભરી લેવો

માત્રા એકથી બે ચમચ મોટા માણસ માટે

એથી ઉર અત રોગ, ક્ષય રોગ શ્વાસ ઉધરસ વગેરે રોગો દુર થાય, લોહી શુદ્ધ થાય છે રાત્રે તેનાથી નીંદ્રા પણ સારી આવે છે

દ્રાક્ષ ૪૦૦ તોલા, પાણી ૮૨૮૨ તોલા, મધ ૨૦૦ તોલા, ખડીસાકર ૧૦૦ તોલા ધાવડીના ફુલ ૬૦ તોલા, કંકોલ ૪ તોલા લવિંગ ૪ તોલા જાયફળ ૪ તોલા મરી ૪ તોલા તજ ૪ તોલા, એલચી ૪ તોલા, તમાલપત્ર ૪ તોલા, નાગકેશર ૪ તોલા, ચવકચિત્ર ૪ તોલા, પીપરીમુળ ૪ તોલા, પિત્તપાપડો ૪ તોલા

પ્રથમ દ્રાક્ષને પાણીમાં નાખી, અગ્નિ લગી ઉકાળો કે ½ ભાગ જેટલુંજ પાણી બાકી રહે પછી ચુલા પરથી ઉતારી લઇ, ટહુ પડે ત્યારે તેમાં મધ અને બાકીની બધી દવાઓની બારીક ભૂકી નાખવી ઘીના ચીંકા વાસણમાં કપુર અને સુખડનો ધુપ દઇ, તેમાં આ મેળવણી નાખવી વાસણ બંધ કરી બે દિવસ લગી દિવસે તડકે અને રાત્રે છાયામાં રાખી મુકો છેવટે તેને ગાળી લઇ, વાપરો

૩

દ્રાક્ષાર્ક-મધુ

અંગુરનો રસ ૧૦ રતલ, મધ ૪ રતલ. કલઇવાળા વાસણમાં નાખી ચુને ચડાવી શરબત બનાવી લો







# બ્રાહ્મી તેલ

વાળ-તેલમાં બ્રાહ્મી તેલોનું સ્થાન કોઈ જાણકારથી છુપું નથી ગણાતા વિશિષ્ટ ગુણોને અંગે એ તેને પોતાનું ખાસ સ્થાન નક્કી કરી લીધું છે અને હકીકત એ છે કે, એના શોખીનો એ તેલ સિવાય બીજા કોઈ તેલનો વાપરતાજ નથી

આ રહ્યા એના બે પ્રયોગો —

૧

બ્રાહ્મી ૨૦ તોલા, દાતીમૂળ ૨॥ તોલા, નસોતર ૨॥ તોલા, ગરમાળો ૫ તોલા, આમળા ૨૦ તોલા, મરી ૧ તોલો, વાવડીંગ ૨॥ તોલા

એ બધાની બારીક ભુકી બનાવી ૧૦૬ રતલ પાણીમાં નાખી ઉકાળો કરવો જ્યારે ચતુર્થાંશ પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લઈ, તેમાં તલનું તેલ ૫ રતલ નાખી, કલાઈ કરેલા મોટા (૩૦ રતલ પાણી માય તેવા મોટા) વાસણમાં નાખી, ધીમી આંચે ઉકાળો ઉકળતી વેળા તેમાં કપુર કાચલી ૨॥ તોલા, કચુરો ૨॥ તોલા, ચંદન સફેદ ૨॥ તોલા, ધઉંલા ૨॥ તોલા અને વાળો ૫ તોલા લઈ તેની ચટણી જેવી તૈયાર કરી, તે ઉપના મિશ્રણમાં નાખી દેવી બધું પાણી બળી જાય ત્યારે ઉતારી ઠંડુ પડે ત્યારે ગાળી લેવું

આ તેલના ઉપયોગથી માથાની ગરમી, અપસ્માર, ઉન્માદ જ્ઞાનતંતુની નિર્બળતા, માથાનું દર્દ, વાળ ખરી પડવા, બોડો થવો ઇત્યાદિ રોગ દૂર થઈ વાળ વધે છે અને બુદ્ધિને પણ વિકાસ થાય છે

૨

મેંદી ૪ તોલો, એલચી ૧ તોલો, વાળો ૪ તોલા, સુખડ ૫ તોલા, કચુરો ૫ તોલા, કપુર ૧ તોલો, આમળા ૫ તોલા ગૌષ ૫ તોલા, બ્રાહ્મી ૪ તોલા, ધઉંલા ૪ તોલા, ગુલાબ-પાંદડીઓ ૧૦ તોલા, પાણી ૮૦ તોલા,

# ઝીંક ક્લોરાઈડ

[Zinc Chloride]

જસત (*Granulated*) ૧૬ ઔંસ, નમકનો તેઝાબ ૪૪ ફ્લુઈડ ઔંસ, કાર્બોનેટ ઓફ ઝીંક ૨ ઔંસ, અર્ક-પાણી ૧ પાઇન્ટ, મેલ્યુશન ઓફ ક્લોરાઇન જોઈતા પ્રમાણમાં

પ્રથમ ચીનીના વાસણમાં જસત નાખી, તેઝાબ અને પાણી જુદું મેળવી લઈ, તેમાં થોડું થોડું કરી મેળવો પછી રેતીની ગરમીએ તેને ત્યાં સુધી ગરમ કરો કે ગેસ નીકળવો બંધ થઈ જાય પછી અર્ધા કલાક સુધી ઉકાળી, ઉડી જતા પાણીને બદલે બીજું પાણી ઉમેરી, ઠંડી રેતી પર ૨૪ કલાક સુધી તે વાસણને રહેવા દઈ, વારંવાર હલાવતા રહો પછી મિશ્રણને ફીલ્ટર કરી, ગેલનની બાટલીમાં ભરી, એટલું સોલ્યુશન ઓફ ક્લોરાઇન મળવો કે બધું મિશ્રણ ક્લોરાઇનની કાયમી વાસ ધરાવતું થઈ જાય પછી થોડું થોડું કરી કાર્બોનેટ ઓફ ઝીંક મેળવી, હલાવો કે જેથી બ્રાઉન રંગનો પદાર્થ તળિયે બેસતો જણાય પછી ગાળીને ચીનીના વાસણમાં ભરી, ત્યાં સુધી ઉકાળો કે પાણી ઉડી જઈ, બાકી રહેલા મિશ્રણને કાચની લાકડીના ઉંડા પર લઈ, ઠંડુ પડતા તે સફેદ સંગીન પદાર્થ બની જાય પછી એને ઉતારી લઈ, મોગરે બીબાઓમાં ભરી, સખ્ત પદાર્થ બને ત્યારે પણ સંપૂર્ણ ઠંડું પડે તે અગાઉ-તેને કાઢી લઈ સ્ટોપર્ડ બાટલીમાં ભરી રાખો.

---

સ્ટ્રૉ ફોપરેલ ૨૦૦ તોલા

બધી નક્કર ચીજોને ખોખરી કરી, પાણીમાં નાખી ૨૪ કલાક સુધી ભીંજાવા દો પછી એને ચુલે ચડાવી, ઉકળવા માંડે કે તેલ ઉમેરી, ત્યાં સુધી ઉકાળો કે બધું પાણી બળી યા ઉડી જઈ, માત્ર તેલજ બાકી રહે પછી ઠંડુ પાડીને ગાળી લો

પસંદ હોય તો એમાં મનપસંદ તૈયાર સુગંધી તેમજ રંગ પણ મેળવી શકાય

# લીંડી પીપરનું વાવેતર

દતિહાસ લીંડી પીપરનુ વાવેતર મુખ્યત્વે કરીને ગુજરાતમા સુરત જિલ્લાના દક્ષિણ ભાગમા, જલાલપુર તાલુકાના અમલસાડ ગામની આસપાસના બાગાયતી ગામોમા થાય છે આ ગામોની ઝમીન મુખ્યત્વે ગોરાડુ અને ભાઠા બાગાયત પ્રકારની છે અને સરેરાસ વર્ષાદ ૬૦ ઇંચ સુધી થાય છે આ તરફની પીપર લબાઇમાં તેમજ જાડાઇમા મલબાર તરફની પીપર કરતા ઓછી હોય છે, પણ તીખા સમા મલબારની પીપર કરતા વધારે હોય છે

**ઝમીન** પીપરનુ જયા વાવેતર કરવુ હોય ત્યા ઝમીન ઘણીજ ઉમદા પ્રકારની હોવી જોઇએ આ ઝમીન મુખ્યત્વે કરીને ગોરાડુ અથવા તો ભાઠા બાગાયત પ્રકારની હોવી જોઇએ કે જેથી પાણીનુ નીતારણ સારું થઇ સકે પીપરના વાવેતરને બહુ પાણીની ઝરૂર હોતી નથી આ કારણને લઇને ઝમીનમા ભિનાશ રહેવી જોઇએ તેમજ ઝમીન ઉનાળામાં ફાટી જવી જોઇએ નહિ નહિતર ગરમીની અસર તેના મુળ પર થવાથી વેલા મરી જાય છે અને પછીના ચોમાસામા જોઇએ તેટલા પ્રમાણમા ઉગતા નથી વળી પાણીના સારી રીતે નિકાલ માટે ઝમીન કઇક અંશે ઢોળાવવાળી બનાવવી પડે છે પીપરના વેલા અતિશય તાપ સહન કરી સકતા નથી એટલે તેનુ રોપાણ છાયડામા કરવુ જોઇએ આને માટે આબાનો છાયડો વધારે અનુકુળ આવે છે એટલે આનુ વાવેતર આબાના ઝાડ નીચે કરવામા આવે છે વળી ઝમીન સારી રીતે ચોકખી હોવી જોઇએ કે જેથી રોપાણ પછી ઘાસ કચરૂ વધારે ઉગે નહિ અને પીપરના વેલાને નુકસાન થાય નહિ

**વરસાદ અને આબોહવા** દક્ષિણ સુરત જિલ્લાના જલાલપુરના લોકોનો બાગાયતી ભાગ દર્યાના નજદીકમા તેમજ તેની પૂર્વ બાજુએ જંગલ તેમ પર્વતો પાસે હોવાથી વર્ષાદ સારો થાય છે, તેમજ હવામા ઘણે ભાગે ભિનાશ રહે છે આને લઇને ઝમીનમા પણ સારી રીતે ભીનાશ રહે છે વળી ઝમીન ઉતમ બાગાયત પ્રકારની હોઇ, પાણીનું નીતારણ ઘણું સારૂ થાય છે અને ઝમીનમા ઉનાળામા બહુ ચીરાડા પડતા નથી આ કારણોને લઇને પીપરના મુળીઆને ઝરૂર પુરતી ઠડક શિઆળા ઉનાળામા મળે છે જ્યા જ્યાં ઉપર દર્શાવેલી અનુકુળતા હોય ત્યા પીપરનુ વાવેતર થઇ સકે છે

**ઝમીન તૈયાર કરવી** પીપરનુ રોપાણ તેના વેલામાથી થાય છે જેવી રીતે સકરીઆના વેલાનુ વાવેતર કરવાનું હોય છે, તેજ પ્રમાણે આનુ વાવેતર થાય છે જે ઝમીનમા પીપરનુ વાવેતર કરવાનું હોય તેને ઉનાળામા સારી રીતે ખેડવી જોઇએ અગર જો બે-વાનું ન બને તો સારી ઉડી ગોડી (ખોદી) નાખવી આમ કરવાથી જે કઇ ઘાસ કચરૂ હશે, તે મરી જશે અને ઝમીન ચોકખી થશે ત્યાર બાદ મોટા ઢેફા હોય તો તેને ભાગી નાખવા અને પછીથી તેમા સારી રીતે કોહેલુ ખાતર નાખી, સારી રીતે ભેળવી નાખવુ અને વર્ષા ઋતુની અગાઉ ૧૨ ફુટ લાંબા તથા ૪ ફુટ પહોળા ક્યારા બનાવી, રોપવા માટે તૈયાર રાખવા ક્યારા બનાવતા પહેલા ઝમીનનો ઢોળાવ પુરતો બનાવવો કે જેથી વર્ષાના પાણીનો સારી રીતે નિકાલ થઇ સકે ત્યાર બાદ જુલાઇ માસમા સારા નિરોગી વેલાના કકડા લગભગ ત્રણથી ચાર ગાંઠ (આંખો)વાળા લઇને રોપવા વેલાનાઓના છેડા ઉચા રાખવા કે જેથી વેલા કોહવાય નહી રોપવાનો સૌથી સારો વખત સાંજના ધીમો વરસાદ પડતો

હોય તે વખતે હોય છે અને ત્યાં સુધી જમીન અવતા જવાથી ગુદાઈ સખ્ત થવી જોઈએ નહિ, નિકર વેલા સારા ઊગશે નહિ અને સખ્ત જમીનને લઈને નવા મુગ નહિ નાખતા કોહવાઈ જશે અને વેના મરી જશે વેનાની બે હાર વચ્ચે ઓછામાં ઓછું એક ફુટનું અંતર રાખવું જો રોપ્યા બાદ વર્ષાદ ન થાય અને જમીનમાં સારી ભીનાશ ન હોય તો પાણી આપવું આ રીતે રોપેલા વેના એક માસમાં મુગ નાખી વધવા માંડશે વેના નગાડનાની બીજી રૂતુ સપ્ટેમ્બર (શ્રાવણ) માસ છે આ વખતે વરસાદ ઓછો પડે છે આ રૂતુમાં પણ લખ્યા પ્રમાણે વાવેતર થઈ શકે છે પણ આ બન્ને રોપવાની રૂતુમાં જુનાઈ માસ વધારે સારો છે રોપ્યા પછી જો કંઈ ઘાસ કચરૂ હોય તો તે સાફ કરવું જોઈએ જુનાઈ માસમાં રોપેલા વેનાને ઓગસ્ટ સપ્ટેમ્બરમાં ફૂલ આવે છે અને નવેમ્બર માસમાં પીપરના ફળો પાકી તોડવા માટે તૈયાર થાય છે

પીપરનો પાક જે જે પીપર તોડવા જેવી થએલી હોય તેનો રંગ કાળાશ પડતો હોય છે વળી આવા ફળો તેના કાંટા (સ્ટેક) સાથે ચુંટવા જોઈએ જો કાંટા સાથે તે ચુંટવામાં ન આવે તો લીલા ફળો સુકાતા પહેલા કોહી જવા સંભવ છે પીપરના બધા ફળો એક સાથે તૈયાર થતા નથી, તેથી પીપરનો પાક પુરો ઉતારતા ત્રણ વખત વીણવી પડે છે કાચી પીપર વીણવી જોઈએ નહિ કારણ કે અરીપક્વ હોવાથી તીખાશમાં કમી હોય છે તેમજ સુકવતા બહુજ સુકાઈ જઈ, તોલમાં ઓછી ઉતરે છે પીપરનો પહેલા વર્ષે (રોપી તે વરસે) પાક બહુજ જુજ આવે છે બીજા વર્ષથી પાક સારો આવે છે અને જો બરાબર કાળજીપુર્વક વેનાની માવજત કરવામાં આવે તો બીજા વર્ષથી એક એકરે લગભગ બંગાળી ૧૫ મણ લીલા ફળો મળે છે વધારેમાં વધારે ઉત્પન્ન એક એકરે બંગાળી ૩૦ મણ સુધી થઈ શકે છે, પણ આ પાક લેવાને બહુજ કાળજીપૂર્વક સંભાળ રાખવી પડે છે જ્યાં જ્યાં વેલા મરી ગયા હોય ત્યાં ત્યાં નવા વેલા ચોમાસાની શરૂઆતમાં રોપી દેવા જોઈએ ચોમાસુ ગયા બાદ પીપરના વેનાને તાપ ન લાગે તેને માટે તેને સુકા ઘાસ કચરાથી અગર તો શેરડીના એક વર્ષના જુના પાદડાથી ઢાંકી જોઈએ અને શિયાળાની શરૂઆતની રૂતુમાં એક પાણી આપવું જોઈએ ત્યાર બાદ ઉનાળાની રૂતુ સુધી કંઈ સંભાળ લેવામાં આવતી નથી ઉનાળામાં મે માસની શરૂઆતમાં એક પાણી આપવામાં આવે છે અને જો જુન માસની અધવચમાં વરસાદ ન આવે તો બીજુ એક પાણી આપવુ પડે છે

જો દર વર્ષે પીપરના વેલાને સારૂ કોહેલું ખાતર તથા માટી સમ ભાગે લઈને પુરવામાં આવે અને ચોમાસામાં ખોળ એક એકરે બંગાળી મણ ૫ થી ૭ આપવામાં આવે તો પાક બહુ સારો થાય છે

**લીલી પીપરને સુકવવાની રીત:** લીલા ફળો ચુંટી લીધા બાદ તેને આછા તડકામાં સાદડી પર સુકવવામાં આવે છે અને સાયંકાળે ઘરમાં લઈ પાછા સાદડી પર છુટાં આછા પાથરવામાં આવે છે બીજે દિવસે પાછા સુર્યના તાપમાં સુકવવામાં આવે છે અને સંધ્યાકાળે પાછા ઘરમાં લઈ જઈ આછા પાથરવામાં આવે છે આ રીતે જો તાપ સારો હોય તો પીપરને ત્રણથી ચાર દિવસ સુકવવી પડે છે અને આ અરસામાં પીપર સુકી થઈ જાય છે સારી રીતે સુકાવેલી પીપર એક મણમાંથી સાત શેર થાય છે

**પીપરનો ઉપયોગ:** સુકી પીપરનો ઉપયોગ ઔષધોમાં થાય છે લીલી પીપરને બોળામાં આથવાની રીત આ પ્રમાણે છે

ચીનાઈ ઢાંકણવાળી બરણીમાં એક થર પીપરનો અને બીજો થર મીઠાનો એ રીતે ઉપરા ઉપરી થર બરણીમાં ભરવામાં આવે છે આ રીતે બરણી ભરીને પીપરને અથાવા દેવામાં આવે છે એક મણ પીપરમાં લગભગ પાંચથી સાત શેર મીઠું નાખવામાં આવે છે દરરોજ બરણીને સારી રીતે હલાવવી જોઈએ આ રીતે પીપર અઠવાડીઆમાં અથાઈ તૈયાર થાય છે આ પીપરને સુકાવીને રાખવી હોય તો રાખી સકાય છે અને આનો ઉપયોગ પણ ઔષધ તરીકે કરવામાં આવે છે

પીપરનાં મુળ (ગંઠસ) જો જાડાં હોય તો તેને સાગરાથી પીપરીમુળ અગર ગંઠોડા કહે છે પીપરની ઉત્પત્તિ મગધ, નેપાળ આસામ મલબાર તરફ વધારે થાય છે જ્યારે ગુજરાતમાં ફક્ત સુરત જિલ્લાના દક્ષિણ વિભાગમાંજ થાય છે અને તેનું વાવેતર પણ પ્રમાણમાં ઘણું થોડું છે

રોગ : પીપરનું વાવેતર લગભગ રોગથી મુક્ત છે એમ માનવામાં આવતું હતું પરંતુ એ વર્ષથી પીપરના વેલાને તેના મુળમાં બારીક જીવાત લાગે છે અને તેથી તેના મુળ આગળના ભાગો ઉપસી, ગાંઠ જેવા થાય છે આ રોગને અંગ્રેજીમાં રૂટ નોટની મેરોડ કહેવામાં આવે છે આ જંતુ આપણી નરી આંખે જોઈ સકાવો મુશ્કેલ હોય છે એક માદા ૬૦૦થી ૧૨૦૦ ઈંડા મુકનારી શક્તિવાળી હોય છે અને આ રીતે ચાર વખત ઈંડાં મુકી સકે છે ઈંડામાંથી પાછી પુખ્ત ઉંમર થવાને માટે આ જીવાતો ફક્ત એકથી સવા માસ લાગે છે એ ગોરાટ જમીનમાં ૧૨ થી ૧૬ ઇંચ ઊંડાઈ સુધી પુષ્કળ માલમ પડે છે, પણ કોઈ કોઈ વખતે આથી પણ વધારે નીચાણમાં માલમ પડે છે

આ જીવાત પોતાનો જીવન નિર્વાહ લગભગ ૯૦૦ જાતની જુદી જુદી વનસ્પતિ ઉપર

# નફાવંત હુનરો

હુનરો કેટલા બધા નફાવંત હોય છે ! તમેય આજેજ પોતાને અનુકુળ એવો એકાદ હુનર કરવા મંડી પડો તે તમને સારી કમાણી કરી આપશે

અને એ હુનરની ગુપ્ત માહિતી માટે તો કુમરની સેવાઓ તૈયારજ છે ને ? આજેજ નીચેની ટુંક યાદીમાંથી તમારા મનપસંદ હુનરના અંકો મંગાવી લો

**સિમેન્ટના રાંઢવ, નળીઆ અને ઈંટો**—નફાકારક હુનરનો ખાસ સચિત્ર લેખ 'કુમર'નો અંક ૬૬ મો કી ૪ આના

**સિસલ–*Sisal* છોડનું** વાવેતર તથા રેસાનો ઉદ્યોગ અંક ૧૦૧મો કી ૪ આના

**સીલ કરવાની લાખ**–કાગળની મુદ્રા તથા પારસલ અને શીશીઓ પર લગાડવાની કાળી, ચોકોલેટ, પીળા, બ્રાઉન બ્લુ લાલ, લીલી સફેદ અને સુંદરી રેસી રંગબેરંગી લાખના ૬૬ પ્રયોગો અંક ૬૩મો કી ૪ આના

**સીવવાની દોરા**–બનાવટ અને ઉદ્યોગ વિષે અંક ૯૫મો કી ૪ આના

**શુક મેનાનો વેપાર**–નફાવંત અને રસિક ધંધો. આખી રૂપરેખા અંક ૧૧૨મો કી ૪ આના

**સુખડ**–વાવેતર અને ધંધા સંબંધી (સુખડના તેલની બનાવટ સહિત) અંક ૪૮મો કી ૩ આના

**સુગંધીદાર તેલો**–ગુલાબ ચમેલી, ચંપા, વગેરે સોળ પ્રકારના સુગંધીદાર તેલો બનાવવા વિષે અંક ૩૮મો કી ૩ આના

**સુજની**–રંગબેરંગી ભરતની વિખ્યાત કારીગરી અંક ૪૪મો કી ૩ આના

**સુન્દરી આછણીઓ**–એનો ઉછેર–ધંધો અંક ૬૮મો કી ૪ આના

[જુઓ પાનું ૩૯૧]

કરે છે. આ જંતુને અમુક જાતની વનસ્પતિ વધારે અનુકૂળ છે તેવું માલમ પડતું નથી, પણ તે કોઇ પણ ઉપર દર્શાવેલી ૮૦૦ જાતની વનસ્પતિઓ પર એક પરથી બીજા પર પોતાનો નિર્વાહ ચલાવે છે.

આ જંતુમાંથી બચાવ કરવાને માટે નીચે દર્શાવેલી કોઇ પણ અનુકૂળ રીત આઝમાવવી:

(૧) જે જે છોડને આ જંતુની અસર થઇ હોય તેને સંભાળપૂર્વક ઉખેડી બાળી નાખવા.

(૨) જે ઝમીનમાં આ જંતુનો ઉપદ્રવ થયો હોય તેમાં ઓછામાં ઓછા બેથી ત્રણ વર્ષ લગી પીપરનું ત્રુત કરવું નહિ. પણ બની શકે તેમ હોય તો આ ઝમીનમાં આ વર્ષોમાં જુવાર, ઘઉં, ભોયસીંગ, વટાણા અગર તો શણનું ત્રુત કરવુ.

(૩) જ્યાં સુધી શક્ય હોય ત્યાં સુધી છાણનું કે ઉકરડાનું ખાતર વાપરવું નહિ કારણ કે આ ખાતર જેટલું કોહેલું (સડેલું) જોઇએ, તેટલું હોતું નથી. આને બદલે રસાયણીક ખાતરનો ઉપયોગ કરવો[1]

(૪) જે ઝમીનમાં આ રોગ લાગુ પડ્યો હોય ને ઝમીનને રોગ મુક્ત કરવા માટે રસાયણીક દવાનો ઉપયોગ કરવો જોઇએ અને આ દવાઓ પૈકી–

(અ) ૧૦૦ ગેલન પાણીમાં એક ગેલન પ્રવાહી ફોર્મલ્ડીહાઇડનું મિશ્રણ કરી વાપરવું. આ દવા ૧૦ થી ૧૨ ચોરસ વાર ઝમીન માટે પુરતી છે.

---

(૧) બે ભાગ સલ્ફેટ ઓફ પોટાશ, ત્રણ ભાગ સલ્ફેટ ઓફ એમોનીઆ અને ચાર ભાગ સુપર ફોસ્ફેટના મિશ્રણવાળું ખાતર વાપરવાથી પાક પણ સારો અને નિરોગી થાય છે. એક એકરે આ મિશ્રણવાળું ખાતર ત્રણથી ચાર હંડ્રેડવેટ વાપરવું જોઇએ

[ પાના ૩૯૦ થી આગળ ]



[ હજી જુઓ પાના ૩૯૨ પર ]

(ચ) કાર્બોલિક એસિડ પણ વાપરી સકાય છે, અને માટે ૩૩ ઔંસ બજાર કાર્બોલિક એસિડમાં ૨૦ ગણું પાણી ઉમેરવું અને ત્યાર પછી આ મિશ્રણને ૧૫ ઘનફૂટ જમીન ઉપર છાંટી, જમીનને ઉપર તળીયે કરી સારી રીતે જમીનમાં ભેળવી દેવું

આજ રીતે એક અઠવાડીઆ અગર પખવાડીઆ પછી પાછી દવાનો ઉપયોગ કરવો આ રીતે જે જમીનમાં દવા વાપરી હોય તે જમીનમાં દવા નાખ્યા બાદ છ અઠવાડીઆ સુધી કોઇ પણ પાક કરવો નહિ

(ક) એક ઘન મીટર જમીનમાં ૬૦ થી ૧૦૦ ગ્રામ કારબન બાયસલ્ફાઇડ વાપરવાથી પણ ઘણો સારો લાભ મળે છે

(ર) એક એકરે ૭૫૦ થી ૧૨૦૦ પૌંડ કેલ્સીઅમ સાઇનામાઇડ નામની દવાનો ઉપયોગ કરવાથી પણ જમીન રોગ મુક્ત થઇ સકે છે આ દવાથી જમીનમાંની ઘણી ઉપદ્રવ કરતી જીવાત મરી જાય છે અને વૃન લગભગ ૯૬ થી ૯૯ ટકા નિરોગી રહે છે

આ દવાઓ સિવાય ગરમ પાણીનો પણ રોગના જંતુઓ મારવા માટે ઉપયોગ થાય છે ૭ ગેલન પાણી ગરમ પાણી એક ઘન ફુટ જમીનમાં રેડવુ આથી રોગના જંતુઓ મરી જશે આનાથી વૃનને નુકસાન થતુ નથી ગરમ પાણીની ગરમી ૧૧૬° એફ થી ૧૨૨° એફ હોવી જોઇએ આ ગરમ પાણીમા ૧૦થી ૩૦ મિનિટ સુધી વૃક્ષ સુગીઘર અને કેદ રહેવા જોઇએ

જયા જયા પીપરના વૃનને ઉપરના રોગથી નુકસાન થયુ હોય ત્યા ત્યા ઉપરનો જે કેઇ અનુકુળ આવતો ઉપચાર કરીને તે બચાવવુ "અનુભવી"

'ખેતીવાડી' માંથી

[ પાના ૩૯૧ થી આગળ ]



અને યાદ રહે કે આ તો એક ટુંકીજ યાદી છે આવા ૩૦૦ જેટલા ખાસ હુનરોની માહિતી કુમારમાંથી મળી સકે છે ૨૮ પાનાનું સુચિપત્ર મુફત મગાવો.

જોઇતા અંકોનો ઓર્ડર આજેજ મોકલી દેજો રખે, તમને જોઇતા અંકો ખતમ થઇ જાય. અને તમને પસ્તાવુ પડે ઓર્ડર સાથે ટપાલની ટિકિટો યા મનીઓર્ડરથી પૈસા મોકલતા અંકોનું ટપાલ ખર્ચ હિસાબમા ગણી લખો —કુમાર આફિસ, સોદાગરવાડા, સુરત.

## અરૂચિનો ઇલાજ

હરડે ૧૦૦ ગ્રેન, આંબળાં ૧૦૦ ગ્રેન, પીપર ૧૦૦ ગ્રેન, સીંધાલુણ ૧૦૦ ગ્રેન.

બધાને મેળવી, ૧૦ પડીકા બનાવો

માત્રા - દિવસમાં બે પડીકા, પાણી સાથે

## આંટણની દવા

લાનોલિન ૪ તોલા, પેટ્રોલિયમ જેલી ૨ તોલા, સેલિસિલિક એસિડ ૧½ તોલો

બધાને મેળવી, એકજીવ કરો.

આ મલમ આંટણ પર લગાડવાથી, તે મટે છે.

## ઇંડા તાજા રાખવા

મરઘીના ઇંડાને લાંબા સમય સુધી તાજા રાખવા માટે તેને લિકવિડ પેરેફીનમાં બોળી રાખવા જોઇએ એથી તે લાંબા કાળ લગી બગડશે નહિ

અલબત, એ પ્રયોગ માટે જે ઇંડા પસંદ કરાય તે જેમ બને તેમ તાજાજ લેવાવા જોઇએ.

## એલ્યુમિનિયમની ચીજો સાફ કરવી

ટંકણખાર ૩૦ ગ્રેન, એકવા એમોનિયા થોડાંક ટીપાં, પાણી ૧ ગેલન

બધાને એકત્ર કરી, વાપરો.

## ખાખરાના મુળનો અર્ક

ખાખરાના અસાધારણ ગુણો જાણકારોથી છુપા નથી. આંખમાં એના મુળના અર્કના સવારે અને રાત્રે બે વખત ટીપાં પાડવાથી અથવા સળી વડે આંજવાથી ઝાંખ, ખીલ, પડળ, ફુલું, છારી, મોતીયો, ઝામરવા, લાલાશ, રતાંધળાપણું, તપોડીયાં, દુખતી આંખો, વેલ, પાણી ઝરવું, વગેરે તમામ દર્દો ચોક્કસ મટે છે. આંખનુ તેજ વધી ચસ્મા ઉતરે છે. સારી આંખમાં નાખવાથી આંખનું તેજ વધે છે

અને બીજો મહાન ગુણ એ છે કે નાગરવેલના કોરા પાનમાં ચાર પાંચ ટીપાં દિવસમાં બે વખત ખાધા પછી ખાવાથી ભુખ વધી, પૂર્ણ શકિત પ્રાપ્ત થય, વિર્ય વધે છે તથા સુધરે છે, અને વિર્યશ્રાવ થતો અટકે છે. ૧૫–૨૦ દિવસ સેવવાથી નપુંસકપણું મટે છે તેમજ સ્ત્રીઓને કોઇ પણ જાતના પ્રદરમાં ફાયદો કરે છે.

અર્ક બનાવવાની વિધિ આ પ્રમાણે છે –

ખાખરાના મૂળ ૫ થી ૬ શેર ખોદી લાવી, તેના ૪ કે ૫ આંગળ લાંબા તથા ૧॥ થી ૨ આંગળ જાડા કટકા કરો. પછી રીઢું હાંલ્લું કે માટલું લઇ, ધોઇને તેમાં મુળીયાના અડધા કટકા ભર્યા પછી તેના ઉપર માટીનો અથવા બેઉ બાજુએ કલઇવાળો ખાલી વાટકો જેનો મૂકી તેની ચોતરફ બાકીના કટકા એવી રીતે ગોઠવો કે જેથી વાટકો ઢળી પડે નહિં. પછી તે માટલાના મોઢા ઉપર માટીનું, કાસાનું કે પિત્તળનું સ્વચ્છ મોટું તાંસળું ઉંધું મૂકી તેને માટલાના કાંઠા સાથે ઘઉંના લોટથી યા કપડમિટથી બરાબર સીડી લો પછી ઉપલા તાસળામાં થંડું પાણી ભરીને તે માટલુ ચુલે ચડાવી, નીચે બે ઘડી ધીમો અગ્નિ અને પછી પાંચ ઘડી સાધારણ અગ્નિ કરવો. વચ્ચે વચ્ચે તાંસળાનું પાણી વધુ ગરમ થાય ત્યારે વાડકીથી કાઢી, ઠંડુ પાણી ભરતાં રહેવુ. આથી ૩૦ થી ૪૦ તોલા અર્ક વાડકામાં ભેગો થશે. માટલું ઠંડુ પડયા પછી એ અર્ક બીજા સ્વચ્છ કટોરામાં જાડા ચોવડા સ્વચ્છ કપડામાંથી ગાળીને સાફ શીશામાં ભરી રાખવો. વાપરવા માટે મોટા શીશામાંથી સીધો નહિ વાપરતાં થોડા દિવસ જોગો નાની શીશીમાં

ભરી રાખી, તેમાથી વાપરવો મુળીયા ધોવા નહિ, તેમજ માટલીમા સહેજે પાણી નાખવુ નહિ અર્ક બનતા લગી તાઝા મુળીયા હોય ત્યારેજ કાઢવો અને અંદર મુળીયા સહજ દાઝે તો અવગુણ નહિ પણ ગુણ સમજવો

■

ખાટા ઓડકારનો ઇલાજ

ચુનાનુ પાણી કિંવા લાઇમ વેટર ૧ તોલો, સાદુ પાણી ૧૦૦ તોલા

એઉને મેળવી, ૧૨ કલાક લગી રહેવા દો

માત્રા: મુરરત વેળા ૨½ તોલા દુધમા ૨½ તોલા ઉપલી મેળવણી રેડી પી જવી

■

ખીલનો ઇલાજ

મોઢા પર થતા ખીલ માટે આ લોશન વપરાય છે –

ટંકણખાર ૩૦ તોલા, પોટાસિયમ ક્લોરેટ ૧૨૦ તોલા આલ્કોહલ ૩૦ તોલા, ગુલાબજળ ૭૬૦ તોલા ગ્લિસરીન ૬૦ તોલા

■

ગોળ કૃમિનો ઇલાજ

હીંગ ૪ તોલા, કરીયાતાની ભુકી ૧૦ તોલા

એઉને મેળવી, ૧૪-૧૪ ગ્રેનની પડીકીઓ બનાવો

દરરોજ રાત્રે એક પડીકી પાણી સાથે

■

છત્રી-વારનિશ

તર્પેન્ટાઇન તેલ ૩ રતલ, મુરદારશિંગ ૨ રતલ, અળસીનુ તેલ ૧½ રતલ

મુરદારશિંગને બારીક વાટી, અળસીના તેલમા નાખી, પકાવો. જ્યારે મેળવણી ઘટ્ટ થઇ જાય ત્યારે તેને નીચે ઉતારી, તર્પેન્ટાઇન મેળવી, ખુબ હલાવો. વારનિશ તૈયાર છે

■

જણસો ધોવાનો સાબુ

કોસ્ટીક સોડાનો દ્રવ ૨૩° Béનો ૪૦ ભાગ, કોપરેલ તેલ ૨૫ ભાગ, ટ્રીપોલી પાવડર ૫ ભાગ, લેડ વ્હાઇટ ૨½ ભાગ, ક્રીમ ઓફ ટારટર ૨½ ભાગ, ફટકડી ૨½ ભાગ

નિયમસર સાબુ બનાવી લો આ સાબુ જણસો વ ધોવા માટે ખાસ ઉપયોગી છે

■

જીન્તસેન ગોળીઓ

ચુનો ૫ તોલા, કાથો ૭½ તોલા, પિપરમિંટ ૧ તોલો, એલચીદાણા ૧ તોલો, જાવત્રિ ½ તોલો, કેશર ૧ માશા, કેવડાનું અત્તર ૧½ માશો, ગુલાબનુ અત્તર ૧½ માશો, ખાંડ ૪ તોલા

ચુનાને ખપ પુરતા ગાયના દુધમા પલાળો, ભુક્કો લઇ, પછી તેને સુકાવી, ખાંડ અને કાથા સાથે ખરલ કરો પછી બાકીની ચીઝો મેળવી, ન્હાની ગોળીઓ બનાવી, છાંયડામા સુકવી લો

નોંધ કેશરને પ્રથમ જુદા પાણીમાં વાટી મેળવવી

આ ગોળીઓ મુખવાસ તરીકે વપરાય છે

■

થર્મોસ સાફ કરવી

થર્મોસને સાફ કરવા માટે નીચલી રીત આઝમાવવી

ઇંડાના છોતરાં લઇ, તેને વાટી નાખી, થર્મોસમા સરકાના થોડાક ટીપા સાથે નાખી, ખુબ હલાવી, કાઢી લઇ સાફ પાણી વડે થર્મોસ ધોઇ નાખવી એથી તે તદ્દન સાફ થઇ જશે.

■

પ્લેટિંગ પાવડર

આ ભુકો નિકલ, જર્મન સિલ્વર વ ની વસ્તુઓ સાફ તથા તેને ચળકતી કરવા માટે ઉપયોગી છે:

પ્રિસિપિટેટેડ ચૉક ૩૦ તોલા, ક્રિમતગુર

૩૦ તોલા, વ્હાઇટ રોટન સ્ટોન ૩૦ તોલા, હાયડ્રોસલ્ફાઇટ ૨૨ તોલા

બધાને મેળવી, વાપરો

## પાનના ડાઘ કાઢવા

પાનના ડાઘ કપડાં પરથી કાઢવા માટે નીચેનો પ્રયોગ આઝમાવવાપાત્ર છે –

ડાઘવાળી જગ્યાને પાણી વડે ધોવા સિવાય લિંબુની ચીરી લઇ, ખુબ ઘસી જોવી. થોડીક મિનિટોમા ડાઘ નીકળી જશે

## મસા માટે મલમ

કેલોમલ ૧૦ ઔંસ, ઝીંક ઑક્સાઇડ ૩૩ ઔંસ, ટેનિક એસિડ ૪ ડ્રામ, પાવડર હેમેમેલિસ ૪ ડ્રામ, એસિડ કાર્બોલિક ક્રિસ્ટલ ૮ ડ્રામ, પીળુ મીણુ ૩ ઔંસ, સોફ્ટ પેરેફીન ૫૭ ઔંસ

બધાને ખરલમા નાખી, એકત્ર કરો આ મલમ મસા (હરસ) પર લગાડવાથી ફાયદો થાય છે.

## માલિશ તેલ

માલકાકણી ૬ તોલા, ફુદીનો ૬ તોલા લસણ ૧ પોવી, તલનું તેલ ½ રતલ.

પહેલી ત્રણે ચીઝોને તેલમા નાખી, બાળી લો. પછી તેને ગાળીને શીશીઓમા ભરી લો

શરીરના કોઇ પણ બહારના ભાગ પર દર્દ થતું હોય તો ત્યા આ તેલ માલિશ કરવાથી દર્દ મટી જશે

## મોતી સાફ કરવા

સાચા મોતી વખત જતા મેલા થઇ જાય છે. તેને ધોવા કિંવા સાફ કરવા માટે આ પધ્ધતિયો ઉપયોગી છે –

(૧) અરીઠાના પાણીમા મોતીને પલાળી રાખવા

(૨) હાયડ્રોજન પરઑક્સાઇડમા મોતીને થોડીક વાર રાખી સાફ કરવા

## લોહી બંધ કરવું

શરીરના કોઇ ભાગ પર કાપ મુકાવાથી લોહી જતું હોય તો સૉલ્યુશન ઑફ પરક્લોરાઇડ ઑફ આયર્ન લગાડતા, લોહી બંધ થઇ જશે

## શાહીના ડાઘ કાઢવા

ફર્શ યા લાકડા વ પર શાહીના ડાઘ પડયા હોય તો સહજ સરકામા બે ચાર ટીપાં રેક્ટીફાઇડ સ્પિરિટ મેળવી, તે વડે ઘસીને ધોઇ નાખવાથી નીકળી જાય છે

## સળેખમનો ઇલાજ

ઘરગતુ મીઠું ½ ચાહ-ચમચી, કોકરવરણું પાણી ૧ ગ્લાસ

પાણીમા મીઠું પીગળાવી, એ મેળવણી વડે કોગળા કરો અને સાથેજ એ પાણી વડે નાક પણ ધુઓ એથી સળેખમમાં ફાયદો થશે.

## સ્ટાર્ચ પોલટિસ

ચામડી પરના દર્દોમા, ગડ ગુમડાને પકવવા વ માટે આ પોલ્ટિસ ઘણી કારગર નીવડે છે

ચોખાનો નિશાસ્તો ૪ મ્હોટી ચમચી, ઉકળતું પાણી ૧ પાઇન્ટ, ઠંડુ પાણી સહજ.

પહેલા ઠંડા પાણીમા ચોખાનો નિશાસ્તો મેળવી, પછી તેમાં ઉકળતુ પાણી રેડી પકવો. જ્યારે તે ઘાડી લાહી જેમ બને ત્યારે ઉતારી લઇ, ઠંડી પડવા આવે ત્યારે એક કપડા પર અર્ધો ઇંચ જેટલો થર પાથરી, ઉપરથી બીજું કપડું મુકી, દર્દવાળા ભાગ પર મુકો

સ્થાપેલા નેશના કારખાનાએ સાત વર્ષની મુદતમાં એટલી જબર તરક્કી કરી કે તેમાં દોઢ હજાર નવકરો નવકરી કરતા થયા એ દરેકને નેશ પોતાના નિયમ પ્રમાણે બીજા કારખાનાઓથી ચઢીઆતો પગાર આપતો કપડ બનાવવામાં તેનું કારખાનું અમેરીકામાં આજે સર્વથી મોટું છે

તેના કારખાનામાં શેઠ અને નવકર વચ્ચે જે પ્રેમ ભાવના ઉત્પન્ન થઇ તેણે નેશને લાખો પૌંડ નફો કરી આપ્યો

તેના હરીફો નેશને કેવી રીતે મોંઘી મજદુરી પોસાતી હતી તે સમજી સકતા ન હતા ૧૯૨૮ માં જ્યારે નેશ મરણ પામ્યો ત્યારે તેમને એમ લાગ્યું હતું કે હવે તેનું કારખાનું ભાંગી પડશે પરંતુ તેમની એ આશા ફળી નહીં કારણ કે નેશે પોતાના કારખાનામાં શુભ ભાવનાનો જે પાયો નાખ્યો હતો તે તેના હરીફોની કલ્પના શકિતથી બાહર હતો ભાંગી પાડવાના બદલે આજે પણ તેનું કારખાનું તેના સ્થાપકે કાયમ કરેલા નિયમ અને સિદ્ધાંત મુજબ ચાલી રહ્યું છે અને આજે પણ તે તેના માલિકોને સંગીન નફો આપી રહ્યું છે

## (૨) મોરીસ થોમસન

૧૮૧૩ ના સાલમાં એક ચિથરેહાલ ભુખે મરતો અને રઝળતો છોકરો સ્કોટલાન્ડના લીથ બંદરે નવકરી માટે દર દર ભટકતો હતો

એક વર્ષ પહેલાં તે ડેન્માર્ક ની ઘર છોડી નાસી ગયો હતો તેને પોતાની આ નાની જિંદગી દરમ્યાન કદી પેટ ભરીને ખાવું નસીબ થયું નહતું કોઈ તેણે જિંદગી ભર પહેરો નહતો તન ઉપર ઇજાર અને કમીસ એજ તેનો પોશાક હતો

પેર તેના માબાપ તેને કામચોર ગણતા અને જરકી કહેતા તેના સારા ભવિષ્યની કોઇ સ્વપ્ને પણ આશા રાખતું નહતું

આ છોકરાનું નામ મોરીસ થોમસન

### પહેલી નવકરી

નવકરી માટે રખડતા રખડતા તેને એક સ્ટીમરમાં નવકરી મળી પરંતુ સ્ટીમર સીંગાપુર જવા માટે ઉપડી અને મોરિસની આંખો ઉઘડી ગઇ સ્ટીમરનો કેપ્ટન બહુ ઝાલિમ હતો અને કુતરાં પણ અડકે નહિ એવો ખોરાક તેને નસીબ થતો

સ્ટીમર સીંગાપુર પહોચતા તેણે બીજા અગાર ખલાસીઓ સાથે સ્ટીમર છોડી નાસી જવા ઠરાવ્યું અને બંદર આવતા તેઓ સીંગાપુરના જંગલોમાં ભાગી ગયા અને જંગલી ફળો ખાઇ કેટલાક દિવસ વિતાડી જ્યારે તેમની સ્ટીમર બંદર છોડી ચાલી ગઇ ત્યારે પાછા બંદરે આવી નવકરી શોધવા માંડી

### બીજી નવકરી

હોંગકોંગ જતી એક નાનકડી સ્ટીમરમાં મોરિસને નોકરી મળી પરંતુ બંદર છોડયા પછી ત્રીજેજ દીવસ આ સ્ટીમરને ચીનાઇ ચાંચીઆએ લુંટી અને ...ની મુશ્કી બાંધી મોરિસ અન્ન અને પાણી વિના સમુદ્ર ઉપર તરતા એક લાકડાને વળગી રહ્યો અને ત્રીજે દિવસે એક બ્રિટિશ વ્હાણે તેને ઉપાડ્યો

આ વહાણ મેકસીકો જતું હતું પરંતુ વહાણ ઉપર કમનસીબ મોરીસના પગ પડતાજ વહાણ જાણે તુફાનમાં આવી પડયું તેના સઢ ફાટી ગયા અને સાગાએ ડાંગે લઇ તે પણ ફટ્યા જેવું થઇ ગયું

સારા નસીબે વહાણ ડુબ્યું નહિ, પણ ફાટેલા સઢને લઇ દરયામાં ડોલ ખાતું અને ભટકતું એ વહાણ હોને લુના કિનારે જઇ અટક્યું

### ત્રીજી નવકરી

હોનોલુલુમાં મોરિસે એક સઢ બનાવનારના ત્યાં નવકરી મેળવી અને થોડી મુદતમાં તે પોતાના કામમાં એટલો હોશયાર થઇ ગયો કે તે એક દહાડાનો એક પૌંડ પણ કમાનો થઇ ગયો.

તે પોતે કમાતો અને પોતાના માબાપ ઉપર પણ યથા શકિત નાણા મોકલતો રહેતો. પરંતુ થોડી મુદ્દત પછી તે એ કામથી કંટાળ્યો, અને બીજી નવકરી માટે તલાશ કરવા લાગ્યો

## ચોથી નવકરી

તે પાછો સ્ટીમરની નવકરીમાં જોડાયો અને સેકન્ડ મેઇટના ઓદ્ધા સુધી પહોંચ્યો આ અરસામાં તે એક ખુબસુરત સુંદરી સાથે પ્રેમમાં પડયો અને તેણી સાથે લગ્ન કરી અમેરીકા ગયો

દરયાઇ ઝિંદગી તેને ઘણી ગમતી હતી, પરંતુ તેની પત્નિ એ નવકરીને ધિક્કારતી હતી. આખરે તેણે દરયાઈ નવકરી છોડી દીધી અને ખેતીના કામમાં મઝદુર તરીકે જોડાયો. એમ મઝદુરી કરતા જયારે તેણે ૬૦ પૌંડ એકઠાં કર્યા ત્યારે તેણે એક ખેતર ખરીદ્યું.

## આટાની મીલ

ખેતીનું કામ તેણે સફળતાપુર્વક કર્યું અને છ વર્ષ સુધી એ કામ કર્યા પછી તેણે અઢી હજાર પૌંડમા ફાર્મ વેચી નાખ્યું અને આટાની મિલ ખરીદી.

આ ધંધામાં તેને ભારે સફળતા મળી અને થોડીકજ મુદ્દતમાં તે વાર્ષિક તેર હજાર પૌંડ નફો કમાવા લાગ્યો

આજે તેની આટાની મિલો અમેરીકામા સર્વથી મોટી છે. તેમાં રોજીંદા દશ હજાર બસ્તા આટો બને છે.

એ પછી તેણે અનેક વેપારમાં હાથ ઘાલ્યો છે જાપાન ખાતે તેની એક આટાની મિલ ચાલે છે. કેનેડામા લાકડાં વ્હેરવાની તેની મિલો છે. તેણે એક બિસ્કીટ બનાવવાનું કારખાનું પણ ચાલુ કરેલું છે.

આજે તે ચૌદ કુંપનીઓનો ચેરમેન છે, અને એ તેજ માણસ છે કે જેનાં શરીર ઉપર એક વાર કોટ પણ ન હતો, જેને પેટ પુરતું અન્ન પણ નસીબ-થતું!

# ખોટી હરીફાઈ

એક વેળા 'ખોટી હરીફાઈ'ના વિચિત્ર દેશમાં મુસાફરી કરતાં કરતાં એક નાના ગામડા આગળ હું આવી થોભ્યો. તે ગામડામાં માત્ર બેજ દુકાનો હતી.

બેઉ દુકાનો પરચુરણ માલની હતી મીણબત્તીથી નેકટાઇ સુધીની બધી વસ્તુઓ ત્યાંજ મળતી

મે જોયું કે એક દુકાનમાં જ્યારે ખીચોખીચ ગ્રાહકો ભરેલા હતા, ત્યારે બીજી દુકાન ગ્રાહકોથી સાવ ખાલી હતી. મને કુતુહલ થયું હું ગ્રાહકોથી ભરપુર દુકાનમા ઘુસ્યો. મે દુકાનદાર સાથે વાતચીત કરવા પ્રયાસ કર્યો

પરંતુ દુકાનદારને ફુરસત ન હતી. તે પોતાના ગ્રાહકોને સંભાળતો, હર્ષભેર દોડધામ કરી રહ્યો હતો વારવાર તે એક વિચિત્ર વાકય "હું તેને દેખાડી આપીશ" ઉચ્ચારતો. તેના ગ્રાહકો એ વાકયના ભાવાર્થને સમજી જતા અને તેઓ પણ આનંદ પામતા.

ગ્રાહકો ઓછા થયા ત્યાં સુધી હુ બહિર ઉભો રહ્યો છેવટે મેં દુકાનદાર સાથે વાત કરી. તેણે કહ્યું: "વાત એમ છે કે હું અને પેલો બાજુ દુકાનદાર અત્રે વીસ વર્ષથી વેપાર કરી ઠીક ઠીક રળી ખાતા હતા પણ પાછળથી પેલાએ માલની કીંમત ઓછી કરવા માંડી મે પણ તેમજ કર્યું. તેણે દસ ટકા ભાવ ઘટાડયો અને મેં પંદર ટકા!

"પેલાએ હજી ભાવ ઘટાડવાનુંજ ચાલુ રાખ્યું. તે મને 'દેખાડી આપવા' ચાહતો હતો, પણ મેં તેને 'દેખાડી આપ્યું.' આજે તો હું દરેક વસ્તુ તેની અસલ—મારા નફા વગરની કીમતે વેચું છું મારી જિન્દગીમાં જેટલો ધમધોકાર વેપાર ન હતો કર્યો, તેટલો વેપાર હું હવે કરું છું."

અને તરતજ દુકાનદાર ફરી પાછો ગ્રાહકો પાસે દોડી ગયો.

બે મહિના પછી હું ફરી તેજ ગામડામાં ગયો મેં પેલી બેઉ દુકાનો ખાલી પડેલી જોઇ. ત્યાં આ પાટિયુ લગાડેલુ હતું:

**"આ દુકાનો ભાડે આપવાની છે"**

એક દુકાનદાર આજે ત્યાં ન હતો. ખોટી હરીફાઇને કારણે બેઉ બરબાદ થઇ ગયા

# નાદારી કોર્ટ!

એક વેળા, ભાવિ-પ્રદેશની સ્વપ્ન-સફરમાં હું એક મોટી બિલ્ડીંગ આગળ આવી થોભ્યો. તેના પાટિયા પર લખ્યું હતું:—

**નાદારીની રાષ્ટ્રીય અદાલત**

હું અંદર ગયો. ત્યાંના નવકરને મેં પૂછ્યું: "આ અદાલત શું કરે છે?"

તેણે જવાબ આપ્યો: "એ નાદારીના કારણોની તપાસ કરે છે, કારણ કે નાદારી સમાજ માટે ગંભીર ભયરૂપ છે નાદારી નાદારની અજ્ઞાનતાને કારણે થઇ હતી કે કેમ તે એ શોધી કાઢે છે, અને જો તેમ હોય તો નાદારને શિક્ષણ લેવાની સજા કરે છે."

એક મુકદ્દમો ચાલી રહ્યો હતો. એક વેપારી આરોપીના પીંજરામા ઉભો હતો. ન્યાયાધિશે તેને પુછ્યું:

"તમે વેચાણ કળાનો અભ્યાસ કર્યો હતો?"

"નહિ" પેલા વેપારીએ જવાબ દીધો: 'મેં અભ્યાસ ન હતો કર્યો, કારણ પુસ્તકો અને ચોપાનિયા વાંચવાનો વખત મારી પાસે ન હતો"

"તમે 'શો વિન્ડો'ની સજાવટનો અભ્યાસ કર્યો હતો?" ન્યાયાધિશે ફરી પુછ્યું:

"નહિ" પેલાએ કહ્યું: "પરંતુ હું અવારનવાર થોડો નવો માલ દેખાવ-બારીમાં મુકતો હતો ખરો"

"તમે તમારા નવકરોને કેળવ્યા હતા?" ફરી પ્રશ્ન-તીર છુટયું.

"નહિ, કારણ હું ધારતો હતો કે તેઓ પોતાનું કામ જાણતા હતા"

"તમારા ગ્રાહકોની ઈચ્છાઓનો પણ તમે કદી અભ્યાસ કર્યો હતો કે નહિ?"

"નહિંજ મારી પાસેનો માલ હું તેમને બતાવતો હતો.. કાં તેઓ ખરીદે, કાં ચાલતી પકડે

ન્યાયાધિશનું ફર્માન છુટયું 'તમે ગુન્હગાર છો. ત્રણ માસ સુધી વેપારી-શિક્ષણ લેવાની હું તમને સજા કરું છું."

જ્યારે હું સ્વપ્નામાંથી જાગ્યો ત્યારે મેં વિચાર્યું: "કદાચ આપણે ત્યાંય આવી અદાલત હોત તો—"



# શ્રી જીવન




| વર્ષ ૧ લું<br>અંક ૮ મો | સંપાદક<br>મનુભાઇ જોધાણી | જેઠ<br>૧૯૯૬ |
|---|---|---|

[આ માસિક વડોદરા રાજ્ય પુસ્તકાલયો માટે ન ૭૧૫/૧ તા ૩૧-૧-૪૦થી અને વેસ્ટર્ન ઈન્ડીઆ સ્ટેટ્સ એજન્સીમા ન ૪૫૭ તા ૨૦-૧૨-૩૯થી મંજુર થએલ છે મુબઇ ઈલાકામા શાળા-લાયબ્રેરી માટે મે એ ઈ સા ના ન, ૧૭ તા ૧૨ ૧૨-૩૯ મુજબ શાળાના અધિકારીઓ ખરીદી શકે છે]


## આવતે અંકે

*

શ્રી ધૂમકેતુનું ગદ્યગીત અને લેખ શ્રી મજમુદાર, શ્રી. રમણલાલ સોની, ડૉ કદમ, શ્રી રમણિકલાલ જ. દલાલ અને શ્રી. મનુભાઇ જોધાણીની વાર્તાઓ. શ્રી. હંસાબહેન મહેતાનું શ્રી જયશ્રીબેન રાયજીએ લખેલ જીવનચરિત્ર, નોબલ પ્રાઇઝ મેળવનાર મહિલાઓનાજીવન અને કાર્યક્ષેત્રનો પરિચય. શ્રી રતિલાલ ત્રિવેદીનો પ્રવાસલેખ વગેરે ઉપરાત ડ઼ેશીમાના વૈદામા પાયેરીયા અને ટ્સો દઘર તથા શાન્તાબહેન દેસાઇનુ લખેલ શાકભાજી અને શ્રી ચિકિત્સકે લખેલ લોહીવા નો બાકીનો હફ્તો આવશે ઉપરાત બાળવિભાગ પણ આપવામા આવશે

૭

## આ અંકમાં



(આ અંકમાં સ્થળ સંકોચને કારણે તથા મોડી પડવાથી રહી ગયેલી વાર્તાઓ હવે પછી આપવામાં આવશે.)


ભેટ પુસ્તક સાથે વાર્ષિક લવાજમ

| દેશમા | બ્રહ્મદેશમા | પરદેશ માટે |
|---|---|---|
| ૪-૦-૦ | ૪-૮-૦ | (આઠ શીલીંગ) |

'સ્ત્રીજીવન' કાર્યાલય : ઝવેરીવાડ : અમદાવાદ

રૂબરૂ લવાજમ ભરવાનું સ્થળ : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય ગાંધી રસ્તો : અમદાવાદ

## લેણદારોને સંતોષો

એક અતિ અગત્યનો પ્રશ્ન હરહમેશ વેપારી આલમ સમક્ષ ઉભો રહે છે અને તે એ કે લેણદારો વધુ ધીરજ કેમ રાખે ?

પ્રશ્ન ખુબજ અગત્યનો છે, પણ જવાબ તદ્દન સહેલો.

જો તમો સવારથી સાંજ સુધી તમારા વેપાર પર સંભાળપુર્વક કામ કરતા લેણદારને નજરે પડો તો લેણદાર છ મહિના ખુશીથી વધુ થોભશે તેને તમારો વધુ વિશ્વાસ રહેશે

પણ જો તમો કામકાજની વખતે મોજ મજામાં મશગુલ બનેલા યા બેદરકારપણે વર્તતા નજરે પડશો તો લેણદારનો તમારા પરનો વિશ્વાસ નષ્ટ થઇ જશે તે બીજેજ દિવસે ઉઘરાણી કરશે

જેવી રીતે ગ્રાહકોને સંતોષ આપવો તમારી ફર્જ છે, તેજ મુજબ લેણદારને પણ સતોષવા એ તમારી ફર્જ છે.

## વધુ જાહેરાત

"વધુ અને વધુ જાહેરાત કરતા રહો" એ વેપારી આલમનો સ્વીકારાયેલો સુત્ર છે. પણ ઓછા ખર્ચે અથવા નહિં જેવા ખર્ચે વધુ જાહેરાત કેમ કરવી એ ઘણાજ ઓછા જાણે છે.

વધુ ખર્ચ કરી વધારે જાહેરાત તો બધાજ કરી સકે, પણ ઓછા ખર્ચે વધારે જાહેરાત કરી સકે એવા હજારોમાં એકજ હોય છે; કારણ આપણે જાહેરાત કરવાથી મોટે ભાગે અજાણ્યુ છીએ.

નહિ જેવા ખર્ચે વધારે જાહેરાત કેમ કરી સકાય તેના થોડાક રૂપો અત્રે આપ્યા છે.-

૧-તમારા લખવાના પત્ર પર ડાબી બાજુની મારજીનમાં ત્યા પત્રની પાછળ જાહેર ખબર છાપો.

૨-તમારા લખવાના કાર્ડની સરનામાની બાજુએ અર્ધી જગ્યામાં જાહેરખબર છાપો.

૩-તમારા મોકલવાના પરબીડાની સરનામાની બાજુએ અર્ધી જગ્યામાં ત્યા પરબીડાની પાછળની બાજુએ જાહેરખબર છાપો

૪-તમારા આંકડાઓ, રસીદો વ. ની પાછળની બાજુએ પણ જાહેરખબરો છપાવો.

૫-પોતા વિષે એક ખાસ સુત્ર નક્કી કરો અને પછી તેનો દરેક જગ્યાએ ઉપયોગ કરતા રહો, જેથી પ્રજાને તે બરાબર યાદ રહી જાય

## અનોખી જાહિરાત-પદ્ધતિ

પુસ્તકોના વેચાણ માટેની જાહિરાતો તો બધાએ જોઇ હશે એમાં પોતાની નવી એવી ભાત પાડતી જાહિરાતે હમણાજ દેખાવ દીધો છે.

યુરપના એક જાણીતા પ્રકાશકે પોતાની નવી નવલકથાના વેચાણ અર્થે એનો ઉપયોગ કર્યો હતો કોઇ ભાગેજ કલ્પી સકેલો હશે કે, એ જાહિરાતનો મુળ હેતુ પુસ્તકના વેચાણનો હતો-અને ખરેખર, જાહિરાતમાં એવો ઉલ્લેખ પણ હતો નહિંજ.

આ રહી એ જાહિરાત :

Millionaire, young, good-looking, wishes to meet with a view to marriage, a girl like the heroine of M... ........'s novel

શું ધાર્યું? કેવું પરિણામ આવ્યું હશે એનું? એ તો ખબર નથી, કે લખપતિ પતિ મેળવવાની ઇચ્છુક કેટલી યુવતીઓએ એ કલ્પિત લખપતિ યુવાનને પત્રો લખ્યા, પણ એ હકીકત છે કે જાહિરાત પ્રગટ થતા પછી એ નવલકથા પર એટલો ઘેરાવો પડયો કે માત્ર ચોવીસ કલાકમાંજ પુરી આવૃતિ વેચાઇ ગઇ!

માનો યા ન માનો જેવી આ હકીકત હમણાજ યુરપમાં બની છે અને હવે પ્રકાશકે પોતે એને જાહિરમાં મુકી છે.

## એક વધુ સગવડ

ઉર્દૂ–અંગ્રેજી કિતાબો માટે હવે આપને બીજા બુકસેલરને લખવાની ઝુરરત રહી નથી અમારી પાસેથીજ મંગાવો

| | |
|---|---|
| قرآن سریف (مکسی حمائلی–عمدہ کاعد) | Rs 3-0-0 |
| بانگ درا (اقبال) | Rs. 3-8-0 |
| ارمغان حجاز (اقبال) | Rs 3-8-0 |
| Meanings of the Glorious Quraan (Pickthall) | Rs 24-0-0 |
| The Directory of Japan | Rs 2-0-0 |
| Practical Metal Casting | Rs 1-8-0 |
| Manufacture of Rubber Goods | Rs 1-8-0 |
| Pharmaceutical Preparations | Rs 1-8-0 |
| Indian Tobacco Preparations | Rs 1-8-0 |
| Manufacture of Confectionery | Rs 1-8-0 |
| Manufacture of Catcheu | Rs 1-8-0 |
| Vegetable Oil Industry | Rs 1-8-0 |
| Clerk s Manual | Rs 1-0-0 |

બધાનું ટપાલ ખર્ચ જુદું

લખો કમર ઓફીસ, સોદાગરવાડ–સુરત.

## ગુલઝારે સુખન

પ૧ સુન્દર દિલચસ્પ નઝમો–ગઝલોનો સંગ્રહ કીમત બે આના (ટપાલ ખર્ચ બે પૈસા)

એકી વેળા પાંચ નકલ ખરીદનારઆને ટપાલ ખર્ચ સાથે માત્ર ૧૦ આનામાં અપાશે આજેજ મંગાવી પોતાના મિત્રોમાં વ્હેંચો

કમર ઑફીસ—સુરત

### અને હવે પછી

આ રહ્યા તે થોડાક હુનરોની યાદી જેના ખાસ લેખો હવે પછી 'કમર'માં છપાશે

(૧) કલઈનો ઢોળ નાયાબ હુનર (૨) કલી ચુનો ઉદ્યોગ (૩) ક્રિકેટના દડા બનાવવા વિષે (૪) કોકમ ઝાડનું વાવેતર (૫) ક્રોમિયમનો ઢોળ નફાકારક હુનર. (૬) છાપખાનું ધંધાની માહિતી (૭) જર્મ બનાવવા વિષે (૮) ટેબ્લેટ–પાણીઓ પ્રકાર પ્રકારના ટેબ્લેટ–પાણીઓના પ્રયોગો (૯) દફતરી,શાહીઓ પુઠ્ઠાપ્રયોગો (૧૦) દવાઇ શરબતો થોડાક નુસ્ખા (૧૧) દોરડાં બનાવવા વિષે (૧૨) નિકલનો ઢોળ હુનરની માહિતી (૧૩) નિયોન નામ–પાટિયાં બનાવવા સંબંધી (૧૪) પતરાના ડબ્બા બનાવવાના ઉદ્યોગ (૧૫) પાચક દવાઓ ગોળીઓ અને ભુકીઓના નુસ્ખાઓ (૧૬) પુંઠા બનાવટ અને ઉદ્યોગ (૧૭) પુસ્તક બાંધણી નફાવંત હુનર (૧૮) પોટાશ કાર્બોનેટ બનાવટ (૧૯) ફાયર બ્રીક બનાવટ (૨૦) મલમો પ્રકાર પ્રકારના મલમો (૨૧) રાઈ વાવેતર (૨૨) લાખ ઉદ્યોગ (૨૩) વનસ્પતિ બાગ (૨૪) સુતારખારનો તેજાબ બનાવટ (૨૫) સોસ જાત જાતના સોસ બનાવવા (૨૬) હાથીદાંતની કારીગરી અને એ સિવાય બીજા ઘણા હુનરો

## "કમર"નો ૧૧૯મો અંક

દરમા વર્ષના આ ૧૧મા અંકમાં રાબેતા પ્રમાણે ખીચોખીચ ઔદ્યોગિક સાહિત્ય અપાશે જેમાં ખાસ કરીને—

ઍલ્યુમિનિયમ–બ્રાન્ઝ–ધાતુ બનાવવા વિષે

બાયોકેમિક દવાઓ–બાકીનો હફતો

તાડપત્રી–બનાવટ

તાંબાનો ઢોળ–નાદિર હુનર

નકલી ઊન–શામાંથી અને કેવી રીતે બને છે?

માર્જેરાઇન કિંવા નકલી માખણ–નફાવંત ધંધો બનાવટ વિષે

અલ્ટ્રામરીન બ્લ્યુ–ચાલુ અંકના લેખનો બાકીનો હફતો

ગાજર–વાવેતર

અને બીજું ઘણું ઘણું

Registered No B. 2800. The Qamar Magazine, SURAT. R

પ્રમાણભુત અને શાસ્ત્રીય

# “કમર”-પ્રકાશનો

## ૧ વેચાણ કળા

કિંવા

### સેલ્સમેનશિપ

[ વેપાર સૂચનો સહિત ]

■ ગ્રાહકોનું લક્ષ આકર્ષી, જિજ્ઞાસા ઉશ્કેરી, માલ ખરીદવાની ઇચ્છા ઉત્પન્ન કરાવી અને એ ઇચ્છાને અમલમાં મુકાવી, એ માટેની અગત્યની વેપારી અને ગ્રાહકની દૃષ્ટિએ માલની તુલના, સોદો કરવાની કળા, વેપારીની માનસિક શક્તિઓ, વાંધાઓના વ્યવહારૂ જવાબો, વેચાણ વિભાગની રચના વગેરે માલ વેચવાની કળાના બધા વિષયોનું સુંદર પૃથક્કરણ કરતી ગુજરાતી ભાષામાં પહેલીજ પુસ્તિકા

■ વેપારીઓને નિત નિત ઉપયોગી એવા ૧૭ કીમતી વેપાર-સૂચના પણ એમાં છે.

કીમત દશ આના

( ટ. ખ. સહિત )

(વી. પી. ખર્ચ જુદો)

[ વિદેશ: એક શિલિંગ ]

## ૨ કેશ શૃંગાર

■ વાળ રંગવા કિંવા સફેદ યા ભુરા થઇ ગએલા વાળને ફરીવાર અસલ રંગના—કાળા કે સુનહરી—કરવા માટેના ખિઝાબ યા કલપના વિદેશી, યુનાની અને આયુર્વેદિક પદ્ધતિના તેલ, પાણી યા ભુકીના રંગના અને આંતરિક ઉપાયના ૭૨ પ્રમાણભુત—અનેક અપ્રકટ અને કીમતી પ્રયોગો સહિત—નુસખાઓનો અજોડ સંગ્રહ તોલમાપની માહિતી, બનાવટ, વેપાર અને ઉપયોગની સૂચનાઓ સહિત.

■ ગજવામાં રહી શકે એવું નાનકડું કદ : એન્ટિક કાગળ : ૪૮ પાના

કીમત . ચાર આના

(ટ. ખ. સાથે પાંચ આના)

વિદેશ : ૮ પેની

## ૩ ‘કમર’નો આખો સટ

■ છુટક છુટક અંકો ખરીદવા કરતાં, આખો સટજ ખરીદી લેવો બહેતર છે કારણ કે તે એક પૂર્ણ અને સચિત્ર “ઔદ્યોગિક એનસાયક્લોપીડીઆ”ની ગરજ સારે છે.

■ અંક ૨, ૩, ૪, ૫, ૬, ૭, ૮, ૯, ૨૪, ૨૯, ૩૦, ૩૧, ૩૨, ૩૩, ૩૫ અને ૩૬–૩૫ સોળ અંક ખુટ.

■ અંક ૩૭ થી ૪૮, અંક ૪૯ થી ૬૦, અંક ૬૧ થી ૭૨, અંક ૭૩ થી ૮૪, ૮૫થી ૯૬ અને ૯૭ થી ૧૦૮ એમ બાર બાર અંકની ૭ બાંધેલી ફાઇલો અને–

■ અંક ૧૦૯ થી ૧૩૨ સુધીના બાર અંકનું—એટલે ૧૯૪૦–૧૯૪૧ના પૂરા વર્ષનું—બિન્દુ લવાજમ મળી કીમત ૩૮-૦-૦

( ટ. ખ. યા રેલ્વે નુર જુદું )

પરદેશ માટે–

કીમત રૂ. ૩૭-૦-૦

યા £ 2-15-8

( ટ. ખ. સહિત )

( પૂરું સૂચિપત્ર મફત મંગાવો )

સિરનામું : કમર ઓફિસ, મોદામરવાડ, સુરત.

તંત્રી ને પ્રકાશક: મુહમ્મદ ઉસમાન, કમર ઓફિસ, મોદામરવાડ, સુરત પ્રકાશનતા. ૧-૧૦-૧૯૪૦
મુદ્રક અને મુદ્રણાલય: અબ્દુલકાદિર હાફિઝ નુરદીન, "૨૭૬" પ્રિન્ટીંગ પ્રેસ, રાણીતળાવ-સુરત





## શરીરના ખનિજ—ક્ષારો

બાયોકેમિક પદ્ધતિમા માનવ-શરીરના ખનિજ-ક્ષારો પર જે ભાર અપાય છે, તે વાચકો જાણે છે કહેવાય છે કે, માનવ-શરીરમાં સરેરાસ ૬૬ ટકા પાણી, ૧૫૨/૩ ટકા કાર્બન, ૧૧૬/૯ ટકા ગેસ અને ૬૧/૯ ટકા ખનિજ-ક્ષારો છે

અને એ ખનિજ-ક્ષારોનું નોખું પ્રમાણ જુદુ પાડીએ તો દરેક માનવ-શરીરમા ૭ રતલ ચુનો, ૧/૨ ઔંસ લોખંડ, ૨૧/૩ ઔંસ પોટાસિયમ, ૧ ઔંસ મેગ્નેસિઆ ૩૧/૩ ઔંસ સોડિયમ અને ૩ ગ્રેન સિલિકા છે.



**નવેમ્બર ૧૯૪૦**

છુટક નકલની કીમત ચાર આના

# તમને કઈ ચીજ જોઈએ છે ?

આ ચીજો વાંચી જુવો અને જોઇતી ચીજ અસલી
અને ચોખ્ખી, છુટક તથા જથાબંધ નીચે
જણાવેલા સરનામેથી મેળવો.

  

— યુનાની ને વૈદક ઉપચાર પદ્ધતિમાં વપરાતી છુટી દવાઓ ને જડીબુટીઓ
— ચાટણ જેવા કે:—કતરીફલ, જવારિશ, ખમીરહ, યાકુતી વિગેરે.

| | |
|---|---|
| — પાક (હલવો), | — ટિકડી, |
| — ગોળી | — મુરબ્બા, |
| — ચુર્ણ, | — શરબત, |
| — અર્ક, | — ભસ્મ |
| — સુરમા | — અત્તરે, |
| — દંતમંજન | — સાબુ, |
| — તેલ, | — કસ્તુરી, |
| — કેસર, | — અગર, |
| — બરાસ કપુર, | — લોશન, |
| — મલમ | — શિલાજીત, |
| — આખા ને ઘુટેલા ઝવેરાત, | — અંબર, |
| — સોના ચાંદીના વરખ, | — મોગથાપ, વગેરે |
| — દરેક જાતના ઉકાળાના પડીકા | — રંગદાર મહેંદી |

મળવાનું ઠેકાણું:—**દવાખાના મુઇને સિહત.**

ગોપીતલાબ. સુરત.

વર્ષ દશમું
માસ અગિઆરમો
અંક ૧૧૯ મો

# કમર

નવેમ્બર ૧૯૪૦

—: લવાજમ :—
હિન્દ - રૂપિયા ત્રણ
બર્મા : રૂપિયા સવા ત્રણ
વિદેશ : શિલિંગ ૭

## ચિત્રો



## ખેતી, હુન્નર અને ઉદ્યોગ



## વેપારી કળા



## પરચુરણ





હિન્દુસ્તાન જેવા વિશાળ દેશમા જ્યા વર્ષાદ પુષ્કળ થાય છે અને ચોમાસાની ઋતુ ચારથી પાચ મહિના લબાય છે, ત્યા તાડપત્રીઓની ઉપયોગિતા કહ્યા વિનાય કલ્પી સકાય છે દેશભરમાથી માલની લાવજાવ કરતી વેળા તેને વર્ષાદથી બચાવવા માટે તાડપત્રો જેવુ સસ્તુ, સાદુ અને સફળ સાધન બીજુ છેજ કયુ ? મે–જુનથી લઇને ઓકટો બર–નવેમ્બર લગી દેશભરમા જ્યા જુઓ, ત્યા માલને ઢાકવા અને સાચવવા માટે પ્રકાર પ્રકારની તાડપત્રીઓનો ઉપયોગ થતો દેખાશે હકીકતમા તાડપત્રી વિના ચોમાસામા માલની લાવજાવ કેવળ અસભવિત લાગે છે

બીજા બધા માલની પેઠે તાડપત્રીઓ પણ હલકા ભારી પ્રકારની, સસ્તી મોઘી બને છે જેની જેની ગુરૂરત, તેવી તેની ખપત મ્હોંઘા અને સહજે ભીનાશથી બગડી જાય એવા માલ માટે બેઉ બાજુએ પાણી–રક્ષિત બનાવેલી તાડપત્રીઓ વપરાય છે, જ્યારે સોઘા અને સામાન્ય માલ માટે માત્ર એક બાજુએ પાણી–રક્ષિત બનાવેલી તાડપત્રીઓ ચાલે છે. સૌથી સસ્તી તાડપત્રીઓ બેશક, તેજ છે જેની માત્ર એકજ તરફ–અને તેય ફકત એકજ વેળાએ –પાણી–રક્ષિત મિશ્રણ લગાડવામા આવ્યુ હોય, કારણ કે, સારી જાતની તાડપત્રીઓ પર એ મિશ્રણ એક કરતા વધુ વાર લગાડાય છે

## તાડપત્રીનુ કાપડ

તાડપત્રીઓની બનાવટ માટે બે પ્રકારનું કાપડ વપરાય છે

૧, સુતરાઉ કેનવાસ ૨, શણુનુ કેનવસ

એ બેઉ જાતના કાપડ પણ હલકા ભારી કોટિના, ઝીણી જાડી વણાટવાલા આવતા હોઇ, હલકી ભારી તાડપત્રીઓ માટે જોઇએ, તેવુ કાપડ લેવામા આવે છે, અને જો કે બેઉ જાતના કાપડનો ઉપયોગ પ્રચલિત છે, છતા મ્હોટે ભાગે તો શણનુ કાપડજ વપરાય છે

## બનાવટની ક્રિયા

તાડપત્રીની બનાવટની ક્રિયા એ છે કે, જે તે કાપડ લઇ, તેની ઉપર જે તે પાણી–રક્ષિત મિશ્રણ લગાડી સુકવી લેવાય છે એ કામ હાથ વડેય થાય છે અને યંત્ર વડેય જેવો ન્હાના મ્હોટા પાયા પર ઉદ્યોગ, તેવી કાર્ય–પધ્ધતિ

કાપડ પર પાણી–રક્ષિત મિશ્રણો લગાડવાની ક્રિયા છે તો સાવ સામાન્ય, પણ ઉમ્દા માલની બનાવટ માટે એમા કેટલીક ખાસ સાવચેતી રાખવી પડે છે, કારણ કે એમા ભૂલ થતા તાડપત્રી ખરાબ થવાનો ડર રહે છે. સૌથી પ્રથમ તો કપડા પર મિશ્રણ એકસરખુ અને બરાબર લગાડવામા આવે એ જોવુ જોઇએ એ માટે કાપડને પ્રથમથીજ એવી ફ્રેમોમા ભેરવી લેવાય છે કે જેથી કપડુ બરાબર ખેચાઇને કરચલી વિના સરખુ રહે[1] પછી ગરમ પાણી–રક્ષિત મિશ્રણ મઝબૂત જાડા બ્રશ વડે એ કાપડ પર લગાડી[2] તે સુકાઇ જતા તાડપત્રી

(૧) મ્હોટા પાયા પર ધધો કરતા ફ્રેમોને બદલે યંત્ર વપરાય છે, જેને બેઉ છેડે રોલરો હોય છે અને વચ્ચે ૨૦ ફુટ જેટલો લાબો ટેબલ, એક છેડાના રોલર પર સાદુ કાપડ વીંટાળેલુ હોય છે, જે ટેબલ પથરાઈ, મિશ્રણ લગાડાયા અને સુકાયા પછી બીજે છેડેના રોલર પર પાછુ વીંટળાય છે

બેશક, આ યંત્ર આપમેળેજ કામ કરે છે,

(૨ મ્હોટા પાયા પર ઉદ્યોગ કરનારાઓ આ ક્રિયા માટેય એક ખાસ યંત્ર વાપરે છે, જે દ્વારા કાપડ પર પર પાણી રક્ષિત મિશ્રણ આપ મેળે લગાડી સકાય છે અને તે સુકાઇ જતા, તાડપત્રી તૈયાર થાય છે

આ યંત્ર વાપરવાથી કેટલાક ફાયદા પણ અવશ્ય થાય છે પ્રથમ તો, કામ જલદી અને સહેલુ થાય છે, મિશ્રણ એકસરખુ લાગે છે, જલદી સુકાય છે વગયરહ

કહેવાની જુરૂરત નજ હોય કે જો તાડપત્રીને બેઉ બાજુએ મિશ્રણ લગાડવાનુ હોય તો તે લગાડવાને બદલે, તેના વાસણમા કાપડ પલાળી લેવાય છે જેથી બેઉ તરફ મિશ્રણ લાગી જાય

તૈયાર થઇ ગણાય છે

અમુક કદના કાપડ માટે કેટલું મિશ્રણ જોઇએ, એ કહેવું શક્ય નથી, જેવું કાપડ, જેવી તેની ઝીણી જાડી વણાટ, જેટલી મિશ્રણ શોષવાની તેની શક્તિ, તેટલું મિશ્રણ જોઇશે. એ વિષે એમ કશું કહી નજ સકાય; અનુભવ અને પ્રયોગ એની ખરી ઝાંખી આપશે

અલબત, તાડપત્રી તૈયાર થયા બાદ તરતજ વાપરી સકાતી નથી. તેને થોડાક સમય લગી સુકવવામાં આવે છે. એ કામ માટે યા તેને ખુલ્લી હવામાં યા પછી એવા વરાળ ઓરડામા—જ્યાં ૨૫° થી ૩૦° C ગરમી હોય—રાખી, સુકવાય છે. સુકાયા પછી તેમની પરિક્ષા[3] કરી, પછી વેચવા માટે બજારમાં મુકાય છે

મિશ્રણો

હવે થોડાક પ્રયોગો જુઓ —

૧

ઉકાળેન ટાર. ખપ પૂરતા પ્રમાણમાં

એ, ગરમા ગરમ અને પાતળું પ્રવાહી હોય ત્યારેજ બ્રશ યા યંત્ર વડે કાપડ પર લગાડી, સુકવી લો. જો એ પુરતું ગરમ હશે તો બધેબધ બરાબર લાગશે, ઠંડુ થઇ જતા, બરાબર ફેલાશે નહિ, તેથી તે બરાબર ગરમ હોય તેની સાવચેતી રાખવી

૨

બે વાર ઉકાળેલું અળસીનું તેલ ૪૦ ગેલન, વેઝલીન બ્લેક ૯૪ ડ્રામ

બેઉને બરાબર મિશ્ર કરી, વાપરો.

૩

ઉકાળેલું અળસીનું તેલ ૫૦ રતલ, કાર્બન બ્લેક ૧૦ રતલ, ટર્કી રેડ ઓઇલ ૧૦ રતલ, પાણી ૫ રતલ, એમોનિયા ૧ રતલ, પેટ્રોલિયમ સોલવન્ટ ૨૪ રતલ

ખૂબ મેળવી, હલાવી, મિશ્રણ તૈયાર કરો. આ મિશ્રણ કપડા પર બબ્બે વાર લગાડવું.

૪

ન્યુટ્રલ વુડ ટાર ૩૦ રતલ, પેરેફિન વેક્સ ૧૦ રતલ, લીલો રંગ (*Dried Green Pigment*) ૨½ રતલ, સોલવન્ટ નેફથા ૩૫ રતલ

પેરેફીન વેક્સ અને ટારને ગરમ કરીને પીગળાવી નેફથા ઉમેરો અને સૌથી છેવટે રંગ મેળવો. આ મિશ્રણ હાથથી બ્રશ વડે લગાડવા માટે ખાસ બંધબેસતું છે

૫

ઉકાળેલું અળસીનું તેલ ૬ ગેલન, એરંડિયું તેલ ૨ ગેલન, તર્પેન્ટાઇન ૬ પાઇન્ટ, પેટન્ટ ડ્રાયર ૬ ઔંસ, ગંધકનો ભુકો ½ ઔંસ

યંત્ર વડે મેળવણીને ખૂબ મેળવી લેવી.

૬

અ—ઉકાળેલું અળસીનું તેલ ૩ ગેલન, એરંડિયુ તેલ ૧ ગેલન, પેટન્ટ ડ્રાયર ૨ રતલ, ગંધકનો ભુકો ૪ ઔંસ, ખનિજ રંગ ખપ પૂરતો

બ—ઉકાળેલું અળસીનુ તેલ ૪ ગેલન, પેટન્ટ ડ્રાયર ૨ રતલ, ગંધકનો ભુકો ૪ ઔંસ ખનિજ રંગ ખપ પૂરતો.

બેઉ મિશ્રણોને જુદા જુદા બનાવી રાખો અને પહેલાં મિશ્રણ અ લગાડી, તે સુકાયા બાદ મિશ્રણ બ લગાડો

(૩) પરિક્ષા એ છે કે તાડપત્રીને સૂર્યની રવરાનીમા આંખની સામે ધરી જોતા, રવરાની આરપાર જતી ન હોય અને તેનું વાટકું જેવુ બનાવી, તેમા પાણી ભરી જોતા, પાણી બહાર નીકળી જતુ ન હોય

તાંબુ દુન્યાની પ્રાચિન ધાતુઓમાંનુ એક છે તેનો ઉપયોગ પણ બહોળો છે રાંધવાના વાસણોથી માંડીને નાજુક હથ્યારો લગીની સખ્યાબધ ચીજો તાંબામાંથી બને છે

તાંબુ તેઝાબની અસર સામે ટકતુ નથી, એટલુજ નહિ બલ્કે વાતાવરણમાંની હવાની અસર પણ તેને કનડે છે સામાન્ય રીતે, બજારમા મળતુ તાંબુ અશુદ્ધ હોય છે તેમા અનેક પ્રકારની બીજી ધાતુઓ-લોખડ, ચાંદી, બિસ્મથ સુરમા-ધાતુ આર્સેનિક, સીસુ, કલઈ અને ગધક વ ર-ભળેલી હોય છે તેથી જ્યાં એવી અશુદ્ધિયો વિનાનુ તાંબુ ખપતુ હોય ત્યા ચોખ્ખુ તાંબુજ લેવુ જોઇએ વળી તાંબુ મિશ્ર-ધાતુઓની બનાવટમાય ખૂબ વપરાય છે પિત્તળ અને કાંસાની બનાવટમા તાંબુ મુખ્ય તત્વ રૂપ છે

## તાંબાનો ઢોળ

તાંબાની આટલી અગત્યતા જોતા, એના ઢોળના મૂલ્યાકન ઓછા અંકાયજ કેમ ? ના, તે ઓછા છેય નહિ તાંબાનો ઢોળ ઢોળ ચઢાવવાના હુનરનુ એક ન્હાનુ પણ અગત્યનુ પ્રકરણ છે, જે વિના ઢોળ ચઢાવવાના હુનરની કોઇ ચોપડી પોતાને સપૂર્ણ કહેવડાવી સકતી નથી-શાસ્ત્રીય દૃષ્ટિયે પણ અને ઉપયોગિતા ની નઝરે પણ

તાંબાનો ઢોળ અનેક પદ્ધતિયોએ ચઢાવી સકાય છે આજે આપણે જે પદ્ધતિની ચર્ચા કરીએ છીએ તે વિજળીક-રસાયણીક પદ્ધતિ (*Electroplating*) છે એ પદ્ધતિયે સીસુ અને તેની મિશ્ર-ધાતુઓ, કલઈ અને તેની મિશ્ર-ધાતુઓ લોખડ, કલઈ-પતરુ, જસત અને પોલાદ જેવી વિવિધ ધાતુઓ પર તાંબાનો ઢોળ ચઢાવી સકાય છે, એટલુજ નહિં બલ્કે જે વસ્તુઓ પર નિકલ યા ચાંદીનો ઢોળ ચઢાવવામા હોય તેવી વસ્તુઓ ઉપર પણ સહાયક ઢોળ તરીકે, પ્રથમ તાંબાનો ઢોળ ચઢાવવામા આવે છે એમ, તાંબાના ઢોળની બોલબાલા જગઝાહિર છે.

## ઝરૂરી સાધનો

ઢોળ ચઢાવવા માટે સૌથી પ્હેલા યોગ્ય સાધનો જોઇએ ન્હાના પાયા પર કામ કરનાર માટે નીચના સાધનો પુરતા છે-

૧, ઢોળ-મિશ્રણનુ વાસણ (એનેમલ કિંવા તામચીની યા પત્થરનુ)
૨, વિજળીક બેટરીઓ
૩, તાંબાની પ્લેઇટો
૪, તાર-બ્રશ નગ ૨
૫ સળિયા નગ ૨ ૧૦ ઇંચ લાંબા અને અર્ધો ઇંચ વ્યાસવાળા
૬, જોડાણ માટેના તાંબાના ૧૬ એસ ડબલ્યુ જી ના તાર

આટલા તો ફક્ત મુખ્ય સાધનો રસાયણો અને બીજી ઝુરૂરિયાતો તો જુદીજ

## વસ્તુઓને સાફ કરવી

એ તો દેખીતુ છે કે ઢોળ ચઢાવવા માટેની મૂળ વસ્તુઓ તદ્દન સ્વચ્છ હોવી જોઇએ તેની ઉપર સહજે ધુળ કાટ, તેલ યા ચરબીના ડાઘ કે એવુ બીજુ કઇ પણ હોય તો ઢોળ ચઢશે નહિં-યા, ચઢશે તો થોડીજ જગ્યાએ ચઢશે, એવા ડાઘ યા મેલવાળી જગ્યાએ નહિજ ચઢે એને ખાસ ઝુરૂરત છે કે જે તે ચીઝોને પહેલા ખુબ કાળજીપૂર્વક સાફ કરી લેવાય કે જેથી પાછળથી નિરાશ થવાનો પ્રસગજ ન આવે

ટુકમા, વસ્તુ પર જે કઇ ધુળ, મેલ, કાટ રગ, તેલ યા ચરબી યા પાણી યા પરસેવાના ડાઘ વ હોય તે બધા પૂરેપૂરા કાઢી નાખવા જોઇએ

વળી વસ્તુમાં કંઈ ખાડા ખોબા હોય તો તે બરાબર કરી લેવા જોઇએ. લીસોટા પડયા હોય તો સફાઈ સપાટ તથા લીસી બનાવવી જોઇએ જો મુળ વસ્તુ પર આગળનો ઢોળ ચઢાવેલો બાકી રહયો હોય તો તે પૂરેપૂરો કાઢી નાખી, સફાઈને પૉલિશ કરી લેવી જોઇએ ૧

મુળ વસ્તુઓ પર જુદી જુદી ઝાતના ડાઘ, કાટ યા બીજા ધાતુ-ક્ષારો મવજુદ હોય તો તેમને દુર કરવા માટે જુદા જુદા મિશ્રણોમા તે વસ્તુઓને બોળવી પડે છે એવા થોડાક મુખ્ય મિશ્રણો આ રહયા.–

(૧) ગધકનો તેઝાબ ૧૨ ક્ ઓંસ, નમકનો તેઝાબ ૧ ક્ ઓંસ, પાણી ૨ ગેલન

લોખંડ અને પોલાદની વસ્તુઓ સફ કરવા માટે આ મિશ્રણ ઉપયેગી છે જે તે વસ્તુઓને તાર વડે બાધી મિશ્રણમા-એશક, આ અને એવા બીજા બધા મિશ્રણો પત્થરના વાસણમાજ રાખવા અને પત્થરનીજ શીશીમા ભરવા જોઇએ-થોડીક મિનિટો લગી બોળી રાખી, પછી પુષ્કળ પાણી વડે ધોઇને તાર-બ્રશ વડે સાફ કરવાથી સાફ થઇ જશે જો વસ્તુ પૂરેપૂરી સાફ ન થાય તો-

(૨) અમેરીકન પોટાશ ૧/૨ રતલ, ગરમ પાણી ૧ ગેલન

-નું મિશ્રણ બનાવી, તેમા એ વસ્તુઓ બોળી લેવી

કલઇ અને સીસાની તથા તેમની મિશ્ર-ધાતુની વસ્તુઓને પ્રથમ તો પાણી અને રેતી વડે સાફ કરી લઇ, પછી પોટાશના ગરમ મિશ્રણમા બોળવી જોઇએ અને ત્યાર પછી ફરી વાર વધુ બારીક અને ઝીણી રેતી વડે તેમને ઘસી, સાફ કરવી જોઇએ એટલું થઇ જતાં, હજી તેને એક વાર પોટાશના મિશ્રણમા નાખવાની તો બાકી રહેશેજ તેને પોટાશના મિશ્રણમા બોળી તરતજ ઢોળના મિશ્રણમા મુકી દેવી

જસતની વસ્તુઓ પણ એજ રીતે સાફ થાય છે, પણ તેને માટે વાપરવાની રેતી ખૂબજ બારીક હોવી જોઇએ

(૩) જે વસ્તુઓ પર લાખ-રંગ કરેલો હોય તેમને પ્રથમ તો ગરમ કરેલા મેથીલેટેડ સ્પિરિટમાં અર્ધા કલાક લગી બોળી રાખી, પછી જલદ એમોનિયાના મિશ્રણમા ઝબો ળવાથી, અને ત્યાર પછી સાદા પાણી વડે ધોઇને જૂના તાર-બ્રશ વડે સાફ કરવાથી લાખ-રંગ નીકળી જાય છે

અલબત, જો એવી વસ્તુઓ પર માત્ર સામાન્ય ઝાખાશ યા રંગના ડાઘજ હોય તો ઉપલો પ્રયોગ આજમાવવાની કશી ઝુરૂરત નથી

ઘણી વેળા એમ પણ બને છે કે મુળ વસ્તુઓ પર તેલ, ચરબી યા એવા બીજા પદાર્થોના ડાઘ પડેલા હોય છે એવી હાલતમા-

(૪) કોસ્ટીક સોડા ૧ રતલ અને પાણી ૧ ગેલન લઇ, લોખંડ (*Wrought Iron*)ના વાસણમા દ્રવ બનાવી, તેમા એ ચીઝો બોળી લેવી

વિષયને ટુંકાણમા સમેટતા, એકજ વાત અને બસ. વસ્તુ ગમે તે હોય, તેને યોગ્ય રીતે સ્વચ્છ કરવીજ જોઇએ જો તેની ઉપર એક કરતા વધુ પ્રકારનો મેલ વ હોય તો તેને એક કરતા વધુ મિશ્રણોમા બોળવી પડશે ગમે તેમ, તને પૂરેપૂરી સ્વચ્છ કરી, પછી પુષ્કળ સ્વચ્છ પાણીથી ખૂબ ધોઇ, તાર-બ્રશ વડે ઘસી-યાદ રહે કે! ઘસતી વેળા લીસોટા પડવા ન જોઇએ-પછી પૉલિશીંગ પાવડર

(૧) ન્હાના પાયા પર કામ કરનારાઓ તો આ બધુ કામ હાથ કારીગરીએજ કરે છે, પણ મ્હોટા કારખાનાઓમા તો એ માટે ખાસ યત્રો વપરાય છે

વડે પૉલિશ[1] કરી લેવી.[2] આ પ્રાથમિક ક્રિયા અંગે જેટલી વધુ કાળજી રખાય તેટલો વધુ સરસ અને શોભીતો ઢોળ ચઢાવી સકાશે. વળી વસ્તુને સાફ કર્યા પછી, તેને અત્યંત સંભાળપૂર્વક સાચવવી જોઇએ. તેની સાફ કરેલી સપાટી પર મેલ યા ડાઘ ન લાગે તેનું ધ્યાન રાખવું જોઇએ, એટલું જ નહિં બલકે એને હાથનો સ્પર્શ પણ ન લાગે તેમ અધ્ધર સંભાળી રાખવી જોઇએ.

## ઢોળ ચઢાવવાની પધ્ધતિ

વળી ઢોળ ચઢાવવાનો હુનર બરાબર શીખી લેવા માટે પહેલાં ચાર પાંચ વેળા ન્હાના પાયા અને ન્હાની ચીજો પર આજમાયશ કરી, અનુભવ મેળવવો જોઇએ કારણ કે, ઢોળ ચઢાવવામાં સફળતા મેળવવા માટે એક ક્રમનાં વધારે મુદ્દાઓ પર ધ્યાન આપવાનું હોય છે અને એમાંના એકાદમાંય ગફલત થાય તો ઢોળ બરાબર ચઢતો નથી. એ વિષય એટલો તો વિશાળ છે કે એની સમજણ અહિં બે ચાર પાનામાં આપવી શકય નથી; એ માટે યા તો વ્યક્તિગત શિક્ષણ[3] મેળવવું જોઇએ યા એ વિષયની મ્હોટી કિતાબો[4] વાંચવી જોઇએ. ટુંકમાં કહેતાં, ઢોળ બરાબર ચઢે એ માટે–

૧, ઢોળના મિશ્રણ,
૨, ધનધ્રુવ–પ્લેઇટ અને
૩, વિજળીક બળ

એ ત્રણે પર ખાસ ધ્યાન આપવું જોઇએ. ઢોળ ઓછું વધારે ચઢાવવું હોય તે પ્રમાણે ઢોળનું મિશ્રણ ઓછું વતું જરૂર વાપરવુ જોઇએ અને વળી તેજ પ્રમાણે વિજળિક બળમાંય ફેરફાર કરવો જોઇએ. ધનધ્રુવ (*Anode*) તરીકે વપરાતી તાંબાની પ્લેઇટ, યોગ્ય કદની–એટલે કે, જે વસ્તુઓ પર ઢોળ ચઢાવવાનો હોય તેમના કદ કરતાં સહજ વધારે મોટી[5]–હોવી જોઇએ કોઇ પણ હાલતમાં તે પ્લેઇટ ⅛ ઇંચથી વધુ પાતળી તો હોવી જોઇએ નહિંજ. વળી તે ચોખ્ખા તાંબાની હોવી જોઇએ. તાંબામાં ભેગ મેળવેલો હોય એવી પ્લેઇટ આ કામ માટે કદીયે વાપરવી ન જોઇએ

(૨) પૉલિશ કર્યા પછી કેટલીક વેળા વસ્તુઓ પર એક પ્રકારનો ચીકાશ યા તેલનો થર ચઢેલો જણાય છે. એમ હોય તો એ વસ્તુઓને ફરી વાર કોસ્ટીક સોડાના દ્રવમાં ઝબોળી, પાણીથી ધોઇ લેવી

[૩] આ હુનરનું વ્યવહારૂ શિક્ષણ નીચેની સંસ્થાઓમાં અપાય છે:–૧, સાયન્સ કોલેજ, પટના, ૨, મહારાજા કાસિમબઝાર પોલિટેકનિક ઇન્સ્ટિટ્યુટ, કલકત્તા; ૩, સેન્ટ્રલ પોલિટેકનિક ઇન્સ્ટિટ્યુટ, લશ્કર. ગ્વાલિયર) ૪, ગવર્નમેન્ટ ટ્રેડસ સ્કુલ, ત્રિચુર; ૫, ગવર્નમેન્ટ ટેકનિકલ સ્કુલ, લાહોર; ૬, ગવર્નમેન્ટ મિટલ વર્કીંગ સ્કુલ, સિયાલકોટ; ૭, ગવર્નમેન્ટ મિટલ વર્કીંગ સ્કુલ, અલીગઢ

અભ્યાસક્રમની મુદ્દત દરેક ઠેકાણે બબ્બે વર્ષની છે વધુ માહિતી માટે 'કમર'નો ૪૨મો અંક જુઓ.

[૪] વધુ વિગતો માટે નીચલી ચોપડીઓ જોવી. ૧, ઇલેક્ટ્રોપ્લેટિંગ (કર્તા · ત્રિ દા. વકીલ), 2, Principles of Electroplating & Electroforming કર્તા: W. Blom; 3, Electroplaters' Handbook કર્તા: S R. Bonney, 4, Electroplater કર્તા: Canning, 5, The Modern Electroplater કર્તા· K. M. Cogshall, 6, Electroplating કર્તા: S. Field, 7, Modern Electroplating કર્તા: W. E Hughes, 8, Electroplating & Electroforming of Metals, કર્તા: A. Philip, 9, Electroplating કર્તા: C. E. Urquhart, 10, Electroplating કર્તા: A. Walt, 11, Electroplating કર્તા: Reetz.

[૫] આ કદની માપણી માટે જે તે વસ્તુને માપી, તેના કેટલા ચોરસ ઇંચ થાય છે, તે ગણી તે પ્રમાણે તાંબાની પ્લેઇટનેય માપી, તેના ચોરસ ઇંચ કાઢવા

એ તો સૌ કોઇ જાણે છે કે ઢોળ ચઢાવવાની રીત એ છે કે, એક વાસણમાં-મેટલ, તેં ચીની યા કાચનું હોય-ઢોળનું મિશ્રણ ભરાય છે અને પછી ધનધ્રુવ તરીકે તાંબાની પ્લેઇટ અને ઋણધ્રુવ (*Cathode*) તરીકે જે ચીજો પર ઢોળ ચઢાવવો હોય તે ચીજો આગળ લખ્યા પ્રમાણે બરાબર સાફ કરીને-એ વાસણમાં બેઉને જુદા જુદા તારથી બાંધીને થોડે થોડે દુર મુકવામાં આવે છે અને એ બેઉના તારને વિજળીક બેટરી સાથે જોડતાં, વિજળીક બળ વડે ઢોળ ચઢે છે ઢોળ બરાબર ચઢે છે યા નહિં તે માટે ૫-૭ મિનિટે મુળ ચીજને કાઢીને તપાસી જોઇએ જો ઢોળ બરાબર ચઢતો ન હોય તો તેનું કારણ જાણીને તે માટે ઘટતું કરવું જોઇએ અને જો ઢોળ બરાબર ચઢતો હોય તો તેને અગાઉ પેઠે ચઢવા દેવો જોઇએ એની સમજણ માટે ચઢી રહેલા ઢોળનો રંગ પણ ઠીક ઠીક માર્ગદર્શક રૂપ થઇ પડે છે વિજળીક બળ ચાલુ થતાંજ મુળ ચીજનો રંગ તરતજ એક બે મિનિટમાં બદલાઇને તાંબા જેવો લાલ થઇ જવો જોઇએ જો રંગ કાળાશ પડતો થાય અને તેના જોડાણ-તારો આગળથી પરપોટા ફુટતા દેખાય તો ઢોળ ઘણી ઝડપથી ચઢતો હોવાથી, તાંબુ 'બળી જતું' સમજવું ટુંકમાં, કારણ શું છે, તે જાણી તેનો ઇલાજ કરવો જોઇએ જો ઢોળ અત્યંત ઝડપથી ચઢતો હોય તો વિજળીક બળ સહજ ઘટાડવાથી તે ધીમે ચઢશે જો અત્યંત ધીમે ચઢતો હોય તો વિજળીક બળ સહજ વધારવાથી તે ઝડપથી ચઢશે

હવે આપણે થોડાક મિશ્રણો જોઇએ

૧

કોપર સલ્ફેટ ૪ ઔંસ, પોટાસિયમ સાયનાઇડ ૧૨ ઔંસ, લિકવિડ એમોનિયા ૪ ઔંસ, અર્ક-પાણી યા વરસાદનું પાણી ૪ ગેલન

બધાને મેળવી, ઓગળાવીને વાપરો

આ ઉત્તમોત્તમ ઢોળ-મિશ્રણ થશે

૨

બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૮ ઔંસ, સાયનાઇડ ઓફ પોટાસિયમ ૧૮ ઔંસ, કાર્બોનેટ ઓફ સોડા ૩૬ ઔંસ, એસિટેટ ઓફ કોપર ૧૭ ઔંસ લિકવિડ એમોનિયા ૧૨½ ઔંસ પાણી ૫½ ગેલન

૩

બાઇસલ્ફાઇટ ઓફ સોડા ૭ ઔંસ, સાયનાઇડ ઓફ પોટાસિયમ ૨૫ ઔંસ, કાર્બોનેટ ઓફ સોડા ૧૮ ઔંસ, એસિટેટ ઓફ કોપર ૧૮ ઔંસ, એમોનિયા ૧૦ ઔંસ, પાણી ૫½ ગેલન

આ ઢોળ-મિશ્રણ ગરમ કરીને વપરાય છે

બાળકોની ભાષામાં જેને "પાટી" કહે છે અને વડીલો જેને 'સ્લેટ'ના વધારે મોભા-થયક નામે સંબોધે છે, એ દેખાતી નિર્જીવ અને નમાલી છતાં વ્યવહારમાં અત્યંત ઉપયોગી અને આદિ પ્રજાના અભ્યાસક્રમની 'બિસ્મિલ્લાહ' બોલતાંજ ઉદ્ભવતી જરૂરિયાત છે પ્રજાની કેળવણી-ધુન જેમ વધુ અને વધુ ખીલે છે, તેમ આ વસ્તુનો વેપાર હજી વધુ ને વધુ વિકસે છે, અને એમ કેળવણી વધારે સર્વ-વ્યાપી થતા, એનો વેપાર પણ ખૂબ વધ્યો છે. પ્રજાની જાત નાતના તફાવત વિના, રંગભેદની કે ધર્મભેદની રહેજે નડતર વિના, ભાષાઓની ભિન્નતાઓનેય કોરે મુકીને આ 'સ્લેટ' દરેક દેશમાં, દરેક ઘરમા-ટુકમા, જગતના ખૂણે ખૂણે સ્થાન પ્રાપ્ત કર્યું છે કેવી નિર્જીવ વસ્તુ અને કેટલો બહોળો ખપ!

પ્રજાની કેળવણી સાથે આમ સંકલાયલી આ "સ્લેટ"ની ઉત્પતી એક કાળ લગી તો ખાણમાથી થતી રહી ખાણમાંથી નીકળતા પત્થરોની આ "પાટી"ઓનું સ્થાન હવે એમની સહચરી પતરાની "સ્લેટો"એ લેવા માડયું છે ખાણના પત્થરોની "સ્લેટો" ગ્હેજે તુટી જતી હોવાથી અને વળી ખાણો બધા દેશોમા ન હોઇ, વેપાર અમુક હદે સંકુચિત થઇ જવાનો ભય હોવાથી આ પતરાની "સ્લેટો"ની બના-વટ શોધાઇ છે અને આજે તો લગભગ ૭૦ ટકા "સ્લેટો" પતરાનીજ બને છે અને વપરાય છે

પતરાની "સ્લેટો"ના મુખ્ય બે ગુણો, વજ્ર નમાં હલકી હોય, તુટી ન શકે એ છે એની બનાવવાની રીત પણ ઘણી સરળ હોવાથી આ ઉદ્યોગ ખૂબ પ્રફુલ્લી રહ્યો છે.

થોડાક નુસખા આ રહ્યા—

૧

"સ્લેટ"ના પત્થરની ભુકીને ખરલમાં પાણી સાથે બારીક વાટી, છાંયડામાં સુકવી લો. પછી એજ ભુકીને ફરી ખાર ખરલમાં તદ્દન સુકી સ્થિતિમા વાટી લઇ, એ ભુકી ૮ રતલ ને બત્તીનો ધુમાડો (*Lamp black*) ૧ રતલ લઇ, જોઇતા પ્રમાણમાં પ્રવાહી સરસમાં મેળવી ઉકાળો. મિશ્રણ પુરતું ઘટ થાય કે પતરાના કટકા પર બેઉ બાજુએ હલકા હાથે બ્રશ વડે મિશ્રણ લગાડી, સુકાઇ જાય પછી બીજી વેળા ને છેવટે ત્રીજી વેળા મિશ્રણ લગાડી, સુકાઇ જાય ત્યારે પુમીસ સ્ટોન વડે તેને ઘસી કાઢી, માયાફળના ઉકાળાનુ પડ આપવાથી શ્રેષ્ઠ પ્રકારની 'સ્લેટ' તૈયાર થશે

૨

એક ભાગ પોટાસિયમ કાર્બોનેટ અને એક ભાગ સોડિયમ સિલિકેટને વાટી, ૭ ભાગ પાણીમાં નાખી લગભગ દોઢ કલાક સુધી ઉકાળો કે જેથી બેઉ ઓગળી જાય પછી ૭ ભાગ "સ્લેટ"ના પત્થરની ભુકી અને ૧ ભાગ બત્તીનો ધુમાડો સહજ પાણી સાથે મેળવી, બારીક ખરલ કરી, તેમાં ઉપલું મિશ્રણ એટલા પ્રમાણમાં ઉમેરો કે જોઇએ તેવું ઘાડું કે પાતળું મિશ્રણ બને. પછી એ મિશ્રણને પતરાના કટકા પર લગાડી સુકવી લો.

બનાવટી "સ્લેટો" પતરા ઉપરાંત પુઠાની પણ બને છે. અલબત, બજારમાં તો મોટે ભાગે એ પણ પતરાનીજ કહેવાય છે છતાં ખરેખર તે પતરાની હોતી નથી. એવા પ્રકારની "સ્લેટો' બનાવવાના આ થોડાક નુસ્ખા કદરના વાચકોને ઉપયોગી થઇ પડશે, એવી ખાત્રી છે—

૩

પ્રથમ તો પુઠાને અળશીના તેલના વારનિશમાં બોળવી લઇ, પછી નીચલું મિશ્રણ લગાડો

(અનુસંધાન પાના ૪૩૨)

# અલ્ટ્રામરીન બ્લુ

[ ગતાંકથી સંપૂર્ણ ]

<u>સીધી પધ્ધતિ</u> (ચાલુ)

એ તૈયાર થયલી મેળવણીને હવે પછી—

૧, દળવા
૨, ફિલ્ટર કરવા
૩, ઠારવા
૪, સુકવવા અને
૫, ફરી વાર દળવા

—ની પાચ અગત્યની ક્રિયાઓમાથી પસાર થવું પડશે. એ પછીજ તે વેચવા કે વાપરવા પાત્ર બનશે

**દળવાની વિધિ**—આગળ કહી ચુકાયું છે તેમ ભઠ્ઠીમાથી શેકીને કાઢવામા આવેલી મેળવણી તદ્દન બારીક નથી હોતી, તેમા ગાગડા વ પણ હોય છે તેથી ને ઠંડી પડવા બાદ તેને પ્રથમ તો દળી લેવાય છે અને પછી—

**ફિલ્ટર કરવાની** ક્રિયા શરૂ કરાય છે એને માટે પાચથી સાત ફુટ લાબા અને ૪૦થી ૬૦ ઇંચ પહોળા અને કાંઇ ઊંડા એવા લાકડાના બાકસ બનાવવામા આવે છે, જેમા ખરા તળિયાથી ૬ થી ૮ ઈંચ ઉપર એક ખોટું તળિયું—પોણા ઈંચ ઝિદ્રોવાળુ પાટિયુ—મુકેલુ અને એ છિદ્રોવાળા પાટિયા પર જાડું કપડું બમાડેલુ હોય છે

ક્રિયાની શરૂઆત એ રીતે થાય છે કે પ્રથમ તો એક બીજા મ્હોટા વાસણમા ઉપલી ઠંડી થયલી મેળવણી—ભુકી નાખી, તેમા થોડાક પ્રમાણમા, ૭૫° થી ૮૦° C લગી ગરમ હોય એવું પાણી ઉમેરી, ખૂબ હલાવી એ મેળવણીને ફિલ્ટર બોકસમા નાખી, ફિલ્ટર કરે છે. એ રીતે ઉમ્દા અલ્ટ્રામરીન જુદું પડી જાય છે એટલું થઇ રહેતા એને—

ઠારવાની વારી આવે છે એ માટે કરવાનું એટલુંજ કે એક મ્હોટા વાસણમા ઉપની મેળવણી ભરી, ૩૬ થી ૪૮ કલાક ઠરવા દો. એ મુદ્દત દરમિયાન નક્કર પદાર્થ—અલ્ટ્રામરીન બ્લુનો મ્હોટો ભાગ—તળિયે જઇ બેસશે. હવે ઉપર બાકી રહેલા પ્રવાહીને સંભાળપૂર્વક બીજા વાસણમાં (બેશક, પમ્પ દ્વારા) કાઢી લઇ, તેને તેમાં થોડાક કલાક લગી ઠરવા દે છે, જેને પરિણામે એમાંય થોડો ઘણો નક્કર પદાર્થ તળિયે જઇ બેસે છે. એ પછી બાકી વધેલા પ્રવાહીને બીજી વેળા કામમા લેવા કાજે જુદું રાખી, ઠરેલા નક્કર પદાર્થને ફરી વાર થોડા ઑઇટ પાણી સાથે મેળવી, ફરી વાર નક્કર પદાર્થને ઠરવા દઇ, બાકીનું પ્રવાહી જુદું પાડી લે છે આ ક્રિયા કુલ ચાર વાર થાય છે અને નક્કર પદાર્થના ઠરવા માટે પ્હેલી વાર ૩૬ થી ૪૮ કલાક, બીજી વેળા બે કલાક, ત્રીજી વાર ૫ થી ૬ કલાક અને ચોથી વાર ૧૨ કલાક લગી અપાય છે, જેને પરિણામે ક્રમવાર ઉમ્દા જાતનો અલ્ટ્રામરીન બ્લુ જુદો પડી જાય છે [૩]

હવે એ નક્કર પરંતુ ભીના પદાર્થને નિયમસર—

**સુકવી** લે છે, જે ક્રિયા પૂરી થતાં, તૈયાર થયલા ગાગડા વ ને—

**દળી લેતાં** અલ્ટ્રામરીન બ્લુ તૈયાર થાય છે. હવે જે કરવાનુ બાકી છે, તે એટલુ જ કે જુદી જુદી પંક્તિના અલ્ટ્રામરીન બ્લુને, ખાસ નિયમસર મેળવી, મુકર્રર પ્રકારનો માલ બનાવી, પડીકા બનાવી લેવાય.

<u>આડકત્રી પધ્ધતિ</u>

અલ્ટ્રામરીન બ્લુની બનાવટની આ પદ્ધતિ—જેને આડકત્રી ક્રિયા એ તબક્કાવાળી પધ્ધતિ

(૩) કહેવાની આવશ્યકતા નથી કે જુદા જુદા વાસણમા તળિયે જઈ બેસેલો અલ્ટ્રામરીન બ્લુ જુદા જુદા પ્રકારનો—યા, એમ કહો કે, હલકી ભારી કોટિનો—બને છે.

કહે છે—મોકા, એપ્સમ સોલ્ટ વગેરે મિશ્રણો માટે અંધબેસતી છે. ગંધકનું પ્રમાણ વધુ હોય એવા પ્રયોગ માટે આ રીત અનુકુળ નથી.

પધ્ધતિ એ છે કે સૌથી પ્રથમ તો જે તે કાચા માલને ખુબ બારીક વાટી, પછી ૧૨ થી ૧૬ ઇંચ ઉંચાઇની મ્હોટી મૂસો (કુલડીઓ)માં તેને ભરી, ઉપરથી માટીના ઢાંકણ બંધ કરી દે છે બધો કાચો માલ આમ મુસોમા ભરાઇ રહેતાં, એ મુસોને મફલ ભઠ્ઠીમાં[૪] લાઇનબંધ ગોઠવી, ગરમી અહિં લગી અપાય છે કે તે લાલચોળ થઇ જાય પછી એટલીજ ગરમી ત્યા લગી કાયમ રખાય છે, જ્યાં લગી અલ્ટ્રામરીન બ્લુની બનાવટનો પ્હેલો તબક્કો—અલ્ટ્રામરીન ગ્રીનની બનાવટ—પૂરો ન થઇ જાય એમ થઇ જતા, જેને લગભગ ૭ થી ૧૦ કલાક લાગે છે, ભઠ્ઠીમાથી આગ ખેંચી લઇ, ભઠ્ઠીને બંધ કરી, આપમેળે ઠંડી પડવા દેવાય છે.

મુસો ઠંડી પડવા બાદ તેમાથી મેળવણી બહાર કાઢી જોતા, તે લીલા રંગની—સહજ બ્લુ છાંટ પણ હશે—જાતેની જણાશે હવે એ મેળવણી—જેમા ગાગડા પણ હશેજ—ને દળી જોઇશે, પણ તેને ખુબ બારીક કરવાની જરૂરત નથી હકીકતમાં, તેને ખુબ બારીક કરવાથી પાછળથી તૈયાર થતા માલની કાંતિમાં નોંધવાપાત્ર ફર્ક આવી જતો હોઇ, સહજ જાડી ભુકી કરી લેવી કાફી છે, જો કે એના જાડા ઝીણપણાનો ખરો અન્દાજો અનુભવેજ સમજી શકાશે

## બીજો તબક્કો

આ બીજા તબક્કાની મુળ ક્રિયાય, બેશક, મેળવણી શેકવા કિંવા બાળવાનીજ છે. એને માટે ખાસ પ્રકારની મફલ-ભઠ્ઠી બનાવવામાં આવે છે, જે ફાયર બ્રિકની બનેલી હોય છે, અને દરવાજા પર લોખંડનું ઢાકણું હોય છે, તેમજ ભઠ્ઠીમાંથી નીકળતો ગંધકનો ગેસ ઉંચે લઇ જવા માટે એક લાંબી ઉંચી ચિમની પણ એની સામેજ ઉભી કરાય છે, જેથી એ ગેસ ઉંચે વાતાવરણમા કાઢી નખાય અને કારીગરોના શ્વાસમાં આવે નહિં.

બીજા તબક્કાની મુળ ક્રિયાય બે રીતે થાય છે:

૧, ભઠ્ઠીમાં મેળવણી ભર્યા પહેલાંજ મેળવણીમાં ગંધક મેળવી દેવો.

૨, મેળવણી ભઠ્ઠીમા હોય ત્યારે કટકે કટકે ગંધક ઉમેરવો

જો ક્રિયા પ્હેલી રીતે કરવાની હોય તો પ્રથમ તો મુળ મેળવણીનું વઝન કરી લઇ, ૭% જેટલા પ્રમાણમા[૫] ગંધકની બારીક ભુકી ઉમેરી લઇ, બેઉને ખૂબ મેળવી લેવાય છે અને પછી ભઠ્ઠીને મધ્યમ ગરમીએ[૬] ગરમ કરી, પછી તેમા એ મેળવણી મુકી દેવાય છે અને એ ક્રિયા દરમિયાન દર અર્ધા કલાકે મેળવણીને ભઠ્ઠીની અંદરજ ઉલટસુલટ કરતા રહેવાય છે. એ ક્રિયા ત્યા લગી જારી રહે છે, જ્યાં લગી પુરેપુરો ગંધક બળી ન જાય. ત્યાર પછી, બીજા પોણા કલાક લગી મેળવણીને શેકાવા દઇ, પછી ગરમી ઓછી કરી, ભઠ્ઠી ઠંડી પડતા મેળવણી બહાર કાઢી લઇ, આગળ બતાવ્યા પ્રમાણેની દળવા, ફિલ્ટર કરવા, ઠારવા, સુકવવા અને ફરી દળવાની ક્રિયાઓ કરી લેતાં, અલ્ટ્રામરીન બ્લુ તૈયાર થાય છે.

જો આ ક્રિયા બીજી રીતે—ભઠ્ઠીમાં મેળવણી ભર્યા પછી કટકે કટકે ગંધક ઉમેરવાની રીતે—

(૪) આ ભઠ્ઠી ચોરસ હોઇ, એની નીચે ફાયર બ્રિક (ઇંટો) બેસારેલી હોય છે.

(૫) આ ૭ ટકા પ્રમાણ સોડાવાળા પ્રયોગનું છે. જો પ્રયોગ એપ્સમ સોલ્ટવાળો હોય તો એ પ્રમાણ ૯ થી ૧૦ ટકા જોઇશે.

(૬ આ ગરમી સોડાવાળા પ્રયોગ માટે બંધબેસતી છે. પ્રયોગ એપ્સમ સોલ્ટવાળો હોય તો લાલચોળ ગરમી જોઇશે

(અનુસંધાન ૪૪૭ પર)

 

ઍલ્યુમિનિયમ-બ્રોન્ઝ, એક મિશ્ર-ધાતુ છે, જે કાસા જેવી હોઇ, ઘણા જુદા જુદા ઉપયોગો ધરાવે છે ઘડિયાળના ખોખા, દરવાજાના હેન્ડલ, છબીઓની ફ્રેમો અને એવી બીજી અનેક ચીઝો છે, જે ઍલ્યુમિનિયમ-બ્રોન્ઝમાથી બનાવવામા આવે છે અને એના પોતાના એવા કેટલાક વિશિષ્ટ ગુણોને લીધે તે ખૂબજ ઉપયોગી થઇ પડે છે.

ઍલ્યુમિનિયમ બ્રોન્ઝની બનાવટમા વપરાતુ તાણુ તદ્દન ચોખ્ખુ હોવુ જોઇએ વળી બનાવટની ક્રિયા દરમિયાન વિજળી, ગેસ યા ઘાસનેતના ચુલાની (પ્રાયમસ) ગરમીનોજ ઉપયોગ કરવો જોઇએ, કારણ કે બળતણ તરીકે કોલસા યા લાકડા વાપરતા, તેમાથી નીકળતો એક પ્રકારનો ગેસ તાણુ પોતામા શોષી લેતુ હોઇ, તેથી બનતી ધાતુમા ફર્ક આવી જાય છે એથી ઝરૂરી છે કે બની સકે ત્યા લગી વિજળી, ગેસ યા પ્રાયમસ ચુલાની મદદે કામ કાઢી લેવાય, છતા જો તેમ શકય ન હોય અને બળતણ તરીકે લાકડા યા કોલસા વાપરવાની ફર્જ પડે તો પછી કુલડીમા તાણુ મુકયા પછી, તેની ઉપર કોલસાનો ભુકો પાથરી દેવો, જેથી બની સકે તેટલી હદે બળતા કોલસાનો ગેસ તાબામા મળતો અટકી જાય

કહેવાની આવશ્યકતા ન હોય કે બનાવટની ક્રિયા માત્ર એટલીજ છે કે કુલડીમા તાણુ મુકી, તે પીગળી જાય ત્યારે ઍલ્યુમિનિયમ ઉમેરવામા આવે[1] છે અને તે પીગળીને એકજીવ થઇ જતા, એ પ્રવાહી મિશ્ર-ધાતુને બીબામા રેડી, ઠારી લેવાય છે પ્રવાહી તાબામા ઍલ્યુમિનિયમ મળતાંજ, સૌથી પહેલા તો તેની ગરમી સહજ મંદ પડે છે પણ પછી તરતજ ઍલ્યુમિનિયમ બળી જઇ, તાબાનો રંગ સહજ આછો હલકો બની, ગરમી વધવા માડે છે આ બધુ પલવારમાજ બની જાય છે અને તેથી ઍલ્યુમિનિયમ મેળવ્યા પછી લગભગ તરતજ કુલડીને ભઠ્ઠીમાથી બહાર કાઢી, તેમાની પ્રવાહી-ધાતુને સહજ હલાવતા જઇ, બીબામા રેડી દેવી

ઍલ્યુમિનિયમ-બ્રોન્ઝને ફરી ફરી પીગળાવતા, તે વધુ સારી બને છે, કારણ એથી તે ખૂબ એકજીવ થય છે એ રીતે, ત્રણ ચાર વેળા તેને ફરી પીગળાવી સકાય છે

હવે થોડાક પ્રયોગો જુઓ —

૧–તાણુ ૯૦ ક્વાર્ટર, ઍલ્યુમિનિયમ ૧૦ ક્વાર્ટર

આ પ્રયોગ ડૉ પરસીએ શોધ્યો છે એ દ્વારા બનતી મિશ્ર-ધાતુ પોતાના નામને છાજે એવા વિશિષ્ટ ગુણો ધરાવે છે તે લોખંડ જેટલી કઠણ અને કાસા જેવી મજબુત અને ખુબસુરત હોઇ, એને જે તે આકારમા ઢળી સકાય છે. વળી એને ટીપીને આકાર બદલી, યા રોલરો વચ્ચે દબાવી પતરા બનાવી કે પ્રેસમા દબાવી જુદા જુદા આકાર પણ આપી સકાય છે એનો રંગ લીલો-સુન્હરી હોય છે, જે સોના ચાદીની મિશ્ર-ધાતુને ખૂબજ મળતો આવતો હોઇ, અત્યંત ખૂબસુરત લાગે છે વળી વાતાવરણની હવાથી એના ઉપર કશી અસર થતી નથી.

૨–તાણુ ૯૫ રતલ, ઍલ્યુમિનિયમ ૫ રતલ

આ મિશ્ર-ધાતુ સોના જેવીજ લાગે છે અને એકને પાસપાસે મુકી સરખાવ્યા વિના તેનો ફર્ક પણ માલમ પડતો નથી

૩–તાણુ ૮૯ ઔંસ, નિકલ ૧ ઔંસ, ઍલ્યુમિનિયમ ૧૦ ઔંસ

આ ફ્રેચ પ્રયોગ છે એની બનાવટમા ફોસફરસ અને મેગ્નેસિયમ પણ ઉમેરાય છે બનાવટ એ રીતે થાય છે કે, પ્રથમ તાણુ પીગળાવી, પછી તેમા ½ ઔંસ ફોસફરસ (ફોસફરસ-કોપર અથવા ફોસફરસ-ઍલ્યુમિનિયમના સ્વરૂપે) ઉમેરી, તે પીગળ્યા બાદ ઍલ્યુમિનિયમ અને છેવટે નિકલ ઉમેરી, ત્યાર પછી ૧½ ઔંસ મેગ્નેસિયમ ઉમેરવુ.

૪–તાણુ ૯૨½ તોલા, ઍલ્યુમિનિયમ ૭½ તોલા.

(1) જો તાબાની ઉપર કોલસાનો ભુકાનો થર પાથરેલો હોય તો તેને વચ્ચમાથી સહજ ખસેડી ઍલ્યુમિનિયમ ઉમેરવામા આવે છે

# બાયોકેમિક દવાઓ

બાયોકેમિક દવાઓ એટલે કુદરતી ક્ષાર-તત્વો

ઈન્સાનના શરીરમાં રહેલા મુળ ક્ષાર-તત્વોમા સહજે ઓછપ આવતાં, જે ચિન્હો બહાર દૃષ્ટિગોચર થાય છે, -સામાન્ય ભાષામા કહેતાં, જે રોગો દેખાવ દે છે-તેનો ઇલાજ, સરળ કુદરતી અને સિધ્ધાંતિક ઇલાજ એ છે કે જે તે ક્ષાર-તત્વો શરીરને પુરા પાડી, તે ઓછપ કમી કરી, તેનું પ્રમાણ પુરતું કરી દેવાય

ડૉ. શુશલરની આ સ્વાભાવિક સિધ્ધાંતે યોજાયલી બાયોકેમિક પંધતિ અને તેની ૧૨ દવાઓની બનાવટની ચર્ચા 'ફરમાન'ના સપ્ટેમ્બર ૧૯૪૦ના અંકમાં કરવામાં આવી હતી, આજે કઇ કઇ બીમારીઓ પર કઈ કઈ દવાઓ વપરાય છે, તેની ચર્ચા કરીએ

---

૧

**મા**નવ શરીરની યોજનામાં ક્ષાર-તત્વો અગત્યનો-ખરેખર, ખુબજ અગત્યનો-ભાગ ભજવે છે. એકાદ ક્ષાર-તત્વની કણુ જેટલી ઓછપ પણ માનવને તનદુરસ્તની કક્ષામાંથી રોગીની પાયરીએ ધકેલી કાઢે છે-અને ફરી એ ક્ષાર-તત્વની રજ જેટલી ઓછપ પુરી કરી દેવાના, રોગીની પાયરીએથી ઉપાડી, તનદુરસ્તની કક્ષામાં બેસાડી દે છે-એ જોતાં, એની અગત્યતા વિષે કયાય અને કોઇને શંકા રહેતી નથી

ક્ષાર-તત્વોની એ ઉપચાર-પધ્ધતિ, એના સિદ્ધાંત અને પ્રતિહાસ, દવાઓના વર્ણન અને બનાવટ વ. આગલા લેખમાં આપણે ચર્ચી ગયા આવો, આજે એ દવાઓ દ્વારા માનવ -રોગોનો ઇલાજ કરવાની પદ્ધતિ સમજીએ.

બાયોકેમિક નજરે રોગ તે બાહ્ય ચિન્હો છે, જે શરીરની અંદર પયદા થયલી ક્ષાર-તત્વોની ઓછપ દેખાડવા બહાર દેખાવ દે છે. એમ રોગ મૂળ સબબ નથી; તે માત્ર બાહ્ય-ચિન્હ છે અને મૂળ સબબ તો ક્ષાર-તત્વોની ઓછપજ છે અને તેથી તેનો ઇલાજ એ ઓછપ દૂર કરવાંથી થઇ સકે છે

કયા ક્ષાર-તત્વોની ઓછપ કયા રોગ-ચિન્હો પયદા કરે છે, એ ખુબજ વિશાળ વિષય છે, અને તેને અહિં ટુકાણમાં પુરો ન્યાય આપી સકાનો સંભવિત નથી તોય, ફુલ નહિં તો ફુલની પાંખડી રૂપે, અહિં એક ટુંકી સામાન્ય રોગ-યાદી રજુ કરવાનો પ્રયાસ કર્યો છે, જે દેખાડશે કે કયા રોગો કયાં અમુક તમુક ક્ષાર-તત્વો આપવાથી સરળતા-પૂર્વક મટી જાય છે.[1]

બાયોકેમિક દવાઓની માત્રા પાંચ ગ્રેન છે. તે ભુકી યા ટિકડીના રૂપમાં, ઇચ્છા પ્રમાણે લઇ સકાય છે. લેવાની વિધિ એ છે કે ભુકી યા ટિકડીઓ જીભ પર મુકી દો થોડીક પળોમાં તે ઓગળી, પોતાનું કામ કરવા માંડશે.

૨

આ રોગ-યાદીમાં માત્ર થોડાક સામાન્ય રોગો સમાવવામા આવ્યા છે, પણ તેનો અર્થ એ નથીજ કે બીજા રોગો માટે આ દવાઓ કારગર નથી થતી, ખરેખર, એવું કશું નથી. એ દવાઓ બીજા અનેક-અને કેટલાક સંજોગોમા તો માયેજ ભયંકર અને બીજા

---

(૧) દવાઓ બીમારીના મુળ સબબને દુર કરવાનું કામ કરતી હોઇ, અમુક તમુક બીમારીના જુદા જુદા સ્વરૂપો માટે જુદી જુદી દવાઓ અપાય છે તેથી, ઈલાજ કરવા ઈચ્છનારે જે તે બીમારીનું કયું સ્વરૂપ છે તે નક્કી કરી, પછી ઇલાજ કરવો આવશ્યક છે. જો કે, એટલું અહિં ફરી વાર ભારપૂર્વક કહી દેવું મુનાસિબ લાગે છે કે, ભુલચુકથી બાયોકેમિક દવાઓ ઉલટ સુલટ વપરાઈ જાય તોય તે કશું નુકશાન કરતી નથીજ; અલબત એથી તે ફાયદાકર્તા થવાને બદલે કેવળ નિર્થક જાય છે.

તબીબોએ જેમને માટે નિરાશા-વેણો કાઢયા હોય તેવા-રોગો સાજા કરી શકે છે અનુભવ, એવી હાલતમા, એનો ઉપયોગ કરનાર એનો પુખ્ત અભ્યાસી હોવો જોઇએ

અછબડા—ફેર્રમ ફોસ અને કાલી મુર, દર કલાકે, ત્રણ ત્રણ ગ્રેન

જો લાલાશ એકદમ ઓછી થઇ જાય તો કાલી સલ્ફ

અતિસાર—નેટ્રમ ફોસ અને કાલી મુર, દર અર્ધા કલાકે, પાચ પાચ ગ્રેન

જો સાથેજ પેટમા ચુંક થતી હોય તો મેગ્નેસિઆ ફોસ અને કાલી મુર, દર અર્ધા કલાકે, પાચ પાચ ગ્રેન

બચ્ચાઓના અતિસાર માટે નેટ્રમ ફોસ અને કેલકર ફોસ

અનિદ્રા—કાલી ફોસ, દર બબ્બે કલાકે, પાચ પાચ ગ્રેન

અપચો—નેટ્રમ સલ્ફ અને નેટ્રમ ફોસ, દર અર્ધા કલાકે, પાચ પાચ ગ્રેન (તાજા રોગ માટે)

ગેસને લીધે સખ્ત દર્દ હોય તો મેગ્નેસિઆ ફોસ દર ૧૫ મિનિટે, પાચ પાચ ગ્રેન, ગરમ પાણી સાથે

જુની બીમારી માટે નેટ્રમ ફોસ અને કાલી મુર પ્રસગોપાત વળી દરરોજ સવારે નાસ્તા પ્હેલા નેટ્રમ ફોસ ૧૦ થી ૧૫ ગ્રેન, ગરમ પાણી સાથે.

આંખના દર્દો—આખની નબળાઇ, સોજો અને લાલાશ માટે ફેર્રમ ફોસ અને નેટ્રમ મુર

આજણી માટે સિલિસિઆ, દર બબ્બે કલાકે, પાચ પાચ ગ્રેન

ઇજાને લીધે દર્દ થવો અથવા તાવ આવવો—ફેર્રમ ફોસ અને મેગ્નેસિઆ ફોસ, દર કલાકે, પાચ પાચ ગ્રેન

ઇન્ફ્લ્યુએન્ઝા—ફેર્રમ ફોસ અને નેટ્રમ સલ્ફ દર કલાકે પાચ પાચ ગ્રેન

પરસેવો વધારવા માટે કાલી સલ્ફ, દર અર્ધા કલાકે, પાચ પાચ ગ્રેન

[નોધ તાવ જતો રહે ત્યા લગી આરામ અનિવાર્ય છે અને વધુમા હુશિયાર તબીબની તાત્કાલિક સલાહ પણ]

ઉલટી થવી—નેટ્રમ મુર અને નેટ્રમ સલ્ફ, દર કલાકે પાચ પાચ ગ્રેન

ઓરી—ઉપચાર માટે જુઓ: 'અછબડા'

કબજીયાત—કાલી મુર અને નેટ્રમ મુર, લાબા સમય લગી

કમ્મરનો દર્દ—ફેર્રમ ફોસ અને મેગ્નેસિઆ ફોસ દર કલાકે, પાચ પાચ ગ્રેન

કમળો—ફેર્રમ ફોસ અને નેટ્રમ સલ્ફ

કાનનાં દર્દ—દર્દ શરદીને લીધે હોય તો ફેર્રમ ફોસ અને કાલી મુર

ઝટકા મારતો તંતુ—દર્દ હોય તો મેગ્નેસિઆ ફોસ, દર અર્ધા કલાકે, પાચ પાચ ગ્રેન

કાનમા ઝણકાર થવા જેવું લાગે કાલી ફોસ

કુકડીયા ખાંસી—મેગ્નેસિઆ ફોસ અને કાલી મુર, દર બબ્બે કલાકે, ત્રણ ત્રણ ગ્રેન, ગરમ પાણી સાથે

કૃમિ—પ્રથમ બીજી દવા દ્વારા કૃમિનો નાશ કર્યા પછી, તે ફરી ન થાય તે માટે નેટ્રમ ફોસ અને કાલી મુર

કોલેરા—બચ્ચાઓને હોય તો ફેર્રમ ફોસ અને નેટ્રમ ફોસ, દર કલાકે, બબ્બે ગ્રેન

ખેચ તથા આકડી આવે તો મેગ્નેસિઆ ફોસ, દર પદર મિનિટે, ત્રણ ત્રણ ગ્રેન

મ્હોટેરાઓને હોય તો ફેર્રમ ફોસ અને મેગ્નેસિઆ ફોસ, દર અર્ધા કલાકે, પાચ પાચ ગ્રેન આકડી શમી જાય ત્યા લગી ત્યાર પછી નેટ્રમ સલ્ફ અને ફેર્રમ ફોસ, દર કલાકે, પાચ પાચ ગ્રેન

ખરજવું–રજૂઆત થાય ત્યારેઃ ફેર્રમ ફોસ અને કાલી મુર.
રોગ વિસ્તાર લઈ ચુકયો હોય કિંવા પીળું પાણી નીકળવા માંડયું હોય ત્યારેઃ કાલી સલ્ફ અને કેલકર સલ્ફ.

ખરાબ વાસવાળો શ્વાસ–સળેખમને લીધે હોય તોઃ કાલી મુર અને કેલકર સલ્ફ.
હોજરીના બગાડને કારણે હોય તો. કાલી મુર અને નેટ્રમ ફોસ.

ખાંસી–સુકી હોય તોઃ ફેર્રમ ફોસ અને કાલી મુર, દર કલાકે, પાંચ પાંચ ગ્રેન.
ખડખડાટ અવાજવાળી હોય તોઃ ફેર્રમ ફોસ અને કેલકર સલ્ફ.
જુની ખાંસી હોય તોઃ સિલિસિઆ.

ખીલ–કાલી મુર.

ખેંચ કિંવા આંકડી–મેગ્નેસિઆ ફોસ અને કાલી ફોસ, દર પંદર મિનિટે પાંચ પાંચ ગ્રેન.

ગળાનો સોજો–ફેર્રમ ફોસ અને કાલી મુર. દર કલાકે પાંચ પાંચ ગ્રેન
રોગ જુનો હોય તોઃ કેલકર સલ્ફ અને કેલકર ફોસ.

ગાલપચોળિયા–ફેર્રમ ફોસ અને કાલી મુર, દર કલાકે, પાંચ પાંચ ગ્રેન.

ચક્કર આવવા–નબળાઈને લીધે હોય તોઃ ફેર્રમ ફોસ અને કાલી ફોસ, દર કલાકે પાંચ પાંચ ગ્રેન.
હોજરી વા કલેજાના બગાડને કારણે હોય તોઃ નેટ્રમ સલ્ફ અને ફેર્રમ ફોસ, દર કલાકે, પાંચ પાંચ ગ્રેન.

ચામડીના રોગો–ખંજવાળ માટેઃ ફેર્રમ ફોસ અને કાલી મુર.
નાના બાળકોને ખીલ થાય તોઃ નેટ્રમ ફોસ અને કેલકર ફોસ.
મ્હોટેરાંઓને ખીલ થાય તોઃ કેલકર સલ્ફ.

જાડાપણું–કેલકર ફોસ.

તાવ–ફેર્રમ ફોસ, મુખ્ય દવા તરીકે દર અર્ધા કલાકે પાંચ પાંચ ગ્રેન.
પરસેવો લાવવા માટેઃ કાલી સલ્ફ, દર અર્ધા કલાકે, પાંચ પાંચ ગ્રેન.

દમ કિંવા શ્વાસ–હુમલો હોય ત્યારેઃ કાલી ફોસ અને મેગ્નેસિઆ ફોસ, દર અર્ધા કલાકે, પાંચ પાંચ ગ્રેન. ત્યાર પછી એજ દવાઓ, દર બબ્બે કલાકે.

દાઝયા પર–તાવ આવે તોઃ ફેર્રમ ફોસ.
રૂઝ લાવવા માટેઃ કાલી મુર

દાંતના દર્દ–બચ્ચાઓને દાંત આવતા હોય ત્યારેઃ કેલકર ફોસ, દિવસમાં પાંચ વેળા ત્રણ ત્રણ ગ્રેન, નિયમિતપણે લાંબા સમય લગી.
દાંતને મજબુત કરવા માટેઃ કેલકર ફોસ

નખ–રોગ–નખ બરડ હોય તોઃ સિલિસિઆ.

નબળાઈ–બીમારીમાંથી ઉઠયા પછીની નબળાઈઃ કેલકર ફોસ અને ફેર્રમ ફોસ.
સામાન્ય નબળાઈઃ કેલકર ફોસ અને ફેર્રમ ફોસ.
જ્ઞાનતંતુની નબળાઈઃ કાલી ફોસ અને કેલકર ફોસ.

નાકમાંથી લોહી નીકળવું–ફેર્રમ ફોસ. (લોહી નીકળતું હોય તે વેળા નાકની બહારની તરફ બરફ ઘસવું)

પથારીમાં પેશાબ થઈ જવો–ફેર્રમ ફોસ અને કાલી ફોસ

પરસેવો વધારે થવો–પગ પર પરસેવો વધુ થાય તોઃ સિલિસિઆ અને નેટ્રમ મુર.
સામાન્યતઃ નેટ્રમ મુર.

પાંડુ રોગ–કેલકર ફોસ અને ફેર્રમ ફોસ.

પિત્ત રોગ–નેટ્રમ સલ્ફ અને કાલી મુર, દર કલાકે પાંચ પાંચ ગ્રેન.

**પેટની ચુંક, દર્દ વ.**–મેગ્નેસિયા ફોસ, દર અર્ધા કલાકે, પાચ પાચ ગ્રેન, ગરમ પાણી સાથે, જ્યા લગી દર્દ નરમ ન પડે ત્યા ત્યા લગી

**ફોલ્લા ગુમડા વ.**–શરૂઆત હોય કિંવા માત્ર લાલાશ પડતો સોજો હોય ત્યારે ફેર્રમ ફોસ અને કાલી મુર

પરૂ નીકળવુ શરૂ થયુ હોય ત્યારે સિલિસિઆ

મટેલા ગુમડા ફરી ન થાય તે માટે કેલકર સલ્ફ

**બહેરાપણુ** ફેર્રમ ફોસ અને કાલી મુર

**બેહોશી**–તબીયત સુધારવા માટે કાલી ફોસ

જ્યારે બેહોશ થવાનો ભય લાગે ત્યારે મેગ્નેસિયા ફોસ ૧૦ ગ્રેન, ગરમ પાણી સાથે

**ભગંદર**–સિલિસિઆ

**ભુક ન લાગવી**–કેલકર ફોસ અને નેટ્રમ ફોસ, દર કલાકે, પાચ પાચ ગ્રેન

**મરડો**–કાલી મુર અને ફેર્રમ ફોસ, દર અર્ધા કલાકે, પાચ પાંચ ગ્રેન

જો દર્દ વધુ હોય તો મેગ્નેસિયા ફોસ દર કલાકે, પાચ પાચ ગ્રેન, ગરમ પાણી સાથે

**મ્હોઢાની ચાંદી**–કાલી મુર અને નેટ્રમ મુર

**માથાનુ દર્દ**–જો હોજરીના બગાડને કારણે હોય તો ફેર્રમ ફોસ અને નેટ્રમ સલ્ફ, દર કલાકે પાચ પાચ ગ્રેન

જો જ્ઞાન-તતુઓની નબળાઇને કારણે હોય તો મેગ્નેસિઆ ફોસ અને કાલી ફોસ, દર કલાકે, પાચ પાચ ગ્રેન, ગરમ પાણી સાથ

**મેલેરીઆ**–કવિનાઇનના ચાલુ ઇલાજ ઉપરાત, ફેર્રમ ફોસ અને નેટ્રમ સલ્ફ, દર કલાકે, પચ પાચ ગ્રેન

**મ્હોટી ખાંસી**–મેગ્નેસિઆ ફોસ અને કાલી ફોસ, દર પદર મિનિટે, પાચ પાચ ગ્રેન.

**વાળ ખરી પડવા**–કાલી સલ્ફ અને સિલિસિઆ

**શ્વાસ-નળીનો સોજો**–તાવ હોય અને ઘટ્ટ સફેદ બળગમ નીકળતુ હોય ત્યારે ફેર્રમ ફોસ અને કાલી મુર

પીળુ બળગમ નીકળતુ હોય ત્યારે ફેર્રમ ફોસ અને કાલી ફોસ

**સરદી**–શરૂઆત હોય ત્યારે ફેર્રમ ફોસ અને કાલી મુર, દર અર્ધા કલાકે, પાચ પાચ ગ્રેન

નાકમાથી પાણી વહેતુ હોય ત્યારે નેટ્રમ મુર દર કલાકે, પાચ પાંચ ગ્રેન

**સળેખમ**–શરૂઆત માટે કાલી મુર અને કેલકર સલ્ફ

બીમારી જુની હોય અને બદબુદાર પ્રવાહી વ નીકળતુ હોય ત્યારે સિલિસિઆ અને કેલકર ફોસ

**સસણી**–ફેર્રમ ફોસ અને કાલી મુર, દર પદર મિનિટે, ત્રણ ત્રણ ગ્રેન, જ્યા લગી આરામ ન થાય ત્યા લગી ત્યાર પછી દર બબ્બે કલાકે, થોડાક દહાડા લગી નિયમિતપણે

**સધીવા વ. દર્દ**–શરૂઆત હોય તો ફેર્રમ ફોસ અને નેટ્રમ ફોસ,

સધા જકડાઇ ગયા લાગે ત્યારે કેલકર ફોસ અને ફેર્રમ ફોસ

રોગ જુનો હોય તો નેટ્રમ ફોસ અને કાલી મુર

દર્દ સખ્ત હોય તો મેગ્નેસિઆ ફોસ

**સ્ત્રીઓના રોગો**–નષ્ટાર્તવ માટે કાલી સલ્ફ અને કેલકર ફોસ

કષ્ટાર્તવ માટે મેગ્નેસિઆ ફોસ અને ફેર્રમ ફોસ, દર પંદર મિનિટે, પાચ પાચ ગ્રેન ગરમ પાણી સાથે

પ્રદર રોગ માટે કાલી મુર અને કેલકર ફોસ

અત્યાર્તવ માટે ફેર્રમ ફોસ અને કેલકર ફ્લોર

ગર્ભાવસ્થામા સવારની નબળાઇ માટે નેટ્રમ

ફ્રોસ અને નેટ્રમ સલ્ફ, દર કલાકે, પાંચ પાંચ ગ્રેન. (ગર્ભાવસ્થાની પુરી મુદત દરમિયાન કેલકર ફ્રોસ ચાલુ રાખવું)

સુકતાન–કેલકર ફ્રોસ, દિવસમાં પાંચ વેળા ત્રણ ત્રણ ગ્રેન.

દુરસ–ફેર્રમ ફ્રાસ અને કેલકર ફ્લોર.

હિસ્ટીરીઆ–કાલી ફ્રોસ અને નેટ્રમ મુર, દર કલાકે, પાંચ પાંચ ગ્રેન

૩

આ તો થયા જુદા જુદા રોગોના ઇલાજો કેટલાક સ્વભાવેજ અશક્ત અને હમેશના રોગી હોય છે–ખાસ કરીને ૪૦ વર્ષની ઉમ્મ પછી તો તેઓ એવા થઇજ જાય છે, તેવાએ

## બાયોકેમિક દવાઓ

બારે બાર દવાઓ બનાવવાની પુરી માહિતી. 'કુમાર'નો ૧૧૭મો અંક

કીમત ચાર આના

ક્રાન્તે દૈનિક ઉપયોગ માટે આ દવાઓ જેવી સરળ અને સચોટ દવાઓ બીજી કોઇ નથી. એના નિયમિત ઉપયોગથી તેઓ પોતાની બીમારી દૂર કરી, તનદુરસ્તી સાચવી રાખી શકે છે:

### ૧–શરદી

વારવાર સરદી, ઉધરસ અને સળેખમ સતાવતું હોય તો શિયાળા અને ચોમાસા દરમિયાન રોજ ફેર્રમ ફ્રાસ અને કાલી મુર લો.

### ૨–બુઢાપો

બુઢાપાનો નિડતર ઇલાજ એ છે કે, દરદમેશ કેલકર ફ્રાસ અને ફેર્રમ ફ્રાસ લેતા રહો.

### ૩–પેટનાં દર્દ

જો તમે અપચો, અજીર્ણ, પેટનાં દર્દ વના નિયમિત શિકાર થતા રહેતા હો તો નેટ્રમ ફ્રાસ અને કેલકર ફ્રાસનો ઉપયોગ કરો.

### ૪–પિત્ત-રોગ

જો તમારી બગોળ નિયમિતપણે કામ કરતી ન હોય, પિત્તનાં રોગો સતાવતાં હોય, સવારે ઉઠતાં મોઢામાં ના–પસંદ સ્વાદ અનુભવતા હોવ અને ચિહરોય પીળો પડી ગયો હોય તો નેટ્રમ સલ્ફ અને કાલી મુર તમારી દવા છે.

### ૫–તંતુ–દર્દો

જો તમને માથાનાં દર્દ, વ. વગવરદની તકલીફ વારંવાર નડતી રહેતી હોય તો કાલી ફ્રોસ અને મેગ્નેસિયા ફ્રોસ વાપરો.

### ૬–નબળાઇ

જો તમે નબળા થઇ ગયા હોય અને લોહીનીય ઓછપ હોય તો નિયમિતપણે ફેર્રમ ફ્રાસ અને કેલકર ફ્રાસ લેતા રહો.

ટુંકમાં,

યાદ રાખો કે બીમારી આવ્યા પછી તેનો ઇલાજ કરવા કરતાં, તેને આવતાં અટકાવવી વધુ ડહાપણભર્યું પણ છે, અને વધુ સરળ પણ

# ગાજરનું વાવેતર

ગાજરનું મૂળ વતન ઉત્તરમાં છે. ત્યાંથી તેનો પ્રચાર નીચેના દેશોમાં થયો છે. દરમ્યાન યુરપ તરફથી ગુલાબી યા નારંગી જાત લાવવામાં આવેલ છે. દેશી ગાજરનો રંગ ભગવો લાલ હોય છે અને હદ ટુંકું અને જાડું હોય છે ગાજર સ્વાદે તુરાશ પડતી મીઠી લાગે છે. તેથી તેનો ઉપયોગ કાચી સ્થિતિમાં થાય છે. દેશી ગાજરમાં ગરમી સહન કરવાની અજબ તાકાત રહેલી છે ગાજરના છોડ એક ફુટથી બે ફુટ ઉંચા થાય છે અને મૂળીઆ તો તમામ વપરાશમા આવે છે. તેના પાનનો ઉપયોગ થતો નથી, પણ ઢોર તથા બકરાં અને પાળેલાં સસલાં અગર ડુકકર તેને સ્વાદથી ખાય છે. જમીન બહાર નીકળતો ગાજરનો કંદનો ભાગ ઊજાસ ન આવવાથી લીલો થઇ જાય છે, એટલે તેને માટીમા ઢાંકેલો રાખવાની ઝરૂર પડે છે

ગાજરની શીંગો કંઇ કામમા આવતી નથી. ફેકત બી માટેજ તેનો ઉપયોગ થાય છે. ગાજરની સાધારણ લંબાઇ ચારથી પાચ ઈંચ અને વઝન પા શેરથી પોણા શેર સુધી થાય છે

ગાજરની આટલી જાતો હાલ બઝારમાં જોવા આવે છેઃ

**૧–ભગવા લાલ લાંબી** (૭૫ દિવસ) આ જાતનો રંગ નારંગી જેવો હોય છે થડનો ભાગ પહોળો હોય છે પાન પુષ્કળ થાય છે આ દેશી જાત છે.

**૨–એકસર હાર્ટ "અર્પીઝ"** (૭૦ દિવસ) આ વિલાયતી જાત છે. કોઇ પણ મવસમમાં તૈયાર થાય છે. કંદ નાના હોય ત્યારે પણ ઉપયોગમાં લઇ સકાય છે આકારે ગોળ હોય છે અને જમીનમાંથી કોઈ પણ વખતે સહેલાઇથી બહાર કાઢી સકાય છે.

મૂળાની પેઠે ગાજરને પણ ચીકણી માટી– જેને કપાસની કાળી જમીન કહેવામાં આવે છે,–તે માફક આવતી નથી. ગોરાડુ, અર્ધી રેતી અને અર્ધી માટીવાળી જમીન સૌથી વધુ અનુકુળ હોય છે. જેમાંથી પાણી સહેલાઇથી નીકળી જતું હોય એવી જમીનમાં એ તુલ સારૂં થાય છે. નીચે મુરમ અને ઉપર માટી એવી જમીન પણ એ તુલને માફક આવે છે રેતીનો ભાગ વધુ હોય તો પુષ્કળ ખાતર (ખાસ કરીને છાણનું સડેલું ખાતર) આપવું પડે છે. દર વીંઘે ૩૦ થી ૪૦ ગાડાં (એક ગાડું એટલે ૩૦ મણ) ખાતર આપવાથી રેતીવાળી જમીન પણ તેને માફક આવે છે. ગાજર મૂળવાળું તુલ હોવાથી જેમ બને તેમ સારી ખેડની ઝરૂર છે. તેથી બે ચાર સારી ખેડ કરી, મોટાં ઢેફાં હોય તેનો બારીક ભુકો કરવો અને ખાતર માટી સાથે બરાબર મિશ્ર કરી દેવું. ઘણા ભાગે ગાજરનું વાવેતર શિયાળાની શરૂઆતમાં થાય છે એટલે તે પહેલાના ખરીફ પાકને બાજરી, કોદરા, મકાઇ વગેરેને ખાતર આપવાનો વહીવટ કેટલાક ઠેકાણે કરવામાં આવે છે તેમ કરવાથી ગાજરના તુલને ફાયદો થાય છે કારણ કે નાઇટ્રોજનવાળો ભાગ પ્રથમનું તુલ પોતાના ઉપયોગ માટે જલ્દીથી લઇ લે છે, એટલે પાનની વધ બહુ થતી નથી. ગાજર વાવવાનો હેતુ તેના કંદ માટે હોવાથી જેમ બને તેમ પાંદડા ઓછાં થાય તોજ લાભ થાય ખરીફ તુલને છાણનું ખાતર આપવામાં આવ્યું હોય તો ગાજર માટે બીજું ખાતર આપવાની ઝરૂર રહેતી નથી, પણ આ તુલને પોટાશની ખાસ અગત્ય રહેલી હોવાથી, છેલ્લી ખેડ કરતી વખતે દર વીંઘે બની સકે તો ચારથી પાચ ગાડાં સુકાની અગર છાણાની અગર કુંભારના નીંભાડાની રાખ લાવી, ખેતરમાં મેળવી દેવી

ગાજરનાં બીજ ખેતરમાં ગીધાંજ વાવવામાં આવે છે. દર વીંઘે એક શેર બીજ પુરતા થાય છે. બીજનું ઉપલું પડ સહજ સખત હોવાથી તેને ઉગતાં દસથી પંદર દિવસ લાગે છે, માટે તેની સાથે જલદી ઉગનારાં મૂળાનાં બીજનું મિશ્રણ કરવામાં આવે છે. ગાજરનું વાવેતર કારતક માસમાં કરવાથી ફાગણ માસમાં તેની ફસલ તૈયાર થાય છે. દરેક હારની વચ્ચે દોઢ ફુટનું અંતર રાખવામાં આવે છે.

નિંદામણ બહુ થવા દેવું નહિ, કારણ કે ગાજર એ સુસ્તીથી ઉગનારો છોડ હોવાથી નિંદામણનું જોર થઇ જાય તો પછી તુમ કમઝોર પડી જાય છે નિંદતી વખતે બે છોડ વચ્ચેનું અંતર પાંચ ૭ ઇંચ રાખવું. વચ્ચે આવેલ કમઝોર છોડ કાઢી નાખવા પાઝલો. વરસાદ સારો હોય તો બહુ પાણીની ઝરૂર પડતી નથી, પણ જેમ અને જ્યારે ઝરૂર જણાય ત્યારે ત્યારે પાણી આપવું. બેસર ઝમીનમા ઞ્યાઠ અને રેતાળ ઝમીનમાં ૭ દિવસે પાણી આપવું. પાકને તૈયાર થતાં નિદાન ચાર સાડા ચાર માસ લાગે છે. ગાજરના ફુલનો દાંડો ભરાવા દેવો નહિ. તે જો નીકળી જાય તો ઝમીનનો કંદ રેતવાળો થઇ જાય છે અને ખાવાને માટે લાયક રહેતો નથી ફુલ નીકળવાની શરૂઆત થાય કે પાક ખોદી કાઢવો.

ગાજરને હાથથી ખોદી કાઢવામાં આવે છે અગર તો હાથથી ઉખેડી, કાઢી લઇ લેવામાં આવે છે. પછી પાણીમાં સાફ કરી, માટી ધોઇ નાખવામાં આવે છે અને ઉપરનાં પાંદડાં કાઢી નાખી બજારમાં લઇ જવામાં આવે છે. પાંદડાનો ભાગ બકરાં અને ઢોરોને નાખવામાં આવે છે. બજારમાં મવસમ વખતે મોટી નાની ગાજર જુદી કાઢવાથી ભાવ સારો આવે છે.

ગાજરને કોઇ પણ પ્રકારના જીવજંતુથી નુકસાન થવાનું જાણુમાં નથી. કુદરતે એના પાનમાં એવી કંઇ વાસ ભરેલી છે કે કોઇ પણ ઝાતનાં જીવડાં તેની ઉપર આવતાં નથી બલ્કે કેટલાક હોશિયાર શાકભાજીવાળા મુળા તથા કોબીજ ફલાવરના બાળ રોપાનું રક્ષણ કરવા માટે તેની ચોતરફ ગાજર વાવે છે.

મુળાની માફક ગાજરનાં બીજ લેવાય છે. સારા સશક્ત અને ઉંચા વધેલા છોડ પસંદ કરી, ઝમીનમાંથી તેને કાઢી લેવા. પછી કંદનો નીચેનો ભાગ કાપી નાખવો તથા પાંદડાનો ભાગ પણ કાઢી નાખવો. પછી બહુ ખાતરાઉ ઝમીન તૈયાર કરી, કારતક માસમા દોઢ દોઢ ફુટના અંતરે જડો રોપવી એટલે ફુલો આવશે અને શીંગો પાકે ત્યારે બીજ કાઢી લઇ સુકવવા અને પછી જુદા પાડી રાખ સાથે મેળવી રાખી મુકવા.

ગાજર કાચી ખવાય છે. ગરીબ લોકો કાચી ખાઇને ચલાવી લે છે. ગાજરમાં તાકાતવાળા તત્વો કમતી હોવાથી શ્રીમંત લોકો દુધ તથા ઘી નાખીને ખાય છે હોળીના તહેવારોમાં ફરાળ તરીકે તેનો ઉપયોગ થાય છે. ગાજરનો મુરબ્બો સારો થાય છે. ગાજર ખાવાથી પિત્ત, કફ, વાઇ, સંગ્રહણી તથા મસાના રોગ નાશ પામે છે. બરોળ વધી ગઇ હોય તો ગાજરના ઉપયોગથી તે ઓછી થઇ જાય છે ગાજરની પોટીસ બાંધવાથી ખરાબ ઘામાં રૂઝવટ આવી જાય છે.

મગનલાલ દેશાઇ

---

# પીચ (આલુ)

પીચ એ અંગ્રેજી નામ છે અને તેને દેશી ભાષામાં આલુ કહે છે તેની મુખ્ય ત્રણ જાતો છે (૧) આલુ બુખારા (૨) ઝરદાળુ (૩) સાતાળુ પીચ (આલુ) એ એક લહેઝતદાર ખાવા લાયક ફળ છે તેની મુખ્ય જાતો બે કે ત્રણ ગણવામાં આવે છે, પરંતુ જેમ જેમ તે જુદા પ્રદેશોમાં વધતું ગયું તેમ તેમ દરેક ગામવાળાઓએ તેને પોતાના નામો આપી દીધા આમ થવાથી હાલ આલુની ઘણી જાતો આવે છે સાતાળુ અસલ ચીનનું વતની છે ત્યાંથી ઈરાન અને ત્યાર બાદ યુરપમાં ગયું ત્યાં તેના પર જેટલું ધ્યાન આપવામાં આવ્યું તેટલું ધ્યાન કયાંય પણ આપવામાં આવ્યું નહિ આમ થવાથી વિલાયતમાં ઉત્પન્ન થએલી જાતના ફળ ઘણા મોટા અને સ્વાદિષ્ટ થયા હિન્દુસ્તાનમાં પણ પંજાબ અને મેરઠ સહરાનપુર વિગેરે સ્થળોએ એ થતા છે

**ઉત્પત્તિ**: પીચની ઉત્પત્તિ બીજથી આંખ ચઢાવવાથી અને ટીંગ કરવાથી તથા કલમ કરવાથી પણ થાય છે આંખથી કે કલમથી જેમ રોપાઓમાં જલ્દી ફુલ આવે છે તેમ પીચના બીમાંથી વાવેલ રોપાઓ પણ જલ્દી વધે છે અને તેને જલદી ફળ આવે છે, તેથી પીચ માટે આંખ કે કલમ કરવા માટે લોકો શ્રમ લેતા નથી પરંતુ બીજથી કરેલ રોપાઓમાં ફળ વાવેલ બી જેવાજ થશે કે નહિ, તે માટે શંકા રહે છે ઘણી વખત એવું બને છે કે ખાત્રી લાયક ફળમાંથી પસંદ કરી તેના બી વાવેલા હોવા છતાં પરિણામ શુદ્ધજ આવે છે જેથી ખાસ પસંદગીનીજ જાત પેદા કરવા માટે તો કલમજ કરવી વધારે સારી છે

**બીજ**: જ્યાં વરસાદ થોડો પડતો હોય ત્યાં વરસાદની શરૂઆતથી બીજ વાવવા જોઈએ કેટલાકનો મત તેને મૃગ નક્ષત્રમાં વાવવાનો છે બી કયારામાં ફુટ ફુટને અંતરે વાવવાં અને ચાર પાંચ માસના રોપા થાય ત્યારે ત્યાંથી કાઢી કાયમની વાવણી માટે પસંદ કરેલ જગ્યાએ વાવવા ત્યાં અંતર પંદર સોળ ફીટનું રાખવું વધારે સારૂં છે જ્યાં ઘણો વરસાદ હોય ત્યાં સપ્ટેમ્બરથી ઓકટોબરમાં વાવવા બી ખુલ્લી ઝમીનમાં અગર કુંડાઓમાં વાવવા

**બડીંગ**: બડીંગ કરવા માટે ફેબ્રુઆરીમાં ઉગાડેલા રોપાઓને સારી માવજતથી ઉછેરવામાં આવે તો બડીંગ માટે જુન જુલાઈ લગી તૈયાર થઈ જાય છે અને પછીના શિયાળામાં તે રોપવા લાયક પણ થઈ જશે અને બે વર્ષે ફળ પણ આવવા માંડશે જો જુન જુલાઈ માસમાં બીજથી રોપ ઉત્પન્ન કરવામાં આવેલ હોય તો તે પછીના આવતા ફેબ્રુઆરીમાં તેના ઉપર બડીંગનું કામ કરવા લાયક થાય છે.

**ઝમીન**: પીચને માટે રેતાળ ઝમીન સારી છે રેતાળ ઝમીનમાં પીચ અને બદામ એ બન્ને સારા થાય છે જ્યાં તેનું વાવેતર કરવામાં આવે તે ઝમીનમાં નીચે પાણી શોષાઈ જવું જોઈએ જો ઝમીન ચીકણી હોય તો તેમાં થોડી રેતી અગર પડી ગએલ જુની ઈમારતનો ચુનાનો ભૂકો મેળવવો તથા તેમાં સડેલા પાંદડાનું ખાતર નાખવું બગીચાની ઝમીન વિશેષ ભીની હોવાથી ત્યાં તેની વાવણી માટે ખાસ સંભાળ રાખવી પડે છે આ જાતને કાંપવાળી ઝમીન ઘણે ભાગે વધારે માફક આવે છે

**ખાતર**: પીચને ખાસ અમુક જાતનુંજ ખાતર જોઈએ, એવું ખાસ કંઈ નથી આને માટે ઉકરડાનું ખાતર તેમજ ચાર ભાગ છાણ ૧ ભાગ લાકડાની રાખ, ૧ ભાગ બોન

અને ૧ ભાગ ચૂનો આ બધું એક મોટી માટીની કુંડીમાં ભરી, તેમાં પાણી નાખવું અને ઢાંકી રાખવું. આમ કર્યા બાદ દોઢ બે માસમાં વાપરવા લાયક ખાતર તૈયાર થશે. વળી બે ભાગ ઢોરનું સડેલું છાણ, ૨ ભાગ ખોળ, ૧ ભાગ રાખનું બનેલું ખાતર પણ સારું કામ આપે છે. કાંપ અને છાણનું ખાતર પણ આપી સકાય છે.

**પાણી:** પીચને વરસાદ બંધ થયા પછી તેને વસંત ઋતુમાં ફુટવાનો વખત આવે અને તેનાં મૂળ ખુલ્લાં કરી ટાઢ તડકો બતાવી, ખાતર માટીથી ઢાકવામા આવે છે ત્યાં લગી પાણી અપાતું નથી. ખાતર આપ્યા બાદ તુરત એક વાર પાણી આપવા પછી પાંચ ૭ દિવસે પાણી આપવું અને જયારે તે ફુટીને તેને ફળ આવવા લાગે ત્યારથી ફળ પરીપકવ થાય ત્યાં સુધી એકાંતરે બીજે દહાડે ભરપુર પાણી આપવું આમ કરવાથી ફળ સારા રસદાર થશે.

**મુળ ખુલ્લાં મુકવા:** પીચના રોપાઓને કાયમની જગ્યાએ વાવ્યા બાદ જયારે ફળ આવવા લાગે તે વખ તુરત ફાલ લેવા કરતા તે મોરમાં આવી જઈ જામી જાય ત્યારે ફાલ લેવો વધારે ઉપયોગી છે, જેથી ઝાડ તુરત કમતાકાત ન થાય. તેને પહેલો ફાલ લાગે ત્યારથી બે વરસ લગી તેને જે મોર આવે તે કાઢી નાખવા જવાથીજ આમ થઇ સકે છે. વરસાદ બાદ તેમાં ફુલો આવવા લાગે તે પહેલાં મુળ ખુલ્લા કરવા, ઝાડ મુન કરવું અને ખાતર આપવું જોઇએ મુળ ખુલ્લાં કરવામાં થડની આસપાસથી એક દોઢ ફુટ સુધી માટી ખસેડી મુળીઆં ખુલ્લાં કરવાં અને ચાર પાંચ કે ૭ અઠવાડીઆ લગી ખુલ્લાં રાખવા બસ છે. આપણા દેશમાં પીચનાં ઝાડમાં લાકડાનો એટલો બધો જથો વધે છે કે વરસાદ બંધ થયા પછી તેનો ફાલ

# નફાવંત હુનરો

હુનરો કેટલા બધા નફાવંત હોય છે: તમેય આજેજ પોતાને અનુકુળ એવો એકાદ હુનર કરવા મંડી પડો. તે તમને સારી કમાણી કરી અપાશે

અને એ હુનરની ગુપ્ત માહિતી માટે તો કુમરની સેવાઓ તૈયારજ છે ને? આજેજ નીચલી ટુંક યાદીમાંથી તમારા મનપસંદ હુનરના અંકો મંગાવી લો.

**અફીણ**—એનું વાવેતર અને એના બંધાણથી બચવાના ઇલાજો. 'કુમર'ના અંક ૭૧ અને ૭૩ મો. ફી ૮ આના

**અરીઠાં**—ઉપયોગ સંબંધી અંક ૬૭ મો. ફી. ૪ આના

**અંગુર કિંવા દ્રાક્ષ**—વાવેતર વિષે. અંક ૬૫ અને ૬૬ મો ફી. ૮ આના

**અંજીર**—રોપણી વિષે. અંક ૪૪ અને ૧૦૮મો. ફી. ૭ આના

**આઇસ્ક્રીમ**—રાસ્પબેરી, વેનિલા, નારંગી વ. પ્રકારના આઇસ્ક્રીમ બનાવવાના ૨૩ પ્રયોગો. અંક ૯૦ અને ૧૧૨ મો ફી. ૮ આના

**આતશબાઝી**—પ્રકાર પ્રકારનું દારૂખાનું બનાવવુ. અંક ૭૦ અને ૭૨મો. ફી. ૮ આના

**આદુ અને સુંઠ**—રોપણી અને સુકવણી વિષે. અંક ૬૦ મો. ફી ૪ આના

**આરારૂટ**—વાવેતર—વેપાર વિષે અંક ૫૪ મો. ફી. ૩ આના

**આંબા અર્થાત કેરી**—વાવેતર, રોગોનો ઇલાજ અને લાવજાવ માટે પારસલની સુચનાઓ તથા કેરીના રસને ડબ્બામાં પેક કરવાની પદ્ધતિ. અંક ૫૦, ૬૨, ૭૪, ૮૬ અને ૧૦૭મો. ફી. રૂ ૧–૩–૦

**ઇલેકટ્રોકલ્ચર**—ખેતીની ઉત્પન્ન વધારવા, રોગો મટાડવા વ. માટેની વિખ્યાત વિદ્યુતતણખાની પધ્ધતિની સચિત્ર માહિતી. અંક ૧૧૨ મો. ફી ૪ આના

[જુઓ પાનું ૪૩૦]

પકડવા માટે કેટલાક મૂળ ખુલ્લા કરવા, ખસી કરવા, મૂળ ઢાકવા વ આ કડાકુટ વાળી યુકિતઓ કરવી પડે છે

ઝાડના મૂળ ખુલ્લા મુકી ચાર તડકો આપવો તથા ઝાડને પણ ખસી કરવું અને આવશ્યકતા જણાય તો મુળ પણ ખસી કરવા અને જરૂરત પ્રમાણે મુળ ખુલ્ના રાખ્યા બાદ તેને સારી માટી અને ખાતરથી ઢાકવા આ બધુ તેને ફુલો આવતા પહેલા કરવું જોઈએ

પ્રુનીગ' પીચના ઝાડને તેના થડ પર ઝમીનથી નીચે ત્રણ ફીટ સુધી એક ડાળી પણ રહેવા દેવી નહી અને ઉપર પણ ડાળીઓ ધાની રહેવા દેવી નહી તેનો વિસ્તાર પણ ચઢથી ચારે બાજુએ બહુ થવા દેવો નહિ અને પુર્વ પશ્ચિમ તરફની મોટી ડાળીઓ કાપી નાખવી અને ઉતર દક્ષિણ તરફની રહેવા દેવી એટલે પંખાની આકૃતિએ તેની કાપણી કરવી ઉત્તર દક્ષિણ તરફની ડાળીઓ રહેવા દેવાથી તે પરના ફળોને એક સરખો તાપ લાગવાથી ફળો સરખા પાકે છે છતા તડકો છાયો સરખો ન મળે તો ઉતર દક્ષિણ તરફની ડાળીઓને તે પંખા આકારે રહે તેમ બાધવી કે તેને ખુલ્લી હવા તથા તાપ સરખો મળે

ઝાડ ખસી કરવામા પણ ઉચાઈ આઠ, દસ કે બાર ફુટ અને ઘેરાવો વીસ પચીસ ફીટનો રાખવો અને પંખા આકૃતિ હમેશા કાયમ રહે તે માટે ખાસ સભાળ રાખવી જે ડાળીમા મોર હોય તે ઓછી કાપવી, પણ જો ઝાડ અશકત હોય તો નિરૂપયોગીજ ડાળીઓ કાપવી તેમ ફુટતી ડાળીઓ નિરૂપયોગી હોય તે પણ કાઢી નાખવી પ્રુન કરવામા પાદડા ઉપરાંત નબળી કેરાધાગાની ડાળીઓ પણ કાપી નાખવી. ઝાડ અમુકજ કદમા રાખવા ઇચ્છા થાય તો ડાળીઓ તેટલા કદમા કાપવી

[ પાના ૪૨૯ થી આગળ ]



[ હજી જુઓ પાના ૪૩૧ પર ]

જેના ઉપર ફળ થતાં હોય તેની ડાળીઓ ચાર, ૭ કે આઠ આંખ રાખી કાપી નાખવી. શિયાળાની જોરદાર ડાળીઓ પણ ત્રાંસી કાપવી, ફાલ લેતી વખતે જે ડાળીઓમાં ફળ પાકી ઉતરી ગયા હોય તેવી વધારાની ડાળીઓ કાપી નાખવી. આંખ કાપવાનો વખત વસંતમાં જ્યારે રસ ચઢવાનો વખત આવે છે અને તેનાં જુનાં પાનાં પીળાં પડી જાય છે, તે વખતે ખસી કરવાં.

**ઝાડને થતા રોગો અને તેનો ઇલાજ:** પીચના ઝાડ ઉપર એક જાતનો લાલ કરોળીઓ થાય છે, તથા એક જાતની બગઇ થાય છે, જે ઝાડનાં પાંદડા ખાઇ જાય છે. એની અટકાયત કરવા માટે સાબુ કે તમાકુના પાણીથી ઝાડને ધોવું ફાયદાકારક છે તેથી જીવાત મરી જાય છે. તેમજ તમાકુની ધુણી પણ આપવી. તેના થડ ઉપર ચુનો છાટવો કે ઝીણી જીવાત થડેથી ચઢીને ફળ ખરાબ કરે નહિ. આ ઝાડનો જીવડો થાય છે, તે ઝાડના થડમાં વીંધ કરી પેસી જાય છે જો તેમ થયું હોય તો તેમાં એક અણીદાર સેળો ખોસી, જીવડો ઉપાડી લેવો કદાચીત વીંધ આડું ગયું હોય અને સળીઓ પહોચવો અશક્ય હોય તો તમાકુના ભુકાને પાણીમાં ઉકાળી, પીચકારીથી પાણી અંદર રેડવું કીડો નીકળ્યા બાદ વીંધ લાકડાની મેખથી બંધ કરવું. વળી-કેટલાંક ઝેરી પતંગીઆ પણ આના ફળોને બહુ નુકસાન કરે છે અને ફળો પાકવા પહેલા સડે છે. આમ થતું હોય તો ઝાડ નીચે એક તાસક પાણી અને કેરોસીનથી ભરી, તેની વચમાં દીવો મુકવો. એથી પતંગીઆ આવી નીચે પડી પ્રભુના દરબારમાં પહોચતા થશે વધારામાં આ ઝાડને મસો નામનો રોગ થાય છે. તે વખતે તેના થડમાંથી ગુંદર નીકળે છે. પાંદડાં પીળાં પડી જઇ ખરી પડે છે અને ઝાડ મરણને શરણ થવાની તૈયારીમાં

[ પાના ૪૩૦ થી આગળ ]

હોય છે તેને બચાવવા માટે ઝાડને ખાતર સાથે દરેક ઝાડ દીઠ એક શેર રાખ, પાશેર પોટાશ તથા એક તોલો હીરાકસી એક બાલ્દી પાણીમા મેળવી દેવું ઉધઇ કે રાતી કીડીનો ઉપદ્રવ હોય તો ગંધકનો લોટ તેના થડને લગાડવો તથા ઝાડની સંભાળ રાખવી

અમૃતલાલ વિ. ગજ્જર

## પતરાની 'સ્લેટ'

(અનુસંધાન પાના ૪૧૭ થી)

કોપલ વારનિશ ૧ ભાગ, તરપેન્ટાઇન ઑઇલ ૨ ભાગ, બારીક રેતીની ભુકી ૧ ભાગ, કાચની બારીક ભુકી ૧ ભાગ, 'સ્લેટ'ના પત્થરની બારીક ભુકી ૨ ભાગ, બત્તીનો ધુમાડો ૧ ભાગ

બધાને મેળવી, પુઠા પર લગાડો એક વેળાનુ મિશ્રણ સુકાઇ જાય ત્યારે બીજી વેળા અને બીજી વેળાનુ સુકાઇ જાય ત્યારે ત્રીજી વેળા લગાડો.

૪

કપાસિયાનું તેલ ૧૦ ઔંસ, રેતીની બારીક ભૂકી ૫ રતન, બત્તીનો ધુમાડો ½ રતલ

બધાને ઉકાળી, મિશ્રણ પૂરતા પ્રમાણમા પાતળુ કરવા માટે જરૂરત મુજબ અને પ્રમાણસર તરપેન્ટાઇન તેલ ઉમેરી, ઉપર લખ્યા મુજબ પુઠા પર ત્રણ ચાર વેળા મિશ્રણ લગાડો છેવટે કપડાને તરપેન્ટાઇનમા બોળી, તે વડે "સ્લેટ" ઘસી કાઢો

---

આંખ—બિન્દુ

બિકર હમામેલિસ ૧૬ ઔંસ કલોરોફોર્મ વૉટર ૧ ઔંસ, ટીકચર કેટસ્યુ ૩૦ ટીપા, અર્ક-પાણી ૩૬ ઔંસ

આ આંખ-બિન્દુ આંખને સાફ કરવા ઉપરાંત તેજ વધારે છે

■

ઍસ્ફેલ્ટ-રંગ

ઍસ્ફેલ્ટમ ૧૦ રતલ, રાજન ૩ રતલ, બતીની મેશ ૧ રતલ, પેટ્રોલિયમ ૨૫ રતલ

બધાને મેળવી ત્યાં લગી રહેવા દો જ્યાં લગી બધું ઓગળી ન જાય એ દરમિયાન તેને વારવાર હલાવતા તો રહેજોજ.

■

કલોરોફોર્મ એલિકઝીર

કલોરોફોર્મ ૧૬ ઔંસ, ટીકચર ઓપિયમ ૧૬ ઔંસ, ટીકચર કેમ્ફર ૧૬ ઔંસ, એરોમેટિક સ્પિરિટ ઑફ એમોનિયા ૧૬ ઔંસ, ઓઇલ સિન્નેમન ૨૦ ટીપા, અલકોહલ ૨ ઔંસ

■

કાર્બોલિક પ્લાસ્ટર

કાર્બોલિક ગ્લિસરીન ૩૪ રતલ, પ્રિપેર્ડ ચૉક ૯૪ રતલ

બેઉને મેળવી, ખુબ ઘુંટી નાંખ, બરણીમાં ભરી લો

■

કીડી-ઝેર

ખાંડ ૧ રતલ, પાણી ૧ પાઇન્ટ, થેલિયમ સલ્ફેટ ૨૭ ગ્રેન, મધ ૩ ઔંસ

બધાને મેળવી, જોશ આપી લો (એ ક્રિયા વેળા મેળવણીમાંથી નીકળતી વરાળ માનવ-શ્વાસમાં ન લેવાય તેની સાવચેતી રાખવી કારણ કે, મેળવણી ઝેરી છે)

કીડીઓ માટે આ મેળવણી ઝેર રૂપ હોઇ, તેમનો નાશ કરે છે

■

કેફીએસ્પિરીન

કેફીએસ્પિરીન ઘણી જુદી જુદી જાતની, જુદા પ્રયોગોમસર બને છે. એક પ્રયોગ આ રહયો —

એસ્પિરીન ૪ ગ્રેન, ફેનેસેટિન ૨ ગ્રેન, કેફેઇન સાઇટ્રેટ ૧ ગ્રેન

ઉપલા પ્રમાણની નિયમસર એક ટિકડી બનાવી લો

આ ટિકડીઓ માથાના દર્દ તથા બીજા અનેક દર્દો મગાડે છે

■

કોર્ન પ્લાસ્ટર

સેલિસિલિક એસિડ ૧ ઔંસ, બેલાડોના પ્લાસ્ટર ૧ ઔંસ, લેડ પ્લાસ્ટર ૨ ઔંસ

આ પ્લાસ્ટર પગના આંટણ માટે છે

■

ક્રોમિયમનો ઢોળ

ક્રોમિયમનો ઢોળ ચઢાવવા માટે નીચનુ મિશ્રણ વપરાય છે

ક્રોમિક એસિડ ૩૩ ઔંસ, ક્રોમિયમ સલ્ફેટ ૨/૬ ઔંસ, ક્રોમિયમ કાર્બોનેટ ૧ ઔંસ, પાણી મિશ્રણ ૧ ગેલન બને તે પુરતું.

■

ખારેકનો અચાર

ખારેક ૮૦ તોલા, આદુ ૨૦ તોલા, નમક ૧૦ તોલા, સરકો ૮ રતલ

પ્રથમ આદુની ઝીણી કાતરણ કરી લો પછી ખારેકો લઈ, તેમાંના ઠળીયા કાઢી નાખી, દરેક ખારેકના ચાર ચાર કટકા કરો અને પછી સરકો ચુલે ચઢાવી, જ્યારે ઉકળવા લાગે ત્યારે તેમાં બધી ચીજો મેળવી અહિં લગી પકાવો કે માત્ર ૨ રતલ સરકો બાકી રહે પછી ઉતારી, અથાર ઠંડુ પાડી લો

■

## ગંધકનો મલમ

સબ્લાઇમ્ડ સલ્ફર ૧ ઔંસ લાર્ડ-ચરબી ૨ ઔંસ

બેઉને મેળવી ખરજમાં ચુળો લો

■

## ચોકોલેટ-થર

ઘણી જાતની મિઠાઈઓની ઉપર ચોકોલેટના થર પાથરવામાં આવે છે એવા થરના ત્રણ પ્રયોગો આ રહ્યા —

૧-કોકોનો ભુકો ૩૦ તોલા, કોકો બટર ૨૦ તોલા ખાંડ ૪૮½ તોલા, મનપસંદ સુગંધી ½ તોલો

૨-કોકોનો ભુકો ૩૦ રતલ કોકો બટર ૫૫½ રતલ ખાંડ ૧૪ રતલ, વેનીલા ½ રતલ

૩-કોકોનો ભુકો ૩૦ રતલ, કોકો બટર ૨૦ રતલ, ખાંડ ૪૮ રતલ, વેનિલાઇન સુગર (ખાંડ) ૧ રતલ

■

## છીંકણીની સુગંધી

૧-કૌમરિન ૧૦ તોલા, ઑઇલ લવેન્ડર ૧૦ તોલા, ઑઇલ બર્ગેમોટ ૪૦ તોલા ઓઇલ જિરેનિયમ ૧૦ તોલા, ઓઇલ નટમેગ ૧૦ તોલા ઓઇલ સિન્નેમન ૫ તોલા ઓઇલ કાસકારીના ૫ તોલા, એસેન્સ વેનીના ૧૦ તોલા

બધાને મેળવી યોગ્ય પ્રમાણમાં છીંકણીમાં વાપરો

૨-ઓઇલ બર્ગેમોટ ૨ ઔંસ ઓઇલ નેરોલી ૧½ ડ્રામ ઓઇલ રોઝ ½ ડ્રામ

આ પ્રમાણ ૨ રતલ છીંકણી માટે પૂરતું છે

■

## ટીંક્ચર ટોલુ

બાલ્સમ ઓફ ટોલુ ૩ ટ્રોય ઔંસ આલ્કોહલ ૨ પાઇન્ટ

બેઉને મેળવી, ઓગળી જાય ત્યાં લગી ભીંજવી રાખો પછી ફિલ્ટર કરી લો

■

## પાચન ભુકી

સોડિયમ બાયકાર્બોનિટ ૯૩ તોલા, સોડિયમ ક્લોરાઇડ ૪ તોલા કેલ્સિયમ કાર્બોનિટ ૩ તોલા પેપ્સિન ૫ તોલા, એમોનિયમ કાર્બોનેટ ૧ તોલો

બધાને મેળવો

■

## કિનાઇલની ભુકી

ક્લોરાઇડ ઓફ લાઇમ ૨ ભાગ બાળેલી ફટકડી ૧ ભાગ

બેઉને મેળવી, બંધ ડબામાં રાખી મુકી, ગરજ વેળા વાપરો

■

## બદહજમીનો ઈલાજ

બિસ્મથ કાર્બોનેટ ૨ ઔંસ પેપ્સિન ૧ ઔંસ સોડિયમ બાયકાર્બોનેટ ૨ ઔંસ સુંઠની ભુકી ૧ ઔંસ ચાસણી ખપ પૂરતી

બધાને મેળવી નિયમસર પાંચ પાંચ ગ્રેનની ટિકડીઓ બનાવી લો

■

## બાલસમ ઑફ હની

બાલસમ ઑફ ટોલુ ૨ ઔંસ, સ્ટિઅરેક્ષ ૨ ડ્રામ, અફીણ ૧/૨ ડ્રામ, મધ ૮ ઔંસ, સ્પિરિટ ઑફ વાઇન ૩૨ ફ. ઔંસ

બધાને મેળવો.

■

## ઓકલર કમ્પોઝિશન

સોડા એશ ૮૭ ભાગ, ટ્રિસોડિયમ ફૉસ્ફેટ ૧૦ ભાગ, સ્ટાર્ચ ૧ ભાગ, ટેનિક એસિડ ૨ ભાગ.

બધાને વાટી, બારીક વસ્ત્રગાળ ભૂકો બનાવો.

■

## માથાના ખોડાનો ઇલાજ

ઝયતૂનનું તેલ ૨ ઔંસ, બાઇકાર્બોનેટ ઑફ પોટાશ ૨ ડ્રામ, સોલ્યુશન ઑફ એમોનિયા ૨ ડ્રામ, ટીંકચર કેન્થેરીડાઇન ૨ ડ્રામ.

બધાને મેળવી, માથા પર ખૂબ મસળી, પાછળથી ઠંડા પાણીએ માથું ધોઇ, સહજ તેલ લગાડો.

■

## માલિશ-તેલ

ર્હ્યુમેટિઝમ વ. પ્રકારના દર્દો માટે આ માલિશ-તેલ ઉપયોગી છે.

મરચાં ૧ ઔંસ, ઑઇલ તર્પેન્ટાઇન ૧ પાઇન્ટ, મેન્થોલ ૧ ઔંસ, ઑઇલ ઓરિગેનમ ૩ ડ્રામ, ઑઇલ ગુવથેરિયા ૧ ઔંસ, ઑઇલ કૅમ્ફર એસેન્સ ૧ પાઉન્ડ.

તર્પેન્ટાઇનમાં મરચાં ભીંજવી, પછી બાકીની ચીજો ક્રમવાર ઉમેરો.

■

## માંકડ-શત્રુ

૧-ઘાસતેલ ૯૬ તોલા, કાર્બોલિક એસિડ ક્રિસ્ટલ ૪ તોલા.

બેઉને મેળવી, કાર્બોલિક એસિડને ઓગળાવી લો.

માકડ ભરાઇ રહેતા હોય, ત્યાં સ્પ્રે વડે છાંટો

૨-ક્રેસોલ ૩ ઔંસ, ડાયક્લોરોબેન્ઝાઇન ૧૩ ઔંસ, ઘાસતેલ ૮૦ ઔંસ

■

## વાળ-શેમ્પુ પાવડર

ટંકણખાર ૧ રતલ, સાબુનો ભૂકો ૧ રતલ, સોડિયમ કાર્બોનેટ ૪ ઔંસ, કોમરીન ૧૫ ગ્રેન, હૅલિયોટ્રોપિન ૬ ગ્રેન

બધાને મેળવી, ત્રણ ડ્રામના પડીકા બનાવો.

■

## રોલર કમ્પોઝિશન

છાપખાનામાં વપરાતા શાહી-રોલરોનો નીચેનો પ્રયોગ ખાસ અજમાવવા પાત્ર છે.

સરેસ અથવા જિલેટીન ૬૪ રતલ, પાણી ૪૮ રતલ, અળસીનું તેલ ૯૬ રતલ, ગોળ ૭૦ રતલ, કૅલ્સિયમ ક્લોરાઇડ ૩ રતલ, રાજનની ભૂકી ૮ રતલ

પ્રથમ તો સરેસને પાણીમાં પલાળી રાખી, પછી ગરમ કરી ઓગળાવો. પછી તેલને ૧૫૦°F જેટલું ગરમ કરી, એ તેલ સરેસમાં મેળવી, પાછળથી તેમાં ગોળ અને કૅલ્સિયમ ક્લોરાઇડ અને સૌથી છેવટે રાજન (જેને પહેલાથી પીગળાવી લીધી હોય) ઉમેરો.

■

## જુલાબની ભુકી

સોનામુખી ૧ તોલો, ગુલે મુર્ખ ૧ તોલો, વરિયાળી ૧ તોલો, જેઠીમધ ૧ તોલો, સ્કમોનીઆ વિલાયતી ૧ તોલા, ખડી સાકર ૨ તોલા.

બારીક ખાંડીને ચાળી લઇ, જરૂરત મુજબ ૦ા થી ૦ાા તોલો ભુકી પાણી સાથે લેવી.

■

સંખ્યાબંધ એવા સર્વ સામાન્ય વાંધાઓ છે, જે દરરોજ જ્યાં ત્યાં ફરીને ફરી સંભળાય છે. એમાના કેટલાક તો ખરા વાંધાઓ છે, જ્યારે બાકીના વેપારીને ટાળવા માટેના બહાનાઓજ છે. એમ છતાં, જો દરેક વાંધાનો એક સંતોષકારક વ્યવહારૂ જવાબ દર પળે તૈયાર રાખવામાં આવે તો ગ્રાહકના મગજ પર સારી અસર પડી, ખુબ લાભ થઇ શકે છે.

થોડાક એવા સર્વ સામાન્ય વાંધાઓની એક ટુંકી યાદી અત્રે રજુ કરી છે, જે દરેકોઇને સહાયકારક થઇ પડશે એ વાંધાઓ વાંચી જઇ, તેના પૂરતા સંતોષકારક જવાબો લખી, તેને ફરી ફરી સુધારો. આ પ્રમાણે ત્યાં સુધી કરતા રહો, જ્યાં સુધી તમે પુરેપુરા ખાત્રી અપાવનાર સોએ સો ટકા સાચા અને વિવેકી જવાબો લખી કાઢી શકો એક વેપારી, કે જેણે ઉપરનો ઉપાય અજમાવ્યો છે, કહે છે કે એથી મને ખુબ ફાયદો થયો છે

(૧) હું તમારો માલ વેચવા ઇચ્છતો નથી.

(૨) મારા ગ્રાહકો નવા સરા માલને પસંદ કરતા નથી

(૩) તમારો માલ મારા વેપારને લગતો નથી

(૪) તમારા માલના વેચાણમા મને પૂરતો નફો મળતો નથી

(૫) આવા માલનો ઘણો મોટો સ્ટોક મારી પાસે પડેલો છે.

(૬) તમારી કમ્પની વધારે પડતી અને ન છાજતી જાહેરાત કરે છે.

(૭) તમારી કમ્પની પૂરતી જાહેરાત નથી કરતી.

(૮) આ વર્ષ ઘણું ખરાબ છે.

(૯) મને તમારી શરતો કરતાં વધારે સારી શરતોએ બીજેથી માલ મળે છે.

(૧૦) આજે એ બિના પર વિચાર કરવા મને ફુરસદ નથી.

(૧૧) ભલે, તમારો માલ સારો હશે, પણ મને નથી જોઇતો.

(૧૨) હું તો જાણીતી કમ્પનીનોજ માલ પસંદ કરૂં છું.

(૧૩) હું મારા પોતાના ટ્રેડમાર્કવાળોજ માલ પસંદ કરૂં છું.

(૧૪) તમે વખતસર માલ નથી પહોંચાડતા.

(૧૫) ખુદા ખાતિર મને કામ કરવા દો! આ તમે પંદરમા વેપારી છો, જે આજે આવી ગયા

(૧૬) તમારી કમ્પની તદ્દન બેદરકારી ભર્યું વર્તન ચલાવે છે.

(૧૭) તમે મને એ માલ માટે અણઘટતું દબાણ કરો છો, જ્યારે હું બિલકુલ ખરીદવા નથી માગતો

(૧૮) તમારો માલ ઘણો ઓછો વેચાય છે.

(૧૯) મેં એ યોજના (વેચાણની) અજમાવી જોઇ છે. તે સાવ નકામી છે.

(૨૦) એવી સર્ટિફિકેટો તો દોઢપાની દશ શેર મળે છે એનો અર્થ કેવળ મીંડુંજ.

(૨૧) મારો ચાલુ માલ સંતોષકારક છે.

(૨૨) મારો હાલનો સ્ટોક ખલાસ થાય તે પછી વાત

(૨૩) પેલા મિસ્ટર...એ તમારો માલ વેચવા પ્રયાસ કર્યો પણ પરિણામ શૂન્યજ આવ્યું હતું, તે હું જાણું છું.

(૨૪) તમારે મને વધારે સારી શરતો આપવી જોઇએ.

(૨૫) મને સોલ એજન્સી આપો તો વિચાર કરૂં.

(૨૬) તમારા માલની કીમત મોંઘી છે

(૨૭) હમણા પૈસાની સગવડ નથી પછી થઇ રહેશે

(૨૮) ગ્રાહક તમારો માલ માગતો આવશે, ત્યારે જોઇશ

(૨૯) જો તમે નહિ વેચાયલો માલ પાછો રાખતા હો તો હું વિચાર કરૂં

(૩૦) વેપારની મંદી ઘણી છે

(૩૧) હું કદિયે બેન્કમાંથી ઉધાર પૈસા લઇ વેપાર કરતોજ નથી

(૩૨) મારા ભાગીદાર સાથે વાત કર્યા સિવાય જવાબ આપી સકું નહિ તે હમણા બાહિર ગયો છે

(૩૩) મોડેથી આવજો

(૩૪) રાખી જુઓ પછી તપાસ કરજો માલ વેચાય તો પૈસા લઇ જજો

(૩૫) તમારા માલ વિરૂદ્ધ પ્રજા ફર્યાદ કરે છે

(૩૬) તમારી કંપની તદ્દન અટુકલી છે

(૩૭) તમારી કંપની તદ્દન નવી છે

(૩૮) તમારી કંપની પેકીંગ બરાબર નથી કરતી

(૩૯) એ માલનો ઉઠાવ નથી

(૪૦) નમુનો આપી જાઓ વિચાર કરીશ

(૪૧) આ લડાઇનો સમય છે હમણા કશું થઇજ ન સકે

(૪૨) લડાઇના વખતમાં આવા માલનો ઉઠાવ નથી

એ વસ્તુ અવશ્ય યાદ રાખવી જોઇએ કે માત્ર જવાબોજ પૂરતા નથી દલીલો અને કુશળ વાર્તાલાપ જરૂરી છે બેશક એવી બધી વાતચીત વિવેકી અને ખુલ્લા દિલની હોવી જોઇએ, કારણ સામાવાળાને જ્યાં સુધી તમારી સત્ય નિષ્ઠાની ખાત્રી ન થાય ત્યા સુધી તેના મગજ પર તમારી દલીલોની અસર નહિ પડે

## સંપૂર્ણ સંતોષ યા પૈસા પાછા

ગ્રાહકોને સંપૂર્ણ સંતોષ આપવો એ દરેક વેપારીની ફર્જ છે, પરંતુ વેપારીઓ એ ફર્જ ભુલી જાય, કેટલીક વેળા માત્ર પોતાના સ્વાર્થને માટે તેમની લાગણી દુખવે છે

ઘણીક વખતે બને છે કે ફકત જરા મતફેરને કારણે વેપારીઓ સદર ગ્રાહક ગુમાવી બેસે છે અને પછી એ માટે તેઓ પસ્તાય છે

ગ્રાહકને સંપૂર્ણ સંતોષ આપવા માટે સૌથી ઉત્તમ રીત તો સંપૂર્ણ સંતોષ યા પૈસા પાછા'ની છે આ રીતિના પ્રતાપે ઘણાકો ખુબ ઉન્નતિ પામ્યા છે

એમા વેપારીને ગુમાવવા જેવું કશું નથી કારણ જો ગ્રાહકને માલ પસંદ ન પડે તો વેપારી માલ પાછો લઇનેજ પૈસા પાછા આપે છે બનકે ઘણી વેળા તો ગ્રાહક તેના રોકડા પૈસા ન લેતા બીજો માલ લઇ જાય છે એટલે વેપારીને તો ફાયદોજ થાય છે કદાચ પૈસા પાછા પણ આપે તો તે વેપારીના પોતાની ગાંઠના નહિ પણ ગ્રાહકના પાસેથી લીધેલાજ પાછા આપે છે એટલે નુકશાન તો ગણાયે નથી

સાધારણ રીતે અસંતોષને લીધે જે માલ પાછો આવે છે તે હમેશ સારી સ્થિતિમાંજ હોય છે એટલે વેપારી ફરી વેચી સકે છે કદાચ એ માલ સહજ નુકસાન પામીને પણ આવે તો તે નફો લીધા વગર ખરીદ ભાવે વેચી નાખી સકે છે

આમ ગ્રાહકના દિલમા વેપારી વિષે અને તેના માલ વિષે સારી છાપ બેસાડવાથી, ફરી જ્યારેય ગ્રાહકને કંઇ પણ માલ જોઇએ તો તે તેના પાસેથીજ ખરીદે છે અને તે પણ તેના પર બારીકાઇથી ધ્યાન આપ્યા વગર કારણ, એક વખત તેને સંતોષ મળેલો હોવાથી તે હવે ખુબ વિશ્વાસ રાખે છે

ટુંકમા એકાદ વેળા સંતોષ આપવા ખાતિર કદાચ ખોટ પણ ખમવી પડી હોય તો તેનો બદલો ફરી તેજ ગ્રાહકની બીજી વેળાની ખરીદીમાંથી નીકળી જાય છે અને વધુમા, ઘણો નફો થાય છે ગ્રાહક સંતોષ પામવાના લીધે મોંઘા ભાવ પણ આપે છે અને વળી તે બીજા મિત્રોને પણ ભલામણ કરતો રહે છે અને એમ ગ્રાહકને સંતોષ આપવા બદલ વેપારીને અનેક ફાયદા થાય છે



# વેપારની ચાવી

ધંધાની મંદીથી ગભરાતા ભાઈ બ્હેનો માટે આ પુસ્તક આશિર્વાદ સામાન છે ઘર બેઠા, બીજા ધંધાની રોકાણ કે નવકરી હોવા છતા, નામની પંદર પચ્ચીસ રૂપિયાની પુંજીમા વેપાર કેમ કરવો અને પોતાની આવક કેમ વધારવી એની વિગતવાર માહિતી આ પુસ્તકમા અપાઇ છે. તે ઉપરાત જુદા જુદા નાના મોટા ૧૧૧ હુન્નર ઉદ્યોગોની પણ સંપૂર્ણ વિગત એમા સરળ અને સાદી ભાષામા જણાવેલી હોઈ, પુસ્તક ઘણુંજ ઉપયોગી છે

અનુક્રમણિકા -૧ આખમા નાખવાનુ પાણી ૨ માનમા થતા દર્દ મટાડનાર દવા ૩-કોલ્ડ ક્રિમ ૪-કોલન વૉટર ૫-ખારી મટાડનાર દવા ૬ ગુણકારક છીંકણી ૭-ચામડી માટેનો પાવડર ૮ ચામડીના રોગો દુર કરનાર મલમ ૯-જાડાપણુ દુર કરનાર સાબુ ૧૦-જુવાબ લાવનાર પાવડર ૧૧-તાવ મટાડનાર દવા ૧૨ દતમંજન ૧૩ દરક જાતના દર્દ દુર કરનાર ચમત્કારીક દવા ૧૪-દાતના દર્દ મટાડનાર દવા ૧૫ દાઢી બોડવા માટે લગાડવાનુ ક્રિમ ૧૬-નાના બાળકોની દવા ૧૭-આટણ માટે મલમ ૧૮-પેન બામ ૧૯-ખીલ મટાડનાર દવા ૨૦-મોઢામાથી દુર્ગંધ દુર કરનાર દવા, ૨૧ લવેન્ડરનું પાણી ૨૨-બ્રેમોનેડ પાવડર ૨૩ લોહી શુધ્ધ કરનાર દવા ૨૪-વાળ ઓળવા માટે પાવડર ૨૫-વાળ ઉગાડનાર દવા ૨૬-વાળ કાઢવાનો પાવડર ૨૭ વાળ કાળા કરનાર કલફ ૨૮-શેમ્પુ પાવડર ૨૯ વાળમા નાખવાનુ તેલ ૩૦ વાઇમજયુસ અને ગ્લિસરીન ૩૧-શીતળા માટેની દવા ૩૨ Bath Powder ૩૩-સધીવા મટાડનાર દવા ૩૪ કાર્બોલિક સાબુ ૩૫-તાકાતની ગોળીઓ ૩૬-સુગધીદાર પોમેડ ૩૭-સુગધીદાર સાબુ ૩૮-ઇલેક્ટ્રીક પાવડર ૩૯ ને ૪૦-કાળુ ને બ્રાઉન બુટ ક્રિમ ૪૧, ૪૨, ૪૩,-કાળુ, ટોની લાલ ને બ્રાઉન બુટ પૉલિશ ૪૪-સ્ટવ પૉલિશ ૪૫-એક વર્ષ સુધી બગડે નહિ એવી લાહી ૪૬-અંધારામા ચળકે એવી શાહી ૪૭-કપડાને વૉટરપ્રૂફ બનાવનાર દવા ૪૮ કપડા પર લખવા માટેની શાહી ૪૯-કોપલ વારનિશ ૫૦-કોલસાનુ બળતણ ઓછુ બળે એવી દવા ૫૧-કાચ કે ચીનીના તુટેલા વાસણ જોડનાર મિશ્રણ ૫૨ ચમત્કારીક પાવડર ૫૩-ચમત્કારીક પ્રવાહી ૫૪ ચાદીનુ ગિલ્ટ કરનાર પાવડર ૫૫, ૫૬-પાકુ લખાણ માટેની શાહી ૫૭-ખુબ સસ્તો સાબુ (એક આનાથી પણ ઓછાનો એક રતલ) ૫૮ બીજી જાતનુ કાળુ બુટ પૉલિશ ૫૯ પ્રવાહી સરસ ૬૦-મેસવાલાઓ માટે ચમત્કારીક પ્રવાહી ૬૧-ફરનિચર પૉલિશ ૬૨ ફાઉન્ટેન પેન માટેની બ્લુ શાહી ૬૩-મશિનમા પુરવાનુ તેલ ૬૪ માખીઓનો નાશ કરનારે કાગળ ૬૫-રબર સ્ટૅમ્પની શાહી ૬૬-શાહીથી લખેલ લખાણ ભુસાવનાર દવા ૬૭ ૬૮, ૬૯-કાળી, બ્લુ ને લાલ શાહી ૭૦-ધુરગધુ સાબુ ૭૧, ૭૨, ૭૩, ૭૪ હેકટોગ્રાફની લાલ, લીલી, બ્લુ અને વાયોલેટ શાહી ૭૫-કપુરની સુગધીદાર ટિકડીઓ ૭૬-કાર્ડના લેખન ૭૭ ખરેખર ચિત્રના પોસ્ટ કાર્ડ ૭૮ ગુલાબની સુગધીદાર ટિકડીઓ ૭૯-ચમત્કારિક સ્ટીમ ૮૦-ચમેલીની સુગધીદાર ટિકડીઓ ૮૧ જાદુઇ રૂમાલ ૮૨-ઝાડપાનના બીયા ૮૩, ૮૪, ૮૫, ૮૬, ૮૭-ડુપ્લીકેટીંગ કાળા, બ્લુ, લાલ, લીલા અને વાયોલેટ કાર્બન પેપર ૮૮-તૈયાર સુવર્ણના સિક્કાઓ ૮૯-પતરાની સ્લેટ ૯૦-ફેન્સી પત્રવ્યવહાર બોક્ષ ૯૧, ૯૨-પુઠાના સુળાક્ષર અને પત્ર ૯૩ કાળા કાર્બન પેપર (નવી જાતના) ૯૪ રંગતા પતીલ ૯૫-રબર સ્ટૅમ્પની બનાવટ ૯૬-રેતીના કાગળ ૯૭-રેશમી રૂમાલ પર છબી ૯૮-લાકડા ઉપર છબી ૯૯-ફેન્સી સાઇન બોર્ડ ૧૦૦-શુભ અવસરના તૈયાર કાર્ડો ૧૦૧-ચિત્રના પોસ્ટ કાર્ડ ૧૦૨ ચિત્રયુક્ત મુળાક્ષર ૧૦૩, ૧૦૪, ૧૦૫-કાળા, બ્લુ ને વાયોલેટ કાર્બન પેપર ૧૦૬, ૧૦૭, ૧૦૮, ૧૦૯,-કાળી, ફ્રેંચ બ્લુ ને લાલ લાખ ૧૧૦-સુતરાઉ રૂમાલ પર છબી ૧૧૧-હેકટોગ્રાફ અર્થાત ડુપ્લીકેટર

૧૦૦ પાના ઇ આર્ટ પેપર ઉમદા કવર કીમત માત્ર અઢી રૂપિયા પોસ્ટેજ બે આના જુદા, (પરદેશ માટેજ સહિત શિલિંગ સાડા ૨)

લખો—'કુમર' ઓફીસ, ગોદાગરવાડ, સુરત.



# અવલોકનની ટેવ

વેપારની સફળતા વેપારીની તિક્ષ્ણ નજર પર અવલંબે છે વેપારીએ ડિટેકટીવ પેઠે વેપારના નફા નુકસાનના તત્વો બારીક તપાસ કરવી જોઇએ તેણે પોતાના કારખાના કે ઑફિસના આંતરિક વાતાવરણથી માહિત ગાર રહેવું જોઇએ અને ફુટબોલ ટીમનો વ્યવસ્થાપક પોતાની ટીમના દરેક ખેલાડી પર ધ્યાન રાખે છે તેમ તેણેય પોતાના નોકરોની મંડળી પર પુરતુ ધ્યાન રાખવુ જોઇએ

વેપારી જગતના બે મુખ્ય દુર્ગુણો અવ્યવસ્થા અને વ્યય છે એ બેથી સેંકડો, હજારો નહિ બલ્કે લાખો રૂપિયા લુટી જાય છે હજારો વેપારીઓ એ બેઉના કારણેજ હતા ન હતા થઇ ગયા છે—નાશ પામ્યા છે એટલે દરેક વેપારીએ જાસુસ પેઠે એ બેઉની તપાસમા રહેવુ જોઇએ કે તેઓ તેની ઓફિસ કે કારખાનામા પેસી ન પડે દરેક બાબતની તેણે સંપૂર્ણ માહિતી રાખવાની ટેવ રાખવી જોઇએ, જેથી કદી ન કદી તે એકાદ નાની શોધ કરી હજારો રૂપિયાનો વ્યય બચાવી લેશે

દૃષ્ટાંત રૂપે, એક વ્યવસ્થાપક પોતાની ફાઇલની કબાટ ઉઘાડે છે માત્ર પાંચ મિનિટમાજ તે જુએ છે કે ત્રણ કાગળો ખોટી રીતે ફાઇલ કર્યા છે અને તેને જોઇતો પત્ર મળતો નથી તે શોધી કાઢે છે કે તેની 'ફાઇલ'ની પદ્ધતિ અધુરી અને હાનીકર્તા છે

એક ડેરીનો વ્યવસ્થાપક એક દિવસ દુધ ભરવાના યંત્રની બેઠક ઉપર ચઢી, યંત્રને કામ કરતુ જુએ છે તે શોધી કાઢે છે કે યંત્ર દરેક બાટલીમા જરૂરત કરતા એક ચમચ વધારે દુધ ભરે છે પાછળથી તે એ અટકાવે છે અને વર્ષે દહાડે પંદર હજાર રૂપિયાનો બચાવ કરે છે

એક વેપારી પોતાના નોકરને ગ્રાહકનુ નામ ઠામ બેદરકારીથી લખતા જુએ છે તપાસ કરતા જણાય છે કે નામ ઠામ બેદરકારીથી કિંવા બરાબર નહિ લખેલા હોવાને કારણે ગયે અઠવાડિયે ૨૧ પારસલો ખોટા શિરનામે મોકલાયા હતા તે હુકમ કરે છે કે નોકરોએ કાળજીપુર્વક નામ ઠામ લખવા અને તે નામ ઠામ ગ્રાહકને ફરી વાંચી પણ સંભળાવવા આમ બંદોબસ્ત કરી તે પોતાની જતી પ્રતિષ્ઠા સંભાળે છે

આ છે વ્યવસ્થાના દૃષ્ટાંતો, આ છે તિક્ષ્ણ નજરનું પરિણામ ટુંકમા કહેતા ઓછા ખર્ચા, વધારે વેચાણ અને વધારે નફાના ભેદો આમા છુપાયલા છે

# ગુમાવેલા ગ્રાહકો

ઘણા વેપારીઓ વર્ષો થયા 'જયાંના ત્યાં' છે. એમનો ચાલુ વર્ષનો વેપાર ગયા વર્ષ જેટલોજ છે યા સહજ સાજ ઓછો વત્તો.

એનું કારણ શું ? ખરી રીતે કારણ માત્ર એક છે અને તે એ કે તેઓ દર વર્ષે માત્ર તેટલાજ નવા ગ્રાહકો મેળવે છે, જેટલા કે તેઓ ગુમાવે પણ છે. અર્થાત, તેઓ પોતાના ગ્રાહકોમાં વધારો નથી કરી સકતા—માત્ર ખોટ પુરી કરે છે

તેઓ જાહિરાત પણ કરે છે અને નવા ગ્રાહકો મેળવે પણ છે, પરંતુ જુના ગ્રાહકોને કેમ સંભાળી રાખવા અને ગુમાવેલા ગ્રાહકોને કેમ ફરી મેળવવા તે તરફ તેઓ બિલકુલ ધ્યાન નથી આપતા

ખરૂં છે કે ઘણા ગ્રાહકો હરીફ વેપારી ખેંચી જાય છે, પરંતુ એથીયે વધારે ગ્રાહકો ખુદ વેપારીને ત્યાંથીજ હાંકી કાઢવામાં આવે છે. આ બિના સત્ય છે. એમાં સહજે શક નથીજ.

પ્રથમ પોતાની ઓફિસની અંદર તપાસ કરો. ગ્રાહકો શા માટે ગુમાવાય છે. તે શોધી કાઢો એક યા બે અઠવાડિયાની મિહનતે સત્ય હકીકત શોધી સકાશે.

કદાચ તમારો માલ 'ખામીભર્યો હશે ગ્રાહકોની ફરયાદો, પાછો ફરતો માલ અને બીજા માલની ખૂબીઓનો અભ્યાસ કરો.

કદાચ નવકરો ગ્રાહકો સાથે જોઇતા વિનયપૂર્વક વર્તતા નહિ હોય. તેમની સમક્ષ દર અઠવાડિયે એક ભાષણ આપો યા વિનયી વર્તણુંકને લગતી એકાદ ચોપડી તેમને ભેટ આપો કાં તેમને શિખવો, કાં તેમને રજા આપી દો. ગ્રાહકો ગુમાવી દે એવા નવકરો નવકરીને લાયક નથી.

ગુમાવેલા ગ્રાહકો પાછા મેળવવા પ્રયાસ કરો કદી કદી મિત્રતાભર્યા પત્રો વડે પુછપરછ કરતા રહો. એથી તેઓ નારાજ નહિ થાય, બલકે પોતાની ગયર હાજિરી પ્રત્યે વેપારી ધ્યાન આપે છે. એ જોઇ ખુશ થશે.

જો કદાચ એવા પત્રો વડે કોઇ સારો ગ્રાહક પાછો ન આવે તો પછી એકાદ મુલાકાતની જુરરત છે. કદાચ કોઇ ગયર સમજુતી કે ફર્યાદ નડતરરૂપ છે. વેપારીના હિત ખાતિર તેનો વાજિબી ફયસલો કરો.

ટુંકમાં એક વેપારીએ પોતાની પ્રતિષ્ઠા સંભાળી રાખવી જોઇએ. જો મેકડો જૂના ગ્રાહકો તેનાથી નાખુશ હશે તો તેઓ હજારો નવા આવતા ગ્રાહકોને અટકાવી દેશે.

છેવટે, મોંઘા ભાવથી જેટલા ગ્રાહકો નથી જતા, તેટલા અવિનયી વર્તનથી જાય છે. માટે દરેક વેપારીએ આ બાબત પર પુરતું ધ્યાન આપવું જોઇએ અને દરેક વેપારીનો આદર્શ આ હોવો જોઇએ" કે 'અમારા દરેક ગ્રાહકો હમેશના અમારાજ બની રહે છે"

---

## વેપારી શબ્દ–ચિન્હો

વેપારમાં શબ્દ–ચિન્હો (Slogans)ની કીમત પણ ઓછી નથી—ખાસ કરીને જયારે તે તદ્દન નવા અને નોખા હોય એવા શબ્દ ચિન્હો સીધી યા આડકત્રી રીતે—

(૧) માલની જાહિરાત કરે છે

(૨) માલની પ્રશંસા કરે છે અને

(૩) વેપારીનુ નામ પ્રજાની યાદ દાસ્તમાં કાયમ રાખે છે. એટલે, એક વેપારી માટે પોતાનું શબ્દ–ચિન્હ મુકર્રર કરી વાપરવું લાભદાયક છે. અલબત તે કેવળ માલની તઅરીફવાળું ન હોવું જોઇએ, ન વળી તેથી અસંબંધિત. થોડાક ઉપયોગી નમુના આ રહ્યાઃ—

**જ્ઞાન અને વિજ્ઞાન માટે પુસ્તકો વાંચો !**

**તનદુરસ્તી માટે તાઝા ફળો !**

**દુન્યાની ખબરો ઘર બેઠાં–રેડિયો દ્વારા !**



# શ્રી જીવન



વર્ષ ૧ લું
અંક ૮ મો

સંપાદક
મનુભાઇ જોધાણી

જેઠ
૧૯૯૬

[આ માસિક વડોદરા રાજ્ય પુસ્તકાલયો માટે નં. ૭૧૫/૧ તા ૩૧-૧-૪૦થી અને વેસ્ટર્ન ઇન્ડીઆ સ્ટેટસ એજન્સીમા ન ૪૫૭ તા ૨૦-૧૨-૩૯થી મંજુર થએલ છે મુબઇ ઈલાકામા શાળા-લાયબ્રેરી માટે મે એ ઇ સા ના ન. ૧૭૬ તા ૧૨-૧૨-૩૯ મુજબ શાળાના અધિકારીઓ ખરીદી શકે છે.]

## આવતે અંકે

શ્રી. ધૂમકેતુનું ગદ્યગીત અને લેખ શ્રી મજમુદાર, શ્રી. રમણલાલ સોની, ડૉ કૅદમ, શ્રી રમણિકલાલ જ. દલાલ અને શ્રી મનુભાઇ જોધાણીની વાર્તાઓ. શ્રી. હંસાબહેન મહેતાનું શ્રી જયશ્રીબેન રાયજીએ લખેલ જીવનચરિત્ર, નોબલ પ્રાઇઝ મેળવનાર મહિલાઓનાજીવન અને કાર્યક્ષેત્રનો પરિચય. શ્રી રતિલાલ ત્રિવેદીનો પ્રવાસલેખ વગેરે. ઉપરાત ડેરીસીમના ચેદામાં પાપેરીયા અને રસોડઘર તથા શાન્તાબહેન દેસાઇનુ લખેલ શાકભાજી અને શ્રી ચિકિત્સક લખેલ લોહીવાનો બાળીનો હકતો આવશે ઉપરાત બાળવિભાગ પણ આપવામા આવશે.

## આ અંકમાં



(આ અંકમાં સ્થળ સંકોચને કારણે તથા મોડી પડવાથી રહી ગયેલી વાર્તાઓ હવે પછી આપવામાં આવશે.)

ભેટ પુસ્તક સાથે વાર્ષિક લવાજમ

| દેશમાં | બ્રહ્મદેશમા | પરદેશ માટે |
|---|---|---|
| ૪-૦-૦ | ૪-૮-૦ | (આઠ શીલીંગ) |

'સ્રીજીવન' કાર્યાલય : ઝવેરીવાડ : અમદાવાદ

રૂબરૂ લવાજમ ભરવાનું સ્થળ : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય ગાંધી રસ્તો : અમદાવાદ

## બેઝિક ઇંગ્લિશ ભાષાશૈલિ [ભાગ ૨ ૩]

લેખક–પ્રકાશક જનાબ હરિકૃષ્ણ એમ વ્યાસ, લાઠી (ક્ર ક્રાઉન ૧૬ પાના ૪૪+૪૫) કીમત અનુક્રમે ૪ અને ૬ આના

બેઝિક ઇંગ્લિશ ગ્રથમાળાના આ છઠ્ઠો તથા આઠમો મણકો છે બેઝિક ઇંગ્લિશની આતરરાષ્ટ્ર નાની સુદર છણવટ એમા દાખલા દલીલો સહિત કરી છે

## મુસ્લિમ મહિલા દર્પણ

ભાષાતરકાર જનાબ સિકંદરખાન એ 'વકીલ', પ્રકાશક સદાકત કાર્યાલય અહમદાબાદ (ક્ર રૉયલ ૧૬ પાના ૮૧) કીમત ૬ આના

મુસ્લિમ ગુજરાતી ખાતૂનોની રહબરી માટે પેશ કરાયલી આ ન્હાની કિતાબ, મૂળ ઉર્દુ "મુસલમાન બીબીયા"નુ ભાષાતર છે એમા તે સઘળુ છે, જે હોવુ જોઈએ

પ્રયાસ સારો છે ભાષાતરની ભાષા, જેમને માટે તે લખાયુ છે, તેમની કમઈલ્મીનો ખિયાલ રાખી, હજી વધુ સાદી બનાવી સકાઈ હોત

## જગે યરમુક

લેખક જનાબ 'સીરતી', પ્રકાશક બઝમે ઇકબાલ, કઠોર (ક્ર રૉયલ ૧૬ પાના ૮૩) કીમત ૫ આના

ઇસ્લામી બહાદુરોની અજોડ શૂરવીરતાની દાસ્તાનોથી ભર્યા પડેલા ઇસ્લામી ઇતિહાસ પ્રસગોમાથી આ જગે યરમૂકનો પ્રસગ પોતાની ભાતનો અપ્રતિમ છે. લાખોની શસ્ત્રસજ્જ સેનાઓ સામે થોડાક મુસ્લિમો કેવી બહાદુરી પૂર્વક ઝૂમી ફતહ પામે છે, તેનો સચોટ ચિતાર એમા પેશ થયો છે

આવી ઐતિહાસિક વસ્તુ અને સાદી ભાષા, એ આ પુસ્તિકાનુ મુખ્ય આકર્ષણ છે જે બઝમે ઈકબાલ ગ્રથમાળાના બીજા મણકા રૂપે પ્રગટ થઇ છે પ્રયાસ બદલ મુબારકબાદ

## જમીલા

અનુવાદક–પ્રકાશક જનાબ હુસયનખાન જે બબર, અહમદાબાદ (ક્ર ક્રાઉન ૧૬ પાના ૧૬૨) કીમત રૂપિયો એક

હિન્દના અકબરી ઇતિહાસ–કાળના બગાળના બળવાના પ્રસગને પેશ કરતી આ નવલકથા આગળ 'દીન' સાપ્તાહિકમા છપાઇ ચુકી છે અને હવે પુસ્તકાકારે પ્રગટ થાય છે. વસ્તુ અને લખાવટ સારી છે નવલકથાના શોખીનોને તે ગમ્યા વિના રહેશે નહિ, એનો યકીન છે મુબારકબાદ.

## ગ્રામસેવક [માસિક]

તત્રીઓ જનાબ મગનલાલ જૈન, પ્રવીણ કુમાર મિસ્ત્રી, જયતિલાલ સેનવાળા અને પ્રભુદાસ શાહ વલસાડ

ગ્રામસેવાના ઉદ્દેશાર્થે પ્રગટવા માડેલુ આ નવુ માસિક છે વિવિધ વિષયના ન્હાના ન્હાના લેખો એમા છપાય છે

પ્રયાસ હજી વધુ કાશિશ માગી લે છે

## માણસ

લેખકો જનાબ હિમ્મતલાલ શાહ અને બાબુભાઈ શાહ, પ્રકાશક બાલસખા કાર્યાલય અહમદાબાદ (ક્ર ક્રાઉન ૧૬ પાના ૬૪) કીમત છ આના

'બાલસખા'નુ આ તાજુ ભેટ પુસ્તક છે, જેમા માનવ જાતિના વિકાસનો કહેવાતો ક્રમ સુન્દર ચિત્રોની મદદ સહિત રજૂ કરવામા આવ્યો છે મ્હોટા બીબા સુદર છપાઈ અને દિલચસ્પ સચિત્ર વાચન એ એના મુખ્ય આકર્ષણ છે પુસ્તક બાળકો હોશે હોશે વાચશે, એમા શકા નથી

ભેટ પુસ્તકના સાહસ બદલ 'બાલસખા'ને ધન્યવાદ

## Textile Digest [ત્રૈમાસિક]

તત્રી જનાબ જી એન વૈદ્ય, એમ એ, એલ એલ બી, મુબઇ

આ વર્ષની શરૂઆતથી પ્રગટ થવા માંડેલા સુંદર રંગરૂપવાળા આ નવા શાસ્ત્રીય સામયિકનો બીજો અંક મ્હારી નજર સામે છે કાપડના વણાટકામના ઉદ્યોગના વિવિધ અંગોને બારીકી પૂર્વક છણતું, તેની શાસ્ત્રીય ચર્ચા કરતું આ ત્રમાસિક એ ઉદ્યોગમાં રસ લેનારાઓને માટે ખુબજ કીમતી માર્ગદર્શક રૂપ થઈ પડશે

જુલાઇ અંકનો મુખ્ય લેખ 'Maturity of Cotton Fibres' છે, જે એ વિષયના નિષ્ણાત ડાક્ટર નઝીર અહમદે લખ્યો છે

આવા સુંદર પ્રકાશન બદલ તંત્રી અને પ્રકાશક મંડળ ઉભયને અભિનંદન

## સરિતા [હિન્દી માસિક]

તંત્રી જનાબ પંડિત બળદેવરાજ 'ગુલશન", બનારસ

એનો પ્હેલા વર્ષનો ૧૨મો અંક મ્હારી સામે છે માત્ર આઠ પાનાનું કદ, એક વાર્તા અને બે ચાર ન્હાના ફકરા એ એની કુલ સાહિત્ય મુડી છે છપાઇ ખરાબ અને ગોઠવણી તેથીય બદતર પ્રયાસ અત્યંત નિરાશાજનક છે

## પહોંચ

- અંજુમને ઈમાદીયહ સુન્નત જમાઅત કવમે બવાહિર અહમદાબાદનો ૧૩૫૮ ૧૩૫૯ નો વાર્ષિક હિસાબ અને રિપોર્ટ
  સંસ્થા સારૂં કામ કરે છે હજી વધુ ઉત્તેજનની મુસ્તાહક છે
- જામિઅહ હુસયનિયહ રાંદેરનો ૨૭મો હિસાબ અને રિપોર્ટ
  રાંદેરની દીની તઅલીમ પ્રસારતી આ સંસ્થા માસિક રૂ ૧૦૦૦ને ખર્ચે ચલાવાય છે એને બોર્ડીંગની જરૂરત છે રાંદેરી અમીરો એ જરૂરત પૂરી કરે

નીચલા પુસ્તકો વ મલ્યા છે અભિપ્રાય હવે પછી

બેસિક ઇંગ્લિશ, જીવન વિકાસ, ગ્રામસેવા મેલેરીયા અંક, સમાજ શિક્ષક પરિષદ અંક Bombay Market, ઇસ્લામ હિન્દાબાદ વ વ

## ઉર્દુ અગ્રેઝી પુસ્તકો

ઉર્દુ-અંગ્રેઝી કિતાબો માટે હવે આપને બીજા ઇલાકાના બુકસેલરોને લખવાનું રહેશે નહિં નીચે લખેલા અને તે સિવાયના બીજા અનેક પુસ્તકો અમારે ત્યાંથી મળી શકે છે

| | |
|---|---|
| قران حکیم (عکسی چھپائی) | |
| (عمدہ جلد) | Rs 3-0-0 |
| بانگ درا (اقبال) | Rs 3-8-0 |
| ارمغان حجاز (اقبال) | Rs 3-8-0 |
| مرات مصطفاباد | Rs 7-0-0 |
| Meaning of the Glorious Quran (M M Pickthall) in 2 Vols | 24-0-0 |
| The Poet of East Iqbal | 4-0-0 |
| The Industry Year book & Directory 1937 | 3-0-0 |
| Trade Directory of Japan | 2-0-0 |
| Practical Metal Casting | 1-8-0 |
| Preparing Crops for the Market | 1-8-0 |
| Manufacture of Rubber Goods | 1-8-0 |
| Indian Tobacco & Its Preparations | 1-8-0 |
| Independent Careers for the Young | 1-8-0 |
| Pharmaceutical Preparations | 1-8-0 |
| Disinfectants & Antiseptics | 1-8-0 |
| Chemical Industries of India | 1-8-0 |
| Manufacture of Catechu | 1-8-0 |
| Vegetable Oil Industry | 1-8-0 |
| Clerk's Manual | 1-0-0 |

બધાનું ટપાલ ખર્ચ જુદું

કમર ઓફિસ, સોદાગરવાડા-સુરત.

'કમર' ને લગતા વિષયોના પ્રશ્નોના જવાબો અત્રે ક્રમવાર મુફત પ્રગટ થાય છે એકી વેળા વધુમા વધુ ત્રણ પ્રશ્નોનાજ જવાબ મળી સકશે

ટપાલ દ્વારા ખાનગી જવાબ જોઈએ તો દરેક સવાલ દીઠ પાચ આનાની (બર્મા આઠ આના અને પરદેશ નવ પેની) ટીકીટો યા પોસ્ટલ ઓર્ડર બીડવા [વી પી ના ઓર્ડર સ્વીકારતા નથી ]

૨૬૦૨–શો ના શ નવાગામ–મોજા ગુનવાના હાથ-યત્ર માટે નિહાલચદ એન્ડ કપની, લુધીયાના (પજાબ)ને લખશો

૨૬૦૩–એમ ઘ ઘ ર ઘ દોર–આઉન પરના વેપારીઓના શિરનામા આ છે –જે બી વડવાની કુ લિ, પો બો ૨૦૩૦, મુબઈ ? એન સિથ કુ લિ, ૬૩ પ્રિન્સેસ સ્ટ્રીટ મુબઈ ૨ મુહમ્મદઅલી હેબતભાઈની કુ, ૫ મિરઝા સ્ટ્રીટ, મુબઈ ૩

૨૬૦૪–યુ ઘ મિ કરાચી–અગરબત્તી બનાવવાના પ્રયોગો કમરના ૬૭ અને ૮૪મા અકોમા છે, તે જોશો

૨૬૦૫–ગી મો લ અહમદાબાદ— નિકટ્રોપ્લેટિંગના સાધનો વ માટે *W Canning & Coy, Girgaum Road Bombay 4* ને લખશો

૨૬૦૬–સુ હ પ કરાખટ–(૧) રગ બેરગી શાહીઓ બનાવવાના પ્રયોગો વ માટે કમરના ૩૦, ૬૫ ૭૪ અને ૮૦ મા અકો જોશો (૨) અમુક તમુક વેપારી પોતાની શાહી બનાવવાનો પ્રયોગ ગુપ્તજ રાખે છે તે મળી સક્તો નથી

૨૬૦૭–જે રી ભ ખાગધોડા–મિલ્ક સેપેરેટર યત્ર ભાડે મળતુ અમારી જાણમા નથી

૨૬૦૮–મ ટો સો કે જામનગર–(૧) સ્વર્ગ ધતિના નિશાસ્તાને કહે છે, જે તૈયાર પણ મળે છે અને ઇચ્છો તો ઘરમેળેય બનાવી સકો છો (૨) 'દ્રવ' એટલે કોસ્ટીક સોડા યા પોટાશનુ પાણીમા બનાવેલુ મિશ્રણ (૩) મીઠુ એજ નમક [નોંધ : 'કમર'નો એકાદ અક જોઇતો હોય તો કીમતની ટિકિટો મોકલવી એક અકની તે વી પી હોય ? ત્રણ ચાર આનાના અક માટે પાચ છ આનાનો જુદો વી પી ખર્ચ ?]

૨૬૦૯–યુ ઘ મિ કરાચી–પ્રકાર પ્રકારના વારનિશ બનાવવાના પ્રયોગો માટે કમરના ૪૦, ૪૨, ૪૩ ૪૫, ૪૬ અને ૫૦મા અકો જોશો

૨૬૧૦–યુ મો બી ઇગાતુવા–(૧) રસાયણિક ખાતરો વિષેનો લેખ કમરના ૧૧૬મા અકમા છપાયો છે (૨) ખેતીવાડીને લગતુ આપ ચાહો તેવુ સપૂર્ણ પુસ્તક *The Encylopaedia of Agriculture* છે જે ૮ ભાગમા મળે છે (૩) પિપરમિન્ટના બીજ માટે પેસ્તનજી પી પોચાની કપની, નેપીયર રોડ પુનાને લખશો

૨૬૧૧–હ હ મનોન્ગવે–(૧) પવન ચક્કી બનાવવા માટેના પુસ્તક હિન્દ અહિં મળતા જણાતા નથી (૨) મગધા ઉકેરતુ બી સુરતીનુ ગુજરાતી પુસ્તક, હજી લગી અપ્રગટજ છે ! (૩) સરેસને લગતા એ પુસ્તકોમાથી વધુ ઉપયોગી પુસ્તક *Glue & Gelatine* છે

૨૬૧૨–ભા અ જગબાર–(૧) નાળિયેરી અને તેની પેદા બનાવટો વિષે ગુજરાતીમાં

## રૂપ શૃંગારની પરદેશી બનાવટો

યુરપી લડાઇ શરૂ થતાંજ એક તરફ તો રૂપ શૃંગારની પરદેશી બનાવટો આવતી બંધ થઇ ગઇ છે અને બીજી તરફ હિંદમાં એમાનો જે માલ મવજુદ છે તેના ભાવ દોઢા બમણા થઇ ગયા છે।

આ સુંદરી તક છે રૂપ શૃંગારને લગતી વિવિધ બનાવટો જેવી કે કોલ્ડ ક્રીમ ક્રીમ જેલી, સ્નો ટોઇલેટ પાવડર, લોશન અને મિલ્ક ટુથ વોશ દંતમંજન, ટુથ પેસ્ટ પોમેડ બ્રિલિયન્ટાઇન રૂઝ (પ્રવાહી પાવડર ને મતમના ત્રણે સ્વરૂપો) લાઇમ જ્યુસ ગ્લિસરીન નિપસ્ટિક તરલ અલ્ટા વાળ કાઢ નાર ક્રીમ પ્રવાહી ભૂકીઓ, સાબુઓ વ વાગ –ક્રીમ વાળ તેલ, વાગ લોશન વાગ–શેમ્પુ વાળને ગુચ્છાદાર બનાવનાર દવા, ટોઇલેટ સાબુઓ નાથ સોલ્ટ નેલપોલિશ કલક વ વ બનાવવાનો ઉદ્યોગ શરૂ કરો અને ટુંક સમયમાં તમે મહિને ૧૦૦ થી ૨૦૦ રૂપિયાની આવક મેળવતા થઇ જશો.

# કોસ્મેટિક્સ

કિંવા

## શણગાર–સામગ્રિયો

એક તુજ તે પુસ્તક છે જે તમને ઉપલી બધી બનાવટોના ખરા પ્રયોગો બતાવવા ઉપરાંત તે અંગેની પુરેપુરી સમજણ પણ આપશે

બીજી આવૃત્તિ ૨૬૬ પ્રયોગો ૧૦૦ પાના જાડા કાગળ કીમત રૂપિયો એક

(હિન્દમાં સાદુ ટપાલ ખર્ચ બે આના)
[પરદેશ બે શિલિંગ]

હમણાજ તમારા શહેરના બુકસેલરને ત્યાંથી ખરીદી લો યા પરબારો ઓર્ડર આપો

કમર ઓફિસ, સોદાગીરવાડ સુરત.

## " કમર"નો ૧૨૦ મો અંક

ચાલુ વર્ષના એ છેલ્લા અંકમાં નિયમ પ્રમાણેની વાર્ષિક અનુક્રમણિકા ઉપરાંત નીચલા ખાસ લેખો આવશે તમે ગ્રાહક છો ? ન હો તો તરતજ થઇ જાવ

**નકલી ઊન**–ખરા ઊન જેવુંજ નકલી ઊન કેમ અને શામાંથી બને છે ?

**માર્જેરાઇન કિંવા નકલી માખણ**–નફાવત ધંધો–તેની બનાવટ

**કલી ચુનો**–ઉદ્યોગની માહિતી

**હવાઈ શરબતો**–પ્રકાર પ્રકારના હવાઇ શરબતોની બનાવટ સંબંધી

**ક્રિકેટના દડા**–બનાવવાની માહિતી

**જમરૂખ, સીતાફળ અને રામફળ**–ત્રણ ફળ ઝાડોની રોપણી વિષે

**પોટાશ કાર્બોનેટ**–બનાવવાની રીત

અને બીજુ ઘણુ ઘણુ

---

### અને હવે પછી

આ રહયા તે થોડાક હુનરોની યાદી જેના ખાસ લેખો હવે પછી 'કમર'માં છપાશે

(૧) કનઈનો ઢોળ નાખવાનો હુનર (૨) કોકમ ઝાડનુ વાવેતર (૩) રોમિયમનો ઢોળ નાદિર હુનર (૪) ચિરૂટ બનાવવા વિષે (૫) છાપખાનુ ધંધાની માહિતી (૬) જામ બનાવવા વિષે (૭) ટોઇલેટ–પાણીઓ પ્રકાર પ્રકારના ટોઇલેટ–પાણીઓના પ્રયોગો (૮) દફતરી લાહીએ પુષ્કળ પ્રયોગો (૯) ઢોરડાં બનાવવા વિષે (૧૦) નિકલનો ઢોળ હુનરની માહિતી (૧૧) નિયોન નામ–પાટિયાં બનાવવા સંબંધી (૧૨) પતરાના ડબ્બા બનાવવાનો ઉદ્યોગ (૧૩) પાચક દવાઓ ગોળીઓ અને ભૂકીઓના નુસખાઓ (૧૪) પુઠા બનાવટ અને ઉદ્યોગ (૧૫) પુસ્તક બાંધણી નફાવત હુનર (૧૬) ફાયર બ્રીક બનાવટ (૧૭) મલમો પ્રકાર પ્રકારના મલમો (૧૮) સુરબ્બા જાત જાતના મુરબ્બા બનાવવા (૧૯) રબર–સ્ટેમ્પો બનાવટ (૨૦) રાઇ વાવેતર (૨૧) લાખ ઉદ્યોગ (૨૨) વનસ્પતિ ઘાસ

અને એ સિવાય બીજા ઘણા હુનરો

પ્રમાણભુત, અને શાસ્ત્રીય

# "કમર"-પ્રકાશનો

**૧**

## વેચાણ કળા

કિંવા

## સેલ્સમેનશિપ

[ વેપાર સૂચનો સહિત ]

■ ગ્રાહકોનુ લક્ષ આકર્ષી, જિજ્ઞાસા ઉશ્કેરી, માલ ખરીદવાની ઇચ્છા ઉત્પન્ન કરાવવી અને એ ઇચ્છાને અમલમા મૂકાવવી, એ માટેની સમજણ, વેપારી અને ગ્રાહકના દ્રષ્ટિએ માલની તુલના, સોદો કરવાની કળા, વેપારીની માનસિક શક્તિઓ, વાંધાઓના વ્યવહાર જવાબો, વેચાણ વિભાગની રચના વ વ માન વેચવાની કળાના બધા નિયમોનુ સુંદર પૃથક્કરણ કરતી ગુજરાતી ભાષામા પહેલીજ પુસ્તિકા

■ વેપારીઓને નિત નિત ઉપયોગી એવા ૧૭, કીમતી વેપાર-સૂચના પણ એમાં છે

કીમત દશ આના

(ટ પ સહિત)

(વી. પી ખર્ચ જુદો)

વિદેશ એક શિલિંગ]

**૨**

## કેશ શૃંગાર

■ વાળ રંગવા કિંવા સફેદ યા ભુરા થઇ ગયેલા વાળને ફરીવાર અસલ રંગના-કાળા કે સુન્દરી—કરવા માટેના ખિઝાબ યા કલપના વિદેશી, યુનાની અને આયુર્વેદિક પદ્ધતિના તેલ પાણી યા ભુકીના રૂપના અને આંતરિક ઉપાયના ૭૨ પ્રમાણભુત-અનેક અપ્રકટ અને કીમતી પ્રયોગો સહિત-નુસખાઓનો અનેક સમૃદ્ધ તોલમાપની માહિતી, બનાવટ, વેપાર અને ઉપયોગની સૂચનાઓ સહિત

■ ગજવામા રહી શકે એવુ નાનકડુ કદ એન્ટિક કાગળ ૪૮ પાના

કીમત ચાર આના

(ટ પ સાથે પાચ આના)

વિદેશ —૭ પેની

**૩**

## 'કમર'નો આખો સટ

■ છુટક છુટક અંકો ખરીદવા કરતાં, આખો સટજ ખરીદી લેવો વિહતર છે કારણ કે તે એક પૂરી - અને સચિત્ર "ઔદ્યોગિક એનસાયક્લોપિડીઆ"ની ગરજ સારે છે

■ અંક ૨, ૩ ૪, ૫ ૬, ૭, ૮, ૯, ૨૪, ૨૯, ૩૦ ૩૧, ૩૨, ૩૩, ૩૫ અને ૩૬-કુલ સોળ અંક છુટા

■ અંક ૩૭ થી ૪૮, અંક ૪૯ થી ૬૦, અંક ૬૧ થી ૭૨, અંક ૭૩ થી ૮૪, ૮૫થી ૯૬ અને ૯૭ થી ૧૦૮ એમ બાર બાર અંકની ૭ બાંધેલી ફાઇલો અને-

■ અંક ૧૦૯ થી ૧૩૨ લગીના બાર અંકનુ-એટલે ૧૯૪૦-૧૯૪૧ના પૂરા વરસનું-હિન્દનુ લવાજમ ભરી કીમત ૧૯-૦-૦

(ટ પ યા રેલ્વે નુર જુદુ)

પરદેશ માટે-

કીમત રૂ. ૩૭-૦-૦

યા £ 2-15 8

(ટ પ સહિત)

[ પૂરૂ સૂચિપત્ર મુફત મંગાવો ]

શિરનામુ: કમર ઑફિસ, સોદાગરવાડ, સુરત.




## ઊન—ખરું અને નકલી



ખરું ઊન (૧) કાચો માલ કિંવા વનસ્પતિનો ચારો (૨) ઘેટું ચારો ખાય છે (૩) ઘેટાના જઠરમાં ચારો પચે છે (૪) ચારામાંથી રૂપાન્તર પામી, ઘેટાની ચામડી પર ઉગે છે (૫) ઊન કપાય છે

**નકલી ઊન**-(૬) કાચો માલ કિંવા વનસ્પતિ પ્રાપ્ત થ (૭) તેની [illegible]મુ કરાય છે (૮) તે પચે છે કિંવા તેના તત્વો પ્રવાહીમાં રૂપાન્તર છે (૯) એ રૂપાન્તર પામેલ પ્રવાહીમાંથી નકલી ઊન પેદા થાય છે (૧૦) નકલી ઊન કપાય છે

ડિસેમ્બર ૧૯૪

■

## વેપારી કળા



■

## પ્રકીર્ણ



■

ત્યા માનવે 'લોખંડનું' યંત્ર બનાવ્યું છે, જેમાં, એ લાકડાની કાતરણ કરવામાં આવે છે.

**ત્રીજો** તબક્કો એ કાતરણને પચવવાનો છે. ખરા ઊનની બનાવટમાં એ કામ ઘેટાનું જઠર કરે છે, ત્યારે અહિ તે માટે ડાયજેસ્ટર યંત્ર મવજુદ છે. લાકડાની કાતરણને એ



યંત્રમાં અલ્કાઇટના દ્રવ સાથે ભરી, લગભગ ૨૪ કલાક લગી ઉકાળવામાં આવે છે, જેથી લાકડામાના સેલ્યુલોસ તત્વો અને બીજા તત્વો જુદા જુદા પડી જાય છે. આમ અહીં, લાકડાની કાતરણનું નકકર રૂપ પ્રવાહી મિશ્રણના નવા અને ઉપયોગી સ્વરૂપમાં રૂપાન્તર પામે છે. નકલી ઊનની બનાવટની અટપટી શુંચવણભરી મુળ ક્રિયાનો એ આરંભ માત્ર છે.

મેળવણી તૈયાર થયા બાદ, તેમાંથી પ્રવાહી દ્રવ–જેમાં નોન-સેલ્યુલોસ તત્વો ભળેલા હોય છે–કાઢી નાંખતાં, ડાયજેસ્ટરમાં સેલ્યુલોસ તત્વો બાકી રહી જશે. હવે એને કોસ્ટીક સોડા, સલ્ફરેટેડ હાઇડ્રોજન અને ફરી વાર કોસ્ટીક સોડાની ક્રિયાઓમાંથી પસાર કરતાં, તે પ્રવાહી બને છે, જેમાંથી નકલી ઊન પયદા થાય છે.

**ચોથો** તબક્કો એટલે નકલી ઊનની પયદાઈશનો તબક્કો. પેલું પ્રવાહી, પીળું અને મધ જેવું ઘટ્ટ મિશ્રણ, હવે એક બીજા યંત્રમાં લઇ જવાય છે. જ્યાં ઝીણા કાણાવાળા આકારમાથી તે પસાર થાય છે અને પળ વારમાં પીળું મિશ્રણ સફેદ બારીક ઊનના તારનું રૂપ લઇ લે છે.

પણ હજી બનાવટની ક્રિયાનો અંત આવ્યો નથી. એ નક્કર ઊન હવે જુદા જુદા મિશ્રણોમા ધોવાવા જાય છે અને છેવટે—

**પાંચમા** તબક્કામાં પહોંચતાં, કપાય છે. વિસ્ટ્રા કિંવા નકલી ઊનનો ભેદ આ છે.

(૧) એ દ્રવ નકામો નથી જતો; તેમાંથી અલકોહલ બને છે

૧

# રંગબેરંગી સાબુઓ

## કપડાં રંગવા માટેનાં રંગીન સાબુઓ



ઘણા વાચકોના સતત આગ્રહને વશ થઈ, આજથી પાંચ વર્ષ પર છપાયેલો આ લેખ આજે ફરમેમાં ફરી છપાય છે, એ આશાએ કે, તે અનેક ભાઈઓને માર્ગદર્શન રૂપ થશે.

હિન્દમાં સાબુના ઉદ્યોગનું ક્ષેત્ર અત્યંત વિશાળ છે. એનાં અનેક કારણો-માનું એક કારણ એ પણ છે કે સાબુઓ અનેક પ્રકારના બને છે કપડાં ધોવાના સાબુ, નહાવાના સાબુ, કપડાં રંગવાના સાબુ, પારદર્શક સાબુ, ગ્લિસરીન સાબુ, તરતા સાબુ, હજામત માટેના શેવિંગ-સાબુ, મોટલ્ડ સાબુ, ઊન અને રેશમ ધોવાના સાબુ, ડ્રાય ક્લીનીંગ માટેના સાબુ દરિયાઈ પાણીમાં વપરાય તેવા સાબુ અને બીજા અનેક પ્રકારના—અને વળી તેમાં જુદી જુદી સુગંધીઓ, રંગ, તેલો અને બીજા પદાર્થોને અંગે જુદા પડતા સેંકડો નહિં હજારો જાતો સહિતના—સાબુઓના નામ તો દરેકે સાંભળ્યા હશે જ. ખરેખર, સાબુની આ હજારો જાતોને કારણે એનો ઉદ્યોગ પણ ખૂબ વિશાળ ક્ષેત્ર ધરાવે છે અને જો એમાંની કોઈ પણ એક માત્ર જાતનાજ સાબુ બનાવવાનું કામ હાથ પર લેવાય તોય મનમાનતી કમાણી કરી શકાય છે.

આ દેશમાં મોટે ભાગે ધોવાના અને નહાવાના સાબુઓ બને છે બીજા પ્રકારના સાબુઓ ઘણા ઓછા બને છે અને જો કે ઉપલા એક પ્રકારોના મુકાબલે બીજા ખાસ પ્રકારના સાબુઓની ખપત નજીવી લેખાય એમ છે છતાં, હજી એ દિશામાં હિન્દની માગણીને પુરી પાડી શકે એટલા પ્રમાણમાં એ સાબુઓ બનતા નથી. પરિણામે ખપતનો સારો જેવો ભાગ પરદેશી માલનો હોય છે અને તેના ભાવ હરિફાઈની ઓછપને લીધે મોંઘા હોઈ, તેમના બનાવનારાઓ પણ સારો નફો કરે છે

કપડાં રંગવાના સાબુઓની બનાવટ આ દેશમાં હજી જોઈએ તેટલા પ્રમાણમાં થતી જણાય નથી. એનું કારણ કદાચ એ પણ હોય કે એવા સાબુઓ સામાન્ય રંગથી સહજ મોંઘા પડે છે, પરંતુ ખરી રીતે જોતાં દરેકોઈ પુરૂષ કે કે આવું સામાન્ય રંગ વાપરવાની ખરી રીત બરાબર જાણતા નથી, પરિણામે તે સસ્તાને બદલે મોંઘાજ પડે છે કારણ કે રંગ અત્યંત અલ્પ પ્રમાણમાં વપરાતા હોય, જોઈએ તે કરતાં સહજ વધુ વપરાતાં, તેટલા વધારાના પ્રમાણનો રંગ સાવ બરબાદ જાય છે. વળી કાળજી ન રખાય તો રંગ પાણીમાં બરાબર ઓગળતા નથી અને તેની ગાંગડીઓ બંધાઈ જાય છે, જેથી કપડામાં ડાઘ પાડવા ઉપરાંત તેટલા પ્રમાણના રંગ સાવ નકામા જાય છે. રંગનો એ દેખીતો વ્યય, તેની સોંઘવારીને મોંઘવારીમાં ફેરવી દે એમાં અજબ થવા જેવું શું હોય!

આ સાબુઓ એ દૃષ્ટિએ લાભકારી અને ઓછા ખર્ચે સસ્તા પડે છે. રંગ સાબુમાં ભેગવેલો હોવાથી એકસરખો ઓગળી જતા વાર લાગતી નથી અને તેથી કપડાં પર આછા ઘેરા ડાઘા પડવાનો સંભવ રહેતો નથી. વળી પ્રમાણમાં જ્યારે રંગ રતી અને ચોખાને હિસાબે લેવાના હોય છે ત્યારે આ સાબુ ઔંસ અને તોલાને હિસાબે વાપરવાના હોઈ, એનું સહજ ઓછું કે વધુ પ્રમાણ કીમતને અંગે રંગના સહજ ઓછા વધતા પ્રમાણ જેટલો મોંઘો પડતો નથી વળી રંગને ઓગળાવવાની તકલીફો જેવી, ગાંઠો બંધાઈ જવાની રાતદિનની ચિંતાઓ જેવાં

આ સાબુ એ માટેનો એક અત્યંત સરસતી ભર્યો ઉપાય છે, એમ માનવું પડે છે

૨

કપડાં રંગવાનો સાબુઓ અનેક જુદી જુદી રીતોએ અને અનેકાનેક જાત જાતના રંગોમાં બને છે રંગોની મેળવણી જેટલી વધુ કુશળતા પૂર્વક અને નવી નવી કરી શકાય તેટલા નવા રંગના સાબુઓ બનાવી સકાય કારણ મૂળ સાબુના અંગભૂત તત્વ બધામાં એકજ હોય છે, રંગો જુદા જુદા હોય તેજ એમા સામાન્ય હલકા પીળા બાર સોપ—ખાસ કરીને તેલની બનાવટના, ચરબીના નહિ—વાપરવામાં આવે છે, કારણ એ પદ્ધતિએ કામ સારું અને સહેલું બને છે ઘણુંજ મોટું કારખાનું હોય તો તેઓ પોતેજ એ સામાન્ય સાબુ પણ બનાવે છે, નિકર બાકીનાઓ તો એ સાબુ કોઇ પણ સારા સાબુના બનાવનાર પાસે જથ્થાબંધ વજનના હિસાબે—કારણ ગોટીઓ યા ચોરસા કે લાટાની ખાસ જરૂરત જેવું નથી આખી કેમનો મ્હોટો ચોરસો હોય તો તેય ચાલે ગમે તે ખરીદનાર પોતે કાપીને કામમાં લઇ સકે છે—ખરીદે છે પછી એ સાબુમાંથી આ બેનબેરંગી સાબુઓ બનાવાય છે

બનાવવાની પ્હેલી રીત એ છે એ એવા સામાન્ય સાબુના લાગ કાપી, કાતરી કાપનાર યંત્ર (જુઓ ચિત્ર નં ૧) વડે તેની કાતરીઓ બનાવી લે છે એ યંત્ર ૩ ઇંચ જાડાઇ અને પોણા ચાર ઇંચ પહોળાઇ લગીના માપના ગમે તેવડા લોંદા કે ટુકડા લાટાની કાતરીઓ કરી સકે છે યંત્રમાં બે છરીઓ કામ કરતી હોઇ, આઠ કલાકના દિવસમાં ૬,૭૫૦ રતલ સાબુની કાતરીઓ કરી સકાય છે

પરંતુ જો સાબુના લાગ ન હોય, આખો ચોસલો યા તકતો હોય તો યંત્ર વડે તેનીય



(૧) સાબુની કાતરીઓ કરનાર યંત્ર
(Chip Planing Machine)

પાતળી કાતરીઓ કરી સકાય છે—લોટા કાપવાની જરૂરત હોતી નથી એ માટેના યંત્રને વરક બનાવનાર યંત્ર (જુઓ ચિત્ર નં ૨)



(૨) વરક બનાવનાર યંત્ર
(Slicing Machine)

કહે છે એ યંત્રની ગોઠવણ એવી રીતની હોય છે કે તે ૨૮ ઇંચ લગીની પહોળાઇના ચોરસા કે તકતાના બારીક વરક બનાવી સકે છે. એ યંત્રની ઝડપ વિષે એટલુંજ જાણવું કાફી છે કે દિવસના આઠ કલાકમાં તે ૧૧,૨૫૦ થી ૨૨,૫૦૦ રતલ સાબુના વરક બનાવી સકે છે. ટુંકમાં સાબુની કાતરીઓ યા વરક, ગમે તે બનાવી લીધા પછી તેને

કઢાઇમાં મૂકી, સહજ પાણી નાખી ઓગળાવી લે છે પછી, બીજા પદાર્થો ઉમેરી તેનેય ઓગળાવી લઇ, ઉપરાંત પહેલાથી થોડાક પાણીમાં ઓગાળી રાખેલા રંગ ઉમેરી, ખૂબ મિશ્ર કરી, ઘટ્ટ થવા આવતા કઢાઇને ચુલા પરથી ઉતારી લઇ મેળવણીને સાબુ ભરવાની ફ્રેમમાં ભરી દે છે એ ફ્રેમ લાકડાની યા પતરા કે લોખંડની બનાવેલી હોય છે



(૩) સાબુ ભરવાની ફ્રેમ (લોખંડની)
(Soap Frame)

તે ચિત્ર નં. ૩ માં બતાવ્યા પ્રમાણે એક મોટી પેટીના રૂપની હોય, તેની ચારે તરફની દિવાલો જુદી પાડી શકાય એવા સ્ક્રૂ સાથેની ગોઠવણ સહિતની હોય છે સાબુ ભરી લીધા પછી તેને ઠરવાને રહેવા દેવાય છે ૨૪ કલાક કે ૩૬ કલાક પછી ફ્રેમને ખોલી નાખી સાબુનો ચોરસો કાઢી લઇ, તાંબા યા લોખંડના તાર વડે (એક શખ્સ ચોરસાની પેલી તરફ ઉભો રહે છે અને એક શખ્સ આ તરફ ઉભો રહે છે અને બેઉના હાથમાં એક લાંબા તારનો એકેક છેડો હોય છે એ તારને બેઉ શખ્સો સાબુના ચોરસાના મથાળા પર મૂકી દબાવીને નીચે તળિયા લગી લઇ જાય છે, જેથી એ ચોરસામાંથી એક ભાગ કપાઇ જાય છે) પહેલા પાતળા-જાડા ચોરસા જેટલાજ પહોળા અને લાંબા-ટુકડા બનાવી લઇ, પછી તેને એજ પ્રમાણે તાર વડે કાપીને લાટા બનાવે છે એ કામ યંત્ર વડે પણ થઇ શકે છે એ માટેનું યંત્ર તદ્દન સાદી બનાવટનું અને સિદ્ધાંતો અંગે કાગળ કાપવાના યંત્રો ઘણે ભાગે મળતું આવતું હોય છે ટુંકમાં, લાટા બનાવી લીધા પછી તેની ગોટીઓ બનાવાય છે એ કામ યંત્ર વડેજ થતુ હોય તે માટે ગોટીઓ બનાવવાનું યંત્ર આવે છે (જુઓ ચિત્ર નં ૪) એ યંત્રમાં લાટા આખા મૂકાતા નથી એટલે પહેલા લાટામાંથી ગોટીઓ જેટલા ટુકડા કાપી લઇ, પછી આ યંત્રમાં મુકતા તેમાં ચોરસ આકાર આપી બનાવનારનું નામ રંગ વગેરેની પુરી છાપ-બીબામાં જે પ્રમાણે કોતરાવી મુકી હોય તે મુજબ-પાડી દે છે



(૪) ગોટીઓ બનાવનાર યંત્ર (Stamping Machine)

હવે સાબુ તૈયાર થયો. વેપારીઓ તેને ચીકણા કાગળમાં વીંટાળી પછી ઉપર બીજા કાગળમાં-જેની ઉપર સાબુના રંગનો નમુનો (જેવો કે વારનિશ રંગ વગેરેના ડબ્બાઓ પર હોય છે) છપેલો હોય-વીંટાળી દેતા તે વેચવા માટે તૈયાર છે કેટલાક આમ છુટી ગોટીઓ વેચતા નથી તેઓ એને છ યા બાર નંગના બાક્સમાં બંધ કરી વેચે છે એવા એક બાક્સમાં છ કે બાર ગોટીઓ એકજ રંગની નહિ હોતાં, છ યા બાર જુદા જુદા રંગોની હોય છે અલબત ઇચ્છા હોય તો એકજ રંગની પણ રાખી શકાય



(૬) લાટા અને ગોટીઓ બનાવનાર યંત્ર
(Soap Strand Press)

બનાવવાની બીજી પદ્ધતિ લગભગ સૂકી પદ્ધતિ છે. પ્રથમ તો સામાન્ય સાબુની કાતરીઓ યા વરક અગાઉ બનાવ્યા પ્રમાણે યંત્રો વડે બનાવી લઈ, પછી તેને બીજા પદાર્થો અને રંગ સાથે 'સાબુ મિશ્ર કરનાર યંત્ર' (જુઓ ચિત્ર નં. ૫)માં ભરતાં તે બરાબર મિશ્ર થઈ જાય છે. એ યંત્ર પણ ખૂબ ઝડપી છે. તે આઠ કલાકમાં ૪,૨૫૦ થી ૯,૦૦૦ રતલ લગીનો સાબુનો જથ્થો મિશ્ર કરી આપી શકે છે. યંત્રની બનાવટ એવી છે કે સાબુના મુખ્ય ગુણોને સહજે અસર થતી નથી, બલ્કે તે વધુ ઘટ્ટ બની રહે છે કારણ



(૫) સાબુ મિશ્ર કરનાર યંત્ર
(Soap Rubbing Machine)

તેની મિશ્ર કરવાની પદ્ધતિ એ છે કે તે માવાના ઝીણા ઝીણા વરક થઈ ફરી ફરી વાર મિશ્ર થતા રહે છે. એ કામ ઘણું અગત્યનું છે કારણ જો મેળવણી બરાબર ન થાય તો સાબુ એકસરખા રંગનો બની શકે નહિ. ટુંકમાં, એ કામ બરાબર થઈ રહેતાં એ સાબુના વરકને કાઢી લઈ, નવા-આ

બનાવટની લાંબી યંત્ર-હારમાળાના છેલ્લા યંત્રમાં ભરી, જોઈએ તેવા આકારની ગોટીઓ બનાવી લે છે. એ યંત્ર (જુઓ ચિત્ર નં. ૬) એક માત્ર યંત્ર નથી, બે જુદા જુદા યંત્રોનો ભેગો સમૂહ છે. તે સાબુના ભૂકા રકને દબાવીને ઘટ્ટ માવો બનાવી, પછી લાટાનો આકાર આપી, બીજા યંત્રમાં મોકલે છે, જે તેની જોઈતા માપની ગોટીઓ બનાવી આપે છે. આ કામ માટે લાટા બનાવવાના યંત્રનાં બીબાં જુદા જુદા આકારનાં-ગમે ત્યારે બદલી કે ગોઠવી શકાય તેવાં-છૂટાં હોય છે, જેથી ચપટા, ચોરસ કે ગોળ ગમે તેવા આકારના લાટા બનાવી શકાય છે. પછીના યંત્રમાંય ગમે તેવા આકારની ગોટીઓ બનાવી શકવાની સગવડ છે. બીબું બદલો અને માગો તેવા આકારની ગોટીઓ બનશે. અલબત્ત, તેના પર છાપકામ કરવાનું બાકી રહેશે અને તે ચિત્ર નં. ૪માં બતાવેલા યંત્ર વડે કરી લઈ શકાશે.

આમ છતાં, બેશક, આ સાબુ માત્ર નાના સાધનોની સહાય વડે, મોટાં યંત્રો સિવાય પણ બનાવી શકાય છે. તેમ કરવું હોય તો પહેલી રીતે બનાવવાની ક્રિયા કરી લેવી

૪

અને રંગબેરંગી સાબુઓના થોડાક પ્રમાણભૂત પ્રયોગો આપવા મુનાસિબ લાગે છે એ વિષે માત્ર એક વાત ખાસ યાદ રાખવાની છે. બનાવવાની પધ્ધતિ નાના પાયા પર કામ કરનારાઓ માટે પહેલાજ ઉપયોગી હોઈ, એ સાબુઓની ૫ તોલાની વજનની ગોટીઓ બનાવી લેવાય છે વાપરતી વેળા ઃ એવી એક ગોટી ૧ ગેલન ઉકળતા પાણીમાં ઓગળાવી, પછી તેમાં કપડાં પખાળવામાં આવે છે. જો રંગ ઘેરો કરવા વિચાર હોય તો વાપરતી વેળા પાણી ઓછું લેવું; ફીકો રંગ કરવો હોય તો પાણી વધુ જોઇએ કપડાંને આ પાણીમાં વીસ મિનિટ લગી બોળી રાખવાથી પુરતો રંગ ચઢી રહે છે પછી બહાર કાઢી, સહજ ઠંડા કરી, ઠંડા પાણીમાં ધોઇ કાઢવાથી રંગ બરાબર થઇ જશે

ડાર્ક ગ્રીન – ઘેરો લીલો[1]

૧–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, એસિડ ગ્રીન ઝ ઝ ૪૨ૃ રતલ (એવોર્ડુપોઇઝ), નેપથોલ યલો એસ ૨ રતલ (એવોર્ડુપોઇઝ), ફાસ્ટ એસિડ વાયોલેટ ૧૦ બી ૧૦ ઔંસ, ઓરેન્જ એચ બી ૧ ઔંસ.

વર્ડન્ટ ગ્રીન – મધ્યમ લીલો

૨–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, નેપથોલ યલો એસ. ૭ ઔંસ, ફાસ્ટ લાઇટ ગ્રીન ૩ ઔંસ.

આઇવી ગ્રીન – મધ્યમ લીલો

૩–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, ફાસ્ટ ગ્રીન બ્લુઇશ ૧૬ૃ ઔંસ (એવોર્ડુપોઇઝ).

ગ્રાસ ગ્રીન – મધ્યમ લીલો

૪–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, ફાસ્ટ યલો એક્સટ્રા ૧ૃ રતલ (એવોર્ડુપોઇઝ), ફાસ્ટ લાઇટ ગ્રીન ૪ ઔંસ, ઓરેન્જ એચ બી. ૨ ઔંસ ૭ ડ્રામ અને ૪૮ ગ્રેન.

ઑલિવ ગ્રીન – ખુલતો લીલો

૫–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, ઓરેન્જ એચ બી. ૨ૃ ઔંસ, ફાસ્ટ ગ્રીન બ્લુઇશ ૧૦ૃ ઔંસ, ફાસ્ટ યલો એક્સટ્રા ૨ૃ રતલ.

બ્રોન્ઝ ગ્રીન – લીલો

૬–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, ફાસ્ટ ગ્રીન બ્લુઇશ ૨ૃ રતલ (એવો.)[2], ફાસ્ટ યલો એક્સટ્રા ૨ રતલ (એવો), ઓરેન્જ એચ બી ૫ૃ ઔંસ, એઝો–ફ્યુશાઇન ઝ ૧૧ ડ્રામ

સી ગ્રીન – લીલો

૭–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, ફાસ્ટ ગ્રીન બ્લુઇશ ૧ૃ ઔંસ, ફાસ્ટ યલો એક્સટ્રા ૨ ડ્રામ, ઓરેન્જ એચ. બી ૧૬૦ ગ્રેન.

મર્ટલ ગ્રીન – હિનાઇ

૮–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, ક્વિનોલાઇન યલો ૪ૃ રતલ (એવો), બ્રિલિયન્ટ એલિઝરાઇન સૈનાઇન ૩ ઝ ૧૪ ઔંસ, ફાસ્ટ લાઇટ ગ્રી. ૨ૃ ઔંસ

પી ગ્રીન–લીલો

૯–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, ફાસ્ટ લાઇટ ગ્રી. ૧૦ૃ ડ્રામ, ઇન્ડિયા યલો ઝ ૬ ડ્રામ, ઓરેન્જ એચ બી ૫૬ ગ્રેન

[1] રંગના Shades બરાબર સમજાય તે માટે રંગનાં નામો અંગ્રેજી વાપર્યાં છે

[2] આ લેખમાં (એવો.)નો અર્થ એવોર્ડુપોઇઝ વજનનો છે

એપલ ગ્રીન-લીલો

૧૦-સાબુ ૧૧ રતલ, બાયસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, ફાસ્ટ યલો એક્ષ્ટ્રા ૧½ રતલ, ફાસ્ટ લાઇટ ગ્રીન ૧ ઔંસ

૧૧-કેનેરી રંગનો સાબુ ૧૫ રતલ, વર્ડન્ટ ગ્રીન-નીલા રંગનો સાબુ ૭½ રતલ

આ બેઉ સાબુને મેળવી એકરસ કરતા એપલ ગ્રીન રંગનો સાબુ બનશે

સેજ ગ્રીન-લીલો

૧૨-સાબુ ૧૧ રતલ, બાયસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, ફાસ્ટ ગ્રીન બ્લુઇશ ૪½ રતલ (એવો), એસિડ ગ્રીન જી ૭ ૨¾ રતલ (એવો), ફાસ્ટ યલો એક્ષ્ટ્રા ૮ ઔંસ, ઓરેન્જ એચ બી ૩ ઔંસ, પ્રિસિપન્ટ એલિઝરાઇન કૈનેનાઇન ૩ જી ૧ ઔંસ.

પીકોક ગ્રીન-લીલો

૧૩-બ્લુ રંગનો સાબુ ન ૨ ર ૭ ભાગ, ચીનોનાઇન ૧ ભાગ

ઓ ડ નીલ-લીલો

૧૪-સાબુ ૧૧ રતલ, બાયસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, ફાસ્ટ ગ્રીન બ્લુઇશ ૧૫ ડ્રામ, ઇન્ડિયન યલો જી. ૫½ ડ્રામ, ઓરેંજ એચ બી ૨¾ ડ્રામ

૨ આ સાબુ બનાવવાની રીત એ છે કે ૩ કવાર્ટર સામાન્ય સાબુને થોડાક ગરમ પાણીમા ગળાવવા, પછી તેમા ૬ રતલ પર્લએશ હમેરી ખુબ મિશ્ર કરી તે પછી ૭ રતલ બોરિક એસિડ થોડાક પાણીમાં ઓગળાવી, તે પાણી આ સાબુના મિશ્રણમા હમેરી ખુબ મિશ્ર કરી, સાબુ બનાવો આ સાબુ બીજા નંબરનો થયો એમા રંગ નાખ્યો નથી દર એક કવાર્ટર સાબુ માટે ૧ રતલ નિકાલમન બ્લુ રંગ હમેરતા બ્લુ રંગનો સાબુ ન ૨ થશે (જે પ્રયોગોમા સાબુ ન. ૨ લખ્યો હોય ત્યા આ રીત મુજબ-બ્લુ રંગ હમેર્યા વિના-બનાવી વાપરવો.)

૧૫-કેનેરી રંગનો સાબુ ૨૨ રતલ, વર્ડન્ટ ગ્રીન-નીના રંગનો સાબુ ૧૧ રતલ.

હેલિયોટ્રોપ

૧૬-સાબુ ૧૧ રતલ, બાયસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, ફાસ્ટ એસિડ વાયોલેટ ૧૦ બી ૭½ ડ્રામ, એઝો-ફ્યુશાઇન જી ૭½ ડ્રામ, એસિડ વાયોલેટ ૪ બી એક્ષ્ટ્રા ૫½ ડ્રામ

નટ બ્રાઉન

૧૭-સાબુ ૧૧ રતલ, બાયસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, ફાસ્ટ યલો એક્ષ્ટ્રા ૩¾ રતલ (એવો), એઝો-ફ્યુશાઇન જી. ½ રતલ (એવો), ઓરેન્જ એચ બી ૭ ઔંસ, ફાસ્ટ ગ્રીન બ્લુઇશ ૪ ઔંસ.

૧૮-ઘેરાં કેથા રંગનો સાબુ ૨૮ રતલ, કાળા રંગનો સાબુ ૧½ રતલ.

મેરો બ્રાઉન

૧૯-સાબુ ૧૧ રતલ, બાયસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, ફાસ્ટ યલો એક્ષ્ટ્રા ૩¾ રતલ (એવો), ફાસ્ટ ગ્રીન બ્લુઇશ ૯ ઔંસ, ફાસ્ટ રેડ એન. એસ. ૯ ઔંસ, ઓરેન્જ એચ. બી. ૭ ઔંસ

લાઇટ બ્રાઉન

૨૦-સાબુ નંબર ૨ ૧ કવાર્ટર, સુડાન બ્રાઉન ૧ રતલ.

૨૧-સાબુ ૧૧ રતલ, બાયસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, ફાસ્ટ યલો એક્ષ્ટ્રા ૨॥ ઔંસ, ઓરેન્જ એચ બી. ૨ ઔંસ, ફાસ્ટ લાઇટ ગ્રીન ૧ ઔંસ, એઝો-ફ્યુશાઇન જી. ૬॥ ડ્રામ

સામન - ભુરો (Salmon)

૨૨-સાબુ ૧૧ રતલ, બાયસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, એઝો-ફ્યુશાઇન એસ ૧૦¾ ડ્રામ, ઓરેન્જ એચ બી. ૧૧૨ ગ્રેન

ક્રીમઝન-કીરમજી

૨૩-સાબુ ૧૧ રતલ, બાયસલ્ફેટ ઓફ

સોડા ૧૧ રતલ, રોડેમાઇન બી ૧½ રતલ (એવો), એઝો-ફુશાઇન એસ ૧૦½ ઔંસ, ઓરેન્જ એચ બી ૯ ડ્રામ

૨૪–સાબુ ન ૨ ૧ ક્વાર્ટર, એવસિન (બ્લુ શેડ) ૧ રતલ

કલેરેટ – ઘેરો લાલ

૨૫–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૬ રતલ, એઝો-ફુશાઇન જી. ૧½ રતલ (એવો), ફાસ્ટ રેડ એન. એસ ૧½ રતલ (એવો), એઝો-એસિડ વાયોલેટ આર એક્ષ્ટ્રા ૧૪ ઔંસ (એવો)

પીકોક બ્લુ – ખુલતો બ્લુ

૨૬–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, ફાસ્ટ એસિડ બ્લુ બી ૨ રતલ (એવો), ફાસ્ટ લાઇટ ગ્રીન ૭ ઔંસ

ડાર્ક બ્લુ – ઘેરો બ્લુ

૨૭–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, ફાસ્ટ એસિડ વાયોલેટ ૧½ રતલ (એવો) ફાસ્ટ ગ્રીન બ્લુઇશ ૧½ રતલ (એવો), એસિડ વાયોલેટ ૪ બી એક્ષ્ટ્રા ૧૫ ઔંસ ઓરેન્જ એચ બી ૧ ઔંસ

૨૮–સાબુ ન ૨ ૧ ક્વાર્ટર, નિકાવસન બ્લુ ૧½ રતલ

નેવી બ્લુ

૨૯–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, વિક્ટોરીઆ વાયોલેટ ૫ બી ૨½ રતલ (એવો), ફાસ્ટ ગ્રીન બ્લુઇશ ૧½ રતલ (એવો), ઓરેન્જ એચ બી ૧ ઔંસ.

બ્રાઈટ બ્લુ-ખુલતો બ્લુ

૩૦–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, ફાસ્ટ એસિડ બ્લુ બી. ૧½ રતલ, એઝો-ફુશાઇન એસ ૧૫ ડ્રામ.

કેમબ્રિજ બ્લુ

૩૧–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, ફાસ્ટ ગ્રીન બ્લુઇશ ૧૧ ડ્રામ ૧૨ ગ્રેન, ફાસ્ટ એસિડ વાયોલેટ ૧૦ બી ૩½ ડ્રામ, એઝો-ફુશાઇન જી ૨૪ ગ્રેન, ઓરેન્જ એચ બી. ૧૭ ગ્રેન.

ડીપ બ્લુ – ઘેરો બ્લુ

૩૨–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, ફાસ્ટ લાઇટ ગ્રીન ૧½ રતલ, ફાસ્ટ એસિડ વાયોલેટ ૧૦ બી. ½ રતલ, એઝો-ફુશાઇન જી ૭ ઔંસ

ફૉન (*Fawn*) – આંબો બદામી

૩૩–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, ઇન્ડિયન યલો જી ૬ ડ્રામ, ફાસ્ટ ગ્રીન બ્લુઇશ ૬ ડ્રામ, એઝો-ફુશાઇન જી ૪ ડ્રામ, ઓરેન્જ એચ બી ૨૦૮ ગ્રેન.

ડ્રેબ (*Drab*)-ભુખરો

૩૪–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, ફાસ્ટ ગ્રીન બ્લુઇશ ૨૦ ડ્રામ, એઝો-ફુશાઇન જી ૧૧ ડ્રામ, ઓરેન્જ એચ બી ૧૫ ડ્રામ ઇન્ડિયન યલો જી ૧૪ ડ્રામ

ચેસ્ટનટ

૩૫–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, વિક્ટોરીઆ વાયોલેટ ૫ બી ૮ ઔંસ, ઇન્ડિયન યલો જી ૮ ઔંસ, ઓરેન્જ એચ બી ૫ ઔંસ, એઝો-ફુશાઇન જી ૮ ઔંસ

પ્લમ (*Plum*)

૩૬–સાબુ ૧૧ રતલ બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, એઝો-ફુશાઇન જી ૨ રતલ, એસિડ વાયોલેટ ૪ બી એક્ષ્ટ્રા ૪ ઔંસ

સેરીઝ (*Cerise*)

૩૭–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, એઝો-ફુશાઇન જી ૧½ રતલ (એવો). ફાસ્ટ એસિડ વાયોલેટ ૧૦

બી. ૄ રતલ (એવો ), એઝો–ક્રોચીનીઅલ ૨ ઔંસ (એવો)

મોવ (*Mauve*)

૩૮–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, એઝો–પ્રુશાઇન એસ. ૧૪ ઔંસ, ફાસ્ટ એસિડ વાયોલેટ ૧૦ બી ૩ ઔંસ, ઓરેન્જ એચ. બી. ૩ ઔંસ, એઝો–ક્રોચીનીઅલ ૧½ ઔંસ.

વાયોલેટ

૩૯–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, ફાસ્ટ એસિડ વાયોલેટ ૧૦ બી. ૯½ ઔંસ, એઝો–પ્રુશાઇન ૭ ૭ ઔંસ, એસિડ વાયોલેટ ૪ બી. એક્ષ્ટ્રા ૭ ઔંસ.

કાર્ડિનલ (*Cardinal*)

૪૦–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, એઝો–ક્રોચીનીઅલ ૩½ રતલ.

રૂબી રેડ – લાલ

૪૧–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, એઝો–ક્રોચીનીઅલ ૧½ રતલ (એવો.), ઓરેન્જ એચ બી. ૨½ ઔંસ, ફાસ્ટ ગ્રીન બ્લુઇશ ૫૬ ગ્રેન.

૪૨–સાબુ નં. ૨ ૧ ક્વાર્ટર, એવસિન (યલો શેડ) ૧ રતલ

ચેરી (*Cherry*) – લાલ

૪૩–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, એઝો–ક્રોચીનીઅલ ૨½ રતલ (એવો.), એઝો–પ્રુશાઇન ૭. ૧½ રતલ, એઝો–એસિડ વાયોલેટ આર. એક્ષ્ટ્રા ૩½ ઔંસ

ચોકોલેટ

૪૪–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, એઝો–પ્રુશાઇન એસ. ૪ રતલ (એવો ), ઓરેન્જ એચ. બી. ૧½ રતલ (એવો.), ફાસ્ટ ગ્રીન બ્લુઇશ ૨½ ઔંસ.

ક્રીમ (*Cream*)

૪૫–સાબુ ૨૦ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૨ રતલ, ઇન્ડિયન યલો ૭ ૪ ડ્રામ, ઓરેન્જ એચ. બી. ½ ડ્રામ.

ઓલ્ડ ગોલ્ડ – સુન્દરી

૪૬–ઓરેન્જ–સુન્દરી રંગનો સાબુ ૨૦ રતલ, એપલ ગ્રીન–લીલા રંગનો સાબુ ૨½ રતલ.

૪૭–સાબુ નંબર ૨ ૧ ક્વાર્ટર, સુડાન નં. ૧ ૧ રતલ.

કેનેરી (*Canary*)

૪૮–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, ઇન્ડિયન યલો ૭. ૧½ ઔંસ, ઓરેન્જ એચ. બી. ૪ ડ્રામ, ફાસ્ટ ગ્રીન બ્લુઇશ ૮૦ ગ્રેન.

કોરલ (*Coral*) – પરવાળાનો રંગ

૪૯–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, એઝો–પ્રુશાઇન ૭ ૧૫ ડ્રામ, ઓરેન્જ એચ. બી ૫½ ડ્રામ.

૫૦–પિન્ક–ગુલાબી રંગનો સાબુ ૧૦½ રતલ, કેનેરી રંગનો સાબુ ૭ રતલ.

મેરૂન (*Maroon*)–ભૂખરો રંગ

૫૧–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, ફાસ્ટ રેડ એન. એસ. ૨½ રતલ (એવો ), એઝો–પ્રુશાઇન એસ. ૨½ રતલ (એવો ), બ્રિલિયન્ટ એલિઝરાઇન કૈયેનાઇન ૩ ૭ ૫ ઔંસ

૫૨–મેરીન રંગનો સાબુ ૧૭ રતલ, કાળા રંગનો સાબુ ૧ રતલ

લવેન્ડર

૫૩–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, એઝોપ્રુશાઇન ૭ ૧૦½ ડ્રામ, ફાસ્ટ લાઇન ગ્રીન ૭ ડ્રામ, ઓરેન્જ એચ બી. ૮૦ ગ્રેન.

૫૪–ફૅાન–આખા બગામી રંગનો સાબુ ૨૧ રતન હેલીઓટ્રોપ રંગનો સાબુ ૧૧ રતન

પિન્ક–ગુલાબી

૫૫–સાબુ ૧૧ રતન, બાઇસલ્ફેટ ઑફ સોડા ૧૧ રતન, એઝો-ફુશાઇન એસ ૧૧૨ ગ્રેન, ઑરેન્જ એચ બી ૫૬ ગ્રેન

૫૬–સાબુ નં ૨ ૧ ક્વાર્ટર, એનસિન પિન્ક (બ્લુ શેડ) ૧ રતન

બ્લુઇશ પિન્ક–બ્લુ પડતો ગુલાબી

૫૭–સાબુ નં ૨ ૧ ક્વાર્ટર, એનસિન (બ્લુ શેડ) ૮ ઔંસ, સુડાન નં ૪ ૮ ઔંસ, સુડાન બ્રાઉન ૪ ઔંસ

ગ્રે (Grey)

૫૮–સાબુ ૧૧ રતન, બાઇસલ્ફેટ ઑફ સોડા ૧૧ રતલ, ફાસ્ટ લાઇટ ગ્રીન ૮½ ડ્રામ, એઝો-ફુશાઇન જી ૫½ ડ્રામ, ઑરેન્જ એચ બી ૨ ડ્રામ અને ૮ ગ્રેન

૫૯–બ્લુ રંગનો સાબુ (પ્રયોગ ૨૮ મુજબનો) ૧૨ રતન, ચીનોનાઇન ૧½ રતન, સુડાન નં ૪ ૧½ રતન

સિલ્વર ગ્રે (Silver Grey)

૬૦–સાબુ ૧૧ રતન, બાઇસલ્ફેટ ઑફ સોડા ૧૧ રતન, ફાસ્ટ ઍસિડ બ્લુઇશ ૧ ઔંસ, ફાસ્ટ ઍસિડ વાયોલેટ ૧૦ બી ૪ ડ્રામ, એઝો-ફુશાઇન ૧૬૦ ગ્રેન ઑરેન્જ એચ બી ૭૨ ગ્રેન

ફ્રેચ ગ્રે (French Grey)

૬૧–સાબુ ૧૧ રતન, બાઇસલ્ફેટ ઑફ સોડા ૧૧ રતન ફાસ્ટ ગ્રીન બ્લુઇશ ૨½ ઔંસ, એઝો-ફુશાઇન જી ૯½ ડ્રામ, ઑરેન્જ એચ બી ૪૦ ગ્રેન

લિલક (Lilac)

૬૨–સાબુ ૧૧ રતન, બાઇસલ્ફેટ ઑફ સોડા ૧૧ રતલ, એઝો-ફુશાઇન એસ ૧૪ ડ્રામ, ફાસ્ટ લાઇટ ગ્રીન ૩⅞ ડ્રામ, ઑરેન્જ એચ બી ૩⅞ ડ્રામ

રસેટ (Russet) – રાતો ભૂરો

૬૩–સાબુ ૧૧ રતન, બાઇસલ્ફેટ ઑફ સોડા ૧૧ રતલ, ફાસ્ટ યલો એક્સ્ટ્રા ૪ ઔંસ ૩ ડ્રામ, બ્રિલિયન્ટ એલિઝરાઇન ક્રૅમિનાઇન ૩ જી ૨½ ડ્રામ, ઑરેન્જ એચ બી ૨½ ડ્રામ

સ્લેટ (Slate)

૬૪–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઑફ સોડા ૧૧ રતન ફાસ્ટ ગ્રીન બ્લુઇશ ૧½ ઔંસ, એઝો-ફુશાઇન જી ૩½ ઔંસ, ઑરેન્જ એચ બી ૯½ ડ્રામ

૬૫–સાબુ ૧૧ રતન, બાઇસલ્ફેટ ઑફ સોડા ૧૧ રતન, ફાસ્ટ ગ્રીન બ્લુઇશ ૧૦½ ઔંસ એઝો-ફુશાઇન જી ૪½ ઔંસ, ઑરેન્જ એચ બી ૩ ઔંસ, ઇન્ડિયન યલો જી ૫૬ ગ્રેન

પરપલ – જાંબુડિયો

૬૬–સાબુ ૧૧ રતન, બાઇસલ્ફેટ ઑફ સોડા ૧૧ રતન એઝો-ફુશાઇન જી ૧૪ ઔંસ, ઍસિડ વાયોલેટ ૪ બી એક્સ્ટ્રા ૪ ઔંસ, એઝો-ફ્લોક્સિયન ૪ ઔંસ

ઑરેન્જ – સુનહરી

૬૭–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઑફ સોડા ૧૧ રતન, ફાસ્ટ યલો એક્સ્ટ્રા ૧૦½ ઔંસ, ઑરેન્જ એચ બી ૬½ ઔંસ

૬૮–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઑફ સોડા ૧૧ રતન ઇન્ડિયન યલો જી ૬½ ઔંસ, ઑરેન્જ એચ બી ૧૪ ડ્રામ

૬૯–સાબુ નં ૨ ૧ ક્વાર્ટર, સુડાન નં ૨ ૧ રતન

કારનેશન (Carnation)—લાલ

૭૦–સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઑફ સોડા ૧૧ રતન, રોડેમાઇન બી ૧ રતલ,

એસે-પ્રુશાઈન ૧૪ ઔંસ, ઓરેન્જ એચ
- બી ૧½ ઔંસ

૭૧-સાબુ નં ૨ ૧ ક્વાર્ટર સુદાન નં ૩ ૮ ઔંસ, સુદાન નં ૪ ૮ ઔંસ, સુદાન ૧ જી ૪ ૪ ઔંસ

લાઇટ બફ (*Light Buff*)

૭૨-સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, ઇન્ડિયન યલો જી ૧૦½ ડ્રામ ૧૦ ગ્રેન ઓરેન્જ એચ બી ૭½ ડ્રામ, એસે-પ્રુશાઇન જી ૫½ ડ્રામ ૫ ગ્રેન, ફાસ્ટ ગ્રીન બ્લુઇશ ૪½ ડ્રામ ૧૦ ગ્રેન

મિડલ બફ (*Middle Buff*)

૭૩-સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, ઇન્ડિયન યલો જી ૨ ઔંસ, ઓરેન્જ એચ બી ૧૩ ડ્રામ, એસે-પ્રુશાઇન જી ૭½ ડ્રામ, ફાસ્ટ ગ્રીન બ્લુઇશ ૬ ડ્રામ

મેજેન્ટા (*Magenta*)

૭૪-ગ્લાવ રંગનો સાબુ ૧૪ રતલ, કાર્ડિનલ રંગનો સાબુ ૭ રતલ

બ્લેક - કાળો

૭૫-સાબુ ૧૧ રતલ બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, ફાસ્ટ યલો એક્સ્ટ્રા ૪ રતલ (એવો), બ્રિલિયન્ટ એસિડ ગ્રીન ૩ ફૂ. ૧ રતલ (એવો) સલ્ફર બ્લેક ૯ ½ રતલ (એવો)

ટેરા કોટા (*Terra Cotta*)

૭૬-સાબુ ૧૧ રતલ, બાઇસલ્ફેટ ઓફ સોડા ૧૧ રતલ, ફાસ્ટ રેડ એન એસ ૧½ રતલ (એવો) એસો-પ્રુશાઇન એસ ૧½ રતલ (એવો) બ્લેક-કાળા રંગનો સાબુ ½ રતલ (એવો)

૭૭-સાબુ નં ૨ ૧ ક્વાર્ટર સુદાન બ્રાઉન ૧૦ ઔંસ સુદાન નં ૪ ૩ ઔંસ, સુદાન નં ૨ ૨½ ઔંસ સુદાન જી ૧ ઔંસ.

યલો - પીળો

૭૮-સાબુ નં ૨ ૧ ક્વાર્ટર ચિનોલાઇન યલો ૧ રતલ

ઇન્ડિયન રેડ - લાલ

૭૯-સાબુ નંબર ૨ ૧ ક્વાર્ટર, સુદાન જી ૨½ ઔંસ, સુદાન રેડ નં ૨ ૫ ઔંસ, સુદાન બ્રાઉન ૫ ઔંસ, સુદાન નં. ૩ ૫ ઔંસ

૫

આ લેખ સમાપ્ત કરતાં અગાઉ, જણાવવામાં આવેલા કેટલાક પેટન્ટ પ્રયોગો જાહેર કરવાના છે એ પ્રયોગો સાદા સાબુ-રંગ વગરના સાબુ-ના છે, એટલે બનાવનારને જોઇએ તેવો રંગ જોઇતા પ્રમાણમાં ઉમેરી લેવાનો છે

[૧]

સાબુ ૧૦૦ ભાગ, બોરીક ઍસિડ ૩ ભાગ, ગ્લિસરીન ૫ ભાગ, ઇંડાની સફેદી ૧ ભાગ, એનીલાઇન રંગ ૩½ ભાગ

પ્રથમ થોડા ઉકળતા પાણીમાં બોરીક ઍસિડ ઓગળાવી, તેમાં સાબુની કાતરીઓ નાખી, ખૂબ મેળવો પછી રંગ મેળવી, ઉપર ગ્લિસરીન અને ઇંડાની સફેદીનું પહેલાંથી મેળવી રાખેલું મિશ્રણ મેળવો પછી સાબુ ઘટ થતાં બીબામાં ભરી લો

[૨]

તેલનો સાબુ ૧૬ રતલ, ફટકડી ૧½ રતલ ઍસેટિક ઍસિડ ૬ રતલ, એનીલાઇન રંગ ૬ રતલ યા ઓછા વત્તા પ્રમાણમાં

સાબુની કાતરીઓ કરી, ફટકડીના ભુકા સાથે ઉકળતા પાણીમાં નાખી ઓગળાવી લો પછી તેમાં એસિડ નાખી, સતત હલાવતા રહો, મારણ ઍસિડ તરત ખવાનાર બનતું નથી પછી તેમાં રંગ ઉમેરી ખુબ મિશ્ર થાય ત્યાં લગી હલાવતા રહી, ઠેરઠેર ચુલા પરથી ઉતારી લઇ બીબામાં ભરી લો

[જો લીના રંગનો સાબુ બનાવવો હોય તો એસેટિક એસિડ વાપરવું નહિ. કારણ એ તે રંગ પર અસરકર્તા હોઇ, તેને લીલાને બદલે ભુરૂ બનાવી દે છે]

[૩]

સાબુ ૧૦૦ ભાગ, ઓગીક એસિડ ૨ ભાગ, ગ્લિસરીન ૫ ભાગ, ઈંડાની સફેદી ૨ ભાગ રંગ, એનીલાઇન ૩/૪ ભાગ.

આ પ્રયોગ પહેલા પ્રયોગ મુજબજ છે. એમાં માત્ર ઈંડાની સફેદીનું પ્રમાણ વધુ છે એથી રંગ પાકો થાય છે.

× × +

કોઈ પણ ધંધામાં પુંજીની બાબત હંમેશ મહત્વની હોય છે. આ ધંધા માટેય એ વિષય વિચારવાપાત્ર બને છે. અલબત, નાના મ્હોટા પાયા પર કામ કરવું હોય તો નાની મોટી પુંજી વડે કામ થવાની લઇ સકાય એમ છે એટલે જેઓ શરૂઆતમા થોડું ક કામ કરી, પછી આગળ વધવા ઇચ્છતા હોય તેમને માર્ગ દર્શન રૂપે અને થોડીક માહિતી આપવી મુનાસિબ લાગે છે

સામાન્ય રીતે માત્ર પાચસોહજાર રુપિયામા પણ ઠીક શરૂઆત કરી સકાય યત્રો બધાજ વસાવવાની જરૂરત નથી સાબુ ઉકાળવાની કડાઇ, ફ્રેમ, લાદા કાપવા માટેના તાર, ગોટીઓ બનાવનાર યંત્ર અને ગોટીના બીબા ઉપરાત કાચો માલ વસાવવો જોઇએ યંત્રોની કીમત આસરે આ થશે

| | |
|---|---|
| સાબુ ઉકાળવાની કડાઇઓ ૩) | ૧૦ |
| —-ભરવાની ફ્રેમ | ૨૫ |
| — કાપવાના તાર (તેના હાથા સહિત) | ૫ |
| ગોટીઓ બનાવનાર યંત્ર | ૨૫૦ |
| ગોટીઓના બીબા | ૫૦ |
| રૂ. | ૩૩૦ |

કાચા માલ વિષે તો પણું કહેવાનું નજ હોય. સાબુ તો તૈયારજ ખરીદવાનો છે, એટલે તેમાં મ્હોટી પુંજી રોકાતી નથી એકાદ પેટી સામગ્રી ખરીદવી બસ થઇ પડે રંગ, અલબત્ત છુટક મોંઘા પડે- તે રતન ના તેથી વધુ જથ્થામાં ખરીદાય તો ઠીક. છતા એ માલ પણ દરહમેશ મળી સકે છે,(૩) એટલે તેનો ખુબ મ્હોટો જથ્થો સંગ્રહી રાખવાનો નથી વળી દરેક રંગના સાબુ પ્રથમજ ચા એકસામટા બનાવી નાખવાના નથી પોતાના ગ્રાહકોને પસંદ પડે તેવા બાર પંદર રંગથી શરૂઆત કરવી જોઇએ કામ આગળ વધતા નવા રંગો ઉમેરી સકાય

(૩) આજે રંગના વધ્રાતની બાબત કંઈક ઉપાધિ છે પણ તેથી આ ધંધો અટકે એમ નથી. જોઇતો થોડોજ રંગ તો આજેજ મળી સકે છે

દવા તરીકે વપરાતા શરબતોની ખપત પણ બહોળી છે, કારણ કે કેટલીક દવાઓજ એવી છે કે, તે શરબતના રૂપમાંજ વાપરી સકાય છે, જ્યારે કેટલીક દવાઓ એવી છે કે જે શરબત ઉપરાંત બીજા સ્વરૂપેય વાપરી સકાય છે, પણ શરબતનું સ્વરૂપ વધુ સરળ હોઇ, શરબતજ વપરાય છે

દવાઇ શરબતો બનાવવા માટે સૌથી પહેલાં તો જેને અંગ્રેજીમાં સિમ્પલ સિરપ કહે છે તે-ચાસણી-બનાવવી પડે છે. ચાસણી બનાવી લેવાયા પછી, તેમાં જુદી જુદી દવાઓ વ. ઉમેરતાં, દવાઇ શરબત તૈયાર થાય છેઃ

ખાંડ યા સાકર ૨૫ થી ૩૦ રતલ, પાણી ૧૦ રતલ.

બેઉને ઉમ્દા કલઇવાળા વાસણમાં ભરી, ચુલે ચઢાવો. મેળવણી ઉકળવા માંડે કે સહજ દુધ-મિશ્રણ[1] નાખી, મેળવણીની ઉપલી સપાટીએ તરી આવતો મેલ યા કચરો ઝીણા ઝારા યા ચમચ વડે કાઢી લો. એમ ત્યા લગી કરતા રહો-એટલે કે, દુધ-મિશ્રણ નાખી, મેળવણીની ઉપલી સપાટીએ તરી આવતો મેલ યા કચરો ઝીણા ઝારા યા ચમચ વડે કાઢતા રહો-કે જ્યા લગી મેલ આવવો બિલકુલ બંધ ન થઇ જાય. પછી ચાસણી પુરતી ઘટ્ટ થાય ત્યાં લગી ઉકાળી, ચુલા પરથી ઉતારી લો, અને ઠંડી પડયા બાદ કપડાંમાંથી ગાળીને સાફ સુકી શીશીઓમા ભરી રાખો

બસ, આ છે મુળ ચાસણી. હવે પછી દવાઇ શરબતોની બનાવટમાં એ ચાસણી વાપરી સકાશે

[1] આ દુધ-મિશ્રણ ખાંડ યા સાકરનો મેલ સાફ કરવા વપરાય છે. તે સમભાગ પાણી અને સમભાગ દુધ (ભેંસ યા ગાયનું દુધ) મેળવીને બનાવાય છે.

## સિરપ ઓફ ફોસ્ફેટ ઓફ ઝિંક

ફોસ્ફેટ ઓફ ઝીંક ૧૯૨ ગ્રેન, અર્ક-પાણી ૧૧ ફ્લ્યુઇડ ડ્રામ, સિરપી ફોસ્ફરીક એસિડ (સ્પે. ગ્રેવિટી ૧.૫) ૫ ફ. ડ્રામ, ચાસણી ૧૦ ફ. ઔંસ.

ફોસ્ફેટ ઓફ ઝીંકને અર્ક-પાણીમાં મેળવી, પછી તેમાં ફોસ્ફરીક એસિડ ઉમેરી, છેવટે એને ગાળીને ચાસણીમાં મેળવો.

આ શરબતમાં દર ફ. ડ્રામે ૨ ગ્રેન ઝીંક ફોસ્ફેટ અને ૧૮ ટીપા ડાયલ્યુટ ફોસ્ફરીક એસિડ છે.

## સિરપ ઓફ ફોસ્ફેટ ઓફ કવિનાઇન

ફોસ્ફેટ ઓફ કવિનીઆ ૯૬ ગ્રેન, અર્ક-પાણી ૧૩૩/૪ ફ ડ્રામ, સિરપી ફોસ્ફરિક એસિડ (સ્પે. ગ્રે. ૧ ૫) ૨૧/૪ ફ ડ્રામ, ચાસણી ૧૦ ફ. ડ્રામ

ફોસ્ફરિક એસિડ અને અર્ક-પાણી પ્રથમ મેળવી, પછી તેમાં ફોસ્ફેટ ઓફ કવિનીઆ ઉમેરી, બેઉને ગાળીને ચાસણીમાં રેડો

## સિરપ ઓફ ફોસ્ફેટ ઓફ આયર્ન વિથ કવિનાઇન

ફોસ્ફેટ ઓફ આયર્ન ૧૯૨ ગ્રેન, ફોસ્ફેટ ઓફ કવિનીઆ ૯૬ ગ્રેન, અર્ક-પાણી ૭ ફ. ડ્રામ, સિરપી ફોસ્ફરીક એસિડ (સ્પે. ગ્રે. ૧. ૫) ૯ ફ ડ્રામ, ચાસણી ૧૦ ફ. ઔંસ.

દવાની ભુકીઓ અર્ક-પાણીમા મેળવી, પછી તેમાં ફોસ્ફરિક એસિડ ઉમેરી, છેવટે ગાળીને ચાસણીમાં મેળવો.

## સિરપ ઓફ ફોસ્ફેટ ઓફ આયર્ન, કિવનાઇન એન્ડ સ્ટ્રિકનાઇન

ફોસ્ફેટ ઓફ આયર્ન ૧૯૨ ગ્રેન, ફોસ્ફેટ ઓફ કવિનીઆ ૯૬ ગ્રેન, સ્ટ્રિકનીઆ (ક્રિસ્ટલ)

૩ ગ્રેન, અર્ક-પાણી ૭ ફ ડ્રામ સિરપી ફૉસફરિક ઍસિડ (સ્પે ગ્રે ૧૫) ૯ ફ ડ્રામ, ચાસણી ૧૦ ફ ઔંસ

પ્રથમ પાચ ફ ડ્રામ અર્ક-પાણી જુદુ કાઢી તેમાં ફૉસ્ફેટ ઑફ આયર્ન ઉમેરી કાચની ખરલમા નાખી ખરલ કરી લો પછી બાકીનુ અર્ક-પાણી ફૉસ્ફરિક ઍસિડમા નાખી, તેમા સ્ટ્રિકનીઆ અને ક્વિનીઆ ઓગળી લઇ, બેઉ મિશ્રણને ગાળીને ચાસણીમા મેળવો

આ શરબતને ઇસ્ટન સિરપ પણ કહે છે

## સિરપ ઑફ ફૉસ્ફેટ ઑફ આયર્ન ઍન્ડ સ્ટ્રિકનાઇન

ફૉસ્ફેટ ઑફ આયર્ન ૧૯૨ ગ્રેન સ્ટ્રિકનીઆ (ક્રિસ્ટલ) ૩ ગ્રેન, અર્ક-પાણી ૭ ફ ડ્રામ, સિરપી ફૉસ્ફરીક ઍસિડ (સ્પે ગ્રે ૧૫) ૮ ફ ડ્રામ ચાસણી ૧૦ ફ ઔંસ

બનાવવાની રીત આગના પ્રયોગ મુજબ

## સિરપ ઑફ ફૉસ્ફેટ ઑફ આયર્ન

ફૉસ્ફેટ ઑફ આયર્ન ૯૬ ગ્રેન અર્ક-પાણી ૯ ફ ડ્રામ સિરપી ફૉસફરિક ઍસિડ (સ્પે ગ્રે ૧૫) ૭ ફ ડ્રામ ચાસણી ૧૦ ફ ઔંસ

ફૉસ્ફેટ ઑફ આયર્નને અર્ક-પાણી સાથે કાચની ખરલમા ખરલ કરી લઇ, તેમા ફૉસ્ફરિક ઍસિડ ઉમેરી, છેવટે એ ગાળીને ચાસણીમા મેળવો

## સિરપ ઑફ ફૉસ્ફેટ ઑફ મૅન્ગેનિઝ

ફૉસ્ફેટ ઑફ મૅન્ગેનિઝ ૯૬ ગ્રેન, અર્ક-પાણી ૯ ફ ડ્રામ સિરપી ફૉસફરીક ઍસિડ (સ્પે ગ્રે ૧૫) ૮ ફ ડ્રામ ચાસણી ૧૦ ફ ઔંસ

બનાવવાની રીત આગલા પ્રયોગ મુજબ

## સિરપ ઑફ ફૉસ્ફેટ ઑફ આયર્ન વિથ મૅન્ગેનિઝ

ફૉસ્ફેટ ઑફ આયર્ન ૭૨ ગ્રે, ફૉસ્ફેટ ઑફ મૅન્ગેનિઝ ૪૮ ગ્રેન, અર્ક-પાણી ૮ ફ ડ્રામ, સિરપી ફૉસ્ફરીક ઍસિડ ૮ ફ ડ્રામ, ચાસણી ૧૦ ફ ઔંસ

દવાની ભૂકીઓને અર્ક-પાણીમા મેળવી, તેમા ફૉસ્ફરીક ઍસિડ ઉમેરો અને છેવટે બધાને ગાળીને ચાસણીમા રેડો

## સિરપ ઑફ ફૉસ્ફેટ ઑફ આયર્ન ઍન્ડ લાઇમ

ફૉસ્ફેટ ઑફ આયર્ન ૯૬ ગ્રેન, ફૉસ્ફેટ ઑફ લાઇમ ૧૯૨ ગ્રેન, અર્ક-પાણી ૮ ફ ડ્રામ, સિરપી ફૉસ્ફરીક ઍસિડ (સ્પે ગ્રે ૧૫) ૮ ફ ડ્રામ ચાસણી ૧૦ ફ ઔંસ

દવાની ભૂકીઓને પ્રથમ અર્ક-પાણી સાથે કાચની ખરલમા મેળવી, પછી તેમા ફૉસ્ફરીક ઍસિડ ઉમેરી, બધાને ગાળીને ચાસણીમા મેળવો

## સિરપ ઑફ ફૉસ્ફેટ ઑફ લાઇમ

૧-પ્રિસિપિટેટેડ ફૉસ્ફેટ ઑફ લાઇમ ૧૨૮ ગ્રેન ગ્લેસિઅલ ફૉસ્ફરીક ઍસિડ ૨૪૦ ગ્રેન, ખાંડની ભુકી ૭½ ઔંસ, અર્ક-પાણી ૪ ફ ઔંસ, ઍસેન્સ લેમન ૧૨ ટીપા

ચીનીના એક નહાના સરખા વાસણમા અર્ક-પાણી રેડી તેમા ફૉસ્ફેટ ઑફ લાઇમ નાખી, ગૅસ વા સ્પિરિટના ચુલા પર હલકી આંચ આપી ઓગળાવો અને પછી થોડું થોડું ફૉસ્ફરીક ઍસિડ પણ ભેળવતા જવું આમ બેઉ દવાઓ પાણીમા ઓગળી જતા, પછી જેટલુ અર્ક-પાણી ગરમ થવાથી ઉડી ગયુ હોય તેટલુ અર્ક-પાણી નવુ ઉમેરી, પછી ખાંડ નાખી ધીમી આંચે તેનેય ઓગળાવી લ્યો બસ શરબત તૈયાર છે

આ પ્રયોગ 'ફુર્લાંડ'નો છે

૨-પ્રિસિપિટેટેડ ફૉસ્ફેટ ઑફ લાઇમ ૧ ઔંસ, અર્ક-પાણી ૭½ ફ ઔંસ, મ્યુરિઍટિક

એસિડ ૪ ફ્ર ડ્રામ, ખાંડ ૧૨ ઔંસ

પ્રથમ એક ઔંસ અર્ક–પાણી લઇ, તેમા ફેરિક સાઇટ્રેટ ઓફ લાઇમ નાંખી, પછી મ્યુરિએટિક એસિડ નાખી, ઓગળાવો. ઓગળી જાય ત્યાર પછી તેમાં બાકીનું પાણી મેળવી, છેવટે ખાંડ ઉમેરી. ધીમી આંચે ઓગળાવી લો.

આ પ્રયોગ 'વિગાન્ડ'નો છે.

## સિરપ ઓફ રૂબાર્બ

ફ્લ્યુઇડ એક્સટ્રેક્ટ ઓફ રૂબાર્બ ૩ ફ્ર. ઔંસ. ખાંડ ૨૮ ટ્રૉય ઔંસ, અર્ક–પાણી ખપ પુરતું.

પ્રથમ ૧૨ ઔંસ જેટલું અર્ક–પાણી લઇ, તેમા એકસટ્રેક્ટ ઓફ રૂબાર્બ ઉમેરી, થોડાક કલાક લગી રહેવા દો. પછી તેને ફિલ્ટર કરી લઇ, તેમાં બીજું એટલું અર્ક–પાણી–બેશક ફિલ્ટર દ્વારાજ–મેળવો કે કુલ મેળવણી ૧ પાઇન્ટ બને પછી તેમાં ખાંડ ઉમેરી. ધીમી આંચે પીગળાવી લો અને છેવટે કપડામાંથી ગાળી લો.

## કમ્પાઉન્ડ સિરપ ઓફ હાયપોફોસ્ફાઇટસ

૧–હાયપોફોસ્ફાઇટ ઓફ લાઇમ ૨૫૬ ગ્રેન, હાયપોસલ્ફાઇટ ઓફ સોડા ૧૯૨ ગ્રેન, હાયપોસલ્ફાઇટ ઓફ પોટાશ ૧૨૮ ગ્રેન, હાયપોસલ્ફેટ ઓફ આયર્ન ૯૬ ગ્રેન, ખાંડ ૯ ઔંસ, એકસટ્રેક્ટ ઓફ વેનીલા ૧/૨ ઔંસ, સોલ્યુશન ઓફ હાયપોફોસ્ફરસ એસિડ સહજ, અર્ક–પાણી ખપ પુરતું.

પ્રથમ ૬ ઔંસ અર્ક–પાણી લઇ, તેમા હાયપોફોસ્ફાઇટ ઓફ લાઇમ, હાયપોસલ્ફાઇટ ઓફ સોડા અને હાયપોસલ્ફાઇટ ઓફ પોટાશ ઓગળાવી લો પછી એક ખરલમાં હાયપોસલ્ફેટ ઓફ આયર્ન નાખી, તેમા એટલું સોલ્યુશન ઓફ હાયપોફોસ્ફરસ એસિડ ઉમેરો કે એ ક્ષાર ઓગળી જાય પછી તેમા આગળની મેળવણી મેળવી, એટલું અર્ક–પાણી રેડો કે કુલ મિશ્રણ ૧૨ ફ્ર. ઔંસ બને. પછી તેમાં ધીમી આંચે ખાંડ ઓગળાવી, છેવટે એકસટ્રેક્ટ વેનીલા ઉમેરો.

આ પ્રયોગ "પ્રોક્ટર"નો છે

૨–હાયપોસલ્ફાઇટ ઓફ લાઇમ ૧½ ઔંસ, હાયપોફોસ્ફાઇટ ઓફ સોડા ½ ઔંસ, હાયપોફોસ્ફાઇટ ઓફ પોટાશ ½ ઔંસ, સાકર ૧ ટ્રૉય રતલ, ગરમ અર્ક–પાણી ૨૦ ફ્ર. ઔંસ, ઓરેન્જ ફ્લાવર વોટર ૧ ફ્ર. ઔંસ.

પહેલાં અર્ક–પાણીમાં પ્હેલી ત્રણે દવાઓ મેળવી, ઓગળાવી લો. પછી તેમાં સાકર નાંખી, ગરમ કરી, ઓગળાવીને કપડામાંથી ગાળી લો. છેવટે ઓરેન્જ ફ્લાવર વોટર મેળવો, એટલે શરબત તૈયાર.

આ પ્રયોગ "પેરીશ"નો છે.

૩–હાયપોફોસ્ફાઇટ ઓફ લાઇમ ૨૫૬ ગ્રેન, હાયપોફોસ્ફાઇટ ઓફ સોડા ૨૫૬ ગ્રેન, હાયપોફોસ્ફાઇટ ઓફ પોટાશ ૨૫૬ ગ્રેન, ખાંડ ૧૮ ઔંસ, અર્ક–પાણી ખપ પુરતું.

પહેલા ૧૨ ઔંસ અર્ક–પાણી લઇ, ખાંડ સિવાયની બાકીની બધી દવાઓ તેમાં નાંખી વોટર–બાથ દ્વારા ઓગળાવીને ગાળી લો અને એ ક્રિયા દરમિયાન જેટલું અર્ક–પાણી ઉડી ગયું કિંવા ઓછું થઇ ગયું હોય, તેટલું પાછું ઉમેરી, તેમા ખાંડ નાખી, ધીમી આંચે ઓગળાવી, એટલું પકવો કે શરબત ૨૧ ઔંસ થાય

## કમ્પાઉન્ડ સિરપ ઓફ હાયપોફોસ્ફાઇટ એન્ડ આયર્ન

હાયપોફોસ્ફાઇટ ઓફ લાઇમ ૨૫૬ ગ્રેન, હાયપોફોસ્ફાઇટ ઓફ સોડા ૨૫૬ ગ્રેન, હાયપોફોસ્ફાઇટ ઓફ પોટાશ ૨૫૬ ગ્રેન, હાયપોફોસ્ફાઇટ ઓફ આયર્ન ૧૨૬ ગ્રેન, ખાંડ ૧૮ ઔંસ, અર્ક–પાણી ખપ પુરતું.

બનાવવાની રીત છેલ્લા પ્રયોગ અનુસાર.

## સિરપ ઓફ સેન્ટોનેટ ઓફ સોડા

ચાસણી ૧૮ ફ્ર ઔંસ, સેન્ટોનેટ ઓફ સોડા ૩૦ ગ્રેન, અર્ક–પાણી ૧ ઔંસ.

પ્રથમ ચાસણીને અહિં લગી ઉકાળો કે તેનું ઘટ્ટપણું ૩૨° Beaumeનું થઇ જાય પછી અર્ક પાણીમાં સેન્ટોનેટ ઓફ સોડા ઓગળાવી ચાસણીમાં ઉમેરો

સિરપ ઓફ યુપિફુએન્ડા

ફ્લ્યુઇડ એક્સટ્રેક્ટ ઓફ યુપિફુએન્ડા ૨ ફ ઔંસ, ચાસણી ૩૦ ફ ઔંસ

બેઉને મેળવો

સિરપ ઓફ ક્લોરાઇડ ઓફ આયર્ન

ક્લોરાઇડ ઓફ આયર્ન ૧/૨ ટ્રોય ઔંસ, ચાસણી ૧ પાઇંટ

બેઉને મેળવો

સિરપ ઓફ લેકટેટ ઓફ આયર્ન

લેકટેટ ઓફ આયર્ન ૧ ડ્રામ ઉકળતું અર્ક-પાણી ૬ ફ ઔંસ ખાંડ ૧૨ ડ્રામ

પ્રથમ અર્ક-પાણીમાં લેકટેટ ઓફ આયર્ન ઓગળાવી, પછી તેમાં ખાંડ નાખી, ધીમા આંચે ઓગળાવી લો

સિરપ ઓફ બાલસમ કોપૈબા

કેલસાઇન્ડ મેગ્નેસિઆ ૨½ ડ્રામ ઇંડાની ઝરદી નંગ ૪, બાલસમ કોપૈબા ૫½ ઔંસ ચાસણી ૧૦½ ઔંસ

તાઝા ઇંડાની ઝરદીઓ લઇ, તેમાં કેલસાઇન્ડ મેગ્નેસિઆ નાખી, ખૂબ મેળવો પછી તેમાં બાલસમ કોપૈબા ઉમેરી, ફરી વાર સારી પેઠે મેળવી લઇ, છેવટે ચાસણી રેડો

આ શરબત પણ લાંબા વખત લગી સારૂં રહેતું કહેવાય છે

સિરપ ઓફ સેન્ટોનિન

સેન્ટોનિન ૫૫½ ગ્રેન, અલકોહલ સહજ, ઉકળતી ચાસણી ૧૬ ટ્રોય ઔંસ

અનેક હવમાં સેંટોનિન ઓગળાવી, પછી ચાસણીમાં મેળવો

સિરપ ઓફ આયોડાઇડ ઓફ પોટાસિયમ એન્ડ આયર્ન

આયોડાઇડ ઓફ પોટાસિયમ ૩૦૮ ગ્રેન, આયોડાઇડ ઓફ આયર્ન (સોલ્યુશન ૧-૩) ૨૩૦ ગ્રેન, ઓરેન્જ ફ્લાવર વોટર ૪૬૨ ગ્રેન, ઘટ્ટ ચાસણી ૩૩½ ફ ઔંસ

પ્રથમ આયોડાઇડ ઓફ પોટાસિયમને ઓરેન્જ ફ્લાવર વોટરમાં ઓગળાવી લઇ પછી તેમાં આયોડાઇડ ઓફ આયર્નનું સોલ્યુશન ઉમેરી, છેવટે ચાસણી મેળવો

આ શરબતને રવાનીથી દુર રાખવું જોઇએ

સિરપ ઓફ સેસ્કવિક્લોરાઇડ ઓફ આયર્ન

સેસ્કવિઓક્સાઇડ ઓફ આયર્ન ૨૮૬ ગ્રેન હાયડ્રોક્લોરિક એસિડ ૧૨૦૦ ગ્રેન, અર્ક-પાણી ૨ ઔંસ ચાસણી ૧૬ ઔંસ

મુખ્ય દવાને હાયડ્રોક્લોરિક એસિડમાં ઓગળાવી, તેમાં અર્ક-પાણી મેળવો અને છેવટે ગાળીને ચાસણીમાં રેડો

સિરપ ઓફ હાયડ્રેટ ઓફ ક્લોરલ

હાયડ્રેટ ઓફ ક્લોરલ ૨ સ્કુપલ અર્ક પાણી ૧ ડ્રામ, ચાસણી ૭ ડ્રામ

અર્ક-પાણીમાં દવા ઓગળાવી પછી ચાસણી મેળવો

[હજી વધુ પ્રયોગો એપ્રિલ ૧૯૪૧ના અંકમાં અપાશે

## [૧] જામફળ

**જમીન**–આ ફળ માટે કોઈ પણ પ્રકારની સાધારણ કસવાળી જમીન ચાલી શકે છે–જેવી કે: બાહાની, હલકી, ગોરાટ, વ. ઘણી કાળી જમીનમાં આનો પાક ખાતર તથા સારા પાણીની નિકાશ વિના સારો થઇ સકતો નથી. હિંદુસ્તાનના સાધારણ પ્રદેશ, જેવા કે દક્ષિણ ઇલાકો, ગુજરાત, કાઠીઆવાડ, ઉત્તરમાં કાશી, આગ્રા, અલાહાબાદ વ. સ્થળોએ, જ્યાં સુકી ગરમ હવા હોય ત્યાં એ ઠીક થાય છે. વધુ વરસાદવાળા ભાગમાં આ ફળની ખેતી સારી થઇ સકતી નથી.

**પ્રાથમિક ખેડ**–ઝાડનું વાવેતર કરતા પહેલાં જમીન સાફસુફ કરી, આડી ઉભી ત્રાસી ખેડ કરવી. ત્યાર બાદ દોરીથી સીધી લાઇનમાં ૨૦ ફીટને અંતરે ઓરસ ચોરસ ૩×૩×૩ ના માપના ખાડા કરવા મુરમવાળી માટી ખાડા નીચેથી નીકળે તો તેને ખેતરની બહાર નાખી દેવી અને ખાડા સારા દેશી ગળતીયા ખાતરથી સરખા ભાગની ખેતરની માટી સાથે મેળવીને ભરવા. ત્યાર બાદ કુવા નહેર વ.માંથી પાણીના પ્રબંધ માટે બંધ તથા ખામણા બાંધવા. આ ખાડાઓ ઉનાળામા તૈયાર કરાવી રાખવા, જેથી ચોમાસાની શરૂઆતમાંજ ઝાડો વાવી સકાય.

જામફળના રોપા મોટા ભાગે બીજમાંથી ઉત્પન્ન કરવામા આવે છે, પણ સારા ખાત્રીના, મોટા ફળ આવતાં હોય તથા ઓછા બીજ નીકળતા હોય એવી ઝાડની કલમ કરી વાવવાથી ત્રણ વર્ષની અંદર સારી જાતનાં ફળ મળવાની ખાત્રી રહે છે.

જો આવી રીતે તૈયાર કરેલી કલમ કે ઉપ (*Layering*) ન મળે તો ધોળકા, અલાહાબાદ, આગ્રા વ. સ્થળે થતા મોટા સારી રીતે પાકી ગયેલાં જામફળનાં બીજ કે તેમાંથી તૈયાર કરેલા રોપા મંગાવી વાવવા.

**બીજ**–સારાં પાકી ગયેલાં જામફળ લઇ, તેને જરા વધારે સડવા દીધા પછી, મસળી નાખીને પાણીથી ઝીણી ચારણી કે કપડામા ધોવાથી બીજ રહેલાઇથી નીકળી સકશે. તેને બે ચાર દિવસ રાખોડી સાથે ભેળવી સુકાવા દેવા. ત્યાર બાદ ચાર ફુટ પહોળા અને ૬ અથવા ૧૨ ફુટ લાંબા કયારા બનાવી, તેમાં છુટાં છુટા બીજ વાવી દેવા શીયાળા સિવાયની રૂતુમાં તથા ખાસ કરીને ચોમાસાની શરૂઆતમાં ફળમાંથી કાઢીને તુરતમાં વાવેલ બીજમાંથી સારૂં પરિણામ આવે છે. એના રોપ આશરે બેથી ત્રણ ફીટની ઉંચાઇના થાય ત્યારે કાયમી જગ્યામાં વાવવા જોઇએ.

રોપાઓ કાયમની જગ્યાએ ચોમાસાની શરૂઆતમાંજ વાવવા જોઇએ. વાવતી વખતે ખામણા ચારે બાજુથી સારી રીતે દબાવીને રોપવા જોઇએ અને પવનથી નુકસાન ન થાય તેને માટે જરૂર પડે ટેકો આપવો જોઇએ

**માવજત**–રોપાઓ વાવ્યા પછી તુરતજ પાણી પાવું જોઇએ. ત્યાર બાદ દર ચાર પાંચ દિવસે અને સારી રીતે જમીનમાં રોપ લાગી ગયા પછી આઠથી દશ દિવસે જરૂરત પ્રમાણે પાણી આપવું જોઇએ.

**પાક**–રોપાઓ કાઇમી જગ્યામાં વાવ્યા બાદ મોટે ભાગે ત્રીજે વર્ષે ફાલ આવે છે. તેની પહેલાં પણ થોડાક ફુલો આવે છે, પણ ઝાડ કમજોર થઇ ન જાય તેથી ફાલ લેવો સલાહકારક નથી. આપણા દેશમાં ફળાઉ ઝાડોને સાધારણ રીતે ફાલ આવવાની ત્રણ મવસમો છે આંબે બહાર, મૃગ બહાર અને હસ્ત બહાર. પહેલો બહાર ફેબ્રુઆરી માર્ચમાં

## [૨] સીતાફળ અને રામફળ

[ પાના ૪૭૦ થી આગળ ]

**જમીન તથા હવામાન**–આ ઝાડ કોઇ પણ જમીનમા થઇ સકે છે પથરવાળી જમીન ફળદ્રુપ હોય તો ત્યા પણ ઉગવામા વાંધો આવતો નથી માત્ર ભારે ચીકાશવાળી જમીનમા પાણીના નિકાશ માટે બદોબસ્ત કરવો જોઇએ આ ઝાડ મુબઇ ઇલાકામા લગભગ સર્વત્ર જોવામા આવે છે, અને ખાસ કરીને જુનાગઢના ગીર પ્રદેશમા તો કોઇ પણ ખાસ કાળજી વિના ઉગેલાં જોવામા આવે છે આ ઝાડ ગરમ સૂકી હવામા સારા થતા જોવામા આવે છે રામફળ માટે જમીન વધારે સારી અને ફળદ્રુપ જોઇએ હલકી કાળી જમીનમા પણ આ ફળ સારા થાય છે

**પ્રથમની ખેડ**–જમીનમાં ઝાડ વાવવા માટે ખાડા કરતા પહેલા તેને આડી ઉભી, ખેડી નાખવી જોઇએ પછી ૨૦ ફીટને અતરે ૩'x૩x૩ ચોરસ ચોરસ ખાડાઓ કરવા અને તેમા માટી તથા છાણનુ ગળેલ ખાતર નાખી પુરી દેવા પછી પાણીના પ્રબધ માટે ખામણા તથા બધારા કરવા

આ ઝાડના રેપ બી વાવીને તૈયાર કરવામા આવે છે રોપ તૈયાર કરવા માટે સારા અને મોટા ફળ આપતા ઝાડ ઉપરથી ઉત્તમ પાકેલ ફળ વીણી, તેના બી કાઢી સુકાવી લેવા. પછી ૪ ફીટ પહોળા અને ૮ થી ૧૦ ફીટ લાબા ક્યારાઓ કરી, તેમા ચોમાસામા બી વાવીને પણી પાઇ દેવુ લગભગ એક વર્ષમાં ૨ ફીટ જેટલો ઉંચો રોપ થયા પછી તે કાયમી જગ્યાએ વાવવા લાયક થશે

**વાવેતર**–ચોમાસાની શરૂઆતમા રોપા પડી ન ભાગે એવી રીતે ક્યારામાથી કાઢીને તૈયાર કરેલ ખાડાઓમા રોપી દેવા અને આસ પાસની માટી ઓરથી દબાવી દેવી વાવ્યા પછી તુરત પાણી પાવુ જોઇએ તે પછી રોપ

**કાંદા**–રોપણી અને ઉપયોગ અંક ૪૭મો
કી ૩ આના

**કાંસું**–કાસુ કિંવા બ્રોન્ઝ બનાવવાના ૫૧ પ્રયોગો. અંક ૧૧૨મો. કી ૪ આના

**કેક**–પ્રકાર પ્રકારના લજ્જતદાર કેક બનાવવા વિષે અંક ૧૧૧મો. કી ૪ આના

**કેરેટનુ સોનુ**–*Carat Cold* બનાવવાની પુરી વિગતો અંક ૧૦૯મો કી ૪ આના

**કેશર અર્થાત ઝઅફરાન**–વાવેતર વિષે અંક ૮૪મો કી ૪ આના

**કેસીન**–દુધમાથી બનતી કેસીનની પૂરી માહિતી. અંક ૧૧૧મો કી ૪ આના

**કેળાં**–કેળની રોપણી અને કેળાના ઉપયોગો વિષે અંક ૪૫ અને ૮૯મો કી. ૭ આના

**કોફી**–ખુશબુદાર કોફી બનાવવી અંક ૨૯મો
કી ૩ આના

**કોપરેલ તેલ**–એની વાસ અને ચીકણાપણું દુર કરવાની રીતો અંક ૭૮મો કી ૪ આના

**કોબી**–વાવેતર વિષે અંક ૫૩મો કી ૩ આના

**કોલન વોટર**–હલકી ભારી જાતના ૨૧ નુસ્ખાઓ અંક ૫૮મો કી ૩ આના

**કોસ્ટીક સોડા**–બનાવટ વિષે અંક ૫૨ મો
કી ૩ આના

**ખજુરી**–વાવેતરની માહિતી અંક ૧૦૫ અને ૧૦૬ મો કી ૮ આના

**ખસખસ**–વાવવા સબંધી અંક ૭૨ મો
કી ૪ આના

**ખાતર**–જાત જાતના ખાતરો વિષે અંક ૭૧, ૭૩, ૭૮ અને ૮૭મો કી ૨ ૧–૦–૦

**ખાદીને નિખારવી અને રંગવી**–પૂરી ક્રિયાઓ અંક ૮ મો કી ૩ આના

**ખાસ પ્રકારના સાબુઓ**–જુદા જુદા ખાસ પ્રકારના સાબુઓ બનાવવાની સચિત્ર માહિતી અંક ૯૭મો કી ૪ આના

[ હજી જુઓ પાના ૪૭૨ પર ]

લાગી ગયા બાદ ૮ થી ૧૦ દિવસે પાણી પાતા રહેવું

**આવજત**–વર્ષમાં એક વખત ઉનાળામા ખેતર ખેડી, ક્યારાઓ ગોડી, તેમા છાણનું ગળેલ ખાતર ૨ થી ૪ ટોપલા ૬ ઇંચ ઉંડી ચરેડીમાં ભેળવી દઇ, પાણી પાઇ દેવું. તે પછી ૮ થી ૧૦ દિવસે નિયમિત પાણી પાતા રહેવુ.

**પાક**–કાયમી જગ્યાએ વાવ્યા પછી ચોથા વર્ષથી ફ્રાલ આવવાનુ શરૂ થાય છે. સગવડતા પ્રમાણે ફ્રાલ આવવા માટે એપ્રીલ, કે મે (ચૈત્ર વૈશાખ) મહિનામાં પાણી પાવાનું શરૂ કરવું જોઇએ પાણી પાવાનું શરૂ કર્યા પછી લગભગ એક મહિના પછી ફૂલ બેસવાની શરૂઆત થાય છે. ઝાડ ઉપર એપ્રીલથી જુન સુધી ફૂલ આવતા દેખાય છે અને તેના ફળ ૫ થી ૬ મહીને તૈયાર થાય છે.

**પેરા પાક**–પાણીની સગવડતા હોય તે પ્રમાણે શાક ભકાલુ વ પેરા પાક તરીકે પહેલા ચાર વર્ષ સુધી લેવાથી ઉપજમા વધારો થશે

**ઉપદ્રવ**–આ ઝાડને કોઇ ખાસ ઉપદ્રવ થનો જોવામાં આવતો નથી પરંતુ ઝાડ ઉપર ફળ બેસી જાય ત્યારે તેને પોપટ, કાગડા, વનવાગળ જેવા પક્ષીઓ ખાઇને બહુ બગાડ કરે છે તે માટે ફળ ઉતારી લેવા સુધી ચોકી રાખવાની ખાસ જરૂર છે આ ઉપરાંત સીતા ફળની ડાખળી તથ ફળ ઉપર સફેદ છુવાત થાય તો તેના ઉપર ગંધકનો ભૂકો છાટવાથી ફ્રાયદો થાય છે

---



[ પાના ૪૭૧ થી આગળ ]

### અમૃતપાકની ભુકી

શિંગોડાં ½ રતલ, પિસ્તા ½ રતલ, કમર કાકડી ½ રતલ, બદામ ½ રતલ, ચાર મગઝ ½ રતલ, ઘઉંનો નિશાસ્તો ½ રતલ, સુંઠ ૧ આનાની, મરી ૧ આનાની, પીપરીમુળ ૧ આનાની, એલચી ૧ આનાની, જાયફળ ૧ નંગ.

બધાને વાટી, ભુકી બનાવો

ઉપયોગઃ દરરોઝ સવારે એમાંથી ૧ થી ૨ ચમચા જેટલી ભુકી દૂધમાં ઉકાળી પીવાથી તાકત વધે છે.

■

### અલકોહલની વાસ કાઢવી

અલકોહલ ૧ ગેલન, બુઝાવેલા ચુનાની ભુકી ૪ ડ્રામ, ફટકડીની ભુકી ૨ ડ્રામ, સ્પિરિટ નાઇટ્રસ ઇથર ૧ ડ્રામ

ચુના અને ફટકડીની ભુકી મેળવી, અલકોહલમાં નાખી, ખૂબ હલાવીને મેળવી લો પછી સ્પિરિટ નાઇટ્રસ ઇથર ઉમેરી, બાટલીને બંધ કરી થોડાક દહાડા લગી રહેવા દો. છેવટે ગાળી લેજો

■

### અવાળુનો ઇલાજ

ફુલવેલી ફટકડી ૨ વાલ, નવશેકું પાણી ૧ પ્યાલા જેટલું.

પાણીમાં ફટકડી નાખી, તેના કોગળા કરવાથી અવાળુનો સોજો મટે છે

■

### ઇનફ્લુએન્ઝાનો ઇલાજ

તજની ભુકી ૧ ચમચી, લવિંગ નંગ ૫, સુંઠની ભુકી ½ ચમચી, પાણી ૮૦ તોલા.

બધાને મેળવી, ½ કલાક લગી ઉકાળી લો.

માત્ર ૨ ઔંસ મિશ્રણ દિવસમાં ત્રણ વાર

■

### એલ્યુમિનિયમ-પૉલિશ

પ્રિસિપિટેટેડ સિલિકા ૮ તોલા, ઘાસતેલ ૪ તોલા, ઑલિક ઍસિડ ૨ તોલા, સ્ટિઅરીક ઍસિડ ૨ તોલા, ચરબી ૧ તોલો, ટેલ્ક પાવડર ૧ તોલો

ઑલિક ઍસિડ, સ્ટિઅરીક ઍસિડ અને ચરબીને ગરમ કરી પીગળાવો. પછી તેમાં બાકીની દવાઓ મેળવી ઘટ્ટ પૉલિશ બનાવો.

■

### ઔષધિ છીંકણી

ધોળી કરેણનાં પાદડાં લઇ, સુકવી રાખો. પછી તેની બારીક છીંકણી બનાવી લો.

સહજજ સુંઘવાથી ઉપરાસપરી છીંકો આવે છે અને ભારે માથું પળવારમાં હલકું થઇ, દુઃખ શાંત થાય છે.

■

### કાંદા અને માછલીની વાસ કાઢવી

છરી કાંટા વ મા કાંદા અને માછલીની વાસ આવતી હોય તો વપરાયલી ચાહના કુચા વડે તેને ઘસીને સાફ કરજો વાસ અલોપ થઇ જશે

જો એજ વાસ વાસણમાં આવતી હોય તો એ વાસણો ધોતી વેળા તેમાં સાબુનું ફીણ તથા થોડાંક ટીપાં સરકો મેળવશો તો વાસણ સાફ થઇ જશે.

■

### ખસનો મલમ

(અ) અળસીનું તેલ ૮ તોલા, ચરબી ૮ તોલા, મીણ ૨ તોલા.

પ્રથમ એ ત્રણેને ગરમ કરી મેળવી, સાદો મલમ બનાવો પછી—

(બ) સાદો મલમ ૫ તોલા, ગંધક ૪

■

ડ્રામ, પોટાશ બાયકાર્બ ૨ ડ્રામ

—મેળવી મલમ બનાવો

■

## ગંધક-સ્નાન

ચામડીના અને સંધીવાના રોગો માટે ગંધક-સ્નાન ખૂબજ ફાયદામંદ સાબિત થાય છે ઘર મેળે એ સ્નાનનો લાભ લેવો હોય તો નહાવાનું ગરમ પાણી તૈયાર કરી, દર ગેલન પાણી દીઠ ½ ઔંસ સલફ્યુરેટેડ પોટાશ નાખી, તે પાણીથી નાહી લો

■

## ટીક્ચર ટોલુ

બાલસમ ઑફ ટોલુ ૩ ટ્રોય ઔંસ, અનકોહલ ૨ પાઇન્ટ.

બેઉને મેળવી, એકજીવ થયે શીશીમા ભરી લો

■

## દંતમજન

પોટાસિયમ કલોરેટ ૨૦૦ ભાગ, નિશાસ્તો ૨૦૦ ભાગ, કાર્માઇન લેઇક ૪૦ ભાગ, સેકેરીન (અલકોહલમા ઓગળાવેલી) ૧ ભાગ, વેનીલીન (અલકોહલમા ઓગળાવેલી) ૧ ભાગ

■

## નકલી હાથીદાંત

આઇસીંગ્લાસ ½ ઔંસ પાણી ½ પાઇન્ટ, ઉમદા સફેદો ખપ પુરતો

પાણીમા આઇસીંગ્લાસ ।। કટકા નાખી, ચુલે ચઢાવો ઓગળી જાય ત્યારે નીચે ઉતારી તેમા થોડો થોડો કરી એટલો સફેદો ઉમેરો કે મેળવણી મલાઇ જેવી ઘાટી સફેદ બને પછી એક ઉમદા લાકડાનો કટકો યા કોઇ આકાર લઇ, આ મેળવણી બ્રશ વડે તેની ઉપર લગાડી દો અને સુકાવા આવે ત્યારે કોઇ લીસી વસ્તુ વડે ઘસી, સપાટીને લીસી બનાવો.

જો તે લાકડા યા આકાર પર ત્રણ ચાર વેળા આ ક્રિયા પુન પુન દોહરાવવાથી તે હાથીદાંત જેવું દેખાશે

■

## નમ્બરીંગ મશિન માટેની શાહી

બર્ત્તની મેશ ૨ ઔંસ, બાવળનો ગુંદર ૧૩૪ ગ્રેન, ગ્લિસરીન ૨ ડ્રામ, પાણી ૮૦ ટીપા

પાણીમાં ગુંદર ઓગળાવી, તેમા ગ્લિસરીન ઉમેરી, ગાળી લો અને પછી તેમા મેશ મેળવી, એકરસ કરો

■

## પાચન-ભુકી

હરડે, આમળા, અજમો, વરિયાળી, સુંઠ સિંધાલુણ જીરૂ અને મીઠુ દરેક એકેક તોલો

બધાની બારી ભુકી બનાવી રખો

માત્રા ૧ થી ૨ ચમચો, ખાધા પછી

■

## પેટના ગેસનો ઇલાજ

ગરમ પાણી ½ પાઇન્ટ, સુવા ૩ ડ્રામ

ગરમ પાણીમા સુવા નાખી, પાણી ઠંડુ પડયા બાદ ગાળી લો

આ પાણી બાળકોના પેટમા થતા ગેસ માટે અકસીર છે માત્રા ત્રણ નહાની ચમચી, દિવસમા ત્રણ વેળા

■

## ફ્લોર-પૉલિશ

સ્ટિઅરીન ૧૦૦ રતલ પીળુ મીણ ૨૫ રતલ, કાર્બોનીક પોટાશ ૩૦ રતલ, પીળો પીવાનો સાબુ ૧૦ રતલ, પાણી ખપ પુરતું, રંગ જોઇએ તેવો.

થોડાક પાણીમા કાર્બોનીક પોટાશ અને પાછળથી સાબુ ઓગળાવી જુદુ રાખો પછી

સ્ટિઅરીન અને મીણને ગરમ કરી પીગળાવી, તેમા ઉપલી મેળવણી ઉમેરી, બધુ સઘટ્ટ થાય ત્યા લગી પ્રકરી લો

■

## બ્લાંકેટ પરથી તેલનો ડાઘ કાઢવો

ઊની બ્લાંકેટ પર તેલનો ડાઘ પડયો હોય તો દહીં લગાડવાથી નીકળી જશે

■

## બ્રશ સાફ કરવા

વાળના બ્રશ વ સાફ કરવા માટે નીચેનો પ્રયોગ આઝમાવો.

પાણી ૧ બાટલી, લાઇકર અમોનિયા ૪ ચમચી

એમા બ્રશનો વાળવાળો ભાગ પાચ છ મિનિટ લગી બોળી રાખી, પછી સાદા પાણીથી ધોઇને સુકવી લો બ્રશ નવા જેવા થઇ જશે

■

## મરડાના ઇલાજ

(૧) અનંતમુળ ૧૦ ગ્રેન, ટીંકચર ઓપિયમ ૫ ટીપા, ગુદરતુ પાણી ½ ચમચી પાણી ૧ ઔંસ

ઉપલુ પ્રમાણ એક વેળાની માત્રાનુ છે એ પ્રમાણે દિવસમા બે વાર

(૨) બીતાની ભુકી ૨ ડ્રામ, જેઠીમધની ભુકી ૨૦ ગ્રેન, નજની ભુકી ૨૦ ગ્રેન

ઉપલા પ્રમાણમાથી બે પડીકીઓ બનાવી, દિવસમા બે વાર એકેક પડીકી

■

## મોઢાની વાસનો ઇલાજ

બંગભસ્મ ૧ તોલો, બરાસ કપુર ½ તોલો

દિવસમા બે વાર, સવાર સાજે, ૨ રતી મેળવણી સહજ મધ સાથે ચાટવાથી મોઢાની વાસ થોડાકજ દહાડામા દૂર થાય છે

■

## લીલી શાહી

એસિટેટ ઓફ કોપર ૨ રતલ, બાઇટારટ્રેટ ઓફ પોટાશ ૧ રતલ, પાણી ૮ રતલ

બધાને મેળવી, અહિં લગી ઉકાળો કે માત્ર અર્ધું પ્રવાહી બાકી રહે

□

## લોખંડના કાટના ડાઘ કાઢવા

કપડા પર લોખંડના કાટના ડાઘ પડયા હોય તો લિંબુના રસમાં નમક મેળવી મસળવાથી નીકળી જાય છે.

■

## હેર લોશન

કવિનાઇન સલ્ફેટ ૨૦ ગ્રેન, એરંડિયુ તેલ ૧ ઔંસ, ટીંકચર કેનથેરેડીન ½ ઔંસ, એકસટ્રેકટ જેરિમન ૩ ડ્રામ, ઓ ડ કોલન ૭ ઔંસ, કડવી બદામનુ તેલ ૫ ટીપા, ઑઇલ બર્ગેમોટ ½ ડ્રામ, રેકટીફાઇડ સ્પિરિટ ૮ ઔંસ

બધાને મેળવી, ઇચ્છા હોય તો ટીંકચર આલકાનેટ રૂટ ઉમેરી, લોશનને રંગીન બનાવો

■

## મેજેન્ટા શાહી

આ ભભકતા રંગની શાહી ખૂબ આકર્ષક છે

એનીલાઇન મેજેન્ટા યા સેફ્રેનાઇન રંગ ૧ ડ્રામ, અલકોહલ ૧½ ઔંસ, અર્ક-પાણી ૧૬ ઔંસ, બાવળનો ગુંદર ૪ ડ્રામ.

પ્રથમ અલકોહલમા રંગ ઓગળાવી, ૩ કલાક લગી રહેવા દો પછી ૩ ઔંસ અર્ક-પાણી જુદુ કાઢી તેમા ગુંદર ઓગળાવી તેનેય જુદો રાખો હવે બાકીનું ૧૩ ઔંસ અર્ક-પાણી લઇ, તેમા અલકોહલવાળો રંગ મેળવી, ધીમી આચે અહિં લગી પકવો કે તેમાથી અલકોહલ ઉડી જાય-એટલે કે અલકોહલની વાસ આવતી બંધ થાય પછી તેને નીચે ઉમેરી, તેમા ગુંદરવાળુ પાણી ઉમેરી લો



# [બે જાણીતી પેઢીના આત્મ-વૃતાંત] સફળતાની ચાવીઓ

[બે જાણીતી વેપારી પેઢીઓ આ શબ્દોમાં પોતાનાં આત્મ-વૃતાંત કહી રહી છે તેઓ પોતાના ધંધામાં કેવી રીતે ફાવ્યા મેળવી, તે તમેય જાણો. કદાચ, તેમાંથી તમને થોડીક વિજય-પ્રેરણા મળી જાય]

## [૧] વિલિયમ આલ્બર્સ

કોઇ પણ એકાદ ગ્રોસરીના વેપારની સંભાળ રાખનાર વેપારીને પોતાનું કામ સખત લાગતું હોય તો તેણે મી. આલ્બર્સ વિષે જાણવું ખાસ જરૂરી છે. એ એક દુકાનનો માલિક નથી. ચાર હજાર દુકાનો એકી સાથે ચલાવે છે !

મી આલ્બર્સ ઇંગ્લિશ-અમેરીકન છે, અને એ માત્ર અગ્યાર વર્ષમાં ૪ હજાર દુકાનોનો માલિક બન્યો છે તે હજી ઘરડો નથી થયો. તેનો એક એક વાળ હજી કાળો છે અને હજી પણ તે દુકાનો-કદ્મનબંધ દુકાનો-ખરીદતોજ જાય છે.

બેશક તેના પાસે એક ચોક્કસ નીતિ અને સિદ્ધાંત છે. તે બેદરકારીથી દુકાનો નથી ખરીદતો. તે દુકાનની કીમત પારખે છે અને તેના વેપારની ખીલવણી થઇ સકશે કે નહિ, એ પણ તે સમજી સકે છે.

### કામયાબીની ચાવી

તેની કામયાબીની ચાવી નીચલા મુદ્દાઓમાં સમાએલી છેઃ

(૧) તે બહુ ઉતાવળથી કામ કરતાં શીખ્યો છે. 'અમે 'હા' કે 'ના' ના જવાબ માટે લોકોને થોભાવતા નથી." તે કહે છે કે કામ તાત્કાળિક થવું જોઇએ

(૨) તેના દરેક મેનેજરને તે બહોળી સત્તા આપે છે, અને દરેક કામકાજ તેની ઉપર રાખી, દુકાનનો તેને જોખમદાર માણસ બનાવે છે.

(૩) તે હમેશ યુવાનોને મેનેજર બનાવવાનું પસંદ કરે છે.

(૪) તેની દર એક હજાર દુકાનો ઉપર એક જાણકાર દેખરેખ રાખનારને તે રોકે છે, કે જે દુકાનોની મુલાકાત લઇ તેમજ નવી નવી સલાહો આપતો રહી, સુધારાઓ સુચવતો રહે છે.

(૫) તેણે એક શોધખોળ વિભાગ રાખ્યો છે, જે દરેક દુકાનોમાં રોજીંદા કેટલા ગ્રાહકો આવે છે, શું ખર્ચે છે, શું ખરીદે છે, તેના સંપૂર્ણ આંકડાઓ તૈયાર રાખે છે. નવી દુકાનો ખરીદવા પહેલાં તેને લગતી દરેક માહિતી તપાસી, એ ખાતું દુકાન ખરીદવી કે નહિં તે સંબંધી વિગતવાર આંકડાઓ ટાંકી સલાહ આપે છે.

(૬) પોતાના ગ્રાહકોને તે પૈસા પાછા આપવાની ગેરન્ટી આપે છે ગ્રાહકને જો કોઇ માલથી સંતોષ ન થાય તો તુરતજ આનાકાની વિના તે પૈસા પાછા ફેરવી દે છે.

(૭) તેની દુકાનોમાં કામ કરનારા નવકરોને દુકાનના શેરો ખરીદવાને ઉત્તેજે છે. તેના ચૌદ હજાર નવકરોમાં આજે ૭ હજાર થી વધુ નવકરો તેની દુકાનોના શેરોના ઓછા વત્તા પ્રમાણમાં માલિક છે.

(૮) તે ગ્રાહકોને પણ શેરો ખરીદવાની તક આપે છે તેના હજારો ગ્રાહકો શેર-હોલ્ડરો છે અને તેથી તેઓ સારો નફો પણ મેળવે છે અને પોતાની તમામ ખરીદી એનીજ દુકાનમાંથી કરે છે.

કરિયાણાની હજારો દુકાનો ? અને તે પણ આવી ઉત્તમ રીતે ચલાવી, નફો કમાઇ સકાય છે !

 શ્રી જીવન 

વર્ષ ૧ લું
અંક ૮ મો

સંપાદક
મનુભાઇ જોધાણી

જેઠ
૧૯૯૬

[આ માસિક વડોદરા રાજ્ય પુસ્તકાલયો માટે નં. ૭૫/૧ તા ૩૧-૧-૪૦થી અને વેસ્ટર્ન ઈન્ડીઆ સ્ટેટ્સ એજન્સીમાં નં. ૪૫૭ તા. ૨૦-૧૧-૩૯થી મંજૂર થએલ છે મુંબઇ ઈલાકામાં શાળા-લાયબ્રેરી માટે મે એ ઈ સા ના નં. ૧૭૯ તા ૧૨-૧૨-૩૯ મુજબ શાળાના અધિકારીઓ ખરીદી શકે છે.]

## આવતે અંકે

*

શ્રી. ધૂમકેતુનું ગદ્યગીત અને લેખ શ્રી મજમુદાર, શ્રી. રમણલાલ સોની, ડૉ. કદમ, શ્રી. રમણિકલાલ જ દલાલ અને શ્રી મનુભાઇ જોધાણીની વાર્તાઓ. શ્રી હંસાબ્હેન મહેતાનું શ્રી જયશ્રીબેન રાયજીએ લખેલ જીવનચરિત્ર, નોબલ પ્રાઇઝ મેળવનાર મહિલાઓના જીવન ને કાર્યક્ષેત્રનો પરિચય. શ્રી તિલાલ ત્રિવેદીનો પ્રવાસલેખ ગેરે. ઉપરાત ડોશીમાના ામા પાપેરીયા અને રસો ઘર તથા શાન્તાબહેન દેસા- નુ લખેલ શાકભાજી અને ી ચિકિત્સકે લખેલ લોહીવા ા બાળાનો હકતો આવશે પરાત બાળવિભાગ પણ આપવા માં આવશે

*

## આ અંકમાં



(આ અંકમાં સ્થળ સંકોચને કારણે તથા મોડી પડવાથી રહી ગયેલી વાર્તાઓ હવે પછી આપવામાં આવશે.)

ભેટ પુસ્તક સાથે વાર્ષિક લવાજમ

| દેશમા | પરદેશમાં | પરદેશ માટે |
|---|---|---|
| ૪-૦-૦ | ૪-૮-૦ | (આઠ શીલીંગ) |

'સ્ત્રીજીવન' કાર્યાલય : ઝવેરીવાડ : અમદાવાદ

રૂબરૂ લવાજમ ભરવાનું સ્થળ : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય ગાંધી રસ્તો : અમદાવાદ

## [૨] જે. એન્ડ પી. કોટસ

"ઈંગ્લાંડના જે એન્ડ પી કોટસ લિમિટેડની પેઢીએ, અત્યાર સુધી મરણ પામેલા ઓનીજ ગણત્રી કરીએ તો, અગ્યાર લખપતિઓ બનાવ્યા છે

એ પેઢી એકસો વરસથી એકધારી રીતે વેપાર કરે છે. ઈંગ્લાંડના પેઇસલી શહેરમાં આવેલા તેમના પંદર ગંજાવર કારખાનાઓમા દશ હજાર નોકરો કામ કરે છે એ કારખાનું આખા જગતને દોરો પુરો પાડે છે.

એ ગંજાવર પેઢીની સફળતાના કારણો આ રહ્યા :

(૧) કોટસનો દોરો હંમેશ ઉત્તમ પ્રકારનો રહ્યો છે દોરો બનાવવો રહેલો નથી દોરો મજબુત હોવો જોઇએ અને સાથેજ બારીકમાં બારીક સોયના નાકામાંથી પસાર થઇ શકે એટલો પાતળો પણ કોટસે જગતમાં ઉત્તમ પ્રકારનો દોરો બનાવવાની શરૂઆત કરી હતી

(૨) ચાર પેઢીઓ સુધી કોટસનૂં કુટુંબ એક બીજા સાથે વળગી રહ્યું છે, અને એ કુટુંબનો દરેક પુરૂષ સખત મહેનત કરનારો સાબિત થયો છે એ કુટુંબના નબીરાઓ જુગારથી હંમેશ દુર રહે છે તેમનો જિંદગીનો એક આશય એજ છે કે વધુ અને વધુ દોરો બનાવવો

(૩) તેઓએ પોતાના મુખ્ય હરીફોને પોતાની પેઢીમા જોડી દીધા છે. તેઓ ભાવ ઘટાડાની હરીફાઇ કરી, વેપારી આપઘાત કરવા ચાહતા ન હતા તેઓએ વેપારનુ રક્ષણ જોડાણથી કર્યું હતુ.

એક વાર સર જેમ્સ કોટસને કોઇએ પુછ્યુ કે "તમારી સફળતાના કારણો શું છે? તેમણે કહ્યું કે એક રસ્તો ચુંટી કાઢો અને તે ઉપર કાયમ રહો. અમે દોરામાથી લેઇસ કે એમ્બ્રોઇડરી બનાવવા કોશિશ કરી નથી અમે માત્ર દોરો બનાવવાનાજ ધંધામા એકમો વર્ષથી કાયમ રહેલા છીએ.

(૫) તેઓ કદી લડતા ઝઘડતા નથી. ઘણા કૌટુંબિક વેપારોમા ઝઘડાઓ ઝરૂર થાય છેજ, પરંતુ કોટસ ખાનદાનના પુરૂષો હોશ્યાર ડાહી સ્ત્રીઓને પરણતા રહે છે. પીટર કોટસે એક વાર કહ્યું હતું કે : "હુ અને મારો ભાઇ ત્રીસ વરસથી વેપારમાં સાથે છીએ છતા અમારામાં કદી તકરાર નથી થઇ બેશક એમ તો કદી કદી અમારામાં મતફેર ઝરૂર પડ્યા છે, પરંતુ છેવટે એકમત ઝરૂર થઇ જઇએ છીએ!"

(૬) તેઓ હંમેશ માયાળુ પુરૂષો રહ્યા છે. સર જેમ્સ કોટસનો એક ધારો એ હતો કે નાના નાના ગામો અને શહેરોમાં ગરીબ સ્ત્રી-પુરૂષ અને બાળકોને શોધી શોધી કપડા, ચોપડીઓ ખોરાક આપવા માટે અનેક માણસો દેશમા ફેરવતો. ઘરડાં, ગરીબો અને નિરધાર બાળકોને એકઠા કરી, વર્ષમા એક વાર તેમને સમુદ્ર કાંઠે પોતાના ખર્ચે મોજ મજાહ કરવા મોકલતો

(૭) તેઓએ પરદેશોનો વેપાર મેળવવા હંમેશ પ્રયાસો ચાલુ રાખ્યા છે તેમના કારખાના ઇંગલાંડ ઉપરાંત કેનેડા અને યુનાઇટેડ સ્ટેટ્સમા પણ છે આજે તેમના માલનો નિકાશ કરવા તેમના પોતાના દોટમો મથક પરદેશોમા મવજૂદ છે

આ છે તેમની કામયાબીની મુખ્ય ચાવીઓ.

---

વેપારમાંય એકધારો વહીવટ ઘણો અગત્યના છે ખાસ કરીને જ્યાં વધારે નોકરો હોય યા વધારે ખાતાઓ હોય, ત્યાં તો અનિવાર્ય છે, જેથી દરેક ખાતું યા દરેક નોકર એક બીજા સાથે મળી એકધારૂ કાર્ય કરે

જાહિરાતમાંય અને વહીવટમાંય એકધારૂ પણ જાળવવું જોઇએ દરેક જાહિરાત દરેક ફોનો—અપ કાગળ, દરેક હસ્તપત્ર વગેરેમાં એકજ સિદ્ધાંતને વળગી રહેવાવું જોઇએ એ દરેકનો સુર એકજ હોય એ દરેક એકજ જાતની છાપ અને અસર રાખે નાના લેબલથી લઇને પારસલ પર ચોંટાડવાની સ્લીપો સુદ્ધા એવીજ છાપ પડે જો આમ નહિ થાય તો, જેમ ઘણે ભાગે થાય છે તેમ, મિહનત અને પૈસાનો વ્યય થશે અને ફાયદો કશોજ નહિ દેખાય

એક અચકાનું કથન છે કે લન્ડનના અમુક અઠવાડિક પત્રમાં એક દરજીની ઘણી જાહિરાતો વારાફરતી છપાતી હતી એ જાહિરાતોની અસર એટલી બધી સંગીન હતી કે અચકાર પોતે હમેશાની જૂની દુકાન જવાનું પાછું મૂકી ખાસ એ દુકાને ગયો જાહિરાતની અસરથી એક સુટ તો તરતજ ખરીદી લેવાનો, અને જો એ ઠીક પડે તો પાછળથી એજ દુકાનેથી હમેશા ખરીદી કરવાની તેની ઇચ્છા હતી

દુકાનમાં દાખિલ થતાજ જે કદરૂપ દેખાવ અને વેરવિખેરનું પ્રદર્શન નજરે પડયું તે જોઇ તે ઠંડોગાર જ થઇ ગયો જાહિરાતમાં જે લખાયું હતું, તેથી તદ્દન ઉલટો મામલો હતો થોડીક મિનિટોના અરસા બાદ એક નોકરે, પોતાના હાથમાનું કામકાજ જેમ તેમ પતાવી દઇ, તેની આગળ આવી શું જોઇતું હતું તે પૂછવા જેટલી ઉદારતા દર્શાવી

"મેં તમારી જાહિરાતોની વાંચી હાર માળા . . પત્રમાં વાંચી છે" અચકારે ખાસ ભારપૂર્વક કહયું એવા વિચારે કે તે પેઢી, કયું પત્ર આ ગ્રાહકને ત્યાં ખેંચી લાવ્યું, તે જાણીને ખુશ થશે અને પછી ઉમેર્યું "તથી આ અઠવાડિકમાં તમારી ખાસ ઓફરના કપડાના સુટ જોવા ઇચ્છું છું"

નોકરે પહેલા વાકય તરફ જરાય ધ્યાન ન આપ્યું જાણે પેઢીની જાહિરાતથી તેને કશું લાગતું વળગતું જ ન હોય તેમ નોકર માનતો હતો કે તે ત્યાં કામ કરવા રહયો હતો, નહિ કે કયું પત્ર પેઢીને વધારે ફાયદો કરે છે, તેની નિગેહબાની રાખવા !

'કયા સુટ વિષે તમે કહો છો, સાહબ?' નોકરે પાછું પૂછયું દેખીતું હતું કે બાપડા નોકરે તે જાહિરાત વાંચીજ ન હતી !

અચકારે સમજણ આપી

નોકર અંદર જઇ તદ્દન જુદોજ સુટ લઇ આવ્યો

અચકારે ફરી સમજણ પાડી

હવે નોકર અસલને છેક મળતો પણ અસલ તો નહિજ સુટ લઇ આવ્યો તેણે પોપટની જેમ તેની ખુબ તારીફ કરી અને ઉમેર્યું કે આ તેને જોઇએ તેને છેક મળતો સુટ હતો બીજો કોઇ સુટ દુકાનમાં હતોજ નહિ !

અચકાર દુકાનમાં દાખિલ થતી વેળા ૭૦ ટકા હમેશનો ગ્રાહક હતો, પણ હવે તો ૧/૧૦ ટકા મામુલી ગ્રાહક પણ ન હતો રહયો જ્યારે આવી વિચિત્રતાઓનો અનુભવ થાય તો પછી પેઢીમાં વિશ્વાસ કેમ રહી શકે? કદાચ પેઢીનો દરજી શ્રેષ્ઠ હશે, પણ પેલા નોકરે તો બધોજ બાજી બગાડી નાખ્યો

[અનુસંધાન પૃષ્ઠ ૪૮૫ પર]

**બેઝિક ઇંગ્લિશ**

લેખક જનાબ હરિકૃષ્ણ વ્યાસ, પ્રકાશક બેઝિક ઇંગ્લિશ ક્લાસ, લાઠી (૨૬ ફૉર્મ ૧૬ માના ૮ + ૧૯૭) કીમત બે રૂપિયા

૮૫૦ શબ્દોની અત્યત સાદી છતા સામાન્ય વ્યવહાર માટે સપુર્ણ લેખાતી આતરરાષ્ટ્રિય ભાષા–બેઝિક ઇંગ્લિશથી *કૌમુદી*ના વાચકો સુપરિચિત છે આ પુસ્તક, એ ભાષાના એક ગુર્જર અભ્યાસી અને બેઝિક ઇંગ્લિશ કલાસના સચાલક ભાઇ હરિકૃષ્ણ વ્યાસે અત્યત મિહનતપુર્વક લખ્યુ છે અને હકીકત એ છે કે ભાઈ વ્યાસ સિવા એ વિષયને વધુ સુદર ઈન્સાફ ભાગ્યેજ કોઇ બીજો ગુર્જર અભ્યાસી આપી સકયો હોત

આ પુસ્તકના ત્રણ ખડ છે, જેમા જુદા જુદા પ્રકરણો દ્વારા દરેક વિષયની વીસ્તારપુર્વક છણાવટ કરવામા આવી છે એક આતરરાષ્ટ્રીય ભાષાની જરૂરત એસ્પેરેન્ટોની નિષ્ફળતા, બેઝિક ઇંગ્લિશની શોધ અને ઇતિહાસ, સિદ્ધાત અને પરિચય, બેઝિકના અભ્યાસ માટે અક્ષર–જ્ઞાનથી માંડી ઉચ્ચાર જોડણી ભાષશૈલિ, વ વ દરેક દરેક વિષયને સરળ દાખલા દલીલો સહિત સાદી ભાષામા સમજાવવામા આવ્યો છે અને એ કહેવુ અતિશયોક્તિ નથી કે બેઝિક ઇંગ્લિશ સબધી કોઇ પ્રાથમિક વિષય એવો બાકી રહયો નથી કે જેનો ઉલ્લેખ અને ચર્ચા આ પુસ્તકમા કરવામા આવી ન હોય

ભાઈ વ્યાસનો પ્રયાસ સૌ ધન્યવાદોને પાત્ર છે હુ તેમની સફળતા ઈચ્છુ છુ

**જીવન વિકાસ [માસિક]**

સપાદક જનાબ ધીરજલાલ ટોકરશી શાહ મુબઈ

વાર્ષિક લવાઝમ રૂપિયા અઢી

શારીરિક, માનસિક અને રૂહાની તનદુરસ્તી માટેનુ સાહિત્ય પીરસતુ આ ગુજરાતી સામયિક ચાર માસથી પ્રગટ થવા માંડયુ છે એમા દવાના ઉપયોગ વિના, કુદરતી ઉપાયોથી તનદુરસ્તી મેળવવાની પધ્ધતિઓની સમજણ અપાય છે માસિક પોતાની ભાતનુ અકજ હોઇ, સાહસ આવકાર અને ઉત્તેજનને માન છે અભિનદન

**ગ્રામસેવા [મેલેરિયા અક]**

તત્રી જનાબ સોમાલાલ છગનલાલ મ્હેતા, ઉનાવા

વાર્ષિક લવાઝમ એક રૂપિયો

મેલેરિયાનો રોગ આપણે ત્યા ખુબ વિસ્તાર લઇ ચુકયો છે શહેરમા તો ખબર, તબીબી મદદ જેમ તેમ પણ મળી જાય છે, પણ ગામડાઓમા એવુ કશુ હોતુ નથી અને તેથી ત્યા લાખો જીવોની હાની થાય છે 'ગ્રામ–સેવા'ના આ અકમા એ દષ્ટિબિદુને લક્ષમા રાખી, ગામડાઓમા મેલેરિયાને પહોચી વળવા માટે સાદા અને સસ્તા ઈલાજો પેશ કરવામા આવ્યા છે, જે નિશક બેહદ લાભદાયી નીવડશે

લોકોપકારી સાહસ બદલ ધન્યવાદ

**સમાજ શિક્ષક [પરિષદ અંક]**

તત્રીઓ જનાબ ડૉ ભીમભાઈ નારણજી નાયક અને ગુલાબભાઇ મગનલાલ નાયક, નવસારી

થોડાક સમય પહેલા બધ પડેલા આ માસિકનુ સપ્ટેમ્બરથી પુન પ્રકાશન શરૂ થયુ છે સપ્ટેમ્બર ઓકટોબરનો ભેગો અક અમારી સામે છે, જે પ્રાથમિક શિક્ષક પરિષદ ખાસ અક તરીકે પ્રકટ થયો છે

પરિષદની પુરી કાર્યવાહી, ઈતિહાસ વ આ અકમા મળજાઇ છે પ્રાથમિક શિક્ષકો માટે ઉપયોગી માસિક ગણાય

***Bombay Market* [અઠવાડિક]**

પ્રકાશક જનાબ આર એસ અગરવાલ, મુબઈ ૨

વાર્ષિક લવાઝમ છ રૂપિયા

જુદા જુદા માલના મુબઇના બજારના ચાલુ ભાવો દર હફતે પેશ કરતુ આ સાપ્તાહીક, પોતાની ભાતનુ પહેલુ નહિ તોય સૌથી સસ્તુ અવશ્ય છે એમા લાકડાથી માંડી ધાતુઓ અને રગોથી માડી રસાયણો સુધીના દરેક બજારના ચાલુ ભાવો પેશ કરવામા આવે છે, જે સબધીત વેપારીઓ માટે બેહદ કીમતી થઇ પડે છે

**પહોંચ**

પ્રકાશ પ્રિ પ્રેસ—જામનગરનુ સુદર છપાઇ વાળુ કેલેન્ડર

નીચના પુસ્તકો વ મળ્યા છે અભિપ્રાય હવે પછી —

વતનની સેવા બાલ જગત દિવાળી અક, બાલસખા દિવાળી અક, વ્યાયામ ખાસ અક ઈકબાલ ઈદ અંક વ

ફેરફાર-ની એ મોટી તિજોરી આપ પોતાના ઘરમાં વિજળીક રસોઈની એટલી દ્વારા કરવા ચાહો છે, તો તેમ કરી શકો છો, પણ એ રીત કેવળ શોખ તરીકે કામ આવી શકશે, વ્યવહારૂ નજરે એ પધ્ધતિ ખુબ

## ખાનગી જવાબ પુછાવનારાઓને

ઘણા ભાઇઓ પોતાની પુછપરછના ખાનગી જવાબ માગે છે, પણ પુછપરછ સાથે ફી નથી મોકલતા તેથી ખાનગી જવાબ આપી શકાતો નથી.

ફરી વાર વિનતી છે કે, જે ભાઇઓને ખાનગી જવાબ મેળવવાની ઇચ્છા હોય તેઓ મહેરબાની કરીને પુછપરછની સાથેજ

### દરેક સવાલ દીઠ પાંચ આનાં

ની ફી મોકલી આપે યાદ રહે કે ફી આગળથી આવેલી જોઈએ. એની ઉધાર કરતા નથી.

વળી ફી સવાલ દીઠ પાંચ આના છે, નહિ કે પુછપરછના પત્ર દીઠ. તેથી જેટલા સવાલ હોય તેટલી ફી મોકલવી જરૂરી છે

મોંઘી પડે છે. અનાજ, શાકભાજી રાંધવાની પુરી માહિતી કમરના ૬. ૬૬, ૪૮ ૫૦, ૫૨, ૫૭ ૭૪ અને ૮૬ મા અંકમાં આપને મળી રહેશે એ અંકોની કીમત માત્ર રૂ ૧-૧૦-૦ છે.

પુસ્તક દશમું

# કુમાર

અંક ૧૦૯ થી ૧૨૦

## જાન્યુઆરી ૧૯૪૦ થી ડિસેમ્બર ૧૯૪૦ લગીની માસિક અનુક્રમણિકા

### ચિત્રો



### તંત્રીસ્થાનેથી



### ખેતી, હુન્નર અને ઉદ્યોગ

